मान्वयबोधिनी गर्जरटीकोपेता

# श्रीमद्भगवद्गीता.



सन्यासः कर्मयोगश्च निःश्रेयस्करावुभौ ।
तयोस्तु कर्मसन्यासात्कर्मयोगो विशिष्यते ॥

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

सान्वयबोधिनी गुर्जरटीकोपेता

# श्रीमद्भगवद्गीता.




અનુવાદક —

જ્યોતિર્વિભૂષણ, વિદ્યાભાસ્કર, મહોપદેશક,

શ્રી કૃષ્ણ મોહનજી શર્મા પંડિત કાર્તાંતિક.

મૂળ વતન ગટગીમા ( કચ્છ )

હાલ-પ્રીન્સેસ સ્ટ્રીટ, ભરૂચા બીલ્ડીંગ

મુંબઈ-૨





આવૃત્તિ ૧ લી ] પ્રત ૨૦૦

વિક્રમાર્ક

૨૦૨૧


આ પુસ્તક પ્રકાશકની ઈચ્છા પ્રમાણે

જીજ્ઞાસુઓની યોગ્યતા જોઈ મફત અપાય છે.

## શ્રીમદ્ભગવદ્ગીતા

સ્વર્ગવાસી ગંગાસ્વરૂપ

**માતાજી જાનાબાઇ.**



શ્રીયુત છગન ગોપાળજી વાયડાના

માતુશ્રી.

પરદેરે પાઠક પ્રીન્ટીંગ પ્રેસ, મુંબઇ—૪



# અર્પણપત્રિકા.

**આ** મનુષ્ય શરીર કે જે નાશવંત-ક્ષણભંગુર છે અને જે એક વખતના નાશ પછી ફરીને કદિ પણ પ્રાપ્ત થતુ નથી, છતા જો એનો સારીરીતે ઉપયોગ કરીલેતાં આવડે તો એ નશ્વર શરીરવડે પણ શાશ્વત-નિત્ય-અવિનાશી-પદ પમાયછે તેથી જ આ શરીર કે જેના ઉપયોગની આવડતમાં સર્વાતિશાયી-મુક્તિ-આત્મસ્વાતંત્ર્યરૂપી પરિણામ મળે છે, તે શરીરની ઉત્પત્તિ જે પિતામાતાના અણુપરમાણુઓથી થાય છે કે તેનો ઉપકાર પ્રાણીમાત્ર ભૂલીશકે તેમ નથી તેમા પણ બાલકની બાલ્યાવસ્થામા માતા પોતાને શરીરે અનેક પ્રકારે તકલીફ વેઠી બાલકને માટે જે દુખો સહન કરેછે તેનું વર્ણન કરવાને કોઇ શક્તિમાન્ નથી માત્ર માતાના અનન્ત ઉપકાર નીચે આપણે દબાએલા છીએ એટલા શબ્દો જ કબૂલ કરવા પડે

તેથી એ જનનીના ગૌરવમય પુત્ર-પ્રેમનો બદલો હજાર કે લાખ અંશે પણ આપણે વાળી શકીએ તેમ નથી, તોપણ તેના કરેલા ઉપકારોને તદ્દન ભૂલી જઇ કૃતઘ્ન બનવું, એના કરતા જેટલે અંશે બની શકે તેટલે અંશે પણ તેના ઉપકારોની યાદદાસ્ત કાયમ રાખવા બનતો પ્રયાસ કરવો એ આપણી અનિવાર્ય ફરજ છે, તેથી અદ્વૈતામૃત વર્ષિણી, "શ્રીમદ્ભગવદ્ગીતા"ના સુલભ પ્રચાર માટે રચવામા આવેલું આ પુસ્તક મ્હારા પરમપૂજ્ય માતુશ્રી જાનાબાઈ

તથા

પિતૃઋણમાથી મુક્ત થવાને જેને પ્રાપ્ત કરવામાં અનેક પ્રકારના વ્રત અને અને તપ કરવા આવશ્યક છે, તેવા પિતૃઋણનિવારક ચૌદ વર્ષની કુમળી વયે, અકાલે કાલ-મહિમાથી લુપ્ત થયેલા એકના એક પુત્રને મ્હેની અંતરાત્માની ઉછળતી ઉર્મિઓ અકાલે શાન્ત થઇ જવાથી, મ્હેના આત્માની પરમ શાન્તિને અર્થે, તથા મ્હેની પવિત્ર નિર્દોષ બાલ્યાવસ્થાની યાદદાસ્ત કાયમ રાખવા, પૂર્વના ઋણાનુબન્ધ પ્રમાણે મ્હારે ત્યા અવતરેલા, વ્યવહારવહન માટે જેનો નામ-નિર્દેશ મંગલદાસ ઉર્ફે "ગોરધનદાસ" રાખવામા આવ્યો હતો, પણ વાસ્તવિકમા જે ચૈતન્યાશને નામ રૂપ નથી તેવા એના એ ચૈતન્યાશને અર્પણ કરૂ છુ इत्यलम् ।

લિ વિનીત પ્રકાશક,
છગન ગોપાળજી વાયડા.

અનંતાત્મા નંદનંદન ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રને ચરણે
પ્રકાશકની સપ્રણિપાત

# પુષ્પાંજલિ.

" आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्योमन्तव्यो निदिध्यासितव्य "

" આ આત્મા, જોવા લાયક, શ્રવણ કરવા લાયક, મનન કરવા લાયક, તથા નિદિધ્યાસન વારવાર વિચાર કરવા લાયક છે."

" परास्यशक्तिर्विविधैव श्रूयते "

આ આત્માની પરમશક્તિ વિવિધ પ્રકારની સાંભળવામાં આવે છે

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

શ્રીમદ્ભગવદ્ગીતા અધ્યાય ૯–૨૬.

---

" માયાપ્રપંચાત્મક જગત્ ક્યારથી શરૂ થયું, ક્યાં સુધી ચાલશે, એને ઉત્પન્ન કરનાર કઇ શક્તિ છે, અને ઉત્પન્ન કરવાનો ચાલુ રાખવાનો કે નાશ કરવાનો હેતુ શો ?" વિગેરે બાબત સંબંધે અનેક ગાથાઓ ગવાય છે.

આપણે તે બાબતનો વિચાર કરવા જઇએ તો પાર આવે તેમ નથી છતા એટલુ તો દરેકને અવશ્ય માનવુ પડે છે કે આ જગચ્ચક્રને ચાલન કરનાર કોઈ વિશિષ્ટ શક્તિ છે, અને તેની કૃતિ દિવ્ય-અલૌકિક છે. એ કૃતિના ગુણગાન કરવાને જગતની કોઇ શકિત પર્યાપ્ત નથી, એ કૃતિમા વિવિધતાની અસખ્યતા છે એ કૃતિના જ્વલત પ્રમાણો સૂર્ય, ચદ્ર, ગ્રહો, નક્ષત્રો, તારાઓ, અનન્ત આકાશ, ફળદ્રુપ પૃથ્વી, ગભીર સમુદ્ર, ઉન્નત પર્વતો, અને વેગવાળી નદીઓ વિગેરે સદૈવ પ્રકાશે છે વિવધ પ્રકારના પ્રાણીઓની સૃષ્ટિ, તેમા પણ વિવિધ વિભાગ, અને વિવિધ બાલ્ય યુવા વૃદ્ધા-વસ્થાદિ અવસ્થાઓ, ઈત્યાદિ એ સઘળુ આપણી આખને છક કરી નાખવાને પૂરતા છે, છતા નાસ્તિક વર્ગ એવી એ વિશિષ્ટ શક્તિને માને નહિ તો તમા તેમના પ્રારબ્ધનો જ દોષ હોય! એ અનન્ત અપ્રતિમ કરૂણાળ વિશિષ્ટ શકિતનો એમા પક્ષપાત કે દ્વેષ નહિ! કારણ કે તેણે તો આ જગચ્ચક્રને શરૂ કરી તેમા પદાર્થોની વિવિધતા પૂરી તેની અદરના પ્રાણીઓને વિવિધ સરલતા કરી આપી છે, છતા પ્રાણી તેનો ઉપયોગ કરવાની પાત્રતા કે પુરૂષાથ ન કેળવે તેમા દોષ કોનો? તેણે તો પોતાના અપારુષેય ગ્રન્થો અને વીર્યવર્તી બ્રહ્મર્ષિ-રાજર્ષિ જેવી પ્રજા ઉત્પન્ન કરી ખરો પુરુષાર્થ શામા સમાએલો છે તે જાણવાને પ્રત્યેક આત્માને સરલ કરી આપ્યુ છે એટલુ જ નહિ પણ જુદે જુદે પ્રસગે કાલચક્રની સમતિમા બદલાતી જતી પ્રજાની સ્થિતિને અનુકૂલ લક્ષ્ય રાખી એ પરમપુરુષાર્થ કેળવવાની વિવિધ રીતિઓ બતાવ-વાનુ ચાલુ રાખ્યુ છે આ જગતની વિવિધ મતિના પ્રાણીઓ

એ વિશિષ્ટ શકિતને રામ, કૃષ્ણ, દેવી, શિવ, સૂર્ય, ગમે તે માનવામા મહત્તા સમજે તે વિષયમા ઝગડો નથી, પણ સૌથી વિશિષ્ટ પરમ અનન્ત અલૌકિક દિવ્ય અદ્ભુત કોઈ પણ શક્તિ છે એમ માનવુ તો પ્રત્યેકને માટે ફરજીયાત છે જ

અને એ દિવ્ય શકિતને ચરણે અતરના ઉડા ભાવથી શિર ઝુકાવવુ, પ્રેમના ઉભરાથી તેની પ્રાર્થના કરવી, અને વિશુદ્ધ હૃદયથી તેની સાથે એકતાનતા-ઉડી સગતિ કરવી એમા જ ખરૂ પુરુષત્વ સમાયેલુ છે એમ પ્રત્યેક સપ્રદાય કબૂલ કરે છે

અને એક વખત એ વિશિષ્ટ શકિતને શરણે જવા પૂરતુ સુકૃત મનુષ્ય પ્રાપ્ત કરી લે એટલે તે સર્વ ઉપાધીથી નિર્મુકત સુખી અને શાત થઈ ખરા પુરુષત્વને સિદ્ધ કરી લે છે કારણ કે —

तमेव शरण गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परा शान्ति स्थान प्राप्स्यसि शाश्वतम् ॥

"હે ભારત! ત્હારી સર્વ ભાવનાઓ સહિત તે જ દયાળુ ઇશ્વરને શરણે જા તેની જ કૃપાથી પરમ શાતિ અર્થાત્ શાશ્વત-અક્ષય સ્થાન પ્રાપ્ત કરી શકીશ" અર્થાત્ જે સાચી શાન્તિને અનુલક્ષીને પ્રત્યેક મનુષ્યની દોડ છે, તે પરમ-કૃપાલુના શરણ વિના કદિ પણ પ્રાપ્ત થતી નથી કારણ કે આ જગત્‌ની સચાલક વિભૂતિ એમ કદિ ચાહતી નથી કે આખુ જગત્ એક સાથે જ તત્ત્વજ્ઞાનમય થઇ તેને શરણે જાય, અને શાત-મુકત થઈ જાય, સબબ, તેમ થવાથી આ

જગતની પ્રવૃત્તિ જ નિરર્થક અને સત્ય વસ્તુની કદર રહિત થઈ જાય અમૃત પાણીની માફક સુલભ હોય તો તેની મહત્તા કોઈને પણ પ્રતીત થાય નહિ, અમૃતના અભાવમા અને દુષ્પ્રાપ્યતામા જ તેની કદર રહેલી છે તેવી રીતે જ આ જગતનો ઉપરામ અને દિવ્ય શાન્તિનો ઉપભોગ એ દરેકને માટે નિર્મિત નથી અને તેથી જ બધા નિષ્કપટ ભાવે અને વિશુદ્ધ હૃદયે એને શરણે જઇ શકતા નથી. શરણે જાય તો પરમપુરુષાર્થની સિદ્ધિ એક ક્ષણમા છે

છતા પણ દરેકનુ ધ્યેય તો પરમશાતિ પરમકલ્યાણ પરમસુખ અને પરમપુરુષાર્થ જ હોય, અને હોવુ જોઇએ કોઇ દિવસે એ ધ્યેયને પહોચવાનો સુયોગ પણ આવી જાય, પણ મૂલથી એ ભાવના જ ન હોય તો વસ્તુ-પ્રાપ્તિ કેમ સભવે? અસ્તુ!

એથી આ કઠિન દુર્ગમ્ય અને લાબે વખતે સિદ્ધિ મળે તેવા આ પરમપુરુષાર્થ-મુકિતના ક્ષેત્રનો અધિકાર છે, આ ક્ષેત્રમા અધિકારી થવુ ઘણુ દુર્ઘટ છે, કારણ કે ભગવાન શ્રીકૃષ્ણચદ્ર કહે છે કે:—

> विहाय कामान्यः सर्वान् पुमाश्चरति नि स्पृह ।
> निर्ममो निरहकार स शान्तिमधिगच्छति ॥

" જે મનુષ્ય સર્વ કામનાઓને છોડી નિસ્પૃહ થઇને મમતારહિત તથા અહકારરહિત થઇને રહે તે જ દિવ્ય શાન્તિને પામે છે "

એ પ્રમાણે એ સ્થિતિને પ્રાપ્ત કરવી એ પ્રત્યેકના સૌભાગ્યની વાત નથી, છતા પણ પોતાની બધી પ્રવૃત્તિઓનુ

ધ્યેય કોઇ લૌકિક યશ કે અભ્યુદય ન હોતા, એ અલૌ-
કિક પુરુષાર્થની પ્રાપ્તિમા જ સમાએલુ હોય તેવુ પણ સૌભાગ્ય
પ્રાપ્ત થાય એ ઇશ્વરની મહત્ કૃપા સમજવી આપણે પોતે
એવા સામાન્ય અધિકારને કે ઇશ્વરની દયાને પાત્ર છીએ કે
નહિ એ સમજી શકતા નથી, તો પણ આપણી પ્રવૃત્તિ,
શાસ્ત્ર તથા શિષ્ટસમત હોય, તો આપણે અव्यापारेषु-
व्यापार " તો નથી જ કરતા એમ અવશ્ય કહી શકીએ

અને એ જગતના આત્મા ભગવાન શ્રીકૃષ્ણચદ્રના
હાર્દિક શરણની અપેક્ષાથી અથવા " स्वाध्यायाऽध्येतव्य "
" स्वाध्याये सर्वे यज्ञा अन्तर्भवन्ति ' અર્થાત્ ' સ્વાધ્યાયનુ
અધ્યયન જરૂર કરવુ જોઈએ " ' સ્વાધ્યાયમા બીજા બધા
યજ્ઞો સમાઇ જાય છે " એવી ભાવનાથી પોતાની પ્રાપ્ત
ફરજ સમજી વેદો અને ઉપનિષદોના સારરૂપ ' શ્રીમદ્-
ભગવદ્ગીતા " જેવો ધર્મગ્રન્થ ભણવો કે ભણાવવો, તેનુ મનન
કરવુ કે કરાવવુ, પુસ્તકરૂપે કે ઉપદેશ દ્વારા સમાજમા
તેનો પ્રચાર કરવો કે કરાવવો, એ જનતાના આત્મા નદ-
નદન ભગવાન્ " શ્રીકૃષ્ણચદ્ર "ની સેવા અને એને પવિત્ર
ચરણે આપણુ નમ્ર " पत्र पुष्प " છે એમ માની તે સર્વે-
શ્વરેશ્વરની સ્નિગ્ધ દયાની યાચના કરી તેની આધ્યાત્મિક
હુકમા જવાની આપણે જરૂર પ્રાર્થના કરી શકીએ —

असतो मा सद्गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृत गमय ॥

"અસત્યો માંહેથી, પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈ જા,
મહા મૃત્યુમાંથી, અમૃત સમિપે નાથ લઈ જા
તું હીણો હું છું તો, તુજ દરશના દાન દઈ જા"

એ પરમ પવિત્ર પ્રભુની પ્રાર્થનાના હેતુથી અને નમ્ર સેવાના ભાવથી આ અવતરણિકા શ્લોક પદચ્છેદ વ્યુત્પત્તિ સમાસ અન્વય અર્થ અને ભાવાર્થ એમ અભ્યાસની શ્રેણિથી ખાસ કરીને ઉછરતા અભ્યાસીઓ, અને સંસ્કૃતના પ્રાથમિક શિક્ષણના અનુરાગીઓને ઉદ્દેશીને લખાયેલું આ 'શ્રીમદ્‌-ભગવદ્ગીતા"નું પુસ્તક સુજ્ઞ સનાતન ધર્મી ભાઈઓની સેવામાં રજુ કરવાનું મ્હને પરમ સૌભાગ્ય પ્રાપ્ત થયું છે, તે બદલ ઇશ્વરનો અનન્ત આભાર!

આ પુસ્તકને આદિથી અંત સુધી તૈયાર કરી, પોતાના અમૂલ્ય સમયનો ભોગ અપી, જનતાની સેવાના ભાવથી જ મ્હારા પરમપૂજ્ય શુભેચ્છક અને મિત્ર જ્યોતિર્વિભૂષણ વિદ્યા-ભાસ્કર, મહોપદેશક બ્રહ્મનિષ્ઠ પંડિત શ્રીકૃષ્ણમોહનજી શર્મા કાર્તાન્તિકજીએ મ્હને પરમ કૃતાર્થ કર્યો છે તે બદલ તેમની કૃતજ્ઞતા હું જન્મજન્માંતરમાં પણ ભૂલું નહિ એ ઈશ્વર પાસે પ્રાર્થના! એમના દૃષ્ટાંતયોગ્ય જીવનની રૂપરેખા આપવાનો પ્રયાસ આગળ કરવામાં આવ્યો છે, તે પણ વાચક વર્ગ સમજપૂર્વક વાંચશે એવી આશા છે!

આ પુસ્તકને સારૂં છપાવવા માટે તથા જેમ બને તેમ જનતાને વધુ ઉપયોગી કરવા માટે હરેક પ્રયાસ કરવામાં

આવ્યો છે, છતા પણ કોઈ પણ જાતની અમારી ગેરવ્યવસ્થાને કારણે કોઇ ભૂલ હોય તો અમે નમ્રભાવે પ્રજાની માફી માગીએ છીએ

વિશેષમા આવુ ધાર્મિક પુસ્તક છાપવામા અમને રાત દિવસ જે ચિન્તા રાખવી પડે, તે સઘળી ચિન્તાનો બોજો પોતાની કાર્યદક્ષતાથી, અમારા સ્નેહી શ્રી પ્રભાશકર જયશકર પાઠકજીએ ઉપાડી લીધો છે અને મને બેહદ ઋણી કર્યો છે તેમની સરલતા, ધાર્મિક ભાવના, અને આવુ ધાર્મિક પુસ્તક સારામા સારૂ કેમ થાય તેવી લાગણી એ બધાથી આ પુસ્તકને તેમણે ઘણી જ મદદ આપી છે તે બદલ તેમનો આભાર!

લિ

વિક્રમાર્ક ૧૯૮૧<br>શ્રી રામજયતિ

પ્રકાશક-સેવક<br>છગન ગોપાળજી વાયડા<br>ના ભગવત્ સ્મરણ



71558



## અનુવાદકર્તાનું
## પ્રશસ્ત અને પ્રત્યેક બ્રાહ્મણ તથા સનાતનીને
## ગૌરવ લેવા લાયક આર્ષ અને
# સ્વાધ્યાયપરાયણ જીવનચરિત્ર.

જ્યોતિર્વિભૂષણ વિદ્યાભાસ્કર મહોપદેશક બ્રહ્મનિષ્ઠ પંડિત શ્રીકૃષ્ણમોહનજી શર્મા (પંડિતશ્રી કાર્તાન્તિકજી) કે જેમના પ્રશસ્ત બહોળા વિજ્ઞાન અને વેદાન્તના અનુભવી હાથે આપણી આ પ્રસ્તુત "શ્રીમદ્ભગવદ્ગીતા" સંસ્કૃતના પ્રાથમિક વિદ્યાર્થીઓ માટે અવતરણિકા, પદચ્છેદ, વ્યુત્પત્તિ, સમાસ અને અન્વય અર્થ તથા ભાવાર્થ, એમ સપ્તવિધ વિશિષ્ટ શ્રેણિથી સરલ અનુવાદિત કરવાનું સૌભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે, તે મહાનુભાવની જીવનચર્યા, વિદ્યાભ્યાસની પ્રશસ્તતમ સફલતા, અને તે વિદ્યાની લોકોપયુકતતા સંબંધે જાણવું અસ્થાને નહિ, પરંતુ સર્વથા અવસર પ્રાપ્ત અને અપેક્ષિત છે

મહાનુભાવ પૂજ્ય પંડિતજી કચ્છી સારસ્વત બ્રાહ્મણ જ્ઞાતિમાં ઉત્પન્ન થયા છે તેમનો જન્મ કચ્છમાં ગઢસીસા ગામે વિક્રમ સંવત ૧૯૨૬ના ભાદરવા વદિ અષ્ટમી તા ૨૯ મી ડીસેમ્બર સન ૧૮૬૯મા થયો છે તેમણે પોતાનું પ્રાથમિક

ગુજરાતી અને સંસ્કૃતનું શિક્ષણ પોતાના ગામમાં જ મેળવ્યું હતું, પણ તેમને ચૌદ વર્ષની ઉમરે સંસ્કૃતના ઉંચા શિક્ષણ માટે મુંબઈ મોકલવામાં આવ્યા હતા અને અહીં તેમણે પંડિત શ્રી ગટ્ટુલાલજીની પાઠશાળામાં અભ્યાસ કરવો શરૂ કર્યો હતો આગળ જતા તેઓ શેઠ ગોકુલદાસ તેજપાલ પાઠશાળામાં અભ્યાસ કરવા લાગ્યા, અને પોતાનો સંસ્કૃત વ્યાકરણ તથા છંદશાસ્ત્રને લગતો અભ્યાસ સંવત ૧૯૪૩ સુધી અહીં કર્યો સંવત ૧૯૪૪માં તેઓશ્રી પોતાનો અભ્યાસ પરિપૂર્ણ કરવાની ઇચ્છાથી શ્રીકાશીજી ગયા ત્યાં તેઓ સંવત ૧૯૫૩ સુધી એટલે નવ વર્ષ રહ્યા કાશીમાં તે વર્ષોમાં તેમણે ખાસ કરીને જ્યોતિષ તથા વેદ ન્યાય અને વેદાંતનો પણ અભ્યાસ કર્યો તેઓશ્રીના માનવંતા અધ્યાપકો જ્યોતિષના આત્મા પંડિતશ્રી બાપુદેવજી, પંડિતશ્રી સુધાકરજી, પંડિતશ્રી ચંદ્રદેવજી, પંડિતરાજ શ્રી શ્યામચરણજી, તથા તેમના સુભગ પુત્ર સાહિત્યાચાર્ય, જ્યોતિષભાસ્કર, મહા મહોપાધ્યાય પંડિતજી શ્રી અયોધ્યાનાથજી શર્મા હતા. પંડિતજી શ્રીઅયોધ્યાનાથજી શર્માએ આપણા પંડિતજીને જ્યોતિષવિદ્યા સંબંધી જ્ઞાન આપવામાં અનુપમ સહાય, અપ્રતિમ શિક્ષણ, અને ઘણા વખતનો ભોગ આપ્યો છે, જેને પરિણામે પંડિતજીને એ વિદ્યામાં ઘણી ફત્તેહમંદી મળી છે વળી કાશીમાં તેમણે ફારસી અને આરબી જ્યોતિષવિદ્યાનો પણ સારો અનુભવ મેળવ્યો છે

તેમનો અભ્યાસ પૂરો થતા પહેલા તો તેમની વિદ્યાગ્રહણ કરવાની ઉંચી શકિત, શાસ્ત્રમર્યાદાનું પાલન, અને ઉપાસ્યની એકનિષ્ઠતાથી તેમણે ઉંચી ખ્યાતિને મેળવી હતી

સવત ૧૯૫૧મા તેમને કલિકટ અને માડાઉ (મલબાર)ના રાજાઓ તરફથી "બ્રહ્મવિદ્ વરિષ્ઠ"ની પદવી મળી હતી એ સિવાય બીજી રીતે પણ માન સત્કાર બાબતા થયા હતા સવત ૧૯૫૨મા અયોધ્યાના મહારાજા શ્રીમાન્ પ્રતાપનારાયણસિહજી બહાદુરે (દદુઆ સાહેબે) તેમને "શીઘ્રકવિ"ની પદવી આપી, અને એજ વષમા હથુવાના મહારાજા કે જેઓ પોતે સારસ્વત છે, તેમણે પડિતજીની ઉચી વિદ્યાની કદરમા સુવર્ણના આભૂષણો એનાયત કર્યા તેવી જ રીતે દરભગા, ગીધોર અને પુરનીઆના મહારાજાઓ તરફથી પણ સારી ભેટો તેમને સમર્પણ થઇ હતી, એજ વર્ષમા એટલે તેમની પચ્ચીશ વર્ષની ઉમરે કાશીના પડિતો તરફથી "કાતાતિક કવિરાજ" એ પદવિભૂષિત સોનાનો ચાદ મળ્યો હતો બે વર્ષ પછી તેઓશ્રી કચ્છના મહારાવશ્રીની પુત્રીના લગ્ન પ્રસગે ખાસ નિમત્રણથી કચ્છ ગયા, અને કચ્છ રાજ્યમા જ્યોતિષ અને કવિતા કરવાની ઉચી શકિતના પ્રભાવે સારી પ્રતિષ્ઠા મેળવી

સવત ૧૯૫૮મા શ્રીમદ્ જગદ્ગુરૂ શ્રી શકરાચાર્ય મહારાજ તરફથી "જ્યોતિર્વિભૂષણ"નો માનવતો ખિતાબ મળ્યો સવત ૧૯૬૭મા કાશીના પ્રમોદ પાઠશાળા તથા કાશી વિશ્વવિદ્યાલયના પડિતો તરફથી "વિદ્યાભાસ્કર"નો ઉચો અને માનવતો ખિતાબ મળ્યો ત્યાર પછી સવત ૧૯૭૧મા ભારત ધર્મ મહામડલના અધ્યક્ષ શ્રીમાન્ દરભગા નરેશને હાથે "મહોપદેશક"નો ખિતાબ મળ્યો

ઉપર પ્રમાણે શ્રીમાન પંડિતએ વિદ્યાપરાયણ રહી જીંદગીમાં સ્વાધ્યાયને ઓતપ્રોત કર્યો છે તેમણે વિદ્યાનું નિરંતર સેવન કરી ભારતની જનતાને ખાસ લાભ પહોંચાડયો છે તેમનો જ્યોતિષવિદ્યાનો બહોળો અનુભવ અને જ્ઞાન સર્વોત્કૃષ્ટ છે તેમનું જ્યોતિષ સંબંધી જ્ઞાન નાસ્તિકોમાં પણ શ્રદ્ધા ઉત્પન્ન કરે તેવું છે

ઈશ્વરકૃપાથી ઉત્કૃષ્ટ વિદ્યાને શોભે તેવું જ શરીર તેમને મળ્યું છે, નિરોગી શરીર, ઉંચી વિદ્યા, સમાજસેવાનો ભાવ, ઉદારતા, અને નિરભિમાનતા, તથા બ્રાહ્મણપણાનું ગૌરવ એ બધા ગુણો એક સાથે શ્રીમાન પંડિતજી શ્રી કાંતિકજીમાં અસ્તિત્વ ધરાવે છે, એ બધા ગુણો હજી પણ દિવસે દિવસે વધુ વિકાસ પામે અને આપણને તેમનાથી વધુ લાભ પહોંચે અને તેઓ દીર્ઘાયુષી થાય એમ ઇશ્વર પાસે નિરંતર પ્રાર્થના !

લિ

વિનીત-પ્રકાશક

છગન ગોપાળજી વાયડા,



રા રા. શ્રીયુત ધર્મપરાયણ પરમબ્રાહ્મણ્ય
ભાઈશ્રી છગન ગોપાળજી વાયડાના સદ્‌ગત
પુત્ર મગળદાસ નારાયણજી ઉર્ફે
ગોરધનદાસ છગન વાયડા માટે
અનુવાદકના હાર્દિક ઉદ્‌ગારો.



" मरण प्रकृति शरीरिणा विकृतिर्जीवनमुच्यते बुधै "

" ડાહ્યા અધ્યાત્મને જાણનાર બુદ્ધિમાન્ મનુષ્યો આ જગત્‌મા શરીરધારી જીવમાત્રનુ મરણ—નશ્વરતા એ પ્રકૃતિ-સ્વભાવ છે અને જીવિત એ પ્રકૃતિમા થયેલો વિકાર છે " એમ કહે છે

કારણ કે આ જગત્‌ની વ્યવસ્થા જ કુદરતે એવી ઘડેલી છે કે એનો સ્વભાવ જ અદૃષ્યતા, ક્ષણિકતા, ક્ષણભગુરતા, વિનાશક છે જગત્ એટલે સ્વભાવસિદ્ધ નશ્વર-ક્ષણિક વસ્તુ ! જગત્‌ને જગત્‌ની દૃષ્ટિએ જોવામા આવે તો ઉક્ત ક્ષયશીલ પ્રકૃતિ જ જગત્‌મા વ્યાપક છે પણ જગત્ જે વસ્તુનુ પરિણામ છે, જે અવિનાશીની પ્રકૃતિ—પ્રતિચ્છાયા છે જે

અખંડના અણુ પરમાણુનો એક વિભાગ છે, એ દૃષ્ટિએ જોવામા આવે તો આ જગત્ પણ એની ઉત્પત્તિના કારણની માફક હમેશા અવિનાશી, નિરંતર અને સ્થાયી છે, તેવી જ રીતે આ જગતની અંદર દેખાતા પ્રાણીમાત્રના શરીરો તે ક્ષણિક પણ એ શરીરનો સંચાલક—ચૈતન્યાંશ તો શાશ્વત, પુરાણો, અવિભક્ત અને વિનાશરહિત છે પણ જગતને જગતના સ્વરૂપમા મિથ્યા પણ ઇશ્વરના વાસ્તવિક અંતર્વિભાગ સ્વરૂપમા સત્ય-ઇશ્વર-સ્વરૂપ જ, અને જીવ જે શરીરમા રહે છે તે નાશવંત હોવા છતા પોતે અવિનાશી છે એમ સમજવાની દૃષ્ટિ જ્યા સુધી પ્રાપ્ત થાય નહિ ત્યા સુધી જગત્ સ્થિર અને આત્મા મરતો કે જન્મ પામતો, માયાવચ્છિન્ન સંસારી જીવાત્માઓને જોવામા આવે છે અર્થાત્ આત્માના એ નિર્વિકલ્પ, નિસ્રૈગુણ્ય, તુરિયભાવથી ભાવિત આધ્યાત્મિક દૃષ્ટિના અભાવમા પ્રાણીમાત્રને જ્યા ત્યા ઉલટુ જ દૃષ્ટિ-ગોચર થાય છે, અને વાસ્તવિક હકીકત સમજી શકાતી નથી નહિતર આત્માને મરેલો કે જીવતો, બાળક, યુવાન કે વૃદ્ધ પિતા પુત્ર, ભાઇ, બ્હેન, બ્રાહ્મણ કે ક્ષત્રિય ઇત્યાદિ એવા ભેદો છે જ કયા ? આત્માનુ વાસ્તવિક સ્વરૂપ તો સૌ કોઇને કહેવામા આવે છે કે —

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

" આ આત્મા કદિ જન્મતો નથી કે મરતો નથી આ આત્મા ભૂતકાલમા નહિ હતો, હાલમા નથી, અથવા ભવિ-

ષ્યમા નહિ હોય એમ પણ નથી. એ સદૈવ અજન્મા નિત્ય શાશ્વત અને સનાતન છે, અને શરીરનો નાશ થવા છતા પણ તેનો કદિ નાશ થતો નથી ” ઇત્યાદિ

એ અવિનાશી અને શાશ્વત સ્વરૂપનુ ભાન આપણી બુદ્ધિમા થઇ જાય, તો આપણો અજ્ઞાન—જન્ય મોહ એક ક્ષણ ભર પણ ટકી શકે નહિ, અને અમુકને પિતા પુત્ર, કે માતા ઇત્યાદિ એવી સજ્ઞાઓ આપીએ નહિ, છતા પણ આપણે સા એવા તત્ત્વજ્ઞાનની ઉચ્ચ કક્ષામા પહોચેલા નથી જેથી આપણી બુદ્ધિ વિશદ ન હોતા સાસારિક ભાવના-ઓથી મલિન હોય છે આપણે તેમાથી છૂટવાનો પ્રયાસ કરવો એ પ્રથમ ફરજ છે, એ સ્વીકારવા છતા પણ સાસારિક અભ્યુદય પ્રાપ્ત કરવો અને દેવ પિતૃ મનુષ્યાદિ ઋણમાથી મુકત થવુ એ પ્રત્યેક માણસની ફરજ છે અને એ ઋણમુકત થવાની ફરજમાથી છૂટવા પહેલા જ જ્યારે આકસ્મિક વિઘ્ન આવે છે ત્યારે દુખ થયા વિના રહેતુ નથી

ઉપરોકત વસ્તુસ્થિતિમા શ્રીમાન્ ભાઇશ્રી છગન ગોપાળજી વાયડા કે જેઓ આ પુસ્તકના પ્રકાશક છે, અને જાતે ગુગળી બ્રાહ્મણ તથા જામખભાળીઆના રહીશ છે, તથા જેમણે અહી મુબઇમા વ્યાપારને અગે સારી ખ્યાતિ પ્રતિષ્ઠા અને અર્થ પ્રાપ્ત કર્યા છે તથા ઇશ્વરકૃપાથી જેમને લૌકિક સુખની પરિસીમા જ પ્રાપ્ત થયેલી હતી, તેમના એકના એક સુપુત્ર નામે ભાઈ ગોરધનદાસ આજથી સાત વર્ષ પહેલા અગ્યાર વર્ષની બાળવયમા જ માતાપિતાની સઘળી આશા–

श्रीमद्भगवद्गीता

સ્વર્ગવાસી મંગળદાસ નારાયણજી

ઉર્ફે ગોરધનદાસ છગનલાલ વાયડા.



શેઠ છગનલાલ ગોપાળજી વાયડાના સદ્‌ગત પુત્ર.

જન્મ —
સં. ૧૯૬૧ કાર્તિક વદિ ૮

અવસાન —
સં. ૧૯૭૪ ભાદ્રપદ વદિ ૮

પુરંદરે પાઠક પ્રીન્ટીંગ પ્રેસ, મુંબઇ-૪

ઓને અસ્ત કરી અકસ્માત્ આ લોકનુ શરીર છોડી પરલોક સિધાવી ગયા છે

જેમના માતાપિતાનુ સુકૃત અઢળક છે, જેઓ પરમ-ભાગવત અને પુણ્યવાન્ છે તેવા એ સુશીલ માતાપિતાના એકના એક પુત્ર અકાલે જ તેમને તથા સગા સબધીઓને શોકાકુલ કરી ઓચિતા આ નશ્વર દુનીઆ છોડી ગયા છે એ વાત ગમે તેવા તત્ત્વજ્ઞાની તથા નિર્લેપ મનુષ્યનુ પણ હૃદય હચમચાવી નાખે, તો પછી તેના સુશીલ પિતા કે જેઓ કાલ-મહિમાના આ અદ્ભુત ધડાકાથી સ્તબ્ધ કરી દેવામા આવ્યા છે, તેમને તો પોતાના પિતૃઋણમાથી મુકતથવા માટે જે એકનો એક આશાતન્તુ હતો તે છેદાઇ જવાથી અસહ્ય આઘાત થાય એ સ્વાભાવિક છે

આપણા આ સદ્ગતમા નાની ઉમરે જ શુભ્ર સસ્કારો, વિશુદ્ધ બુદ્ધિ, અને દિવ્ય કાતિ હતી અને ભવિષ્યમા પોતાને તથા બીજાઓને અનેક પ્રકારે લાભ પહોચાડવાની આશા બતાવી રહ્યા હતા એ સૌથીએ વિશેષ એટલી નાની ઉમરમા તેમનુ ધાર્મિક જીવન સાૈને આશ્ચર્યકારક હતુ

ઇશ્વરની લીલા અકલિત અને ગહન છે. આપણે જે પુષ્પને કાલે સવારે ખીલતુ જોવાની આશા કરીએ તે જ પુષ્પ કોઇ અકસ્માતનો ભોગ થઈ પડે છે એમ ઘણી વાર બને છે તેવી રીતે જ આપણા આ આશાવત ઉગતા-ખીલતા પુષ્પના ઉપર કુદરતની વક્રદૃષ્ટિ થઈ ગઈ અને તેનુ ભૌતિક શરીર આપણા હાથમાથી છીનવી લેવામા આવ્યુ છે. આપણે આપણા કર્મના સસ્કાર અને ઋણાનુબધ પ્રમાણે

એક બીજાની સાથે જોડાઇએ છીએ, તેથી ક્યારે પરસ્પરથી જુદા પડીએ તે વિષે કંઇ કહી શકાતુ નથી એ નૈસર્ગિક નિયમ પ્રમાણે આપણા આશાવન્ત જ્વલન્ત ભાવનાથી ભરેલા અને ઉછરતા યુવક આપણી વચ્ચેથી પ્રભુના દિવ્ય ધામ તરફ ચાલી નિકળ્યા છે

પરમકૃપાળુ પ્રભુ તેના આત્માને પરમશાન્તિ આપે એ પ્રાર્થના કરવા સિવાય સુશીલ અને ધર્મપરાયણ ભાઇશ્રી છગન ગોપાલજી વાયડાના સ્નેહીઓની પાસે તેમને પોતાને આશ્વાસન આપવાને અથવા તેમના સદ્દગત પ્રત્યે સદ્દભાવ બતાવવાને બીજુ કયુ સાધન હોઇ શકે?

પરમકૃપાલુ પરમેશ્વર પાસે સદ્દભાવ—ભાવિત વિશુદ્ધ અંતઃકરણ વડે આપણે સૌ નમ્ર પ્રાર્થના કરીએ, અને તેના આત્માને શાન્તિ પ્રાપ્ત થાય એ આપણી સૌની એકત્ર ભાવના!

સદ્દગતના પિતા ભાઇશ્રી છગન ગોપાળજી વાયડા પોતાના પુત્રની યાદ્દાસ્ત કાયમ રાખવા અને તેના અંતરાત્માની પ્રજ્વલિત મહત્વાકાંક્ષાઓના અદૃશ્ય સ્વરૂપને શાંત કરવાના હેતુથી ઇશ્વર તથા જનતાની સેવારૂપે આવા વિવિધ પ્રકારે શુભ પ્રયત્નો કરી રહ્યા છે, ને ઘણુ સ્તુત્ય છે

સદ્દગતના અવસાનજન્ય શોકમા ઇશ્વર તેમને દિલસોજી અને ધૈર્ય આપે એ તેની પાસે પ્રાર્થના!

લી
અનુવાદક.

---

સનાતન ધર્માવલમ્બી સમસ્ત સજ્જનગણને

## અનુવાદકનું સપ્રેમ નિવેદન.



સુજ્ઞ સજ્જન વૃંદ,

આ "શ્રીમદ્ભગવદ્ગીતા" જે વેદના સાક્ષાત્ જ્ઞાન-કાંડ અને સમસ્ત ઉપનિષદ્‌ના નિચોલ-સાર-રૂપ છે તેને સરલ અનુવાદિત કરવાનું કામ અમારા સ્નેહી ભાઈશ્રી છગન ગોપાલજી વાયડા તરફથી અમને સોંપવામાં આવ્યું છે, તે આપ પ્રકાશકની વિજ્ઞપ્તિ ઉપરથી જાણી શકયા છો

આ કામમાં કેટલો પરિશ્રમ રહેલો છે તે સુજ્ઞ વર્ગ સમજી શકે છે, અને કરેલા પરિશ્રમમાં ઉણપ અથવા સ્ખલન હોય તો મનુષ્ય અપૂર્ણ અથવા ભૂલને પાત્ર હોઇને તે ઉણપ અને સ્ખલન, સુજ્ઞોએ દરગુજર કરવા, સુજ્ઞ વર્ગ પાસે પ્રાર્થના!

વિશેષ અગત્યની વાત જે અમારે જણાવવાની ખાસ જરૂર છે, તે એ કે આ પુસ્તકની આદિથી અંત સુધીની બધી સંકલના સંસ્કૃતના પ્રાથમિક અભ્યાસીઓને અનુ-લક્ષીને જ કરવામાં આવી છે પ્રખર વિદ્વદ્વર્ગને અમારા આ સામાન્ય પ્રયાસથી લાભ પહોંચી શકે તેવું નથી માત્ર

તત્ત્વજ્ઞાનના અભ્યાસની તથા ધર્મગ્રંથની ભાવનાઓને હૃદયમાં સહેલાઇથી ઉતારવાની ઇન્તેજારી જેમના હૃદયમા છે, એવા સંસ્કૃતના સામાન્ય વ્યુત્પત્તિ-જ્ઞાનવાળાઓને વિશેષ સરલતા કરી આપવાના હેતુથી જ આ ધર્મગ્રંથ પ્રજા સમક્ષ ધરવામા આવ્યો છે

આ ગ્રંથમા સામાન્ય રીતે "શ્રીમદ્ભગવદ્ગીતા"ના બીજા ટીકા ગ્રંથોમા ન હોય તેવી ત્રણ બાબતો વિશેષ છે, જેની પ્રજાવર્ગ અવશ્ય કદર કરશે એવી આશા છે

આ શ્રીમદ્ભગવદ્ગીતા લગભગ સૂત્રરૂપ અને ઉપનિષદોના સારરૂપ હોવાથી તેમા એક શ્લોકની સાથે બીજા શ્લોકનો સંબન્ધ ઘણુ કરીને અધ્યાહાર અથવા શાસ્ત્રસંમત તર્કથી જાણી શકાય તેવો છે, તેથી શ્લોકોના પરસ્પર સંબંધની સંકલના જાણવા માટે આ ગ્રંથમા દરેક શ્લોકને મથાળે અવતરણિકા--અવતરણ સંબંધ આપવામા આવી છે અથવા કોઇ ઠેકાણે બે ચાર શ્લોકના સામટા સંબંધને અનુસરીને સાથે જ અવતરણિકા લખવામા આવી છે તે અભ્યાસીને સુગમતા પ્રાપ્ત કરી આપશે, એમ અમે આશા રાખીએ છીએ

સંસ્કૃત ભાષાના પ્રાથમિક અભ્યાસીઓને શ્લોકની અંદર રહેલી શબ્દોની વ્યુત્પત્તિ તથા સમાસનો બોધ પ્રથમથી હોતો નથી, તેથી તે જાણવાને ઘણી મુશ્કેલી પડે છે, માટે દરેક શ્લોકના શબ્દોની વ્યુત્પત્તિ તથા સમાસ પણ આપવામા આવ્યા છે, જે પણ જિજ્ઞાસુ અભ્યાસીને ઉપયોગી થઇ પડશે એવી આશા છે

અમારી પ્રસ્તાવનામા જ અમોએ કરેલી વિશેષતા સૂચ-વવા આ અમારૂ લખાણ છે, એમ અવળો અર્થ કોઇ ભાઈ ન કરે, એમ ખાસ પ્રાર્થના છે, માત્ર ઉપર ટપકે પુસ્તક જોવા ઇચ્છનારને નિવેદનથી પુસ્તક સબધી કેટલીક માહિતી મળે છે, તેથી તેવા હેતુથી જ ઉપરની હકીકત લખી છે

વિશેષમા આ પુસ્તક મૂલ વસ્તુમાત્રનુ જ ભાન કરાવવાના ઉદ્દેશથી લખવામા આવેલુ હોવાથી અમારી પ્રસ્તાવનામા કે શ્લોકોના અર્થમા જરા પણ વિવાદને સ્થાન આપવામ આવ્યુ નથી માત્ર જેમનો તેમ શબ્દાર્થ મુકયો છે કારણ કે પ્રથમ તો મૂલ વસ્તુના જ્ઞાનની જ જરૂર છે, અને તેથી જ નાસ્તિક વાદીઓ કે જુદા જુદા મતવાદીઓને પોતાના સિદ્ધાતો ઠસાવવા સુગમ પડે છે પહેલા અમુક વસ્તુનુ સચોટ સ્વરૂપ ધ્યાનમા ન હોય અને તે વસ્તુને સિદ્ધ કરવાની કોઇ ઈચ્છા કરે તો તે અવશ્ય વિભિન્નમત-વાદીઓ પાસે ફાવી શકતો નથી એમ અમારી માન્યતા છે તેથી માત્ર પ્રાથમિક અભ્યાસીઓના સરલ આનંદની ખાતર લાબી ટીકાઓ કે શાસ્ત્રાર્થો લખ્યા નથી પ્રસ્તાવના પણ તેવા જ હેતુથી વિવાદાસ્પદ નહિ પણ મૂલ વસ્તુ-સૂચક છે, ગુજરાતની જનતાના સુજ્ઞ અભ્યાસીઓ આવા પુસ્તકની અવશ્ય કદર કરશે એમ ઇચ્છિએ છીએ

આ પુસ્તક અમારા સ્નેહી ભાઈશ્રી છગન ગોપાલજી વાયડા તરફથી તેમના સદ્ગત પુત્ર ગોરધનદાસની યાદીમા લખાવી ધર્માર્થ વહેચવા ધાર્મિક પ્રેરણાથી તૈયાર કરાવવામા આવ્યુ છે જેથી પણ સુજ્ઞ બધુઓ આ પુસ્તકને વિશિષ્ટ

ધાર્મિક લાગણીથી ભરેલુ અને આધ્યાત્મિક શાન્તિને અર્થે જનતાને અર્પાયેલુ માનશે, એવી પ્રાર્થના છે

વિશેષમા આ "શ્રીમદ્દભગવદ્ગીતા"નુ ભાષાતર લખવામા અને પ્રુફ સશોધન વિગેરેમા અમારા પરમ સ્નેહી સારસ્વત જ્ઞાતિના યુવક કાશીની "સન્યાસી સસ્કૃત પાઠશાળા"મા પરીક્ષોત્તીર્ણ "અલકારભૂષણ" પદ પ્રાપ્ત શ્રીયુત પડિત ધનજય મુરારિ પાધીએ આદિથી અત સુધી અમને અનુપમ સહાય આપી છે, જે બદલ અમે તેમનો આશીર્વાદપૂર્વક આભાર માનીએ છીએ

આ પુસ્તક છાપવામા અમારા સ્નેહી શ્રીયુત પ્રભાશકર જયશકર પાઠકજીએ પણ ઘણી જ સરલતા કરી આપી ઉપકૃત કર્યા છે તે બદલ તેમના પ્રત્યે પણ આભાર દર્શાવવાનુ અમે આ સ્થળે ભૂલી શકતા નથી

અનુવાદક.



# અનુવાદકર્તાની
## "શ્રીમદ્ભગવદ્ગીતા"ની પ્રસ્તાવના.

પ્રસ્તાવનાનો હેતુ મૂલ વસ્તુનો ઉદ્દેશ બતાવવાનો તથા અંદરની સારભૂત વસ્તુને સંક્ષેપમાં વર્ણન કરવાનો હોય છે. જેથી પ્રત્યેક ગ્રંથને થોડીઘણી પ્રસ્તાવના હોવાનો રિવાજ સામાન્ય છે અને તે શિષ્ટ સંપ્રદાય પ્રમાણે આ શ્રીમદ્-ભગવદ્ગીતાની પ્રસ્તાવના યથામતિ લખવાનો અમારો પ્રયાસ છે, પણ અનુભવીઓ જાણી શકે છે કે મૂલ વસ્તુના પ્રતિપાદનથી પણ પ્રસ્તાવનાનું કાર્ય વિશેષ કઠિન છે અને તેથી તેમાં રહેલી અપૂર્ણતાને સુજ્ઞ સજ્જનો ક્ષન્તવ્ય જ ગણશે એમ ખાત્રી છે

"શ્રીમદ્ભગવદ્ગીતા" જેવો પ્રૌઢ વિષય કે જેની અંદરના અક્ષર અક્ષરમાં અને પદપદમાં અધ્યાત્મ અર્થાત્ આર્યોના આધ્યાત્મિક જીવનના આદર્શો ભરેલા છે, જેની પ્રત્યેક વિચારશ્રેણિમાં આત્મિક—કલ્યાણ, નિર્ભયતા અને સર્વોપાધિ નિર્મુક્ત વિશિષ્ટ આનંદ બતાવવામાં આવ્યો છે, જેના વિભાગોની સંકલના બધા ઉપનિષદોના સારપૂર્વક કર-

વામા આવી છે, જેના ઉપદેશમા ઓજ, પ્રાણ, બલ, તેજ અને સર્વસ્વ રહેલુ છે, જે આર્યોની પ્રાચીન સસ્કૃતિ અને પ્રાણ—જીવન છે, જેનો આશ્રય કરીને દુસ્તર સસારની માયા પામર મનુષ્યો પણ અલ્પ પ્રયાસે તરી ગયા છે, જેમા નિષ્કામ—ફલની ઇચ્છારહિત—કર્મયોગનો સતત ઉપદેશ પ્રવાહ વહે છે એવી અસ્ખલિત અગમ્ય "શ્રીમદ્‌ભગવદ્ગીતા "ની પ્રસ્તાવના લખવી ઘણી કઠિન છે, અને તે સિવાય જનતાના અનન્ય સેવક પરમાત્મા યોગેશ્વર શ્રીકૃષ્ણચદ્રનો કે તેમનાથી ગવાએલી ગીતાનો પરિચય કરાવવો કે તેમનામા રહેલા તત્ત્વોનુ પ્રતિપાદન કરવા બેસવુ એ એક સાહસ જ છે કારણ કે જે ભગવાન્ શ્રીકૃષ્ણચદ્ર અને તેમની ' ગીતા " પ્રત્યેક આર્યના શિરતાજ અને પ્રાણ હોવા જોઇએ, જેમણે વિશ્વને શુદ્ધ નિષ્કામ કર્મયોગના અને એ દ્વારા ઉદ્યમવાદ અને વીરતાના પાઠ ભણાવ્યા છે, જેમણે પોતાની કાર્યતત્પરતા અને સેવાભાવ ક્ષણે ક્ષણે બતાવ્યા છે, જેમણે નિર્ભયતા અને અદ્વૈતવાદના ઉપદેશ દ્વારા નશ્વર જગત્‌મા મોહરહિત થવાના પાઠ ભણાવ્યા છે, જેમનો ઉપદેશ આપણા જીવનના પ્રત્યેક કોણમા પરિપૂરિત હોવો જોઇએ, જેમનો ઉપદેશ આખા વિશ્વને અને ખાસ કરીને ભારતના આર્યોને હજી પણ પ્રાણ રેડવાને પર્યાપ્ત છે, તથા જે ભગવાન્ અમારા હૃદયમા ક્ષણે ક્ષણે સ્મૃતિગોચર થવા જોઇએ, જેમના અમૃતરૂપી ઉપદેશની કદર કરતા !વિદેશીય જાપાન અને અમેરીકન પ્રજા પણ કહે કે "જે પ્રજાનુ ધર્મ—પુસ્તક 'શ્રીમદ્‌ભગવદ્ગીતા હોય તે પ્રજા ગુલામી અથવા પરતત્ર દશામા રહી જ કેમ શકે? તે નિષ્પ્રાણ—નિર્માલ્ય

સભવી જ કેમ શકે ? ' ઇત્યાદિ એવા પ્રાણવન્ત ધર્મ-ગ્રથના નિર્માતા ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રનો પરિચય આપવો એક "નાને મોઢે મોટી વાત" છે તેમજ તેમના ઉપદેશના ગાનની ભૂમિકા કે પ્રસ્તાવના લખવા બેસવુ એ એક સાહસ માત્ર જ છે

જેમના ઉપદેશના ગીતો ઘેરે ઘેરે પ્રાણીમાત્ર ગાતા હોય એમના ઉપદેશને ભારતના પ્રાણીમાત્રે પોતાના જીવનમા ઓતપ્રોત કર્યો હોય, તો ભારતની આ પરતત્ર દશા અને દીનતા કેમ હોઇ શકે ? કહેવાને ગ્લાનિ થાય છે કે આજે આપણે આ પરમ પવિત્ર ઉપદેશના ગાનથી વિહોણા થઈ ગયા છીએ આજે આપણે વર્ણાશ્રમધર્મના પાલક, રક્ષક અને પૂજક એ પરમાત્માના આદેશથી વિરૂદ્ધ વર્તન કરી રહ્યા છીએ આજે આપણે બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ બધા વર્ણોએ ભેળા મળી જાતિ અને કર્મનો સકર કરવા માડયો છે આજે આપણે આપણા શાસ્ત્રોને કલ્પનાના પ્રવાહમા લખેલા કહેવામા શરમાતા નથી એવી દશા વચ્ચે ફરીને આપણા પ્રજાત્વની રક્ષા માટે, આપણા પુનરૂદ્ધાર માટે જે કઇ પ્રયાસો કરવા જોઇએ તે સઘળા કઈ દિશામા હોવા જોઈએ, તેનો સ્પષ્ટ ખ્યાલ આપણને હોવો જોઈએ અને તેને અમલમા મૂકવા અને હૃતપ્રાણ—ઓજરહિત—મલિન-દશા દૂર કરવા માટે સર્વથા સજ્જ થવુ જોઇએ

"શ્રીમદ્ભગવદ્ગીતા"ના આત્મવાન્ ઉપદેશના પાન વિના આપણી ઉન્નતિ થવા સભવ નથી એ સિદ્ધ થયેલી વાત છે તેથી આપણે એ પવિત્ર ધર્મ પુસ્તકને જેટલુ ભૂલ્યા

હોઇએ તેના કરતા હજારગણા તેના અનન્ય ઉપાસક બનવુ એ આપણી પ્રથમ ફરજ છે અને તે ફરજને અગે જ આ "શ્રીમદ્ભગવદ્ગીતા"ની પ્રસ્તાવના એ "નાને મ્હોડે વડી વાત" જેવુ તથા વર્ણાશ્રમધર્મ-સનાતન ધર્મમા આપણી સાપ્રત શિથિલતા એ પરિસ્થિતિ વચ્ચે મનના સમાધાન અને આનદને માટે થોડા ઉદ્ગારો બહાર કહાડયા સિવાય રહેવાય તેવુ નથી જેવી રીતે કોઇ બૃહત્ જલાશયમાથી વિવિધ પક્ષીઓ યથાશક્તિ પરિમિત જલ ચાચમા લઈ કલ્લોલ કરતા ફરે છે, અને પોતાની ચાચમા આવેલા થોડા જલથી પણ આનદ માને છે, તેવી જ રીતે "શ્રીમદ્ભગવદ્ગીતા" રૂપી જલાશયમા યથાસાધ્ય ચચુ પ્રવેશ કરી થોડાથી પણ અનત તૃપ્તિ પમાય તેવા અમૃતની ઉપાસના કરી પક્ષીઓની માફક આનદ માનવો એજ આપણુ કર્તવ્ય હોઇ શકે

"શ્રીમદ્ભગવદ્ગીતા"ની અદરના માર્મિક રહસ્યને જાણવા પહેલા એ નામની મહત્તા અને મોહકતા સમજવી આવશ્યક હોવાથી પહેલા આપણે તે નામની જ અર્થસિદ્ધિ સમજવા પ્રયત્ન કરીએ

"શ્રીમદ્ભગવદ્ગીતા" એ આખો એક તૃતીયા તત્પુરૂષી સમાસ છે તેમા સોથી પ્રથમ પદ છે—"શ્રીમત્" એ પદ શ્રી ને મતુપ્ પ્રત્યયથી થયો છે, અને તેનો અર્થ એવો નીકળે છે કે શ્રી—કાન્તિ—તેજ—ઓજ જેની પાસે જેનામા હોય તેવા, અર્થાત્ "શ્રીમત્" એ પદથી નિરતર ઉદ્યમનિષ્ઠતા, જીવન, પ્રાણ, તેજ ઇત્યાદિ અર્થનો બોધ થાય છે જેમ કે મહાભારતમા લખ્યુ છે કે—

दुःखार्तेषु प्रमत्तेषु नास्तिकेष्वलसेषु च ।
न श्रीर्वसत्यदान्तेषु ये चोत्साहविवर्जिताः ॥

અર્થાત્ પૂર્વજન્માર્જિત, તેમજ આ જન્માર્જિત પાપના પરિણામે ઉત્પન્ન થતા દુઃખોથી પીડીત મદોન્મત્ત શાસ્ત્ર શિષ્ટને નહિ ગણકારી તેમની અવજ્ઞા કરનાર આ જગતના સંચાલનમા કોઇ વિશિષ્ટ શક્તિ છે, એમ વસ્તુસ્થિતિસિદ્ધ મન્તવ્યનો સદન્તર ઇન્કાર કરનાર આલસ્યમા સબડતા, ઈન્દ્રિયો જેમને પોતાને વશ નથી તેવા, તેમજ નવીન ઉત્સાહરહિત મનુષ્યોમા શ્રી—લક્ષ્મી—કાંતિ—તેજનો સર્વથા અભાવ રહે છે અર્થાત્ ઉક્ત દોષોથી સદન્તર દૂર રહેનાર સર્વદા અને સર્વથા શ્રીસંપન્ન "શ્રીમત્" હોય એ ભાવ છે આપણા પ્રસ્તુત પદમા "શ્રીમત્" પદથી એ ઉપદેશના પ્રયોજક પરમેશ્વરમા પાપ, મદ-સ્ખલન-નાસ્તિકતા, આલસ્ય, અજિતેન્દ્રિયતા તથા ઉત્સાહરહિતપણુ એ સર્વ વસ્તુઓનો અભાવ કહ્યો છે, અને એથી "कारणगुणाः कार्यगुणान् जनयन्ति" અર્થાત્ "કારણના ગુણદોષો કાર્યમા પરિણત થાય છે" એ નિયમ પ્રમાણે નિર્દોષ અપ્રમત્ત, આસ્તિક્ય—સંપન્ન, ઉદ્યમવાદ અને કર્મવાદના ચળકતા સીતારા જિતેન્દ્રિય તથા નવીન ઉત્સાહી અનુપમ પ્રયોજકના ઉપદેશકૃતિમા પણ તે સર્વ ગુણો સમાએલા છે અને એથી એ ઉપદેશનુ શ્રવણ મનન નિદિધ્યાસન કરી જીવનમા ઉતારવા જે પ્રાણીઓ પ્રયાસ કરતા હોય તેમનામા પણ એ અલૌકિક ઉપદેશકની શ્રીમત્તાની જેટલી છટા છે તેટલી સઘળી ઉતરી આવે એ નિર્વિવાદ છે એ અમોલા ઉપદેશકના ઉપદિષ્ટ વચનોનુ અનુષ્ઠાન

કરનાર પ્રાણીમા મલિનતા, પાપ, અલક્ષ્મી, નિરૂદ્યમતા, તેજ-બલનો અભાવ ઇત્યાદિ સભવી શકે જ નહિ ઇત્યાદિ એ અર્થ "શ્રીમત" પદથી દ્યોતિત થાય છે

હવે બીજુ પદ છે "ભગવત્" 'ભગવત્!' એ શબ્દ પણ ભગ શબ્દને વતુપ્ પ્રત્યયથી થયેલો છે આચાર્યોએ 'ભગવત્" પદના સ્ફોટનમા "ભગ" શબ્દની નીચે મુજબ વ્યાખ્યા આપી છે —

> ऐश्वर्यस्य समग्रस्य ज्ञानस्य यशस श्रिय ।
> वैराग्यस्याथ मोक्षस्य षण्णा भग इतीङ्गना ॥

અર્થાત્ સપૂર્ણ-સમસ્ત—ત્રિકાલાબાધ્ય—અલૌકિક-ઐશ્વર્ય ત્રિકાલાબાધ્ય, સર્વવ્યાપકજ્ઞાન, અદૂષિત યશ, અને ત્રિકાલાબાધ્ય તેજ—સામર્થ્ય—બલ—કાન્તિ-સમગ્ર ઐશ્વર્યના ઉત્પાદક હોવા છતા તે વસ્તુઓમા આસક્તિ-મમત્વનો સવથા અભાવ-વૈરાગ્ય તથા અનેક પરિસ્થિતિઓમા સડોવાયલા હોવા છતા સદાનિમુક્તભાવ, એ પ્રમાણે એ છ વસ્તુઓની "ભગ" એવી સજ્ઞા છે એ 'ભગ" અર્થાત્ એ છ સજ્ઞાઓ +વત=સપન્ન જેઓ છે, જેમનો એ બધી છ વસ્તુઓ ઉપર અર્થાત એ દ્વારા સહેજે સમજી શકાય તેમ સમસ્ત બ્રહ્માડ પર સપૂર્ણ અધિકાર છે તેવા એ અલૌકિક સર્વાધિકારી સર્વસત્તાધારક, ચૈતન્યાત્મક, નિત્યશુદ્ધ, બુદ્ધ-નિર્મુક્ત-સ્વભાવ પરમેશ્વર જેવા ઉપદેશકના ઉપદેશને જે પ્રાણીઓ ગ્રહણ કરે, ચિત્તમા ઉતારે અને એનુ અનુકરણ કરે, તે પણ પરમાત્માના એ ભાવ-નિર્મુક્તભાવને અર્થાત જન્મમરણ-

રહિતતાને અર્થાત્ જે પદમાથી ઉત્પત્તિ તે જ પદમા લીન-તાને પામે એ સ્વાભાવિક છે, ઇત્યાદિ એ અર્થ "ભગવત્", પદથી દ્યોતિત થાય છે

ત્રીજુ પદ છે "ગીતા" 'ગીતા' એ કૃદન્ત વિશેષણ છે અને તેનો અર્થ "ગાવામા આવેલી તે" એવો થાય છે, અહી આપણને સ્હેજે પૂછવાનુ મન થઇ આવે છે કે "ઉપદેશાએલી તે" "કહેવામા આવેલી તે" ઇત્યાદિ અથ દ્યોતક કોઇ પદ ન મૂકતા "ગાવામા આવેલી તે" એ પદ મૂકયુ છે તો તેમા કઇ વિશેષ અર્થની પૂર્તિ થાય છે કે કેમ? હવે આપણે તેનો વિચાર કરીએ કે આપણે કોઇ સભામા વ્યાખ્યાન સાભળવા જઈએ અથવા સદ્ગુરુ પાસે ઉપદેશ સાભળવા જઇએ ત્યારે ત્યા જે વ્યાખ્યાન કે ઉપ-દેશનો વિષય હોય તે વાર્તાના સ્વરૂપમા અર્થાત ગદ્યમા રહેલો હોય છે ત્યારે તેનો મર્મ—રહસ્ય—ભાવનુ વધતુ ઓછુ ગ્રહણ શ્રોતાઓની ગ્રાહકશકિતના ઉપર આધાર રાખે છે કોઇને અમુક યાદ રહે છે, કોઇને અમુક, એમ હોવાથી સભવે છે કે મુદ્દાની વાત જ મદ શ્રોતાઓના મનમાથી નિકળી જાય હવે જો કદાચ એજ ઉપદેશ કે વ્યાખ્યાન પદ્યમા ગાનરૂપે ગોઠવવામા આવ્યા હોય તો ગ્રહણ કરવાને અને લાબો વખત સુધી ધારણ કરવાને ઘણુ સહેલુ થઇ પડે છે અને આપણે જોઇ શકીએ છીએ કે એજ ઉદ્દેશથી દરેક ધર્મગ્રથો ઇતિહાસો અને બીજા શાસ્ત્રો પણ છદો (શ્લોકો) મા લખવામા આવ્યા છે, તેવી જ રીતે આ અધ્યાત્મશાસ્ત્ર પણ ગાન (શ્લોકો) મા લખવામા આવ્યુ છે, તેથી તે યાદ કરવાને સહેલુ અને વ્યવ-

હારમા અતિ પ્રચલિત થવાને પાત્ર છે ગદ્યમા કહેલી વસ્તુ વાર-વાર બોલવી અને કહેવી, વ્યવહારમા અસુગમ અને અપ્રચલિત છે એથી લોકમા પ્રતિષ્ઠા પમાડવા તથા વારવાર તેના મર્મને ગ્રહણ કરાવવા માટે તથા સ્વાધ્યાય પ્રાણીના ચાલુ વિકાસ કલ્યાણ અને આત્મશુદ્ધિને માટે અતિ આવશ્યક હોવાથી "स्वाध्यायोऽध्येतव्यः" "સ્વાધ્યાયનુ અવશ્ય અધ્યયન કરવુ જોઇએ" એ નિયમની સગતિમા

"तिष्ठन्नासीन शयानो वा स्वाध्यामधीयीत"

અર્થાત્ "ઉભા રહેતા બેસતા સૂતા કે હરકોઇ અવસ્થામા સ્વાધ્યાયનુ સેવન કરવુ જોઇએ" એ શાસ્ત્રીય ફરમાન મુજબ પણ એવો એ રહસ્યમય ઉપદેશ છદોમા જ ગોઠવ્યો છે કે જેથી પ્રાણીમાત્ર તેને વારવાર યાદ કરી શકે, અને એને યાદ કરીને અથના અનુસ્મરણપૂર્વક એમા રહેલા ઓજસ્ અને આત્મબલને સહેજે મેળવી શકે, ઇત્યાદિ એ હેતુ "ગીતા" એ પદથી દ્યોતિત થાય છે સમસ્ત પદનો અર્થ "શ્રીસપન, પરમૈશ્વયસપન્ન, પરમેશ્વરવડે ગાવામા આવેલી તે" એવો થાય છે

ઉપર કહેલી "શ્રીમદ્ભગવદ્ગીતા"ના શબ્દાર્થની નહિ જેવી સમજુત છે અસલ નામમા રહેલી ઝમક અને પ્રતિભા સેકડો પર્યાયો મૂકવાથી પણ આવી શકે તેમ નથી, તેમજ પ્રભુના એ અનત સામર્થ્યશાલી "ગીતા" એ શબ્દના અન્વર્થનુ સમ્યક્ ભાન કરાવવુ એ પણ ઘણુ દુર્ઘટ છે અસ્તુ!

હવે "શ્રીમદ્ભગવદ્ગીતા" એ નામની બાહ્ય શબ્દાર્થતા જાણ્યા પછી એ પરમ પવિત્ર અધ્યાત્મશાસ્ત્ર કયા પ્રસગે,

કેવા સંજોગો વચ્ચે, અને શા હેતુથી રચવામાં આવ્યું છે, તે જાણવું અતિ આવશ્યક છે એથી આપણે એ આત્મ-બલપ્રદાયક શાસ્ત્રના પ્રણયનના સંજોગોની મીમાંસા કરીએ —

આ "શ્રીમદ્દ્ભગવદ્ગીતા" તે પાંડુના પુત્ર અર્જુન અને દુષ્ટોના નાશ અને પવિત્ર જનતાની રક્ષા માટે આવિર્ભૂત વસુદેવના પુત્ર ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર એ બંનેની વચ્ચે ચાલેલો સંવાદ છે એ સંવાદના રૂપમાં ઉપદેશ કટોકટીના પ્રસંગમાં મરણજીવનના પ્રશ્નમાં, દુષ્ટોના નાશ અને સજ્જનોની રક્ષાના કર્તવ્યાકર્તવ્યમાં, અને ભૂમિનો ભાર ઉતારવા ન ઉતારવાના વિકટ સવાલમાં અપાયેલી છે એ એની મહત્તા છે જે વખતે ભીરૂ અને કાયરોના હૃદયમાં દૂરથી પણ આઘાત પહોંચતો હોય જે વખતે પ્રત્યક્ષ મૃત્યુ આંખ તાણી ડોકીયાં કરી રહ્યું હોય, અને જે વખતે પરમ પ્રિય પત્નીઓ, પ્રાણ સમા પુત્રો, અને પ્રાણથી પણ અધિક પ્રિય પિતા, માતા-ભક્તોને પિતા માતાનો સદંતર વિયોગ જ દૃષ્ટિગોચર થતો હોય તે વખતે ધીરજ રાખી ચિત્ત એકાગ્ર કરી કોઈ તત્ત્વ-પ્રધાન ભાવગંભીર વસ્તુને કહેવી, કે સાંભળવી એ વક્તા શ્રોતા બંનેના ધૈર્યની પરાકાષ્ઠા જ બતાવે છે આ આપણું અધ્યાત્મશાસ્ત્ર પણ એવા જ વિકટ પ્રસંગમાં ઉપદેશાએલું છે

મહાભારતની વાર્તા સૌ કોઇને વિદિત છે કે દુર્યોધનાદિ કૌરવોએ પાંડવોનો દ્વેષ કેવી રીતે કર્યો, તેમને કેવી રીતે અન્યાયને માર્ગે દુઃખ આપવાના પ્રસંગો ઉભા કર્યા, પંડા-વોની સમાધાનની નમ્રમાં નમ્ર શરતોનો પણ તેઓએ મદના

આવેશમા કેવી રીતે ઇન્કાર કર્યો, તેનો ચિતાર આપણને મહાભારતના ઉદ્યોગ વર્પમાથી મળે છે પાડવોને રાજ્યહક્ક છોડી શ તિથી વનમા વિચરવાની સલાહ આપવા ધૃતરાષ્ટ્રની પ્રેરણાથી આવેલા સજય પ્રત્યે યુધિષ્ઠિરે જે કર્યુ છે, તે ઘણુ હૃદયદ્રાવક છે એ આખો પ્રસગ અહીં અપ્રસ્તુત હોઈ આપતા નથી પણ યુધિષ્ઠિરની ધૃતરાષ્ટ્ર પ્રત્યે નમ્રમા નમ્ર છેલ્લી માગણી જે હતી તે નીચે પ્રમાણે હતીઃ—

राज्यैकदेशमपि न प्रयच्छ शर्मामिच्छताम् ।
अविस्थल वृकस्थल माकन्दीं वारणावतम् ॥

अवसान भवत्वत्र किंचिदेक च पचमम् ।
भ्रातृणा देहि पचाना पचग्रामान्सुयोधन ॥

ઉદ્યોગ ૫ અધ્યાય ૩૧ શ્લોક ૧૮-૧૯-૨૦

" અર્થાત્ હે રાજન્ દુર્યોધન, સમાધાની ઇચ્છા કરતા એવા અમને અમારો ઉચિત રાજ્યભાગ આપો અગર તે નહિ તો રાજ્યનો અમુક ભાગ જ માત્ર આપો, તે પણ નહિ તો અવિસ્થલ, વૃકસ્થલ, માકન્દી અને વારણાવત તથા પાચમુ જે આપને ફાવે તે, એમ પાચ શહેરો જ અર્થાત્ અમને પાચેને રહેવા લાયક પાચ ગામ આપો, કે જેથી અમે તેને સર્વસ્વ સમજી સમાધાન કરીએ " ઇત્યાદિ

આખરે યુધિષ્ઠિરની સમાધાનીની શરતનો સ્વીકાર કૌરવોએ કર્યો નહિ ત્યાર પછી ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રની સમાધાનીની સોનેરી સલાહની પણ તેમણે અવજ્ઞા કરી, અને આખરે બને પક્ષને ન્યાય અન્યાય તોળવા કુદરતના નિષ્પક્ષ-

શ્રીમદ્ભગવદ્ગીતા

બ્રહ્મનિષ્ઠ, જ્યોતિર્વિભૂષણ, વિદ્યાભાસ્કર,
મહોપદેશક, પંડિતશ્રી કૃષ્ણ મોહનજી શર્મા,
કાર્તાંતિક.



શ્રીમદ્ ભગવદ્ગીતાના અનુવાદક.

મૂળવતન —
ગઢસીસા ( કચ્છ )

સાંપ્રતનિવાસ —
પ્રીન્સેસ સ્ટ્રીટ, ભરૂચાબીલ્ડીંગ, મુંબઈ.

પુરંદરે પાઠક પ્રીન્ટીંગ પ્રેસ, મુંબઈ-૪

પાત નિર્ણયને આધીન થવા કેની રીતે યુદ્ધની તૈયારી કરવી પડી, એ વાતો મહાભારતમા ભગવાન્ વેદવ્યાસે બહુ વિસ્તાર-પૂર્વક લખી છે તેમનો અહી ઉલ્લેખ કરવો ખાસ આવશ્યક નથી પણ માત્ર ઉપરોક્ત પરિસ્થિતિને અગે પાડવ અને કૌરવોની વચ્ચે ચાલુ થવાના મહાન્ અને ભયકર યુદ્ધમા પાડવપક્ષના એક મુખ્ય યોદ્ધા અને ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રના મિત્ર અર્જુન પ્રત્યે આ યુદ્ધ ચાલુ થવાની પૂર્વે આ શ્રીમદ્‌ભગવદ્ગીતાનો ઉપદેશ આપવામા આવ્યો છે, એ હકીકત જ અહીં પ્રસ્તુત છે

હવે એ જાણવાની ઇચ્છા થાય છે કે યુદ્ધ શરૂ થવાના પ્રસગમા યુદ્ધ સબધી બીજી કઈ મત્રણાઓ કરવાનુ છોડી આવા અધ્યાત્મના ઉપદેશના શ્રવણ કથન માટે પાડવના મુખ્ય પાત્રો—ભગવાન્ શ્રીકૃષ્ણચદ્ર અને અર્જુન—કેમ રોકાઈ ગયા? તે વખત તો વીરોની વીરતા બતાવવાનો, પોતાને થયેલા અન્યાય અને અપમાનોનો હિસાબ કરી લેવાનો, અને મરણજીવનની જોખમદારીનો હતો એ વખતે શા માટે આવુ વિચિત્ર—જગતની પ્રકૃતિથી વિરૂદ્ધ વર્તન બને મુખ્ય પાત્રોને કરવુ પડ્યુ? ઈત્યાદિ પરિસ્થિતિને જડમૂળથી જાણવાની ઇચ્છા ન રોકી શકાય તેવી છે

વસ્તુસ્થિતિ એવી છે, કે આ જગત્ અને એની અદરના બધા કર્મોનો અવિરત ભાવ-અસ્તિત્વ જગતની અદર રહેલો ષડ્-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર-રિપુઓ પર અવલબે છે એ ષડ્ રિપુઓનુ સામ્રાજ્ય આ વિશ્વમાથી ઉઠી જાય તે તેજ ક્ષણે આ જગત્ જગત્ નહિ, પણ એના ઉત્પાદક પર

માત્માના વાસ્તવિક તેજોમય કે આપોમય અશરૂપેજ થઈ જાય પણ એકી સાથે એમ થવુ એ આ જગતના કર્તાની ઇચ્છા વિરૂદ્ધ એટલે અસભવિત છે, ત્યારે રહ્યુ એ કે આખુ જગત તો એક સાથે પોતાની ખરી સ્થિતિ સમજી શકે તેમ નથી, પણ તેની અદરના અમુક અધિકારી જીવો અવશ્ય ખરી સ્થિતિ સમજી તે પ્રમાણે આચરણ કરી શકે છે અર્જુન પણ એવા અધિકારી જીવાત્માઓ માહેનો એક હતો, તેથી યુદ્ધની શરૂઆતમા જ્યારે અર્જુન કે જેની વીરતાના ગાન દશે દિશામા ગવાતા હતા, અને જેના શૌર્યની તુલના મહેન્દ્ર કે મહાદેવ સાથે કરવામા આવી હતી, તે જ્યારે યુદ્ધના મેદાનમા પોતાના અને શત્રુઓના સૈન્યની વચ્ચે ઉપસ્થિત થયો, તે વખતે આ જગતના સચાલનમા ખાસ કારણભૂત ષડ્રિપુઓએ તેને એકદમ ઘેરી લીધો, અને તે પણ પરમકૃપાળુ પરમેશ્વરની ઇચ્છાથી કારણ કે એ નૈસર્ગિક ષડ્રિપુઓના હુમલાનો બચાવ કરતા જેને આવડે તેજ લૌકિક શત્રુઓની સાથે લડતા પોતાનો બચાવ કરી શકે છે અને એવી રીતે એક માત્ર અર્જુનને જ નહિ, પણ આ જગતના પ્રાણીમાત્રને આ નૈસર્ગિક ષડ્રિપુઓ સામે લડતા શિખવવાના હેતુથી અર્જુનને છ શત્રુઓથી આક્રાન્ત કરી, ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે તેની વીરતાનુ માપ કાઢવા માડ્યુ અને અર્જુન એ છ નૈસર્ગિક રિપુઓને જીતવા કે વશ કરવા જેટલા વીર થઇ શક્યો નહિ તેની વિરતા લૌકિક જ હતી અલૌકિક વીરતા પ્રાપ્ત કરવાને, તેને હજી સદ્ગુરૂને શરણે જવાની જરૂર હતી, અને તેથીજ તેને ખરો વીર બનાવવા માટે નૈસર્ગિક તથા લૌકિક શત્રુઓને જીતવાનુ સામર્થ્ય તેનામા રેડતા સમસ્ત વિશ્વના કલ્યાણના હેતુથી આ ઉપદેશ આપ્યો છે.

અર્જુન કામ ક્રોધાદિ ષડ્રિપુઓથી કેવી રીતે આક્રાન્ત થયો હતો તેનુ ચિત્ર નીચે પ્રમાણે ખેચી શકાય તેવુ છે —

અર્જુનને રાજ્ય-પ્રાપ્તિની અને કીર્તિની કામના-વાસનાઓ હતી, એથી એ કામરૂપી શત્રુથી આત્મ કલ્યાણુના માર્ગમાં વિદ્ધ થયેલો હતો કારણ કે લૌકિક કામના-વાસનાઓનો દાસ જીવાત્મા કદિપણ પારલૌકિક બ્રહ્માનદ-સબધી સુખ પ્રાપ્ત કરવાને પાત્ર નથી, અને એથી જ એ ઉપદેશ આપવામા આવ્યો છે કે —

कर्मण्येवाधिकारस्ते मा फलेषुकदाचन ”

“ હે અર્જુન, તને માત્ર વિહિત કર્મો કરવાનો જ અધિકાર છે, પણ તેના વાસનાજન્ય ફ્લોની ઇચ્છા કરવામા નહિ ” કારણ કે કામના અપ્રતિહન્ય પ્રવાહ-વેગને અટકાવવાની શક્તિ કેળવવામા આત્માની ભારે કસોટી અને વિકાસ સમાએલા છે કામરૂપી શત્રુ આ જીવાત્માનુ વધુમા વધુ અપ્રિય કરનાર શત્રુ છે, એથીજ ત્રીજા અધ્યાયમા એને વર્ણવ્યો છે કે —

महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥

તેમજ —

शक्नोतीहैव यः सोढु प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भव वेग सयुक्त स सुखी नर ॥

અર્થાત્ “ એ કામદેવ ઘણા મોટા ખોરાકવાળો, મહાપાપી, તથા આ લોકના પ્રાણીઓનો મોટો શત્રુ છે” તેમજ “ જે મનુષ્ય આ શરીરને છોડી જવા પહેલાજ શરીરથી કામક્રોધ જન્ય વેગને સહન કરી શકેછે તે જ મનુષ્ય ખરો યોગી અને સુખી છે ”

એજ પ્રમાણે લૌકિક વાસનાઓના નાશના અભાવમા ઉદ્ભવતી કીર્તિ તથા રાજ્ય-પ્રાપ્તિની સફલતાના અભાવમા પોતાના ઈચ્છિતમા અ તરાયભૂત-વસ્તુઓ પ્રત્યેનો ભાવ એ જ ક્રોધના રૂપમા પરિણત થયેલો રિપુ-ક્રોધ-તેનાથી પણ અર્જુન ઘેરાયેલો જ હતો, એમ સ્થિત-પ્રજ્ઞના લક્ષણોના વર્ણનમાથી જાણી શકાય છે જગતના નૈસર્ગિક ષડ્રિપુઓમાથી એકાદનો પણ અ શ, જે જીવાત્માપર અસર કરેછે, તેને બીજા શત્રુઓ સ્હેજ ક્ષોભ પમાડે છે, અને એકના અસ્તિત્વમા વધતાઓછા અ શમા બીજા શત્રુ પણ હોય છે જ એ જ પ્રમાણે બીજા શત્રુઓથી પણ આક્રાન્ત હતો જ મોહ તો અર્જુનને પગલે પગલે ઘેરી રહ્યો હતો, કારણકે એને એમ ભાન હતુ કે " આ બધા કાર્યોનો કર્તા ભોક્તા હુ જ છુ મ્હારાથી જ આ મહાન્ યુદ્ધની યોજના થઇ રહી છે મ્હારા બાણ પ્રહારોથી જ કર્ણાદિ યોદ્ધાઓ મરશે" એવો એને મિથ્યા ભાસ-વિપર્યયજ્ઞાન રૂપી મોહ હતો, પણ આ શ્રીમદ્ ભગવદ્ ગીતાની દિવ્ય ઉપદેશ પ્રણાલિથી ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર અર્જુનના મનમા એ સિદ્ધ કરી આપ્યુ કે " અર્જુન ! તુ તો આ બ્રહ્માડમા કોઇ વિસાતમા નથી, તુ માત્ર કુ તીનુ બચ્ચુ છે, ત્હારી શકિતશી ? તુ એક નાનુ સરખુ પ્રાણી, ઇત્યાદિ " એ વાતો નીચેના વચનોમાથી સહેજે જાણી શકાય છે —

यदा ते मोहकलिल बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेद श्रोतव्यस्य श्रुतस्यच ॥

તેમજ —

कच्चिदेतच्छ्रुत पार्थ त्वयेकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसमोह प्रनष्टस्ते धनजय ॥

અર્થાત્ "હે અર્જુન ! જ્યારે ત્હારી બુદ્ધિ મોહરૂપી અંધકારને તરી જશે, ત્યારે તને પણ સાભળવાલાયક અને સાભળેલા કર્મના ફ્લો ઉપર કંટાળો આવશે" વળી અઢારમા અધ્યાયના અંતમા ઉપસંહાર કરતા અર્જુનને પૂછે છે કે હે "પાર્થ ! તે એકાગ્ર ચિત્તથી મે જે કઇ કહ્યુ તે સાભળ્યુ કે ? અને અજ્ઞાનજન્ય ત્હારો મોહ નષ્ટ થયો કે કેમ ?" તથા ઉપરના શ્લોકમા ભગવાન્‌ના પ્રશ્નના ઉત્તરમા અર્જુનનો પોતાના વચનો પણ તેની પહેલાનો મોહાભિભવ સિદ્ધ કરી આપે છે —

नष्टो मोह स्मृति र्लब्धा, त्वत्प्रसादान्मयाच्युत ॥
स्थितोऽस्मि गतसन्देह , करिष्ये वचन तव ॥

અર્થાત્ " હે અચ્યુત ! આપની કૃપાવડે મારો મોહ નષ્ટ થઇ ગયો છે અને સ્મૃતિ પ્રાપ્ત થઇ છે હુ સંદેહ રહિત થઇ ગયો છુ, અને આપના કહેવા પ્રમાણે જ હું વર્તન કરીશ '

એજ પ્રમાણે અર્જુન મદ-ગર્વ-અહંકાર-અને માત્સર્ય થી પણ આક્રાન્ત હતો એને પોતાની અસ્ત્રવિદ્યામા ચમત્કાર પ્રતીત થતો હતો, એને પોતાની બાણુવિદ્યામા કલા ભાસતી હતી, અને પોતાના આત્મા માટે અભિમાન તથા પોતામા વીર્યની અતિશાયિતા ભાસતી હતી એને પોતાના બલમા વિશ્વાસ હતો કે એ જય મેળવશે ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર એનો એ ગર્વ ઉતારી નાખવા, તથા ભરતીના તોફાન શમી ગયા પછી પ્રશાન્ત વાતાવરણવાળા, સમુદ્રના જેવો ગંભીર ભાવ-પ્રધાન તથા ઉશ્રૃંખલને બદલે રહસ્યમય બનાવવા ઇચ્છતા હતા, અને જેમ દર્દીને ઓપરેશન કરવા પહેલા ડોકટરો

જુલાબ આપે છે, તેમ આ સંસાર રોગના-નિપુણ ડોકટર-ચિકિત્સક-પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુનને મલિન ભાવનાઓનો વિરેક કરવા માટે જ, તથા તત્ત્વજ્ઞાનના પાનરૂપી ઓપરેશન કરવા માટે, તેની બધી શુભાશુભ ભાવનાઓનો નાશ કરવા માટે, અને એમ કરી તેને નિર્મલ તથા વિશુદ્ધ બનાવવા માટે, વિષાદરૂપી વિરેચનથી તેને એકદમ વિષાદમય-હતાશ-કરી નાખ્યો, તે આપણે પહેલા અધ્યાયમાં જોઈ શકીએ છીએ એ વિષાદરૂપી વિરેચન આપ્યા પછી સંસારના શુભાશુભ ફલ ભોગરૂપી દર્દનો, સાધ્ય ઉપાય કરતા તત્ત્વામૃતનું સિંચન કરી, પોતાના પરમ પ્રિય સખા અને ભક્તને અમર તથા નિર્મુક્ત કરવાના ઉદ્દેશથી કહે છે કેઃ—

> क्लैब्यं मास्म गमः पार्थ, नैतत्त्वय्युपपद्यते ।
> क्षुद्रं हृदयदौर्बल्यं, त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

તથા —

> अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
> गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥

અર્થાત્ "હે પાર્થ! કાયતરતાને પ્રાપ્ત થા નહિ ત્હારે માટે એ લાયક નથી હૃદયની ક્ષુદ્ર દુર્બલતાનો ત્યાગ કરી હે પરંતપ! ઉભો થા"

વળી "ન શોક કરવા લાયક વસ્તુઓનો તું શોક કરે છે અને પંડિતોના જેવી વાણી બોલે છે પણ પંડિતો તો મરેલા કે જીવતાનો શોક કરતા નથી" ઈત્યાદિ

એવા ગૌરવ ભર્યા ઉપદેશથી તથા પરિસ્થિતિથી આપણે સમજી શકીએ છીએ કે મનુષ્ય ષડ્રિપુઓના દોષથી મુક્ત થયા સિવાય ઉચી સ્થિતિ પ્રાપ્ત કરી શકતો નથી અને એ ષડ્રિપુઓના હુમલાથી બચી જવુ એનુ જ નામ આત્મરક્ષણ છે તેથી એવા આત્મરક્ષણના તથા દર્શનના મોઘેરા આદર્શોને અર્જુનદ્વારા આખા જગતને આપવાના હેતુથી ભગવાન શ્રીકૃષ્ણે આ અધ્યાત્મશાસ્ત્રનો ઉપદેશ ઘણા બારીક સજોગો વચ્ચે આપ્યો છે

હવે એ સમગ્ર ગીતાશાસ્ત્રના અનુક્રમને તથા સારને સમજાવાનો આપણે પ્રયત્ન કરીએ, તેમા મુખ્ય કેટલા વિભાગ છે, ઉપદેશની શ્રેણિ તે કેવી છે, અને પ્રસગે પ્રસગે ઉપદેશની પ્રૌઢતા બતાવી સમજવાને ક્લિષ્ટ, વેદ તથા બ્રાહ્મણ ગ્રન્થોની માફક કઠિન તત્ત્વજ્ઞાનને સાહિત્યની પેઠે રસિક બનાવી, પદે પદે અલકારિક ભાષાનો ઉપયોગ કરી, દૃષ્ટાન્તોથી જીવનમા ઉતારવાનુ કેવી રીતે સુલભ કરી આપ્યુ છે, તે તથા કચડાયેલા, સડેલા, પરતત્ર, તથા ગુલામ સમાજને સ્વતત્ર તથા તેજસ્વી બનાવવાના પરમ મત્રોની દીક્ષા તેમા મૂકી "नायमात्मा बलहीनेनलभ्यः" આ આત્મા, બલહીન-માયાથી હણાએલા-જીવાત્માવડે પમાવો સુલભ નથી એ સત્યને "શ્રીમદ્ભગવદ્ગીતા"ની ઉપદેશપ્રણાલિથી સુલભ કરી અર્જુનને ભારતવર્ષને તથા સમસ્ત વિશ્વને, એક અપ્રતિમ-અનુગ્રહ અપરિસીમ તત્ત્વજ્ઞાન, તથા બલ, જીવનના પ્રત્યેક કોણમા ઓજસ્ રેડનારો અદ્વિતીય ધર્મગ્રન્થ, બે મિત્રોની મૈત્રીની યાદ કાયમ રાખવા, તથા ભારતના આર્ય સન્તાનોને પોતાના સમાજના નમ્ર સેવક બનવાની લાયકાત

કેળવવા ઉપદેશ આપી, "ભગવદ્ગીતા" જેવો અનુપમ નિબંધ પ્રશ્નોત્તર દ્વારા પ્રજાને સહેલાઇથી સમજાય તેવા હેતુથી પ્રજાને ચરણે ઉપાનયન તરીકે ધર્યો છે, તે જાણવામાં અનુપમ આનંદ છે

એવા એ ધર્મ-પ્રવર્તકના ચારિત્ર્યની અને લોકસેવાની લાગણીની જેટલી કદર અને પ્રશંસા કરીએ, તેટલી ઓછીજ છે એ આ ભગવદ્ગીતાની વિશેષતા છે કે એના પ્રણેતા મહાનુભાવ યોગેશ્વર શ્રીકૃષ્ણચન્દ્ર છે, અને એ અર્જુનને નામે પણ વાસ્તવિકમા એ મોઘેરા પ્રજાકીય ધર્મગ્રન્થની પ્રસ્તાવના અને અપણુપત્રિકા તો શુદ્ધ સનાતની આર્ય પ્રજાને ઉદ્દેશીને જ એને ચરણે ધરવામા આવ્યા છે, કારણ કે "શ્રીમદ્ભગવદ્ગીતા"એ જેટલી નિર્માલ્યતા ઓછી કરી પ્રજાને પ્રાણવન્ત બનાવી જે સેવા કરી છે, તે સેવા બીજા કોઈ ધર્મગ્રન્થે કરી નથી અર્જુનના બહાના હેઠળ પ્રજાને જ ઉદ્દેશીને આ ઉપદેશ-ગ્રન્થ તૈયાર થયેલો છે એમ કહેવાને બીજા પણ પ્રમાણો છે ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર કહે છે કે —

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ॥

અર્થાત્ "જે મનુષ્યો મને જેવી રીતે શરણે આવેછે, તેવી રીતે જ હુ તેમને ભજુ છુ-પૂજુ-છુ" એ વચનો પ્રમાણે પરમકૃપાલુ દયાના સાગર, આર્યપ્રજાના પ્રાણ, ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રને પ્રજા જેવે રૂપે સેવા અર્પણ કરે, તેવે રૂપેજ તે સેવક-સેવ્યનો ભેદ છોડી, પ્રજાની પાસે પોતે પણ "पत्र पुष्प" લઇ હાજર રહે, એવી તો એ નંદનંદન બાલમુકુન્દ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રની જ દયા છે એની અનુ-

કૃપાની આપણે શી પ્રસ્તાવના કે પ્રશંસા કરીએ? એ અનન્ત અને દયાલુ છે, તેથીજ "શ્રીમદ્ભગવદ્ગીતા" જેવું પુસ્તક આપણી પાસે હજુ પણ કાયમ છે

એ પ્રમાણે મધુર-મુરલીધરના ઉજ્જવલ ચારિત્ર્ય અને દયાના ગુણગાનની આછી પ્રસ્તાવના કરી જગતવંદ્ય જગદ્ગુરુ શ્રીઆદ્યશંકરાચાર્યે "શ્રીમદ્ભગવદ્ગીતા'નો ઉપક્રમ કેવી રીતે કર્યો છે તે, તથા તે શા હેતુથી ઉપદેશાએલી છે વિગેરે હકીકત આપણે તેમના શબ્દોમાં જ જોઇએ

સર્વાધિરાટ્, સર્વેશ્વર, સર્વજ્ઞ ભગવાન્ નારાયણે આ જગત્ ઉત્પન્ન કર્યું, અને તેની કાયમ સ્થિતિ—અસ્તિત્વ—જાળવી રાખવા માટે મરીચિ વિગેરે પ્રજાપતિઓને ઉત્પન્ન કરી વેદોમાં કહેલો પ્રવૃત્તિ-લક્ષણાત્મક-યજ્ઞ, યાગ, દાનાદિ સ્વરૂપ જગચ્ચક્રના ચાલનમાં અંગીભૂત ધર્મ તેમને ગ્રહણ કરાવ્યો અને સાથે સાથે જ સનક, સનન્દન, સનાતન અને સનત્ પ્રભૃતિ કુમારોને ઉત્પન્ન કરી તેમને નિવૃત્તિ—લક્ષણ જ્ઞાન અને વૈરાગ્ય-સાધન—ચિહ્નિત—સંસારોપકારાત્મક—ધર્મ ગ્રહણ કરાવ્યો એથી સૃષ્ટિની શરૂઆતથી જ વેદો વડે ઉપદેશાયેલો બે પ્રકારનો ધર્મ છે, એક પ્રવૃત્તિલક્ષણાત્મક અને બીજો નિવૃત્તિલક્ષણાત્મક છે તે બંનેમાંથી પ્રથમ પ્રવૃત્તિ-લક્ષણ જે ધર્મ કહ્યો તે ધર્મ પ્રાણીઓને સાક્ષાત્ અભ્યુદય-ઐહિક કલ્યાણ અને નિઃશ્રેયસ—પારલૌકિક—કલ્યાણને પણ જન્મ આપનાર હોવાથી આ જગતના અસ્તિત્વનું ખાસ કારણ છે, અને તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રાદિ વર્ણો વડે તેમના વય વિભાગ પ્રમાણે બ્રહ્મચર્યાદિ આશ્રમોમાં શ્રેય—કલ્યાણની ઇચ્છાથી પાલન કરવામાં આવતો હતો

સત્ય, ત્રેતા અને દ્વાપર એમ ઉત્તરોત્તર યુગોમા તે ધર્મના ઉપાસકોની વિવિધ કામવાસનાઓથી ઉત્પન્ન થતો અધર્મ કે જેની અસરથી વિવેક અને વિજ્ઞાન પ્રજામાથી નષ્ટ થવા લાગ્યા, અને જે અધર્મ પોતાની વિશેષતાથી વેદોક્ત પ્રવૃત્તિ—લક્ષણાત્મક—યજ્ઞ, યાગ, દાનાદિ સ્વરૂપ—ધર્મને જ્યારે આક્રાત કરી અતિશય વધવા લાગ્યો ત્યારે "ધર્મથી જ જગત્‌ની સ્થિતિ છે" એ સિદ્ધાન્તાનુસાર જગત્‌ના અસ્તિત્વને ટકાવી રાખવાની ઈચ્છાથી આદિ કર્તા નારાયણ પરમ પુરૂષ ભગવાન્ વિષ્ણુ બ્રાહ્મણત્વની અર્થાત્ વેદધર્મની રક્ષા કરવાના હેતુથી વસુદેવથી દેવકીમા ખાસ પોતાના અ શથી "શ્રીકૃષ્ણ" નામે આવિર્ભૂત થયા

તે ભગવાન્ જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બલ, વીર્ય તથા તેજ વડે સદા સ પન્ન હોવા છતા ત્રિગુણાત્મિકા—આત્મસ બધિની-માયા મૂલ પ્રકૃતિને વશ કરીને પોતે અજન્મ, અપ્રકટ તથા પ્રાણીમાત્રના ઈશ્વર હોવા છતા તથા નિર તર શુદ્ધ, પ્રબુદ્ધ તથા મુક્ત-સ્વભાવના હોવા છતા પોતાની માયા વડે કરીને શરીરધારીની માફક જન્મેલા જેવા તથા પોતે લૌકિક કર્મો કરીને લોકોને શિષ્ટ-સ પ્રદાય શીખવતા લોકાનુગ્રહ કરતા જણાય છે તથા આ સ સારચક્રના ચાલનમા પોતાને ખાસ કઈ પ્રયોજન ન હોવા છતા ભૂતો-આસાંરિક પ્રાણિઓ પર અનુગ્રહ કરવાની ઇચ્છાથી વેદોકત પ્રવૃત્તિ તથા નિવૃત્તિ લક્ષણાત્મક બને પ્રકારના ધર્મ, શોક, અને મોહના સાગરમા ડૂબેલા અર્જુનને ઉપદેશ્યા

વીર ક્ષત્રિયપુત્ર ઇન્દ્રના અ શભૂત તેજસ્વી અને ધાર્મિક

અર્જુન જેવા પાત્રને એ ધર્મ સબધી ઉપદેશ કરવાનો હેતુ એ હતો કે અધિક ગુણવાન્ મનુષ્યો—પાત્ર—વડે ગ્રહણ કરવામા આવેલો અને આચરવામા આવેલો ઉપદેશ અતિ પુષ્ટ તથા કાલે કરીને તેજસ્વી અને અધિક બલવાન થતો જાયછે ઉક્ત હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુન જેવા વીર ક્ષત્રિય-પુત્રને ઉદ્દેશીને જેવી રીતે એ દ્વિવિધ વેદોક્ત ધર્મનો ઉપદેશ આપ્યો, તેવી રીતે જ ભગવાન્ વેદવ્યાસે એ આખા ઉપદેશ-નિબધને સાતસો શ્લોકથી ગદ્યમા ગુથીને વિશ્વની પ્રજા સમક્ષ હત પ્રાણ, મલિન, અને નિર્માલ્ય પરિસ્થિતિમાથી, પોતાનો સદાને માટે ઉદ્ધાર કરી સ્વતત્ર-મુક્ત થવા માટે દિવ્ય ભેટ તરીકે રજુ કર્યો છે

એ આ ગીતાશાસ્ત્રનુ સક્ષેપમા પ્રયોજન પરમ-કલ્યાણ તથા વારવાર ઉત્પન્ન થતા સસારનો સદતર નાશ-વિરામ-છે, અને એ પ્રયોજનની સિદ્ધિ, સર્વ કર્મ-સન્યાસ-કૃષ્ણેચ્છા ત્યાગ-પૂર્વક કર્માનુષ્ઠાન અને આત્મ-જ્ઞાનથી જ થાય છે, ઇત્યાદિ એ અર્થદર્શક વચનો અનુગીતામા પણ ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્રે કહ્યા છે —

" स हि धर्मः सपर्याप्तो ब्रह्मण पदवेदनम् "

" પરમ બ્રહ્મના નિશ્રેયસ-મોક્ષ-રૂપી તે પદ-સ્થાન-ની પ્રાપ્તિ કરવા માટે વિશિષ્ટ જ્ઞાન નિષ્ઠારૂપ ધર્મ જ સમર્થ છે " અર્થાત સર્વ કર્મોના એટલે કર્મોના ત્યાગ-પૂર્વક માત્ર આત્મ-જ્ઞાનથી જ જીવાત્મા પરમ કલ્યાણને પામી શકેછે ' ભગવદ્-ગીતા " મા પણ અન્તે અર્જુનને એજ ઉપદેશ આપ્યો છે કે —

सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

"બીજા બધા ધર્મોને છોડી માત્ર મ્હારે શરણે આવ હું ત્હને સર્વ પાપોમાથી શુદ્ધ કરી મુક્ત કરીશ તુ શોક કર નહિ" અર્થાત્ એ નિવૃત્તિ લક્ષણ-ધર્મ-કર્મ સન્યાસપૂર્વક જ્ઞાનયોગનો જેમ ઉપદેશ આપ્યો છે, તેવી રીતેજ વર્ણાશ્રમોને અનુલક્ષીને રચવામા આવેલો અભ્યુદય-ઐહિકકલ્યાણ-લક્ષણાત્મક ધર્મ જો કે સ્વર્ગાદિ લોકોની પ્રાપ્તિના કારણભૂત છે, છતા પણ ફલની ઇચ્છા રહિત, અને ઇશ્વરને અર્પણ કરવાની બુદ્ધિથી આચરણ કરવામા આવે, તો તે પણ જીવાત્માની શુદ્ધિ કરવા પૂરતો છે, અને એ પ્રવૃત્તિ-લક્ષણ-ધર્મના આચરણથી શુદ્ધ થયેલો જીવાત્મા કર્મ કરી જ્ઞાનનિષ્ઠાની યોગ્યતા પ્રાપ્ત કરી જ્ઞાન એજ જેનુ પરમ સાધન છે એવા એ પરમ કલ્યાણને પણ પ્રાપ્ત કરીલે છે ભગવદ્‌ગીતામા પણ નિષ્કામ-ફલની ઇચ્છા રહિત-કર્મયોગની પ્રશસા કરતા જણાવ્યુ છે કે —

ब्रह्मण्याधाय कर्माणि यतचित्ता जितेन्द्रिया ।
योगिन कर्म कुर्वन्ति सग त्यक्त्वात्मशुद्धये ॥

"ચિત્તને વિવિધ વાસનાઓમાથી પાછુ વાળી તેને સયમમા જોડી, ઇન્દ્રિયોને જીતીને—વશમા રાખીને પરમબ્રહ્મમા જ કર્મો અર્પણ કરીને, કોઇ પણ વસ્તુમા આસક્તિ ન રાખીને, કર્મયોગીઓ આત્માની શુદ્ધિને અર્થે જ કર્મો કરે છે" ઇત્યાદિ

એ પ્રમાણે વેદવિહિત નિવૃત્તિલક્ષણાત્મક જ્ઞાનમાર્ગરૂપી

ધર્મ, અને વેદવિહિત, અભ્યુદયાત્મક પ્રવૃત્તિલક્ષણ, નિષ્કામ-ફલેચ્છારહિત, કર્મમાર્ગરૂપી ધર્મ, એ બન્નેનુ નિરૂપણ કરી પરમકલ્યાણ અને પરમાર્થતત્ત્વનો સાક્ષાત્કાર કરાવનાર સાક્ષાત ભગવાન્ વાસુદેવના આત્મ—સ્વરૂપ અને પરમબ્રહ્મ સબધી પદપદમા બોધ કરાવનાર "શ્રીમદ્‌ભગવદ્ગીતા" શાસ્ત્ર છે

ઉક્ત વિશિષ્ટતા-સપન્ન આ શાસ્ત્રનુ વિજ્ઞાન હોવાથી એ સમસ્ત પુરૂષાર્થની પરિસીમા છે, તેથી આ શાસ્ત્રના વિવરણમા જાણવામા અને અભ્યાસ કરવામા પ્રત્યેક મનુષ્યે સર્વથા પ્રયત્ન કરવો ઉચિત છે

એ પ્રમાણે પૂજ્યપાદ ભગવાન્ શ્રી શકરાચાર્યની ભાષ્યોપક્રમણિકા વાચી આગળ "શ્રીમદ્‌ભગવદ્ગીતા"ના વિભાગ દ્વારા સામાન્ય પ્રસ્તાવના કરીએ —

શ્રીમદ્ વેદવ્યાસ પ્રણીત મહાભારતના એ આત્મસ્વરૂપ તથા મહાભારતના યુદ્ધના અઢાર દિવસ સરખા માર્મિક-રહસ્યપૂર્ણ અઢાર અધ્યાય રૂપી અવયવવાળી આ "શ્રીમદ્-ભગવદ્ગીતા"ના મુખ્યત્વે ત્રણ વિભાગ છે પ્રથમ વિભાગ કર્મ માર્ગ, બીજો ઉપાસના માર્ગ, અને ત્રીજો જ્ઞાન માર્ગ છે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણે વસ્તુઓ આ લોકમા પરમ અભ્યુદય, તથા અતે પરમ કલ્યાણ—આત્યન્તિક મુક્તિ, બ્રાહ્મુજ્ય મોક્ષની ઈચ્છા કરનાર, પ્રત્યેક આત્માને પરમસાધન-ભૂત છે એ ત્રણે સાધનો ઐહિક અને પારલૌકિક શ્રેયની પરાકાષ્ઠાઓને પામવાના ઉન્નત માર્ગમા પગથીઆ રૂપે છે. એ સાધન ત્રિપુટીની સગતિ, અદ્વિતીય આનદના લ્હાવા

અપાવે છે એ ત્રણેની પરસ્પર સગતિ વિના મનુષ્ય કદિ પણ ઉચા આધ્યાત્મિક આદર્શ—જીવનની આશા રાખી શકે જ નહિ, આત્મોન્નતિની ચાહનાવાળાને ક્રમશ એ ત્રણે સાધનોનો સદુપયોગ કરી લેતા આવડવો જોઇએ

ફલની ઇચ્છારહિત, શાસ્રવિહિત કર્મોના આચરણરૂપી નિષ્કામ કર્મયોગથી થતી ભાવ-ચિત્ત-શુદ્ધિ અને તેથી ઉદ્ભવતી અન્તરાત્માની પ્રસન્નતા સ્ફૂર્તિ અને દિવ્યસ્થિતિ અલૌકિક જ છે અનુભવીઓ જ એ નિષ્કામ કર્મયોગના આત્યન્તિક પ્રસાદની કદર કરી શકે છે એ નિષ્કામ કર્મ-યોગના જવલન્ત દૃષ્ટાન્તો પિતામહ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય ઇત્યાદિ છે

એ નિષ્કામ કર્મયોગના પ્રભાવથી અન્તરાત્મામા એક જાતનો વિશિષ્ટ ભાવ-પ્રેમ-ઉત્પન્ન થાય છે, તેને જ આચાર્યોએ આત્મોન્નતિનો બીજો એટલે ઉપાસના પ્રકાર કહ્યો છે એ બીજો પ્રકાર, તે કઇ વિલક્ષણ જ છે, એ ઉપાસના પ્રકારમા પ્રેમલક્ષણા ભક્તિ તથા ઉપાસ્યની નવધા *ભક્તિ પણ અતર્ગત થઇ જાયછે, તેના ઉદાહરણો ભાગવત પ્રધાન ઉદ્ધવ તથા ગોપીઓ ખાસ કરીને છે એ પ્રેમલક્ષણા ભક્તિના અવિ-શ્રાન્ત બલિષ્ઠ વેગથી લક્ષ્યની દિશામા ઘસડાતા દર્શનાતુર

---

श्रवण कीर्तन विष्णो स्मरण पादसेवनम् ।
अर्चन वन्दन दास्य सख्यमात्मनिवेदनम ॥

અર્થાત્–શ્રી વિષ્ણુના ગુણાનુવાદનુ શ્રવણ, ગુણકીર્તન, સ્વરૂપ સ્મરણ, પદ-સેવા, પૂજા, વન્દન, દાસ્ય-ભાવ, મિત્રભાવ અને આત્મસમર્પણ એ પ્રમાણે નવ પ્રકારની ઇશ્વરમા ભક્તિ છે

હૃદયો પોતાના લક્ષ્યની એકતાનતામા, અહંત્વ મમત્વને પ્રર્વથા ભૂલી જઇ સર્વથા તન્મય જ થઇ જાય છે પાપ, પુણ્ય, શુભ, અશુભ, સારૂં, માઠું, વિધિ, નિષેધ, નિન્દા, સ્તુતિ ઈત્યાદિ મધી લૌકિક પરિસ્થિતિઓ તેમના મનમાથી ભૂસાઇ જાયછે, અને વિશુદ્ધ-અદ્વૈતવાદી, અદ્વૈતાનુભવી યોગીગમ્ય જે વિશુદ્ધ આનંદનો સાક્ષાત્કાર જ્ઞાનસંપન્ન યોગીઓને મહા કષ્ટે થાય, અને તે પણ થોડી ક્ષણુજ માત્ર ટકી રહેછે, તેવો એ વિશિષ્ટ, જન્મજન્માતરેપ્સિત, આનંદ આત્મોન્નતિના બીજા પગથીયા—ઉપાસનાકાંડ—ભક્તિમાર્ગની ઉપાસના કરનાર પ્રેમઘેલા આત્માઓને અનાયાસ-સ્હેજે અને ચિરકાલ પર્યંત પ્રાપ્ત થઈ શકે છે એ આ ઉપાસનાકાંડની વિશેષતા છે અને તેનું સાક્ષાત દૃષ્ટાત ગોપિકાઓ છે તેઓ પોતાના એ ઉપાસ્ય દેવ, મધુર, મનોહર, ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની ધુનમાં વર્ષો પર્યંત ગુરૂને ચરણે બેસી શિખેલા મહા જ્ઞાની વેદા- તીઓને પણ જે અદ્વૈત—અખંડવાદનો આભાસમાત્ર થાય છે, તેનો સાક્ષાત્કાર કરી શકી હતી અને એ અદ્વૈતવાદના સાક્ષા- ત્કારમા ઉપાસના પ્રકરણના એ માર્મિક, અદ્વૈત આનંદમા, ધ્યાનના એ સૂક્ષ્મ અનુભવમા ગોપિકાઓને જે સ્થિતિ પ્રાપ્ત હતી, તે યોગીઓને પણ અપ્રાપ્ય કે દુષ્પ્રાપ્ય છે એ સ્થિતિ પ્રાપ્ત પરમાનંદમા નિરંતર નિમગ્ન સપ્તમી ભૂમિકામા અખંડ વાસ કરનાર, એ ગોપિકાઓને સાસારિક, સ્ખલપટ, વ્યભિ- ચારિણી કે વિષયાન્ધ માનવી કે કહેવી તથા સાક્ષાત્ પરમ- બ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રના એ સર્વવ્યાપક, અદ્વૈતભાવને જાણ્યા—સમજ્યા વિના તેમને પ્રાકૃતજનવત્ વિષયોપભોગી, પરદારલંપટ અને ચારિત્ર્યહીન માનવા કે કહેવા જેઓ ધૃષ્ટતા

કરે છે, તેઓ માત્ર પોતાની અણુસમજમા જ ઉપાસના-ભકિતના ઉદાત્ત તત્ત્વો સમજ્યા વિના નિષ્કલકને કલક તથા ઉજ્જવલ સૂર્યને કૃષ્ણવર્ણના બનાવવા મિથ્યા પ્રયાસ કરે છે અને એમ કરી વિશુદ્ધને અન્યાય કરવાનુ પાપ વહોરી લે છે, એમ કહેવામા જરાએ અતિશયોકિત નથી, તે આ ઉપાસના વિભાગ છથી બાર અધ્યાય સુધી વર્ણવવામા આવ્યો છે

સનાતન ધર્મમા અને એની રચનામા શુદ્ધિ, ઉપાસના કર્મ અને જ્ઞાનના એવા ગભીર તત્ત્વો સમાએલા છે કે આ જમાનાની પ્રજા તો તેને જાણવાની પણ ચેષ્ટામાત્ર ન કરી શકે, સમજવાનુ તો દૂર રહ્યુ એ વિચારશકિત તથા મનન—શ્રેણિનુ પ્રાગલ્ભ્ય હવે પ્રજામા કયા છે? કહેવાનો હેતુ માત્ર એટલો જ કે જો પ્રજા આજે શુદ્ધ નિષ્કામ-કર્મયોગને ઓળખી ભીષ્મ જેવી વીર અને કર્મનિષ્ઠ થતા શીખી જાય તથા ઉપાસનાના શુદ્ધ તત્ત્વો સમજી ઉદ્ધવની માફક ઇષ્ટના ધ્યાનમા નિમગ્ન થતા શીખી જાય, તો પ્રજાની ગુલામી-પરતત્રતા-એક ક્ષણભર પણ ટકી શકે નહિ, સાચા સનાતન-શાસ્ત્રાન્તર્ગત મર્મ-જ્ઞાતા, શાસ્ત્ર-પ્રેરિત માર્ગપર પ્રયાણ કરનારા કર્મવીરો, અને શિવાજી કે પ્રતાપની માફક પોતાના ઇષ્ટ પર અટલ અદ્વૈત ભાવાનુગામિની ભક્તને કેળવનારા વીરપુરૂષો પર પરરાષ્ટ્રની સત્તા દુખ કે પીડા સભવે જ નહિ સાચા કર્મવીરો અને સાચા ઇષ્ટ-ઉપાસકોના અભાવમા જ ભારતની આ દીન-હીન દશા છે પ્રભુ એ દશામાથી આપણો ઉદ્ધાર કરે! અસ્તુ!

હવે આપણે એ બન્નેથી વધુ મહત્ત્વના અને આર્ય-

સંસ્કૃતિના પ્રાણભૂત-જ્ઞાન-અદ્વૈતજ્ઞાન-આત્માનો અખંડ અવિનાશી અદ્વૈતભાવ-સંબંધી સમજ જે વિભાગમાં આપવામાં આવી છે તેને જ્ઞાનકાંડ કહેવામાં આવે છે, તે વિષે આપણે સંક્ષેપમાં વિચાર કરીએ —

આત્માના એ જ્ઞાનને વેદાન્તની પરિભાષામાં તત્ત્વજ્ઞાન-બ્રહ્મજ્ઞાન-ઈત્યાદિ કહેવામાં આવે છે તત્ત્વ-તેનાપણું-તેનો ભાવ અને તે ભાવસંબંધી જે જ્ઞાન-વાસ્તવિક તેને તત્ત્વજ્ઞાન કહેવામાં આવે છે આત્માના મૂલ-વાસ્તવિક-ભાવને જાણવામાં જ ખરૂં જાણવાપણું સમાએલું છે આત્માનું વાસ્તવિક સ્વરૂપ-તે પિતા, માતા, પુત્ર, સ્ત્રી, પતિ, બ્રાહ્મણાદિ વર્ણો કે બ્રહ્મચર્યાદિ આશ્રમો નથી, પણ તેનું ખરૂં સ્વરૂપ તો ભગવાન્ શ્રીશંકરાચાર્ય કહે છે તેમઃ—

चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥

અર્થાત્ ' જ્ઞાન અને આનન્દ સ્વરૂપ, સાક્ષાત્ કલ્યાણ, તે હું છું " ઈત્યાદિ આત્માના નિર્વિકલ્પ ભાવનું ખરૂં જ્ઞાન, તેનું નામ તે આત્મજ્ઞાન કે તત્ત્વજ્ઞાનનો આશ્રય કરી આત્માના નિર્વિકાર અવિકૃત ભાવમાં લીન થવાનો જીવાત્માએ જે પ્રયાસ કરવો જોઈએ તે પ્રયાસને જ્ઞાનમાર્ગ કે જ્ઞાનકાંડ કહેછે એ જ્ઞાનકાંડનો આશ્રય લેનાર ઉચ્ચકોટિ-પ્રાપ્ત જીવાત્માઓ નિષ્ક્રિય બની કર્મત્યાગ કરવાનો પગથીયે પગથીયે પ્રયત્ન કરે છે, કારણ કે અજ્ઞાનવશાત્ કર્મ કરવાથી બન્ધન થાય છે, અને કર્મના શુભાશુભ ફલોને ભોગવવા પડેછે અને એમ કરતાં અનેક જન્મે પણ પોતાના વાસ્તવિક સ્વરૂપને ન પામીને જીવાત્મા અનેક સાંસારિક ઉપાધિઓથી ઘેરાયેલો

અને અધ. પતિત રહેછે તેથી તેમાથી છૂટવાને-મુકત થવાને-બનતા પ્રયાસો કરવા એ પ્રત્યેક આર્યશાસ્ત્રનો ઉપદેશ છે ફલની ઇચ્છારહિત શાસ્ત્ર-વિહિત આત્મ-શુદ્ધિ તથા પરોપકારને અર્થે જ આચરવામા આવતો નિષ્કામ કર્મયોગ, ભકિત-યોગ કે જ્ઞાનયોગ એ ત્રણે માર્ગનુ લક્ષ્ય-બિન્દુ પહોચવાનુ સ્થાન એક જ છે, પણ જીવાત્માની સંસ્કારિતાનો પાત્રતાનુસાર તેને માટે ત્રિવિધ માર્ગો શાસ્ત્રકારોએ પહેલેથી રચ્યા છે, અને પાત્રતાનુસાર જ અગર એ માર્ગોનુ એક પછી એક અથવા એકી વખતે જ અવલંબન કરવામા આવે તો તે માર્ગો શ્રેયસ્કર છે પણ પાત્રતા વિના એકને બદલે બીજા માર્ગનો આશ્રય કરવાથી અથવા અદ્ધરથી ઉન્નતિ સાધવાનો પ્રયાસ કરવાથી ઉલટુ પણ આત્માનુ અધ-પતન થાય છે, અને એટલા માટે જ શાસ્ત્રકારોએ પ્રત્યેક આત્માના બ્રહ્મીભાવ માટે પહેલા નિષ્કામ કર્મયોગના સેવનથી આતરિક પવિત્રતા તથા પાત્રતા કેળવવાનો, પછી અથવા સાથે સાથે જ પૂર્વ સંચિત પાપોના ક્ષય માટે તથા દૈવી સહાયની પ્રાપ્તિ માટે શુદ્ધ પશ્ચાત્તાપપૂર્વક વિશુદ્ધ મનથી ઇષ્ટના ચરણોમા શિર નમન કરી ગદ્ગદિત કંઠે ઉપાસના કરવાનો, અને એમ કર્મ તથા ભકિતથી પવિત્ર થયા પછી આત્માના અખંડ સાર્વત્રિક અદ્વૈત અર્થાત વાસ્તવિક ભાવને જાણવા તથા અમલમા મૂકવા અને સાયુજ્ય-મુકિત પામી જન્મ-મરણના બન્ધનોમાથી મુકત થઇ જવાનો, એમ ક્રમાશ આદેશ કરેલો છે પાત્રતા કેળવ્યા વિના તથા પગથીયાઓના અનુક્રમને છોડીને કોઈપણ મનુષ્ય જ્ઞાનયોગ-અદ્વૈતભાવ-નુ સેવન કરી શકે નહિ માટે પ્રત્યેક પ્રાણીએ શાસ્ત્રોએ આત્માને

જાણવા-પામવા-અવસ્થા અને જ્ઞાનના વિભાગપૂર્વક કરેલા માર્ગોનુ ક્રમશ અવલબન કરવુ એ પરમ પુરૂષાર્થ અને પરમ ધર્મ છે યોગી યાજ્ઞવલ્કય કહે છે કે —

"अय तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्"

અર્થાત્ "યોગ-નિષ્કામ કર્મયોગ-વડે આત્માના ખરા સ્વરૂપને જોવુ-જાણવુ-એ પ્રત્યેક જીવાત્માનો પરમ ધર્મ છે" અને તેથી એ આત્માને જે જાણવાનો પ્રયાસ કરે અને જે જાણે, તે તેના જેવો જ ઐશ્વર્ય-સપન્ન નિષ્ક્રિય તથા મુકત-સ્વતત્ર-થઇ શકે છે આત્માના એ ઐશ્વર્ય નિષ્ક્રિયતા સ્વાતત્ર્ય તથા અનાસક્તિના એ પવિત્ર ગાનો આપણા ઉપનિષદોમાં પદે પદે ગાવામા આવ્યા છે આત્માના એજ અનન્ત ષડૈશ્વર્ય-સપન્ન વિમુક્ત અનાસક્ત ભાવના જ વર્ણન "શ્રીમદ્ભગવદ્ગીતા'ના ત્રીજા કાડમા કરવામા આવ્યા છે અને એ બધા ગાન ઉપનિષદોના પ્રત્યેક ખૂણામાથી શોધી સગ્રહ કરી સૂત્રરૂપે ગ્રથિત કરવામા વેદવ્યાસે ખરેખર અલૌકિક કાર્ય કર્યું છે વેદવ્યાસે લખ્યુ જ છે કે —

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन ।
पार्थो वत्स सुधीर्भोक्ता दुग्ध गीतामृत महत् ॥

"બધા ઉપનિષદો ગાયો છે, તેમાથી દૂધ દોહનાર ગોવાળ સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર છે, અર્જુન તે ગામની પાસે પય:પાનની ઇચ્છાથી ઉભેલો વાછરડો છે, દૂધ-ગીતા રૂપી અમૃત છે, અને એ દૂધનો ભોક્તા સસાર રોગનુ નિદાન જાણનાર બુદ્ધિમાન મનુષ્ય છે"

એ પ્રમાણે " શ્રીમદ્ભગવદ્ગીતા " મા આત્માના પરમ કલ્યાણના ક્રમેક્રમે ત્રણ માર્ગ કર્મ-ઉપાસના અને જ્ઞાન બતાવ્યા છે, અને તેને છ છ અધ્યાયના એક વિભાગમા વિભક્ત કરી નાખ્યા છે તે મુજબ જીવાત્મા પોતાની લાયકાત પ્રમાણે તે તે માર્ગનુ અવલબન કરે અને મોક્ષરૂપી સિદ્ધિને મેળવે એ આ ગીતાશાસ્ત્રનો ઉદ્દેશ છે અસ્તુ।

' શ્રીમદ્ભગવદ્ગીતા"ની પ્રસ્તાવનાનો અન્ત આવી શકે તેમ નથી તેની અદરના પ્રત્યેક અક્ષરમા ઉડુ રહસ્ય સમાએલુ છે તે દરેકની પ્રસ્તાવના પણ ઘણી લાબી અને ઉડી થઇ શકે છે પણ " શ્રીમદ્ભગવદ્ગીતા " પર આજ દિવસ સુધી સેકડો પ્રસ્તાવનાઓ અને ટીકાઓ થઈ ચૂકી છે છતા એ વેદવ્યાસ વિરચિત શ્રીકૃષ્ણચન્દ્રની ઉપદેશ પ્રણાલિના શબ્દોની કે અર્થની તુલના બીજા સેકડો લેખકો કદિ પણ કરી શકતા નથી તેથીજ અભ્યાસી વર્ગનુ હવે " શ્રીમદ્ભગવદ્-ગીતા " તરફજ અમે ધ્યાન ખેચીએ છીએ।

इत्यलम् । अस्तु शम् ।



## तैत्तिरीयोपनिषत् शिक्षावल्ली

## एकादशोऽनुवाकः ।

---

**वेदमनूच्याचार्योऽन्तेवासिनमनुशास्ति ॥**

"ગુરૂ, શિષ્યને વેદોનુ અધ્યયન કરાવ્યા પછી તેને નીચે પ્રમાણે વેદધર્મોનો ઉપદેશ આપે છે"

"**सत्य वद**"—સત્ય બોલ

"**धर्मं चर**"—ધર્મનુ આચરણ કર

"**स्वाध्यायान्मा प्रमदः**"—વેદાધ્યયનનો કદિ પણ ત્યાગ કર નહિ

**आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः ।**

ગુરૂને ગુરૂ દક્ષિણા આપી પ્રજા-સૂત્રને કાપી નાખ નહિ, અર્થાત બ્રહ્મચર્યાશ્રમ પછી ગૃહસ્થાશ્રમમા અવશ્ય પ્રવેશ કર, અને પ્રજાની ઉત્પત્તિ કર

"**सत्यान्न प्रमदितव्यम्**"—સત્યનો કદિ ત્યાગ કર નહિ

"**धर्मान्न प्रमदितव्यम्**"—ધર્મનો કદિ ત્યાગ કર નહિ.

'कुशलान्न प्रमदितव्यम्"—કુશલનો કદિ ત્યાગ કર નહિ

"भूत्यै न प्रमदितव्यम्"—અભ્યુદયના કાર્યોનો કદિ ત્યાગ કર નહિ

"स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥"

પોતાના સ્વાધ્યાયમા તથા બીજાને પ્રવચનથી ઉપદેશ આપવામા કદિ પ્રમાદ કર નહિ ૧

"देवपितृकार्याभ्यां न प्रमदितव्यम्"—દેવ તથા પિતૃસંબધી કર્તવ્ય કર્મોમા કદિ પ્રમાદ કર નહિ.

'मातृदेवो भव"—માતાની તુ દેવરૂપે ઉપાસના કર

"पितृदेवो भव"—પિતાની તુ દેવરૂપે ઉપાસના કર

"आचार्य देवोभव"—આચાર્યની તુ દેવરૂપે ઉપાસના કર

"अतिथि देवो भव"—અતિથિની તુ દેવરૂપે ઉપાસના કર

"यान्यनवद्यानि कर्माणि ॥ तानि सेवितव्यानि ॥ नो इतराणि ॥२॥'

જે જે નિર્દોષ કર્મ હોય તે તે તુ કર બીજા સપાપ-કર્મો કર નહિ ૨

"यान्यस्माकं सुचरितानि ॥ तानि सेवितव्यानि ॥ नो इतराणि"

અમારા–ગુરૂઓના—જે જે શ્રેષ્ટ કર્મો હોય તેનુ જ અનુકરણ કર, બીજા કર્મોનુ નહિ

"ये के चास्मच्छ्रेयांसो ब्राह्मणाः। तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम्॥"

જે બ્રાહ્મણો આપણાથી શ્રેષ્ટ હોય તેમને આસન વિગેરે વડે શ્રમનો નાશ કરવો-સન્માન આપવુ

" श्रद्धयादेयम् अश्रद्धयाऽदेयम् ॥ श्रियादेयम् ॥
ह्रियादेयम् ॥ भियादेयम् ॥ संविदादेयम् ॥ "

જે કંઈ દાન તરીકે તુ આપે તે શ્રદ્ધાપૂર્વક આપવુ અશ્રદ્ધાથી કદિ પણ દાન કરવુ નહિ ઉદારતાથી દાન કરવુ લોક લજ્જાથી પણ તારે અવશ્ય દાન કરવુ શાસ્ત્રના ભયથી પણ તારે અવશ્ય દાન કરવુ પણ યોગ્યાયોગ્યનુ જ્ઞાન મેળવી દાન દેવુ

" अथ यदि ते कर्म विचिकित्सा वा ॥ वृत्तविचिकित्सा वा स्यात् ॥३॥

ये तत्र ब्राह्मणाः संमर्शिन । युक्ता आयुक्ता । अलूक्षा
धर्मकामा स्यु । यथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः ॥ "

અગર તને ત્હારા પોતાના કર્મોમા અથવા લૌકિક આચારમા આશકા થાય, તો તારી નજીકના બ્રાહ્મણો જેઓ વેદ-વિહિત કર્મમા વિચારશીલ, કુશલ, સર્વ રીતે સ્વતત્ર, ક્રોધ રહિત, ધર્મની કામનાવાળા, તેઓ જે પ્રમાણે વર્તે તેમ ત્હારે ત્હારૂ વર્તન રાખવુ ૩

" अथाभ्याख्यातेषु । ये तत्र ब्राह्मणा संमर्शिन । युक्ता आयुक्ता ।
अलूक्षा धर्मकामा स्यु । यथा ते तेषु वर्तेरन् । तथा तेषु वर्तेथाः । "

નિન્દિત મનુષ્યો તરફ કેમ વર્તવુ એ પ્રશ્નના નિર્ણયમા વિચારશીલ, કુશલ, સર્વ સ્વતત્ર ક્રોધરહિત, ધર્મ કામનાવાળા જે બ્રાહ્મણો જેવી રીતે તેમના તરફ વર્તે તેવી રીતેજ ત્હારે પણ તેમના તરફ વર્તવુ

"एष आदेश । एष उपदेश । एषा वेदोपनिषत् । एतदनुशासनम् ।
एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥ ४ ॥ "

આ ઉપદેશ છે. આ જ વેદોના સારરૂપ જ્ઞાન છે આ જ આજ્ઞા છે ઉપર કહેલી રીત પ્રમાણે કર્મ આચરવુ જોઇએ ઉપર કહેલી રીત પ્રમાણે અવશ્ય આ ઉપદેશનુ પાલન કરવુ જોઇએ ૪

" स्वाध्यायप्रवचनाभ्या न प्रमदितव्यम् "

સ્વાધ્યાય, અને પ્રવચનમા કદિ પણ પ્રમાદ કરવો નહિ

॥ इति एकादशोऽनुवाकः ॥



## अथ द्वादशोऽनुवाकः ।

---

### देवस्तुतिः ।

शं नो मित्रः शं वरुणः ॥ शं नो भवत्वर्यमा ॥ शं न इन्द्रो बृहस्पतिः ॥ शं नो विष्णुरुरुक्रमः ॥ नमो ब्रह्मणे ॥ नमस्ते वायो ॥ त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ॥ त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् ॥ ऋतमवादिषम् ॥ सत्यमवादिषम् ॥ तन्मामावीत् ॥ तद्वक्तारमावीत् ॥ आवीन्माम् ॥ आवीद्वक्तारम् ॥ १ ॥

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

'મિત્ર, વરૂણ, અર્યમા, ઇન્દ્ર બૃહસ્પતિ, અને સર્વવ્યાપક શ્રી વિષ્ણુ ભગવાન્ અમારૂં કલ્યાણ કરો

બ્રહ્મને અમારા નમસ્કાર છે હે વાયુદેવ! આપને અમે નમસ્કાર કરીએ છીએ, આપ પ્રત્યક્ષ બ્રહ્મ છો, હું આપને પ્રત્યક્ષ બ્રહ્મ-પ્રાણવાયુ-રૂપે કહીશ હું આપને સત્યરૂપે કહીશ સમષ્ટિરૂપ બ્રહ્મ વ્યષ્ટિરૂપ મારૂં રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો બ્રહ્મ મારૂં રક્ષણ કરો, વક્તાનું પણ રક્ષણ કરો

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ ।

---

ॐ सह नाववतु ॥ स ह नौ भुनक्तु ॥ सहवीर्यं करवावहै ॥ तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

"સર્વ શક્તિમાન્ તે પરમેશ્વર અમારૂ—ગુરૂ શિષ્યનુ-જોડી સાથે રક્ષણ કરો, અમને બન્નેને તે વિદ્યારૂપી ફલ ભોગવવા આપો જ્ઞાનપ્રાપ્તિ માટે અમો બન્નેમા સાથે બલ ઉત્પન્ન કરો અમારા બન્નેનુ અધ્યયન અતિ તેજસ્વી થાઓ અમે—ગુરૂ, શિષ્ય—પરસ્પરનો દ્વેષ ન કરીએ"

ॐ શાન્તિ. શાન્તિઃ શાન્તિ

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા

## ત્રણે કાંડના અધ્યાય અને વિષયોની

# અનુક્રમણિકા.

सच्चिदानन्दरूप तत् पूर्ण विष्णोः परं पदम् ।
यत्प्राप्तये समारब्धा वेदाः काण्डत्रयात्मकाः ॥

कर्मोपास्ति तथा ज्ञानमिति काण्डत्रय क्रमात् ।
तद्रूपाष्टादशाध्याय्या गीता काण्डत्रयात्मिका ॥

" માયા-પ્રપચેશ્વર, સર્વાધિરાટ્‌, પરમૈશ્વર્ય સપન્ન, પરમ કારૂણિક ભગવાન્‌ શ્રી વિષ્ણુનુ પદ-સ્થાન સત્‌ ચિત્‌-જ્ઞાન-અને આનદ સ્વરૂપ, અને પૂર્ણ-સર્વોપાધિ-નિર્મુક્ત, સર્વાતિશાયી, નિર્દોષ અને અક્ષય્ય છે અને એવા એ પદની પ્રાપ્તિને માટે કર્મ ઉપાસના અને જ્ઞાન, એમ ત્રણ વિભાગવાળા વેદો રચવામા આવ્યા છે, અને એ અપૌરૂષેય વેદોના સમાન જ ત્રણ વિભાગવાળી આ " શ્રીમદ્‌ભગવદ્‌ગીતા " વેદોના ધ્યેય-આત્માનુ પરમ સ્વાતન્ત્ર્ય-મુક્તિ-પુરસર તથા " नायमात्मा बलहीनेन लभ्य " " બલહીન-નિર્માલ્ય-અજ્ઞાનથી ખરૂ સ્વરૂપ ભૂલી દીન-બનેલા જીવાત્મા વડે આ આત્મા ન પામી શકાય તેવો છે " એ ઉપનિષદ્‌ના મહામત્રની સગતિમા રચાએલી છે "

## १ कर्मकाण्डम्-કર્મવિભાગ

तत्र तु प्रथमे काण्डे कर्म तत्त्यागवर्त्मना ।
त्वं पदार्थो विशुद्धात्मा सोपपत्तिर्निरूप्यते ॥

" આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના પ્રથમ વિભાગમા શાસ્ત્ર વિહિત, ફ્લેચ્છા રહિત-નિષ્કામ-કર્મ કરવા, તથા જ્ઞાનપૂર્વ કર્મનો સદતર ત્યાગ કરવો, એ માર્ગ વડે સર્વોપાધિ નિર્મુક્ત વિશુદ્ધ-આત્મા અર્થાત્ દ્રષ્ટા દૃશ્યાદિ સર્વ પ્રપચ "તુ" ૦ છો એ વાત ઉપપત્તિ—કારણ—સહિત નિરૂપણ કરવામ આવે છે "

એ "કર્મ" વિભાગના કુલ છ અ'યાયો છે તેમના ના તથા તેમાનું વસ્તુ નિરૂપણ નીચેના અનુક્રમે છે —

૧ અર્જુન વિશાદયોગ —આ અ'યાયમા અર્જુન શોક, મોહ ઇત્યાદિ શત્રુઓથી આક્રાન્ત થઇ વિષાદ ભય-ખિન્ન થ જાય છે તેથી અર્જુન તથા અર્જુનદ્વારા આખા જગત્ સાચા જ્ઞાનના પાઠો ભણાવી ઉદ્ધાર-મુક્ત-કરવાની ઇચ્છ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રને થાય છે અર્જુનનો એ વિષાદ ચ ગીતા શાસ્ત્રની ઉત્પત્તિનો હેતુ કારણ છે

૨ સાંખ્યયોગ—આ બીજા અ'યાયમા જ્ઞાન, જ્ઞાન પ્રાપ્ત કરવા સાધન નિષ્કામ કર્મ છે, તે તથા તે કર્મનુ ફ્લ સત્ત્વ શુદ્ધિ અને સત્ત્વ શુદ્ધિનુ ફ્લ જ્ઞાન છે એ હકીક કહેવામા આવી છે

૩ કર્મયોગ—આ ત્રીજા અધ્યાયમા ઉપાય-સાધન-ભૂત કર્મ

નિષ્ઠાનુ મુખ્ય વર્ણન કરી તે કર્મનિષ્ઠા વડે પ્રાપ્ત કરવા લાયક જ્ઞાનનિષ્ઠા છે એ વર્ણન છે

૪ કર્મ બ્રહ્માર્પણયોગ—જીવાત્મા પોતેજ સાક્ષાત્ ઇશ્વર હોવા છતા પણ ભક્તિ અને શ્રદ્ધાને દૃઢ કરીને આધ્યાત્મિકી બુદ્ધિની પ્રાપ્તિ માટે કર્મનિષ્ઠાનો આશ્રય કરવો ઇત્યાદિ બયાન આ ચોથા અધ્યાયમા છે

૫ કર્મ સન્યાસયોગ—આ પાચમા અધ્યાયમા અનેક સાધનોના અભ્યાસથી પ્રાપ્ત થતુ મુક્તિનુ સાધન સ્વસ્વરૂપ-પરિજ્ઞાન કહેવામા આવ્યુ છે

૬ આત્મ સયમયોગ—આ છઠ્ઠા અધ્યાયમા અષ્ટાગ યોગના બહિરગ અ તરગ સાધનો બતાવવામા આવ્યા છે

## ૨ उपासनाकाण्डम्—ઉપાસના-ભક્તિ--વિભાગ.

द्वितीये भगवद्भक्तिनिष्ठावर्णनवर्त्मना ।
भगवान्परमानन्दः तत्पदार्थोऽवधार्यते ॥

" આ શ્રીમદ્ ભગવદ્ગીતાના બીજા વિભાગમા સર્વૈશ્વર્ય-સપન્ન પરમાત્માની ભક્તિ અને તે પણ અનન્ય-અવ્યભિચારિણી-ભક્તિની પરાયણતાના વર્ણનક્રમવડે પરમ આનન્દ સ્વરૂપ પરમાત્મા-દ્રશ્ય-દ્રષ્ટાત્મક જગત્-તે " તે " જ છે એમ નિરૂપણ કરી, " તત્ " વસ્તુનુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે "

આ બીજા ઉપાસના વિભાગના છ અધ્યાય છે તેમના નામ તથા આતર વસ્તુ નિરૂપણ નીચેના અનુક્રમે છે —

૭ જ્ઞાનયોગ—આ સાતમા અધ્યાયમા જેની પરાયણતાકરીને

બ્રહ્મવિત્ રહેછે તે બ્રહ્મના કયા લક્ષણો છે તે બ્રહ્મમા કેવી રીતે મુમુક્ષુએ રહેવુ જોઈએ એ વાતનુ નિરૂપણ કરવામા આવ્યુ છે

૮ અક્ષર બ્રહ્મયોગ—આ આઠમા અધ્યાયમા બ્રહ્માદિ દેવોના સ્વરૂપ અને તેમની કાલાવધિ નિરૂપણ પૂર્વક પ્રયાણ-મૃત્યુ-સમયે મુમુક્ષુએ શુ કરવુ જોઈએ અને કોનુ ધ્યાન કરવુ જોઇએ તે વર્ણન કરવામા આવ્યુ છે

૯ રાજવિદ્યા રાજગુહ્યયોગ—આ નવમા અધ્યાયમા પરબ્રહ્મ સ્વરૂપ સૃષ્ટિ વિગેરેમા તેના સાક્ષિત્વ વિગેરે ધર્મો તથા તેની ઉપાસના ભેદોનુ સામાન્ય વર્ણન કરવામા આવ્યુછે

૧૦ વિભૂતિયોગ—આ દશમા અધ્યાયમા મન્દબુદ્ધિના મુમુક્ષુ-ઓની વિવિધ દ્રષ્ટિ હોઇને પોતાની અનેક વિભૂતિઓનુ વર્ણન બુદ્ધ પોતાનીજ ઉપાસનાનુ વિશિષ્ટ ફલ તથા પોતાના ભકતો ઉપરનો પોતાનો ખાસ અનુગ્રહ ઈત્યાદિ નિરૂપણ કરવામા આવ્યા છે

૧૧ વિશ્વરૂપ દર્શનયોગ—આ અગ્યારમા અધ્યાયમા અર્જુનને વિશ્વરૂપ દર્શન કરાવી ભગવાન્ પોતાની માયાના વિકાસ વડે પોતાના વિશ્વરૂપમા અખિલવિશ્વની ક્રિયાઓ પ્રવર્તે છે એમ નિરૂપણ કરે છે

૧૨ ભક્તિયોગ—" સગુણ " અને " નિર્ગુણ " એમ ઇશ્વરના બે પ્રકારના સ્વરૂપોના ઉપાસકોની ઉપાસનાનુ તારતમ્ય-અન્તે પરિણામ-તથા એમાથી વિશિષ્ટ ઉપાસકો કયા છે તથા બન્નેને માટે જુદા જુદા સાધનોનુ નિરૂપણ આ અધ્યાયમા કરવામા આવ્યુ છે

## ३ ज्ञानकाण्डम्—જ્ઞાનવિભાગ.

तृतीये तु तयोरैक्यं वाक्यार्थो वर्ण्यते स्फुटम् ॥
एवमप्यत्र काण्डानां सम्बन्धोऽस्ति परस्परम् ॥

"આ શ્રીમદ્ ભગવદ્ગીતાના ત્રીજા વિભાગમા પહેલા વિભાગમા નિરૂપિત "ત્વમ્", અને બીજા વિભાગમા નિરૂપિત "તત્" એ બન્ને પદાર્થની ઐકયતા અર્થાત્ આ દ્રશ્ય, દ્રષ્ટાત્મક આખુ જગત જે કઈ છે "તે તુ જ છે" એ સ્પષ્ટ રીતે નિરૂપણ કરવામા આવ્યુ છે, એ પ્રમાણે ઉકત ત્રણે—કર્મ, ઉપાસના, અને જ્ઞાન—કાડનો પરસ્પર વેદાન્તની પરિભાષામા "તત્ ત્વમસિ" "તે તુ છે" એ સબધ છે"

આ જ્ઞાન કાડના પણ છ અધ્યાયો છે, તેમના નામ તથા આતર વસ્તુ નિરૂપણ નીચેના અનુક્રમે છે —

૧૩ ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગ યોગ—આ તેરમા અધ્યાયમા આત્મ, અનાત્મ, તથા પ્રકૃતિ, પુરૂષનુ વિવેચન, તેમજ ઐકાન્તિક આત્માની પરબ્રહ્મ સાથેની સગતિનુ વર્ણન કરવામા આવ્યુ છે

૧૪ ગુણત્રયવિભાગ યોગ—પ્રકૃતિના ગુણ પ્રમાણે વિભાગ, ગુણોના સ્વરૂપ, પરસ્પરની અસર, તથા તેમના ફ્લોના ભેદ—ભિન્નતા એ આ અધ્યાયમા કહેવામા આવ્યા છે

૧૫ પુરૂષોત્તમ યોગ—ક્ષર અને અક્ષર એ બન્નેથી જુદાજ પુરૂષો-ત્તમાખ્ય પરમેશ્વર તે પુરૂષોત્તમમા જીવાત્માનુ અનુસ-ધાન તેના તરફ મહાન્ આત્માઓની પ્રવૃત્તિ અને તેનુ ફ્લ આ અધ્યાયમા નિરૂપિત કર્યા છે

૧૬ દૈવાસુર સંપદ્વિભાગ યોગ—આ અધ્યાયમાં દૈવી અ આસુરી સંપત્તિનું નિરૂપણ, તથા મુમુક્ષુએ ત્યાજ્ય અ ગ્રાહ્ય સંપત્તિની વ્યવસ્થા કહેવામાં આવી છે

૧૭ શ્રદ્ધાત્રયવિભાગ યોગ—ત્રિવિધ શ્રદ્ધાઓનું નિરૂપણ ત સાત્વિક શ્રદ્ધાના આલંબનથી સાત્વિક આહાર, તપ, ય વિગેરેમાં જોડાયેલા આત્માઓનો મોક્ષના ક્ષેત્રમાં અધિ ઈત્યાદિ હકીકત આ અધ્યાયમાં કહેવામાં આવી છે

૧૮ મોક્ષસંન્યાસ યોગ—આ અધ્યાયમાં "ત્યાગ" અ "સંન્યાસ" શબ્દોની એકાર્થતા નિરૂપણ, કામ્ય કે નિષિ કર્મોનો ત્યાગ, નિત્ય અનુષ્ઠેય યજ્ઞાદિના નિયમપૂ આચરણોનો આદેશ, ત્યાગના સાત્ત્વિકાદિ ગુણ ભેદ ત્રણ ભેદ, આત્યંતિકી સિદ્ધિ પ્રાપ્ત કરાવનાર જ્ઞાન, ક ધૃતિ, બુદ્ધિ, અને સુખ, ઇત્યાદિની સાત્ત્વિકાદિ ગુણો પ્રમ ત્રિવિધ ભિન્નતા, ઇત્યાદિ નિરૂપણ, તથા બ્રાહ્મણાદિ ચ વર્ણોના કર્મ, બ્રાહ્મણાદિ વર્ણો પોતપોતાના કર્મમાં પ્રી વાળા રહે તો તેમને જ્ઞાન જ્ઞાન-પરાયણતા, તથા પ્રાપ્તિ-મુક્તિ-પણ મળે ઇત્યાદિ હકીકતોનું વર્ણન કરવા આવ્યું છે



શ્રીમદ્ભગવદ્ગીતા

## શ્રીમદ્ભગવદ્ગીતાના આદ્ય પ્રણેતા.




यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मान सृजाम्यहम् ॥

પુરંદર પાઠક પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ—૪

# श्रीमद्भगवद्गीता माहात्म्यम् ।

## श्रीधरोवाच । श्री પૃથ્વીદેવી પૂછે છે —

॥ श्रीगणेशाय नमः ॥

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

હે ભગવન્! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધને ભોગવી રહેલા મનુષ્યના હૃદયમા અનન્ય ભક્તિ કેવી રીતે ઉત્પન્ન થાય? ૧

## श्रीविष्णुरुवाच । શ્રી વિષ્ણુ ભગવાન્ બોલ્યા:—

प्रारब्ध भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥ २ ॥

પ્રારબ્ધને ભોગવી રહેલો મનુષ્ય પણ જો નિત્ય "ગીતા"ના અભ્યાસમા પ્રીતિવાળો હોય તો તે મુક્ત અને સુખી તથા કર્મના લેપ-બન્ધનથી રહિત થાય છે ૨

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वन्ति नलिनीदलमम्बुवत् ॥ ३ ॥

જે મનુષ્ય "ગીતા"નુ ધ્યાન કરે છે તેને કમલના

પત્રને જેમ પાણી સ્પર્શ કરતુ નથી, તેમ મહાપાપો અને સામાન્ય પાપો કદિ પણ સ્પર્શ કરતા નથી ૩

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥४॥

જ્યા "ગીતા"નુ પુસ્તક હોય, અને જ્યા તેનો પાઠ થતો હોય છે, ત્યા પ્રયાગ વિગેરે સર્વ તીર્થો રહે છે ૪

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ।
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥ ५ ॥

સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો, ગોવાળો, ગોપીઓ, નારદ, ઉદ્ધવ તથા પાર્ષદ-સેવકવર્ગ ઈત્યાદિ એ વર્ગ વડે જ્યા "ગીતા" હોય છે ત્યા સહાય આવી મળે છે ૫.

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चित पृथ्वि निवसामि सदैव हि ॥६॥

જ્યા "ગીતા" સબધી વિચાર ચાલે છે, તથા જ્યા તેનુ પઠન પાઠન અને શ્રવણ ચાલે છે, ત્યા હે પૃથ્વી ! હુ સદૈવ જ નિવાસ કરૂ છુ ૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥७॥

હુ "ગીતા"ના આશ્રયમા રહુ છુ, અને "ગીતા" એ મારૂ ઉત્તમ ગૃહ છે "ગીતા"ના જ્ઞાનનો આશ્રય કરીને હુ ત્રણે લોકોનુ પાલન કરૂ છુ ૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥ ८ ॥

"ગીતા" એ મારી ઉત્તમ વિદ્યા છે, બ્રહ્મરૂપ છે, અવિનાશી અર્ધમાત્રા રૂપ છે, નિત્ય છે, અને અવર્ણનીય-પદોવાળી છે એમા સ શય નથી ૮

चिदानन्देन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानन्दा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

વળી આ "ગીતા" સચ્ચિદાન દસ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણે સ્વમુખે અર્જુનને કહી છે ત્રણે વેદોરૂપ પરમ આન દસ્વરૂપ તથા તત્ત્વજ્ઞાનના સારાશ રૂપ છે ૯

योऽष्टादश जपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥ १० ॥

જે મનુષ્ય સ્થિર મનથી "ગીતા"ના અઢારે અધ્યાયનુ સ્થિરચિત્તથી પઠન કરે છે તે જ્ઞાનની સિદ્ધિને અને તેથી પરમ પદને પામે છે ૧૦

पाठेऽसमर्थः सम्पूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥ ११ ॥

"ગીતા"ના અઢારે અધ્યાયનો સ પૂર્ણ પાઠ કરવાને જે મનુષ્ય અશક્ત હોય તેણે અર્ધા ભાગનો પાઠ કરવો, અને તેથી તે 'ગોદાન"નુ ફળ મેળવે છે એમા સ શય નથી ૧૧

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥ १२ ॥

જે મનુષ્ય "ગીતા"ના ત્રીજા ભાગનો એટલે છ અધ્યાયનો પાઠ કરે તે "ગંગાસ્નાન"ના ફલને પામે છે, અને છઠ્ઠા ભાગનો એટલે ત્રણ અધ્યાયનો પાઠ કરે તે મનુષ્ય "સોમયજ્ઞ"નું ફળ મેળવે છે ૧૨

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥ १३ ॥

જે મનુષ્ય રોજ એક અધ્યાયનો પાઠ ભક્તિયુક્ત મન વડે કરે તે રૂદ્રલોકને પામે છે, અને ત્યાં રૂદ્રનો ગણ થઇ લાંબા વખત સુધી રહે છે ૧૩

अध्यायं श्लोकपादं वा नित्य यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वन्तरं वसुंधरे ॥ १४ ॥

જે મનુષ્ય એક અધ્યાય, એક શ્લોક, અથવા એક ચરણનો નિત્ય પાઠ કરે છે તે મનુષ્ય હે પૃથ્વી! મન્વન્તર સુધી મનુષ્યપણાને-મનુષ્યના જન્મને જ પામતો રહે છે ૧૪

गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नर ॥ १५ ॥

चन्द्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥ १६ ॥

જે મનુષ્ય "ગીતા"ના દશ, સાત, પાંચ, ચાર, બે, ત્રણ, કે એક શ્લોકનો અથવા અર્ધા શ્લોકનો પણ પાઠ કરે તે દશ હજાર વર્ષ સુધી અવશ્ય ચંદ્રલોકને પામે છે,

"ગીતા"નો સારી રીતે પાઠ કરનાર મનુષ્ય મર્યા પછી પણ ફરીને મનુષ્ય જ થાય છે ૧૫-૧૬

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥ १७ ॥

અને એમ ફરીને મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને "ગીતા"નો અભ્યાસ કરી ઉત્તમ—અપુનરાવર્તિની–મુક્તિને પામે છે મરતી વેળા પણ "ગીતા" એમ ઉચ્ચાર કરનાર મનુષ્ય સદ્ગતિને પ્રાપ્ત કરે છે ૧૭

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुण्ठं समवाप्नोति विष्णुना सह मोदते ॥ १८ ॥

"ગીતા"ના શ્રવણમા આસકત મનુષ્ય મહા પાપી હોય તોપણ "ગીતા"ના સસર્ગથી પાપમુકત થઈ મૃત્યુ પછી વૈકુઠને પામે છે, અને ત્યા વિષ્ણુ ભગવાન્ સાથે આનદ ભોગવે છે ૧૮

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहान्ते परमं पदम् ॥ १९ ॥

અનેક કર્મો કર્યા પછી પણ જે મનુષ્ય "ગીતા"ના અર્થનુ ધ્યાન કરે તેને આ લોકમા જીવન્મુકત જાણવો. અને આ શરીરના અત પછી પરમપદને પામે છે ૧૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीतायाताः परं पदम् ॥ २० ॥

આ "ગીતા"ના જ્ઞાનનો આશ્રય કરીને જનક વિગેરે

ઘણા રાજાઓ પાપરહિત થઇને લોકમા પરમ ખ્યાતિ પ્રાપ્ત કરી પરમ-અક્ષય-પદને પામ્યા છે ૨૦

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥ २१ ॥

જે મનુષ્ય "ગીતા"નો પાઠ કરીને માહાત્મ્યનુ પઠન કરે નહિ તેનો પાઠ મિથ્યા, અને શ્રમ મિથ્યા રૂપ જ કહેવાય છે ૨૧

एतन्माहात्म्यसंयुक्त गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥ २२ ॥

જે મનુષ્ય ઉકત માહાત્મ્ય સહિત "ગીતા"નો અભ્યાસ કરે છે તે તેમા કહેલા ફલને મેળવીને દુર્લભ-ઉત્તમ-ગતિને પામે છે ૨૨

## सूत उवाच—

સૂતપુરાણિક બોલ્યા —

माहात्म्यमेतद्गीताया मया प्रोक्त सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ २३ ॥

જે મનુષ્ય, "ગીતા"નો પાઠ કર્યા પછી મે કહેલા "ગીતા"ના આ સનાતન "માહાત્મ્ય"નો પાઠ કરે છે તે તેમા કહેવામા આવેલા ફલને અવશ્ય પામે છે ૨૩

इति श्रीवाराहपुराणे धराविष्णुप्रोक्त श्रीगीता-
माहात्म्यं सम्पूर्णम्

---

# श्रीमद्भगवद्गीतामंत्र ।



ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान् वेदव्यास ऋषिः ॥ अनुष्टुप्छन्दः ॥ श्रीकृष्णपरमात्मा देवता ॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादाँश्च भाषसे इति बीजम् ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकं ॥ श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥ १ ॥

## न्यासाः

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
इत्यंगुष्ठाभ्यां नमः ॥

न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ।
इति तर्जनीभ्यां नमः ॥

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
इति मध्यमाभ्यां नमः ॥

नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन ।
इत्यनामिकाभ्यां नमः ॥

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
इति कनिष्ठिकाभ्यां नमः ॥

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ।
इति करतलकरपृष्ठाभ्यां नमः ॥

अंगन्यासाः ।

नैन छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
इति हृदयाय नमः ॥

न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ।
इति शिरसे स्वाहा ॥

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
इति शिखायै वषट् ॥

नित्यः सर्वगत स्थाणुरचलोऽयं सनातनः ।
इति कवचायहुम् ॥

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
इति नेत्रत्रयाय वौषट् ॥

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ।
इति अस्त्रायफट् ॥



# अथ ध्यानम् ।



ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

ॐ ભગવાન્ નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુની શ્રી વેદવ્યાસજીએ મહાભારતમા ગુંથેલી, અદ્વૈત-રૂપી અમૃતને વર્ષાવનારી, ભગવતી–એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ શ્રી, જ્ઞાન અને વૈરાગ્યના સ્થાન સ્વરૂપ અષ્ટાદશ અધ્યાય-વાળી, અને જન્મ-મરણને તથા અહંતા મમતારૂપ સંસારને ટાળનારી હે માતા! હે ભગવદ્ગીતા! હું તારૂં ધ્યાન ધરૂં છું ૧.

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२॥

વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા વ્યાસ ભગવન્! આપ કે જેણે મહાભારતરૂપી તેલ પુરીને આ ગીતા જ્ઞાનરૂપી દીપક પ્રકટાવ્યો છે તેને નમસ્કાર હો! ૨

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

શરણુથનારને કલ્પવૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનાર, એક હાથમાં ચાબુકરૂપ નેતરનો દંડ ધારણ કરનાર, જ્ઞાન-મુદ્રાયુક્ત અને ગીતારૂપી અમૃતનું દોહન કરનાર એવા શ્રીકૃષ્ણને નમસ્કાર હો ૩

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदन ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥

સર્વે ઉપનિષદોરૂપી ગાયો છે, તેના દોહનારા ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન્ છે, તે દુધનો ભોકતા (પીનારો) બુદ્ધિશાળી અર્જુનરૂપ વત્સ (વાછરડો) છે, અને મહાન્ ગીતામૃતરૂપી દુધ છે ૪

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥
देवकीपरमानंद कृष्णं वंदे जगद्गुरुम् ॥ ५ ॥

વસુદેવ-પુત્ર, દીવ્ય રૂપવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનાર, અને દેવકીને પરમ આનંદ આપનાર એવા જગદ્ગુરૂ શ્રીકૃષ્ણને હું વંદન કરૂં છું ૫

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનીરૂપી નીલ કમળવાળી, શલ્યરૂપી ગ્રૂડવાળી,

પાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી, અને દુર્યોધનરૂપી ભમરીવાળી, એવી યુદ્ધરૂપી નદીને શ્રીકૃષ્ણરૂપી સુકાની વડે ( પાડવો તરી ગયા ૬

पाराशर्यवचःसरोजममलं गीतार्थगंधोत्कटं
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥

ગીતાના અર્થરૂપ ઉત્તમ સુગંધવાળુ, નાના પ્રકારના આખ્યાનોરૂપી કેસરવાળુ, હરીકથાના ઉપદેશ વડે પ્રફુલ્લ થયેલુ, જગતમાના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનુ પાન કરે છે એવુ, કલિકાલના પાપનો વિનાશ કરનારૂ, અને પારાશરના પુત્ર શ્રી વ્યાસ મુનિની વાણીરૂપી સરોવરમા ઉગેલુ, મહાભારતરૂપી નિર્મળ કમળ અમાઇ કલ્યાણ કરનારૂ થાઓ ૭

मूकं करोति वाचालं पगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥

જેમની કૃપા મુંગા માણસને વાચાળ કરે છે, અને પાગળાને પર્વત ઉલધાવે છે, તે પરમાનદ-સ્વરૂપ-માધવને હું વદન કરૂ છુ ૮

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥

ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः॥९॥

બ્રહ્મા, વરૂણ, ઇન્દ્ર, અને મરૂત (વાયુ) વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રો વડે જેમની સ્તુતિ કરે છે, સામવેદનુ ગાન કરનારા મુનિઓ અંગ (શિક્ષા આદિ), પદ, ક્રમ અને ઉપનિષદ્ સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે, ધ્યાનમા સ્થિર થએલા મુનીઓ તેમા રહેલા મનવડે જેમનાં દર્શન કરે છે, અને દેવો તેમજ અસુરો જેમના પારને જાણી શકતા નથી એવા પરમાત્મ દેવને નમસ્કાર હો

॥ इति ध्यानम् ॥



શ્રીમદ્ભગવદ્ગીતા







कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि॥

પુરંદર પાઠક પ્રિન્ટીંગ પ્રેસ, મુંબઈ–૪

ॐ तत्सत्परमात्मने नमः



# श्रीमद् भगवद्गीता.



## अध्याय १ लो.

### ઉપોદ્ઘાત

### યુદ્ધના ઉત્સાહનુ કથન અને અર્જુનવિષાદ.



અવતરણિકા –ધૃતરાષ્ટ્ર રાજા પોતે પ્રજ્ઞાચક્ષુ (અંધ) હોવાથી પ્રત્યક્ષ જોઇ શકવા અસમર્થ હતા તેથી યુદ્ધનો ઉદ્યમ સાભળી પાડવોનું સૈન્ય થોડુ છે પણ પાડવો પોતે ધર્મબુદ્ધિવાળા, મહા બલિષ્ટ તથા શ્રીકૃષ્ણ તરફથી દૈવી સહાયવાળા છે, અને પોતાના પુત્રો દુર્યોધનાદિકનુ સૈન્ય મોટુ છે, પણ તેઓ અધર્મ વૃત્તિવાળા, નિર્બળ અને દૈવી સહાયરહીત છે એમ જાણી, તેમને,

વિજય ઇચ્છતા, રાજા ધૃતરાષ્ટ્ર યુદ્ધનુ વૃત્તાન્ત જાણવાની ઉત્કંઠાથી સમીપમા બેઠેલા સજય નામના સારથિને પોતાનુ હિત ચાહનારો જાણી પૂછવા લાગ્યા

### धृतराष्ट्र उवाच

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ॥
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत सञ्जय ॥१॥

**पदच्छेदः**—धृतराष्ट्रः, उवाच. धर्मक्षेत्रे, कुरुक्षेत्रे, समवेताः, युयुत्सवः, मामकाः, पाण्डवाः, च, एव, किम्, अकुर्वत, सञ्जय.

**व्युत्पत्तिः**—धारयतीति धर्मः, योद्धुमिच्छवः युयुत्सवः, मम इति कायन्तिमासिद्धि गताः इति मामकाः; अथवा मम इमे अनुकम्प्याः पुत्राः इति मामकाः, पाण्डोः अपत्यानि पुमांसः पाण्डवा .

**समासा**—धृत राष्ट्र राज्यधूर्वहनात् येन स धृतराष्ट्र । धर्मस्य क्षेत्र धर्मक्षेत्रम् तस्मिन् धर्मक्षेत्रे । कुरो क्षेत्रम् कुरुक्षेत्रम् तस्मिन् कुरुक्षेत्रे । रागद्वेषादिदोषाणा कृत सम्यक् जय येन स सजय ।

અન્વય અને અર્થ—**धृतराष्ट्र** ધૃતરાષ્ટ્ર રાજા **उवाच** બોલ્યા **सञ्जय** હે સજય ! **धर्मक्षेत्र** ધર્મબુદ્ધિ પ્રકાશે એવુ સ્થલ, **कुरुक्षेत्र** કુરુક્ષેત્રમા **समवेता** એકઠા થએલા, **युयुत्सव** યુદ્ધ કરવાને ઇચ્છતા, **मामका** મારા પુત્રાદિકો, **च** અને **पाडवा** પાડવો **एव** પાદપૂરણાર્થ, **किम्** શુ, **अकुर्वत** કરતા હવા ?

ભાવાર્થ —ધૃતરાષ્ટ્ર બોલ્યા –" હે સંજય, ધર્મસ્થળ-કુરૂક્ષેત્રમાં એકઠા થયલા (અને) યુદ્ધ કરવાને ઈચ્છતા, મારા પુત્રાદિ તથા પાંડવોએ શું કર્યું ?" ૧

અવતરણિકા —ધૃતરાષ્ટ્રનો એવી રીતનો પ્રશ્ન સાંભળી તેને સંજયે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો —

**सञ्जय उवाच ॥**

**दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ॥**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥**

**पदच्छेदः**—दृष्ट्वा, तु, पाण्डवानीकम्, व्यूढम्, दुर्योधनः, तदा, आचार्यम्, उपसंगम्य, राजा, वचनम्, अब्रवीत्.

**व्युत्पत्तिः** —अनिति जीवत्यनेन=अनीकम् (सैन्यम्), दुःखेन योध्यते=दुर्योधनः

**समासाः**—पाण्डवाना अनीकम्=पाण्डवानीकम् ।

અન્વય અને અર્થ —**सञ्जय** સંજય, **उवाच** બોલ્યો, **तदा** તે સમયે **व्यूढ** વ્યૂહમાં ગોઠવાયેલું, **पाण्डवानीक** પાંડવોના સૈન્યને, **दृष्ट्वा** જોઈને, **राजा** રાજા, **दुर्योधन** દુર્યોધન, **तु** ભેદદર્શક અવ્યય, **आचार्यम्** આચાર્યને **उपसंगम्य** પ્રાપ્ત થઈને (પાસે જઈને) **वचनम्** વાક્ય, **अब्रवीत्** બોલ્યો.

ભાવાર્થ –સંજયે ઉત્તર આપ્યો –" તે સમયે વ્યૂહમાં ગોઠવાયલા પાંડવોના સૈન્યને જોઈને, રાજા દુર્યોધન આચાર્ય દ્રોણ ગુરૂ પાસે જઈને (નીચે પ્રમાણે) બોલ્યો ૨

અવતરણિકા —દુર્યોધન પાંડવોની સેનાને જોવા માટે દ્રોણાચાર્યને કહે છે —

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ॥
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

**पदच्छेदः**—पश्य, एताम्, पाण्डुपुत्राणाम्, आचार्य, महतीं, चमूम्, व्यूढाम्, द्रुपदपुत्रेण, तव, शिष्येण, धीमता.

**व्युत्पत्तिः**--शासितुं योग्यः इति शिष्यः, धीः अस्य अस्ति इति धीमान् तेन धीमता.

**समासाः**—पाण्डो पुत्रा पाण्डुपुत्राः तेषाम् पाण्डुपुत्राणाम् । द्रुपदस्य पुत्र द्रुपदपुत्र तेन द्रुपदपुत्रेण ।

અન્વય અને અર્થ—**आचार्य** હે આચાર્ય, **तव** તમારા **धीमता** બુદ્ધિમાન્, (વડે) **शिष्येण** શિષ્યવડે, **द्रुपदपुत्रेण** દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્નવડે, **व्यूढां** વ્યૂહમા ગોઠવાયેલી, **पाण्डुपुत्राणाम्** પાડુના પુત્રોની **एताम्** આ, **महतीम्** મોટી, **चमूम्** સેનાને, **पश्य** જુઓ.

ભાવાર્થ—હે આચાર્ય! આપના બુદ્ધિમાન્ શિષ્ય દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન વડે વ્યૂહરચનામા ગોઠવાયેલી પાડવોની આ મોટી સેનાને જુઓ. ૩

અવતરણિકા—પાડવોની સેનામા માત્ર ધૃષ્ટદ્યુમ્ન એકજ નથી, પણ બીજા ઘણા શૂરવીર યોદ્ધાઓ છે, એમ દ્રોણાચાર્યને દુર્યોધન ત્રણ શ્લોકથી જણાવે છે—

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ॥
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

**पदच्छेदः**—अत्र, शूराः, महेष्वासाः, भीमार्जुनसमाः, युधि, युयुधानः, विराटः, च, द्रुपदः, च, महारथः

**समासाः**—महान्त इष्वासा धनूंषि येषां ते महेष्वासा । भीमश्च अर्जुनश्च भीमार्जुनौ, ताभ्यां समाः तुल्याः भीमार्जुनसमाः । महान् च असौ रथी च महारथः ।

અન્વય અને અર્થ—**अत्र** અહીં, **युधि** યુદ્ધભૂમિમાં, **महेष्वासाः** મોટા ધનુષ્યોને ધારણ કરનાર, **भीमार्जुनसमाः** ભીમ અને અર્જુનના સમાન, **शूराः** શૂરવીરો (છે), **युयुधान** યુયુધાન, **विराटः** વિરાટ રાજા, **च** અને, **महारथ** મહારથી, **च** સમુચ્ચયાર્થે **द्रुपद** દ્રુપદ

ભાવાર્થ—અહીં યુદ્ધભૂમિને વિષે મોટા ધનુષ્યોને ધારણ કરનાર, ભીમ અને અર્જુનના સમાન બલવાન્ શૂરવીર પુરૂષો છે, તેમના નામ સાત્યકિ, વિરાટ, અને મહારથી દ્રુપદ વિગેરે ૪

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ॥
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥

**पदच्छेदः**—धृष्टकेतुः, चेकितानः, काशिराजः, च, वीर्यवान, पुरुजित्, कुंतिभोजः, च, शैब्य, च, नरपुंगवः.

**व्युत्पत्तिः**—वीर्यं अस्य अस्तीति वीर्यवान्.

**समासा**—काश्या राजा=काशिराजः । नराणां पुंगव= नरपुंगव ।

અન્વય અને અર્થ—**च** અને, **धृष्टकेतु** ધૃષ્ટકેતુ, **चेकितान** ચેકિતાન, **वीर्यवान्** પરાક્રમી, **काशिराज** કાશીનો રાજા, **पुरुजित्**

પુરુજિત, च અને कुंतिभोज કુંતિભોજ, च અને, नरपुंगव પુરૂ-ષોમાં ઉત્તમ, शैब्य શૈબ્ય નામનો રાજા

ભાવાર્થ –અને ધૃષ્ટકેતુ, ચેકિતાન, અને પરાક્રમી કાશીરાજ, પુરુજિત્ અને કુંતિભોજ તથા પુરૂષોમાં શ્રેષ્ઠ એવો શૈબ્ય ૫

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ॥
सौभद्रो द्रौपदेयाश्च सर्वे एव महारथाः ॥ ६ ॥

**पदच्छेदः**––युधामन्युः, च, विक्रान्तः, उत्तमौजाः, च, वीर्यवान्, सौभद्रः, द्रौपदेयाः, च, सर्वे, एव, महारथाः

**व्युत्पत्तिः**––सुभद्रायाः अपत्यं पुमान् सौभद्रः, द्रौपद्याः अपत्यानि पुमांसः द्रौपदेयाः

**समासाः**—महान्त च अमी रथिन =महारथाः* ।

અન્વય અને અર્થ —च અને विक्रान्त શૂરવીર, युधामन्यु યુધામન્યુ, च અને, वीर्यवान् પરાક્રમશીલ, उत्तमौजा ઉત્તમૌજા, सौभद्र અભિમન્યુ, च અને द्रौपदेया દ્રૌપદીના પ્રતિવિન્ધ્યાદિ પાંચપુત્રો सर्वे બધા, महारथा મહારથીઓ, एव નિશ્ચયસૂચક જ ( वर्त्तन्ते છે )

---

*एको दशसहस्राणि योधयेद्यस्तु धन्विनाम ।
शस्त्रशास्त्रप्रवीणश्च महारथ इति स्मृत ॥

જે યોદ્ધા દશહજાર લડવૈયાઓની સાથે એકલો લડે અને શસ્ત્ર–હથિયાર, તથા યુદ્ધશાસ્ત્રમાં જે પ્રવીણ હોય તેને મહારથી કહેવામાં આવે છે

ભાવાર્થ —અને શૂરવીર યુધામન્યુ, તથા પરાક્રમશીલ ઉત્તમૌજા, અભિમન્યુ તથા પ્રતિવિન્ધ્યાદિ દ્રૌપદીના પાચ પુત્રો, વિગેરે બધા મહારથીઓ છે ૬

अस्माक तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ॥
नायका मम सैन्यस्य सज्ञार्थं तान्ब्रवीमि ते॥ ७ ॥

पदच्छेदः--अस्माकम्, तु, विशिष्टाः, ये, तान, निबोध, द्विजोत्तम, नायकाः, मम, सैन्यस्य, संज्ञार्थम्, तान्, ब्रवीमि, ते.

व्युत्पत्तिः—द्विः जायते इति द्विजः, नयन्तीति नायकाः, विशेषेण शिष्टाः विशिष्टाः

समासाः—द्विजेषु उत्तम द्विजोत्तम तत्पुरुषौ द्विजोत्तम। सज्ञाया अर्थ यथा स्यात्तथा सज्ञार्थम् ।

અન્વય અને અર્થ—द्विजोत्तम હે બ્રાહ્મણશ્રેષ્ઠ આચાર્ય अस्माक અમારા, तु ભેદદર્શક અવ્યય ये જે विशिष्टा મુખ્ય, तान् તેમને, निबोध જાણીલ્યો, मम મારા, सैन्यस्य સૈન્યના नायका સરદારો, (ये सन्ति જે છે), तान् તેમને, ते આપની, सज्ञार्थ જાણને માટે, ब्रवीमि હુ કહુ છુ

ભાવાર્થ —હે બ્રાહ્મણોમા શ્રેષ્ઠ આચાર્ય, અમારા પણ મુખ્ય યોદ્ધાઓને આપ-જાણી લ્યો, મારી સેનાના જે સરદારો છે તેમના નામ આપની જાણને માટે હુ કહુ છુ ૭

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ॥
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥

**पदच्छेदः**––भवान्, भीष्मः, च, कर्णः, च, कृपः, च, समितिंजयः, अश्वत्थामा, विकर्णः, च, सौमदत्तिः, तथा, एव, च.

**व्युत्पत्तिः**––समिति संग्राम जयतीति समितिंजयः सोमदत्तेः अपत्य पुमान् सौमदत्तिः

**समासाः**––अश्वस्य इव स्थाम बलयस्य स अश्वत्थामा ।

અન્વય અને અર્થ —भवान् આપ, च અને भीष्म ભીષ્મ-પિતામહ, च અને कर्ण કર્ણ, च અને समितिंजय યુદ્ધમા જય મેળવનારા, कृप કૃપાચાર્ય, अश्वत्थामा અશ્વત્થામા, च અને विकर्ण વિકર્ણ ( દુર્યોધનનો નાનો ભાઈ), च અને, तथा તે પ્રમાણે, एव જ, सौमदत्ति ભૂરિશ્રવા

ભાવાર્થ —આપ, ભીષ્મપિતામહ, કર્ણ, અને યુદ્ધમા જય મેળવનાર કૃપાચાર્ય, અશ્વત્થામા વિકર્ણ તથા ભૂરિશ્રવ વિગેરે ૮

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ॥
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

---

* अश्वस्येव यत्स्थाम नदत प्रदिशोगतम ।
अश्वत्थामैव बालोऽय तस्मान्नाम्ना भविष्यति ॥

**महाभारत ।**

જેનો શબ્દ અને દિશાઓમા ગતિ ઘોડાના જેવી છે, એવો આ બાળક અશ્વત્થામા–અશ્વના જેવા બળવાળો, એ ના નામથી પ્રસિદ્ધિ પામશે.

**મહાભારત.**

**पदच्छेदः**—अन्ये, च, बहवः, शूराः, मदर्थे, त्यक्तजीविताः, नानाशस्त्रप्रहरणाः, सर्वे, युद्धविशारदाः

**व्युत्पत्ति**—प्रह्रियते अनेन इति प्रहरणम्.

**समासाः**—त्यक्त जीवित यै ते त्यक्तजीविता । नाना अनेकानि शस्त्राणि प्रहरणसाधनानि येषा ते=नानाशस्त्रप्रहरणा । युद्धे विशारदा निपुणा युद्धविशारदाः ।

અન્વય અને અર્થ—**च** અને, **अन्ये** બીજા **बहव** ઘણા **शूरा** શરવીરો, **मदर्थे** મારે માટે, **त्यक्तजीविता** જીવિતની પણ દરકાર નથી એવા, **नानाशस्त्रप्रहरणा** અનેક જાતના પ્રહાર કરવાના સાધનોવાળા, (**तथा** તેમજ), **सर्वे** બધા, **युद्धविशारदा** યુદ્ધમા અતિ પ્રવીણ (છે)

ભાવાર્થ—તથા બીજા પણ ઘણા શૂરવીરો, જેમણે મારી ખાતર જીવવાની પણ દરકાર કરી નથી તેવા, અને અનેક જાતના પ્રહાર કરવાના સાધનોવાળા, તથા તે બધા યુદ્ધકલામા ઘણા પ્રવીણ યોદ્ધાઓ આપણા પક્ષમા છે ૯

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥

**पदच्छेदः**—अपर्याप्तम्, तत्, अस्माकम्, बलम्, भीष्माभिरक्षितम्, पर्याप्तम्, तु, इदम्, एतेषाम् बलम्, भीमाभिरक्षितम्.

**व्युत्पत्तिः**—अपर्याप्तम् अपरिमितम्—योद्धुमशक्यम् । पर्याप्तम् परिमितम्—पराभवे शक्यम्.

**समासाः**—न पर्याप्तम्=अपर्याप्तम् । भीष्मेण अभिरक्षितम्=भीष्माभिरक्षितम् । भीमेन अभिरक्षितम्=भीमाभिरक्षितम् ।

અન્વય અને અર્થ —**अस्माकम्** આપણુ, **तत्** તે, **अपर्याप्तम्** અનત, ( અતુલ્ય ), **बलम्** સૈન્ય **भीष्माभिरक्षितम्** ભીષ્મ વડે ચોતરફ રક્ષાયેલુ, **एतेषाम्** પાડવોનુ, **तु** વિભાગ-દર્શક, **इदम्** આ, **बलम्** સૈન્ય, **पर्याप्तम्** થોડુ ( પરાભવ પમાડી શકાય તેવુ ), **भीमाभिरक्षितम्** ભીમવડે રક્ષાયલુ છે

ભાવાર્થ —આપણુ તે સૈન્ય અનત અને ભીષ્મવડે રક્ષાયલુ છે, પણ એમનુ ( પાડવોનુ ) આ સૈન્ય થોડુ તથા ભીમવડે રક્ષાએલુ છે ૧૦

અવતરણિકા —આ રીતે આપણુ સૈન્ય પ્રબળ છે, તો પણ આપણે સાવધાન રહેવુ આવશ્યક છે, માટે આજ્ઞારૂપે કિવા ડરથી નહિ, પણ કર્ત્તવ્ય સૂચવવા કહુ છુ કે —

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ॥
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्वे एव हि ॥११॥

**पदच्छेदः**—अयनेषु, च, सर्वेषु, यथाभागम्, अवस्थिताः, भीष्मम्, एव, अभिरक्षन्तु, भवन्तः, सर्वे, एव, हि.

**समासाः**—भागम् अनतिक्रम्य=यथाभागम् ।

અન્વય અને અર્થ —**भवन्त** આપ, **सर्वे** બધા, **एव** જ, **सर्वेषु** બધા, **अयनेषु** વ્યૂહ પ્રવેશના માર્ગોમા, **यथाभागम्** પોતપોતાના યોગ્યસ્થાનમા, **अवस्थिता** સ્થિરતાથી રહેલા ( ઉભેલા ) **भीष्मम्** ભીષ્મને, ( નુ ), **एव** જ, **अभिरक्षन्तु** ચોતરફ રક્ષણ કરો, **हि** નિશ્ચયાર્થ-અવ્યય

**ભાવાર્થ** —આપ સર્વે મળીને વ્યૂહપ્રવેશના માર્ગોમા પોત-પોતાના યોગ્ય સ્થાનમા ઉભા રહીને, ભીષ્મનુ જ અવશ્ય સાવચેતીથી ચોતરફ રક્ષણ કરો । ૧૧

અવતરણિકા —આવી રીતે દુર્યોધનનો પોતાના પર અત્યત ભાવ જોઇ, તેને હર્ષ ઉપજાવવા તથા શત્રુઓને ભય ઉત્પન્ન કરવા ભીષ્મપિતામહે સિ હનાદ કરીને શ ખનો નાદ કર્યો એમ સ જય ધૃતરાષ્ટ્રને કહે છે —

**तस्य सञ्जनयन् हर्ष कुरुवृद्धः पितामहः ॥**
**सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥१२॥**

**पदच्छेदः**—तस्य, सञ्जनयन, हर्षम्, कुरुवृद्धः, पितामहः, सिंहनादम्, विनद्य, उच्चैः, शङ्खम्, दध्मौ, प्रतापवान्.

**व्युत्पत्तिः**—सम्यक् जनयन् सञ्जनयन्, प्रतापः अस्य अस्तीति प्रतापवान् ।

**समासाः**—कुरूणा वृद्ध कुरुवृद्धः । महान च असौ पिता च पितामह । सिहस्य नाद सिंहनाद तम् सिंहनादम् ।

અન્વય અને અર્થ —**प्रतापवान्** પ્રતાપી, **कुरुवृद्ध** કૌરવોમાં વૃદ્ધ, **पितामह** ભીષ્મ-પિતામહે, **तस्य** તેનો ( દુર્યોધનને ), **हर्षम** હર્ષ, **सञ्जनयन** ઉપજાવતા, **सिंहनादम्** સિ હના જેવો નાદ, **विनद्य** કરીને, **उच्चै** મોટે સાદે, **शङ्खम्** શ ખને, **दध्मौ** વગાડયો

ભાવાર્થ —પ્રતાપી અને કૌરવોમા વૃદ્ધ ભીષ્મ પિતામહે દુર્યોધનને હર્ષ ઉપજાવતા, સિ હના જેવો નાદ કરીને ઉચે સ્વરે શ ખ વગાડયો ૧૨

અવતરણિકા -ભીષ્મ પિતામહનો આવી રીતનો ઉદ્યમ જોઇને બીજા યોદ્ધાઓની જે પ્રવૃત્તિ થઇ તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે —

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ॥
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥

**पदच्छेदः**—ततः, शङ्खाः, च, भेर्यः, च, पणवानक-गोमुखाः, सहसा, एव, अभ्यहन्यन्त, सः, शब्दः, तुमुलः, अभवत्.

**समासाः**—पणवा च आनका च गोमुखा इति पणवानकगोमुखा ।

અન્વય અને અર્થ —**तत** ત્યાર પછી, **शङ्खा** શંખો, **च** અને, **भेर्य** ભેરીઓ, **च** અને, **पणवानकगोमुखा** મૃદંગો, નગારાઓ, રણશિંગાઓ, **सहसा** તુરત, **एव** જ, **अभ्यहन्यन्त** વગાડવામાં આવ્યા, **स** તે, **शब्द** શબ્દ, **तुमुल** ઘણો મોટો, **अभवत्** થયો.

ભાવાર્થ —ભીષ્મ પિતામહે શંખનાદ કર્યો તે પછી, શંખો અને ભેરીઓ, મૃદંગો, નગારા અને રણશિંગાઓ તુરતજ વગાડવામાં આવ્યા, શંખાદિનો તે શબ્દ ઘણો મોટો થતો હવો ૧૩

અવતરણિકા —એ પ્રકારે દુર્યોધનની સેનાનો ઉદ્યમ કહી હવે પાંડુના પુત્રોની સેનાનો ઉદ્યમ સંજય ધૃતરાષ્ટ્રને કહે છે —

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ॥
माधवः पाण्डवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥१४॥

**पदच्छेदः**—ततः, श्वेतैः, हयैः, युक्ते, महति, स्यन्दने, स्थितौ, माधवः, पाण्डवः, च, एव, दिव्यौ, शङ्खौ, प्रदध्मतुः.

**समासाः**—स्यदः शीघ्र गतिः अस्य अस्ति इति स्यन्दनः । दिविभव दिव्य तौ दिव्यौ । प्रकर्षेण दध्मतु प्रदध्मतु । मायाः लक्ष्म्याः धव इति माधवः ।

અન્વય અને અર્થ —**ततः** પછી, **श्वेतैः** ધોળા, **हयैः** ઘોડાઓ વડે, **युक्ते** જોડાયલા, **महति** મોટા, **स्यन्दने** રથમાં, **स्थितौ** બેઠેલા, **माधव** શ્રીકૃષ્ણ, **च** અને, **पाण्डव** અર્જુન, **एव** તેમજ-તેવીરીતે, **दिव्यौ** દિવ્ય, **शङ्खौ** (બે) શંખોને, **प्रदध्मतु** વગાડવા લાગ્યા

**ભાવાર્થ**—પછી ધોળા ઘોડાઓથી યુક્ત એવા મોટા રથમાં બેઠેલા ભગવાન્ શ્રીકૃષ્ણ અને અર્જુન પણ તેમજ બન્ને પોતાના દિવ્ય શંખો વગાડવા લાગ્યા ૧૪

અવતરણિકા—નીચેના બે શ્લોકમાં શ્રીકૃષ્ણ આદિનાં શંખનાં નામો જણાવે છે—

पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ॥
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥१५॥

**पदच्छेद**—पाञ्चजन्यम्, हृषीकेशः, देवदत्तम्, धनञ्जयः, पौण्ड्रम्, दध्मौ, महाशङ्खम्, भीमकर्मा, वृकोदरः.

**व्युत्पत्तिः**—धनम् जयतीति धनञ्जयः ।

**समासाः**—हृषीकाणां ईशः हृषीकेशः । महान् च असौ शङ्ख च महाशङ्ख तम्=महाशङ्खम् । भीमानि–भयंकराणि कर्माणि यस्य स भीमकर्मा, वृकस्य इव उदरं यस्य स वृकोदरः ।

અન્વય અને અર્થ —हृषीकेश ઇન્દ્રિયોના સ્વામી, શ્રીકૃષ્ણે, पाञ्चजन्यम् પાંચજન્ય નામના શંખને, धनञ्जय અર્જુને, देवदत्तम् દેવદત્ત નામના શંખને, भीमकर्मा ભયાનક કર્મો કરવા-વાળા, वृकोदर ભીમે, पौण्ड्रम् પૌંડ્ર નામના महाशङ्खम् મોટા શંખને, दध्मौ વગાડયો

ભાવાર્થ —ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણે પાંચજન્ય, અર્જુને દેવદત્ત અને ભયંકર કર્મો કરવાવાળા ભીમે પૌંડ નામના પોતાના મોટા શંખને વગાડયો ૧૫

अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ॥
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

पदच्छेदः--अनन्तविजयम्, राजा, कुन्तीपुत्रः, युधिष्ठिरः, नकुलः, सहदेवः, च, सुघोषमणिपुष्पकौ

व्युत्पत्तिः--युधि स्थिरः युधिष्ठिरः

**समासाः**—कुन्त्या पुत्र कुन्तीपुत्र । सुघोषश्च मणिपुष्पकश्च तौ सुघोषमणिपुष्पकौ ।

અન્વય અને અર્થ —कुन्तीपुत्र કુન્તીના પુત્ર, राजा રાજા युधिष्ठिर યુધિષ્ઠિરે, अनन्तविजयम् અનન્તવિજય નામના શંખને, नकुल નકુલ, च અને, सहदेव સહદેવે, सुघोषमणि-पुष्पकौ સુઘોષ અને મણિપુષ્પક નામના શંખને (વગાડ્યા)

ભાવાર્થ —કુન્તીના પુત્ર રાજા યુધિષ્ઠિરે અનન્તવિજય નામનો, તથા નકુલ અને સહદેવે સુઘોષ અને મણિ-પુષ્પક નામના શંખો વગાડ્યા ૧૬

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ॥
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ॥
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥१८॥

**पदच्छेदः**—काश्यः, च, परमेष्वासः, शिखण्डी, च, महारथः, धृष्टद्युम्नः, विराटः, च, सात्यकिः, च, अपराजितः, द्रुपदः, द्रौपदेयाः, च, सर्वशः, पृथिवीपते, सौभद्रः, च, महाबाहुः, शङ्खान, दध्मुः, पृथक्, पृथक्.

**व्युत्पत्तिः**—काश्यां भवः काश्यः, द्रौपद्याः अपत्यानि पुमांसः द्रौपदेयाः, सुभद्रायाः अपत्यं पुमान् सौभद्रः

**समासः**—महान् च असौ रथी च महारथ । न पराजित अपराजितः । महान्तौ बाहू यस्य सः महाबाहु । पृथिव्याः पति पृथिवीपति तत्सबुद्धौ पृथिवीपते । धृष्टद्युम्नबल—यस्य स धृष्टद्युम्न । अथवा द्युम्न अस्य अस्ति इति द्युम्नः । धृष्टश्चासौ द्युम्नश्च इति धृष्टद्युम्न ।

અન્વય અને અર્થ —**पृथिवीपते** હે પૃથ્વીના પતિ ધૃતરાષ્ટ્ર ! **परमेष्वास** મોટા ધનુષ્યને ધારણ કરનાર, **काश्य** કાશીનો રાજા, **महारथ** મહારથી, **शिखण्डी** શિખંડી, **च** અને, **धृष्टद्युम्न** દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, **च** અને, **विराट** વિરાટરાજા, **च** અને, **अपराजित** પરાજય ન પમાડી શકાય તેવો, **सात्यकि** સાત્યકિ, **च** અને, **द्रुपद**-રાજા દ્રુપદ, **च** અને, **द्रौपदेया** દ્રૌપદીના પુત્રો, **च** અને, **महाबाहु**

લાંબી ભુજાઓવાળો, **सौभद्र** સુભદ્રાનો પુત્ર અભિમન્યુ, **सर्वशः** ચોમેર બધી જગ્યાએ, **पृथक् पृथक्** જુદા જુદા **शङ्खान्** શંખોને **दध्मु** વગાડવા લાગ્યા

ભાવાર્થ—હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર! મોટા ધનુષ્યને ધારણ કરનાર કાશીનો રાજા, મહારથી શિખંડી, અને ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અજેય સાત્યકિ અને દ્રુપદ તથા દ્રૌપદીના પુત્રો, અને આજાનબાહુ સુભદ્રાપુત્ર અભિમન્યુ વિગેરે ચોમેર બધી જગ્યાએ જુદા જુદા શંખોને વગાડવા લાગ્યા ૧૭-૧૮

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ॥
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

**पदच्छेदः**—सः, घोषः, धार्तराष्ट्राणाम्, हृदयानि, व्यदारयत्, नभः, च, पृथिवीम्, च, एव, तुमुलः, व्यनुनादयन्.

**व्युत्पत्तिः**—घोषयतीति घोषः, विशेषेण अदारयत् इति व्यदारयत्.

**समासाः**—धृतराष्ट्रस्य अपत्यानि पुमांस धार्तराष्ट्राः तेषां= धार्तराष्ट्राणाम् ।

અન્વય અને અર્થ—**स** તે, **तुमुल** મોટો, **घोष** અવાજ—શબ્દ, **नभ** આકાશ, **च** અને, **पृथिवीम्** પૃથ્વીને, **च** પણ, **एव** તેમજ, **व्यनुनादयन्** ગજાવતો **धार्त्तराष्ट्राणाम्** ધૃતરાષ્ટ્રના પુત્રોના, **हृदयानि** હૃદયોને **व्यदारयत्** ચીરી નાખતો હવો

, ભાવાર્થ—શંખનાદ વિગેરેનો તે શબ્દ આકાશ અને પૃથ્વીને પણ તેમજ ગજાવી મૂકતો ધૃતરાષ્ટ્રના પુત્રોના હૃદયોને ચીરી નાખતો હવો ૧૯

અવતરણિકા —એ પ્રમાણે પાંડવોની સેનાનો ઉદ્યમ કહી વે અર્જુન કે જેના ઉપર પાંડવોની હારજીતનો આધાર છે ની પ્રવૃત્તિ કહે છે —

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्त्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः ॥ २०॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

**पदच्छेदः**—अथ, व्यवस्थितान्, दृष्ट्वा, धार्त्तराष्ट्रान्, ‌पिध्वजः, प्रवृत्ते, शस्त्रसंपाते, धनुः, उद्यम्य, पाण्डवः, हृषीकेशम् दा, वाक्यम्, इदम्, आह, महीपते.

**समासाः**—कपि हनुमान् ध्वजायां यस्य स कपिध्वजः। सह त संपातं, शस्त्राणां संपातं शस्त्रसंपातः तस्मिन् शस्त्रसंपाते। मह्या. ‌्या पति महीपति त संबुद्धौ हे महीपते।

અન્વય અને અર્થ —महीपते હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર अथ ‌ યારપછી, व्यवस्थितान् યુદ્ધ માટે ગોઠવાઈને ઉભેલા धार्त्तराष्ट्रान् ‌તરાષ્ટ્રના પુત્રોને, दृष्ट्वा જોઇને, शस्त्रसंपाते શસ્ત્રોનો સમુદાય, ‌वृत्ते શરૂ થતાં, कपिध्वज હનૂમાનની ધ્વજાવાળો, पाण्डवः ‌અર્જુન, धनु ધનુષ્યને उद्यम्य તૈયાર કરીને, तदा તે વખતે, ‌षीकेशम् ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણને, इदम् આ, आह કહેવા ‌લાગ્યો.

॥ अर्जुन उवाच ॥

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥

**पदच्छेदः**– सेनयोः, उभयोः, मध्ये, रथम्, स्थापय, मे, अच्युत

**समासाः**—न च्युत अच्युत तत्सम्बुद्धौ हे अच्युत ।

અન્વય અને અર્થ —**अच्युत** હે શ્રીકૃષ્ણ, **उभयो** બન્ને **सेनयो** સેનાઓની, **मध्ये** વચમા, **मे** મારા, **रथम्** રથને **स्थापय** ઉભો રાખો

ભાવાર્થ —હે શ્રીકૃષ્ણ, બન્ને સેનાઓની વચ્ચે મારા રથને ઉભો રાખો ૨૧

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ॥
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे॥ २२ ॥

**पदच्छेदः**—यावत्, एतान्, निरीक्षे, अहम्, योद्धुकामान्, अवस्थितान्, कैः, मया, सह, योद्धव्यम्, अस्मिन्, रणसमुद्यमे

**समासाः**–योद्धुं कामा योद्धुकामा तान् योद्धुकामान् । सम्यक् उद्यम समुद्यमः, रणस्य समुद्यम रणसमुद्यम तस्मिन् रणसमुद्यमे ।

અન્વય અને અર્થ —**यावत** જ્યાંથી અથવા જ્યાંસુધી, **योद्धुकामान्** યુદ્ધની ઈચ્છાવાળા, **अवस्थितान्** સ્થિરતાથી ઉભેલાઓને, **एतान्** એમને, **अहम्** હું, **निरीक्षे** નિરીક્ષણ કરી શકું, **अस्मिन्** આ, **रणसमुद्यमे** રણના સમારંભમાં **मया** મારે **कैः** કોની **सह** સાથે **योद्धव्यम** યુદ્ધ કરવું જોઈએ

ભાવાર્થ —જ્યાંથી યુદ્ધની ઇચ્છાથી સ્થિરતાથી ઉભા રહેલા એમને હું જોઇ શકું તેમજ આ રણસમારંભમાં માગે કોની સાથે યુદ્ધ કરવું જોઇએ તે પણ જોઈ શકું ૨૨

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ॥
धार्त्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

**पदच्छेदः**—योत्स्यमानान्, अवेक्षे, अहम्, ये, एते, अत्र, समागताः, धार्त्तराष्ट्रस्य, दुर्बुद्धेः, युद्धे, प्रियचिकीर्षवः

**व्युत्पत्तिः**—सम आगताः समागताः, कर्तुमिच्छतीति चिकीर्षुः ते च=चिकीर्षवः

**समासाः**—दुष्टा बुद्धिः यस्य स दुर्बुद्धिः । प्रियस्य चिकीर्षव प्रियचिकीर्षवः ।

**અન્વય અને અર્થ** —**दुर्बुद्धे** દુષ્ટ બુદ્ધિવાળા **धार्त्तराष्ट्रस्य** દુર્યોધનનું, **युद्धे** યુદ્ધમાં, **प्रियचिकीर्षव** ભલું કરવાની ઇચ્છાવાળા, **ये** જે, **एते** આ, **अत्र** અહીં, **समागता** આવેલા છે (તે) **योत्स्यमानान्** યુદ્ધ કરવા ઇચ્છનારાઓને, **अहम्** હું, **अवेक्षे** જોઉં

ભાવાર્થ —દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધનનું યુદ્ધમાં ભલું કરવાની ઇચ્છાવાળા જેઓ અહીં આવેલા છે તેવા યુદ્ધ કરવાને ઇચ્છનારાઓને હું જોઉં ૨૩

અવતરણિકા—શ્રીકૃષ્ણ અહિંસા ધર્મનો આશ્રય લઈ અર્જુનને યુદ્ધ નહિ કરવા માટે અવશ્ય આજ્ઞા કરશે, એવી ધૃતરાષ્ટ્રના મનમાં આશા ઉપજે તે દૂર કરવાના ઇરાદાથી સંજય ધૃતરાષ્ટ્રને કહે છે —

॥ सञ्जय उवाच ॥

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ॥
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ॥
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

**पदच्छेदः**—एवम्, उक्त्वा, हृषीकेशः, गुडाकेशेन, भारत, सेनयोः, उभयोः, मध्ये, स्थापयित्वा, रथोत्तमम्, भीष्मद्रोणप्रमुखतः, सर्वेषाम्, च, महीक्षिताम्, उवाच, पार्थ, पश्य, एतान्, समवेतान्, कुरून्, इति

**समासाः**–गुडाकाया ईशः गुडाकेश । भरत–नाम्नो राज्ञ वंशे जात भारतः तत्सबुद्धौ भारत । रथेषु उत्तम रथोत्तम तम् रथोत्तमम् । भीष्मश्च द्रोणश्च भीष्मद्रोणौ तयो प्रमुखत भीष्मद्रोण-प्रमुखतः । मह्याः क्षिते ईशा महीक्षित तेषाम् महीक्षिताम् ।

અન્વય અને અર્થ —भारत હે ધૃતરાષ્ટ્ર गुडाकेशेन નિદ્રાને જીતનાર અર્જુનવડે, एवम् એ પ્રમાણે, उक्त કહેવાયલા, हृषीकेश, ભગવાન્ શ્રીકૃષ્ણ उभयो બન્ને, सेनयो સેનાઓની, मध्ये વચમા भीष्मद्रोणप्रमुखत ભીષ્મ અને દ્રોણની સમક્ષ, च અને, सर्वेषाम् બધા, महीक्षिताम् રાજાઓની (સમક્ષ) रथोत्तमम् ઉત્તમ રથને, स्थापयित्वा સ્થાપન કરીને एतान् આ, समवेतान् એકઠા મળેલા, कुरून् કૌરવોને, पश्य જો, इति એ પ્રમાણે, उवाच બોલ્યા

ભાવાર્થ —હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે અર્જુનવડે કહેવાયલા ભગવાન્ શ્રીકૃષ્ણ બન્ને સેનાઓની વચ્ચે અને ભીષ્મદ્રોણ તથા

અન્ય રાજાઓની સમક્ષ, તે ઉત્તમ રથને ઉભો રાખીને " આ ભેગા મળેલા કૌરવોને તુ જો " એ પ્રમાણે બોલ્યા ૨૪-૨૫.

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ॥
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा॥२६॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥

पदच्छेदः--तत्र, अपश्यत्, स्थितान्, पार्थः, पितॄन्, अथ, पितामहान्, आचार्यान्, मातुलान्, भ्रातॄन्, पुत्रान्, पौत्रान्, सखीन्, तथा, श्वशुरान, सुहृदः, च, एव, सेनयोः, उभयोः, अपि.

व्युत्पत्तिः—पृथायाः अपत्यं पुमान् पार्थः, पुत्रस्य अपत्यं पुमान् पौत्रः तान पौत्रान्. शोभनं हृदयं यस्य सः सुहृत् ते च सुहृदः.

અન્વય અને અર્થ —तत्र ત્યા-યુદ્ધભૂમિમા, पार्थ અર્જુન, उभयो બન્ને, सेनयो સેનાઓમા, अपि પણ, स्थितान् ઉભેલા, पितॄन् ભૂરિશ્રવાદિ પિતૃપક્ષના વડીલોને, अथ તથા, पितामहान् ભીષ્મ વિગેરે પિતામહોને, आचार्यान् દ્રોણ, કૃપાચાર્યાદિ આચાર્યોને, मातुलान् શલ્યાદિ મોસાળ પક્ષનાઓને, भ्रातॄन् ભીમ, દુર્યોધનાદિ ભાઇઓને, पुत्रान् અભિમન્યુ, લક્ષ્મણ ઇત્યાદિ પુત્રોને, पौत्रान् લક્ષ્મણના પુત્ર વિગેરે પૌત્રોને, तथा અને, सखीन् અશ્વત્થામાદિક સહાધ્યાયીઓને, श्वशुरान् દ્રુપદ વિગેરે શ્વસુરોને, च અને, सुहृद સાત્યકિ કૃતવર્માદિક ખાસ મિત્રોને, एव નિશ્ચયાર્થ, પણ, अपश्यत् જોતો હવો.

ભાવાર્થ —યુદ્ધભૂમિમાં અર્જુન, બન્ને સેનાઓમાં ઉભેલા પોતાના ભૂરિશ્રવાદિ કાકાઓને, ભીષ્માદિ પિતામહોને, દ્રોણ કૃપાચાર્યાદિ આચાર્યોને, શલ્ય વિગેરે મામાઓને ભીમ, દુર્યોધન, વિગેરે ભાઈઓને, અભિમન્યુ, લક્ષ્મણ ઇત્યાદિ પુત્રો તથા તેમના પુત્રો એટલે કે પોતાના પૌત્રોને, તથા અશ્વત્થામાદિક સહાધ્યાયીઓને દ્રુપદ વિગેરે શ્વસુરને, અને સાત્યકિ, કૃતવર્માદિ મિત્રોને પણ જોતો હવો. ૨૬

અવતરણિકા —પછી અર્જુનને વિપરીત વિચારને લીધે જણાયું કે સંબંધિજનોની હિંસા કરવી એ મહાપાપ છે. એમ જ્ઞાન થતાં યુદ્ધ નહીં કરવાની અર્જુનને ઇચ્છા થઇ, તે કહે છે —

तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बंधूनवस्थितान् ॥२७॥
कृपया परयाऽऽविष्टो विषीदन्निदमब्रवीत् ।

**पदच्छेदः**—तान्, समीक्ष्य, सः, कौन्तेयः, सर्वान, बन्धून्, अवस्थितान, कृपया, परया, आविष्टः, विषीदन्, इदम्, अब्रवीत्.

**व्युत्पत्तिः**—सम्यक् ईक्ष्य=समीक्ष्य. कुन्त्याः अपत्यं पुमान् कौन्तेयः आ समन्तात् विष्टः व्याप्तः आविष्टः विशेषेण सीदन=विषीदन्.

અન્વય અને અર્થ —**स** તે, **कौन्तेय** કુન્તીનો પુત્ર અર્જુન, **अवस्थितान्** ગોઠવાયલા, **तान्** તેમને, **सर्वान्** બધા, **बन्धून्** સગા સંબંધીઓને, **समीक्ष्य** સારીરીતે જોઇને, **परया** ઘણી **कृपया** દયાથી **आविष्ट** ઘેરાયલો, **विषीदन्** વિષાદ-ખેદ પામતો, **इदम्** આ ( પ્રમાણે ) **अब्रवीत्** બોલ્યો.

ભાવાર્થ —અર્જુન, પોતાના બધા સંબંધીઓને સારીરીતે ગોઠવાયલા જોઇને અત્યંત દયાથી આર્દ્ર મનવાળો થઇને ખેદ પામતો આ પ્રમાણે બોલ્યો ૨૭

અવતરણિકા —આત્મજ્ઞાનને યથાર્થ નહી જાણનાર અર્જુન, પોતાના શરીરને આત્મા, અને બીજાઓને આત્મીય-સંબંધી તરીકે ઓળખાવે છે, અને યુદ્ધમા પોતનો અને સ્નેહીઓનો વિનાશ થવાનો પ્રસંગ ધારીને, 'યુદ્ધમાથી પાછા ન હઠવારૂપ' પોતાના ધર્મને ચુસ્ત રીતે વળગી રહેવાના કારણરૂપ 'तत्त्वज्ञान'ને બાધા કરનારો મહાન શોક અર્જુનને ઉત્પન્ન થયો તે શોકના ચિહ્નોનુ વર્ણન નીચેના ત્રણ શ્લોકોથી કહે છે

## अर्जुन उवाच ॥

दृष्ट्वेम स्वजन कृष्ण युयुत्सु समुपस्थितम् ॥२८॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ॥
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

पदच्छेदः—दृष्ट्वा, इमम्, स्वजनम्, कृष्ण, युयुत्सुम्, समुपस्थितम्. सीदन्ति, मम, गात्राणि, मुखम्, च, परिशुष्यति, वेपथुः, च, शरीरे, मे, रोमहर्षः, च, जायते.

व्युत्पत्तिः—स्वस्य जनः स्वजनः तम् स्वजनम् कर्षयतीति कृष्णः तत्संबुद्धौ हे कृष्ण योद्धुमिच्छुः युयुत्सुः तम् युयुत्सुम् सम्यक् सावधानतया उपस्थितम् समुपस्थितम. परितः सर्वतः शुष्यति इति=परिशुष्यति. रोम्णां हर्षः=रोमहर्षः.

અન્વય અને અર્થ —कृष्ण હે શ્રીકૃષ્ણ, युयुत्सुम् યુદ્ધ કરવાની ઇચ્છાવાળા समुपस्थितम् સારીરીતે સ્થિર ઉભેલ, इमम् આ, स्वजनम् પોતાના કુટુંબીઓને, दृष्ट्वा જોઈને, मम મારા, गात्राणि અવયવો, सीदन्ति શિથિલ થાય છે, च અને, मुखम् મ્હોડું, परिशुष्यति અત્યંત સુકાય છે च અને, मे મારા, शरीरे શરીરમાં, वेपथु કંપારી, च તથા, रोमहर्ष રોમાંચ (રૂવાડાંનું ઉભું થવું તે) जायते થાય છે

ભાવાર્થ —હે શ્રીકૃષ્ણ, યુદ્ધ કરવાની ઇચ્છાવાળા, અને સારી રીતે તૈયાર થઇને ઉભેલા આ મારા કુટુંબીઓને જોઈને મારા અવયવો શિથિલ થઇ જાય છે, અને મ્હોડું અત્યંત સુકાય છે, તથા શરીરમાં કંપારી છૂટે છે અને રોમાંચ ખડા થઈ જાય છે ૨૮-૨૯

गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ॥
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥
निमित्तानि च पश्यामि विपरीतानि केशव ॥

पदच्छेदः—गाण्डीवम्, स्रंसते, हस्तात्, त्वक्, च, एव, परिदह्यते, न, च, शक्नोमि, अवस्थातुम्, भ्रमति, इव, च, मे, मनः, निमित्तानि, च, पश्यामि, विपरीतानि, केशव.

व्युत्पत्तिः—गाण्डिः अस्य अस्तीति संज्ञायाम् गाण्डीवम्. परितः दह्यते परिदह्यते. कश्च ईशश्च केशौ तौ वाति गच्छति प्रेरयतीति केशवः तत्संबुद्धौ हे केशव.

અન્વય અને અર્થ —गाण्डीवम् ગાંડીવ (એ નામનું ધનુષ્ય), हस्तात् હાથમાંથી, स्रंसते પડી જાય છે, च તથા, त्वक् ચામડી, एव (નિશ્ચયાર્થ પણ), परिदह्यते ચોતરફથી બળે છે च અને, अवस्थातुम् ઉભો રહેવાને, न નહિ, शक्नोमि શક્તિમાન્ છું, च અને, मे મારૂં, मन મન, भ्रमति ભમતું હોય, इव જાણે કે, च અને, केशव હે કેશવ, विपरीतानि ઉલટા, निमित्तानि શકુનો, पश्यामि હું જોઉં છું

ભાવાર્થ —ગાંડીવ હાથમાંથી પડી જાય છે, તથા ચામડી પણ ચોતરફથી બળે છે, અને ઉભો રહેવાને પણ હું શક્તિમાન્ નથી, અને મારૂં મન જાણે ભમતું હોયની તેવું થાય છે। અને હે કેશવ, હું અશુભ શકુનો જોઉં છું ૩૦

न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥
न काङ्क्षे विजयं कृष्ण न च राज्य सुखानि च ॥

पदच्छेदः—न, च, श्रेयः, अनुपश्यामि, हत्वा, स्वजनम्, आहवे, न, काङ्क्षे, विजयम्, कृष्ण, न, च, राज्यम्, सुखानि, च.

व्युत्पत्तिः—आहूयन्ते अरयः अत्र इति आहवः, विशेषेण जयः विजयः तम् विजयम्.

અન્વય અને અર્થ —च અને, आहवे યુદ્ધમાં, स्वजनम् પોતાના કુટુંબીઓને, हत्वा હણીને, अनु પાછળથી, श्रेय કલ્યાણ, न નહિ, पश्यामि જોઉં છું, कृष्ण હે શ્રીકૃષ્ણ, विजयम् વિજયને, न નહિ, च અને, राज्यम् રાજ્યને, च તથા, सुखानि સુખોને, न નહિ, काङ्क्षे ચાહું છું

ભાવાર્થ—અને યુદ્ધમાં કુટુંબીઓને હણીને હું પાછળથી કલ્યાણ જોતો નથી હે શ્રીકૃષ્ણ! હું વિજયને, રાજ્યને તથા સુખોને પણ ચાહતો નથી ૩૧

અવતરણિકા—રાજ્યની આકાંક્ષા સર્વને હોવી જોઈએ કારણ કે તે વડે પુત્ર ભાઈ વિગેરેની સગવડ બરાબર કરી શકાય છે એમ કદાચ ભગવાન્ કહે તો તેના જવાબમાં અર્જુન કહે છે—

किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥३२॥
येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ॥
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ३३

पदच्छेदः—किम्, नः, राज्येन, गोविन्द, किम्, भोगैः, जीवितेन, वा, येषाम्, अर्थे, काङ्क्षितम्, नः, राज्यम्, भोगाः, सुखानि, च, ते, इमे, अवस्थिताः, युद्धे, प्राणान्, त्यक्त्वा, धनानि, च.

व्युत्पत्तिः—गाः विन्दते इति गोविन्दः भुज्यन्ते इति भोगाः तैः भोगैः.

અન્વય અને અર્થ—गोविन्द હે ગોવિન્દ, नः અમને, राज्येन રાજ્યવડે, किम् શું, भोगैः વિષયભોગોવડે, वा અથવા, जीवितेन જીવવાથી, किम् શું (લાભ) येषाम् જેઓની, अर्थे ખાતર, नः અમારૂં, राज्यम् રાજ્ય, काङ्क्षितम् ઇચ્છવામાં આવેછે, च અને, भोगाः ભોગો, सुखानि સુખો, (ઇચ્છાય છે) इमे આ, ते તેઓ (તો), प्राणान् પ્રાણ-જીવન च તથા धनानि ધન, त्यक्त्वा છોડીને, युद्धे યુદ્ધમાં, अवस्थिताः સ્થિર થઇને ઉભા છે

ભાવાર્થ —હે ગોવિન્દ! રાજ્ય, વિષયભોગ અથવા જીવનથી અમને શો લાભ? કારણ કે જેઓની ખાતર અમે રાજ્ય, ભોગો, અને સુખોને ઇચ્છીએ છીએ, તેઓ તો પોતાના પ્રાણ ધન વિગેરે બધુ છોડીને અહીં યુદ્ધમા ઉભેલા છે ૩૩

અવતરણિકા —જેમને માટે અમે રાજ્ય ચાહીએ છીએ તેઓ તો જીવિતની પણ દરકાર ન કરીને યુદ્ધમા ઉભેલા છે, તે વાત અર્જુને કહી, અને નીચેના શ્લોકમા પણ તેમના જ નામ જણાવે છે —

आचार्या. पितरः पुत्रास्तथैव च पितामहाः ॥
मातुला श्वसुरा· पौत्राः श्यालाः सबन्धिनस्तथा॥३४॥

**पदच्छेदः**—आचार्याः, पितरः, पुत्राः, तथा, एव, च, पितामहाः, मातुलाः, श्वसुराः, पौत्राः, श्यालाः, संबन्धिनः, तथा.

**व्युत्पत्तिः**—सम्यक् बन्धः सम्बन्धः सम्बन्धः अस्य अस्तीति सम्बन्धी ते च सम्बन्धिनः.

**અન્વય અને અર્થ**—**आचार्या** દ્રોણાચાર્યાદિ આચા , **पितर** કાકાઓ, **पितामह** ભીષ્મ વિગેરે દાદાઓ **पुत्रा** અભિમ પ્રતિવિન્ધ્યાદિ પુત્રો, **च** અને, **तथा** તેમજ, **एव** જ (નિશ્ચય **मातुला** મામાઓ, **श्वसुरा** સસરા, **पौत्रा** પૌત્રો, **श्याला** ધૃષ્ટદ્યુમ્નાદિ સાળાઓ, **तथा** તેમજ, **सबन्धिन** સગા વહાલાઓ

**ભાવાર્થ** —દ્રોણ, કૃપ વિગેરે આચાર્યો, કાકાઓ, પિતામહો, પુત્રો, અને તેમજ મામા, સસરા, પૌત્રો, સાળાઓ અને બીજા સગા વહાલાઓ (આ યુદ્ધમાં લડવાની તૈયારી કરી ઉભેલા જણાય છે) ૩૪

અવતરણિકા.—' હે અર્જુન, તુ કદાચ કૃપાથી એમને મારીશ નહિ, તો પણ રાજ્ય-લોભથી તેઓ તને હણશે " એમ કદાચ શ્રીકૃષ્ણ અર્જુનને કહે તો તેના ઉત્તરમા અર્જુન કહે છે કે —

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन॥
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५॥

**पदच्छेदः**—एतान्, न, हन्तुम्, इच्छामि, घ्नतः, अपि, मधुसूदन, अपि, त्रैलोक्यराज्यस्य, हेतोः, किम्, नु, महीकृते.

**व्युत्पत्तिः**—मधुनामानं दैत्यं सूदयतीति मधुसूदनः तत्संबुद्धौ मधुसूदन

**समासाः**—त्रयाणां लोकानां समाहारः त्रैलोक्यं, त्रैलोक्यस्य राज्यं त्रैलोक्यराज्यम् तस्य त्रैलोक्यराज्यस्य मह्याः कृते=महीकृते

અન્વય અને અર્થ —**मधुसूदन** હે મધુનામના દૈત્યનો નાશ કરનાર શ્રીકૃષ્ણ, **घ्नत** હણાયેલો, **अपि** છતા, **त्रैलोक्य राज्यस्य** સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ ત્રણે લોકના રાજ્યના, **हेतो** કારણથી, **अपि** પણ, **नु** ખરેખર ( वितर्क ), **महीकृते** કેવળ પૃથ્વીને માટે, **किम्** શુ, **एतान्** એઓને, **हन्तुम्** હણવાને, **न** નહિ **इच्छामि** ઇચ્છુ છુ તો

ભાવાર્થ —હે મધુસૂદન, હુ પોતે હણાઇ જાઉ તોપણ, અથવા ત્રિલોકીના રાજ્યની પ્રાપ્તિને માટે પણ નહિ, હુ તેઓને હણવા

જાણતો નથી તો પછી આ પૃથ્વીના રાજ્ય માટે તો શું '૩૫

ननु—'अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः, क्षेत्रदार-हरश्चैव षडेते ह्याततायिनः ॥' इति स्मृतेः एतेषां च सर्वप्रकारै-राततायित्वात्—

'आततायिनमायान्तं हन्यादेवाविचारयन् । नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥'

'नहिंस्यात्' इति धर्मशास्त्रात् 'आततायिनं हन्यात्' इति अर्थशास्त्रस्य दुर्बलत्वात् अस्मान् पापमेव आश्रयेदिति दर्शयति पार्थः ॥

અવતરણિકા —કહેવામા આવ્યુ છે કે —" આગ લગાડનાર, ઝેર આપનાર, શસ્ત્ર હાથમા રાખીને મારવા આવનાર, ધનનુ હરણ કરનારા ક્ષેત્ર-જમીનને ખુચવી લેનાર, તથા સ્ત્રીનુ હરણ કરી લઇ જનાર, એ છ કૃતિ કરનારાઓ આતતાયી કહેવાય છે" એ સ્મૃતિ વાક્યથી દુર્યોધનાદિકોનુ બધી રીતે આતતાયીપણુ સાબીત થાય છે, તેથી સ્મૃતિના નિયમ પ્રમાણે—" આતતાયીને એકદમ કઇ પણ વિચાર વિના હણવો, અને તેમ કરતા આતતાયીનો વધ કરનારને કોઇ પણ જાતનો દોષ નથી." તેથી તેઓનો વધ કરવો જોઇએ, એ સિદ્ધ થાય છે, છતા પણ ' કોઇની હિંસા ન કરવી" એ ધર્મશાસ્ત્ર, " આતતાયીને મારવો " એ અર્થશાસ્ત્રથી વિશેષ બલવાન્ હોવાથી દુર્યોધનાદિકોના વધથી અમને તો જરૂર પાપજ થાય એ વાત અર્જુન શ્રીકૃષ્ણને જણાવે છે —

निहत्य धार्त्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ॥
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

पदच्छेदः—निहत्य, धार्त्तराष्ट्रान्, नः, का, प्रीतिः, स्यात्, जनार्दन, पापम्, एव, आश्रयेद्, अस्मान्, हत्वा, एतान्, आततायिनः.

व्युत्पत्तिः—जनान् अर्दयतीति जनार्दनः, अथवा जनान् अर्दति गच्छति प्रेरयतीति जनार्दनः । आततेन विस्तीर्णेन शस्त्रादिना अयितुं शीलमस्य इति आततायी तान् आततायिनः ।

અન્વય અને અર્થ —जनार्दन હે ભગવન, धार्त्तराष्ट्रान् દુર્યોધનાદિકોને निहत्य હણીને न અમને, का શો प्रीति આનંદ, स्यात् થાય एतान् એમને, आततायिन આતતાયીઓને, हत्वा હણીને, पापम् પાપ, एव જ, अस्मान् અમને आश्रयेद् થાય

ભાવાર્થ —હે જનાર્દન, દુર્યોધનાદિકોને હણીને અમને શો આનંદ થાય? એ આતતાયીઓને હણીને તો અમને કેવળ પાપજ થાય ૩૬

અવતરણિકા —ફલના અભાવથી અને અનર્થના સંભવથી પરહિંસાથી નિવૃત્ત થવું જોઇએ એમ અર્જુન ઉપસંહાર કરે છે–કારણ કે રાજ્ય–સુખના ખાસ ઉદ્દેશથી યુદ્ધનો આરંભ કરી, પોતાનાજ સગાઓના વિનાશથી ખરા સુખની પ્રાપ્તિ થતી નથી, તેથી યુદ્ધ ન કરવું જોઇએ એમ અર્જુન કહે છે —

तस्मान्नार्हा वयं हन्तुं धार्त्तराष्ट्रान् स्वबान्धवान् ॥
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥

**पदच्छेदः**—तस्मात्, न, अर्हाः, वयम्, हन्तुम्, धार्त-राष्ट्रान्, स्वबान्धवान्, स्वजनम्, हि, कथम, हत्वा, सुखिनः स्याम, माधव.

**व्युत्पत्तिः**—स्वस्य जनः स्वजनः तम् स्वजनम् सुखम् अस्य अस्तीति सुखी ते च सुखिनः

**समासाः**—मायाः लक्ष्म्या धवः माधव तत्सबुद्धौ माधव

અન્વય અને અર્થ —**तस्मात्** તેથી, **धार्त्तराष्ट्रान्**, દુર્યોધનાદિકોને, **स्वबान्धवान्** પોતાના બન્ધુઓને **हन्तुम्** હણવાને **वयम्** અમે, **न** નહિ, **अर्हाः** યોગ્ય, **हि** કારણ કે **स्वजनम्** પોતાના કુટુમ્બીઓને, **हत्वा** હણીને **माधव** હે માધવ, **सुखिन** સુખી, **कथम्** કેવી રીતે, **स्याम** થઇએ

ભાવાર્થ —તેથી દુર્યોધનાદિ પોતાનાજ બધુઓને અમે હણવાને યોગ્ય નથી કારણ કે સ્વજનોનેજ હણીને, હે માધવ ! અમે કેવી રીતે સુખી થઇએ ૩૭

અવતરણિકા—સ્વજનની હિસારૂપ દોષથી બન્ને પક્ષને સમાન પાપ લાગે તેમ છે, છતા દુર્યોધનાદિકો જેમ પાપને ગણકારતા નથી, તેમ તમારે પણ પાપ ન જાણવુ એમ કદાચ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે તો તેના સમાધાનમા અર્જુન નીચેના બે શ્લોકથી કહે છે— .

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतस. ॥
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥

पदच्छेदः—यद्यपि, एते, न, पश्यन्ति, लोभोपहत-चेतसः, कुलक्षयकृतम्, दोषम्, मित्रद्रोहे, च, पातकम्.

व्युत्पत्तिः—दुष्यतीति दोषः. द्रुह्यतीति द्रोहः

समासाः—लोभेन उपहतं चेतः येषां ते लोभोपहतचेतसः । कुलस्य क्षयः कुलक्षयः, कुलक्षयेन कृतः कुलक्षयकृतः=तम् कुलक्षय-कृतम् । मित्रस्य द्रोहः मित्रद्रोहः तम् मित्रद्रोहम् ।

અન્વય અને અર્થ—यद्यपि જો કે, लोभोपहतचेतसः લોભથી વિવેકરહિત થયેલ છે ચિત્ત જેમનું एते એઓ, कुलक्षय-कृतम् કુલની હિંસાથી થતું, दोषम् પાપ, च તથા, मित्रद्रोहे મિત્રના દ્રોહથી, पातकम् પાપને, न નહિ, पश्यन्ति જુએ છે

ભાવાર્થ—જો કે લોભથી વિવેકરહિત થયેલ ચિત્તવાળા એ દુર્યોધનાદિકો, કુળની હિંસાથી થતું પાપ અને મિત્રોના દ્રોહથી થતું પાપ જોતા નથી, ૩૮

પરંતુ—

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ॥
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

पदच्छेदः—कथम्, न, ज्ञेयम्, अस्माभिः, पापात्, अस्मात्, निवर्तितुम्, कुलक्षयकृतम्, दोषम्, प्रपश्यद्भिः, जनार्दन.

व्युत्पत्तिः—प्रकर्षेण पश्यन् प्रपश्यन् तैः प्रपश्यद्भिः.

અન્વય અને અર્થ—जनार्दन હે ભગવન્, कुलक्षयकृतम् કુલના નાશથી થતુ, दोषम् પાપ, प्रपश्यद्भि જોતા, अस्माभि અમારા વડે अस्मात् આ, पापात् પાપથી, निवर्तितुम् નિવૃત્ત થવાને, कथम् શા માટે, न નહિ, ज्ञेयम् જાણવુ જોઈએ?

ભાવાર્થ—હે જનાર્દન! કુલના નાશથી થતા પાપને જાણતા એવા અમોએ આ (કુલક્ષય-રૂપ)પાપથી નિવૃત્ત થવાને શા માટે જાણવુ જોઈએ નહિ? ૩૯

અવતરણિકા—'કુલના નાશથી એવો કયો દોષ છે કે જે જાણીને તમે યુદ્ધમાથી વિરામ ચાહો છો?" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કદાચ કહે તો તેના જવાબમા અર્જુન કહે છે—

कुलक्षये प्रणश्यन्ति कुलधर्मा· सनातनाः ॥
धर्मे नष्टे कुल कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥

पदच्छेदः—कुलक्षये, प्रणश्यन्ति, कुलधर्माः, सनातनाः, धर्मे, नष्टे, कुलम्, कृत्स्नम्, अधर्मः, अभिभवति, उत

व्युत्पत्तिः—प्रकर्षेण नश्यन्ति प्रणश्यन्ति धारयतीति धर्मः

समासाः—कुलस्य क्षय कुलक्षयः तस्मिन् कुलक्षये। कुलस्य धर्मा कुलधर्मा। न धर्म अधर्म

અન્વય અને અર્થ—कुलक्षये કુલનો નાશ થતા, सनातनाः પરપરાથી ચાલ્યા આવતા, कुलधर्मा કુલ-વશને ઉચિત ધર્મો, प्रणश्यन्ति નાશ પામે છે, उत (સમુચ્ચય વાચક અવ્યય) વળી બાકી રહેલો, धर्मे ધર્મ (અગ્નિહોત્રાદિ) नष्टे નાશ થઇ જતા, अधर्म અધર્મ, कृत्स्नम् આખા, कुलम् કુલને, अभिभवति ચોતરફથી વ્યાપ્ત કરે છે

ભાવાર્થ —કુલના પુરૂષોનો નાશ થતા પરંપરાથી ચાલ્યા આવતા, કુલોચિત ધર્મો કરનારના અભાવથી નષ્ટ થઇ જાય છે, અને અગ્નિહોત્રાદિ ધર્મો નષ્ટ થઈ જતા બાકી રહેલા આખા કુલને અધર્મ ઘેરી લેછે ૪૦

અવતરણિકા —કુલનો નાશ કરનારાઓના દોષાન્તરો પણ નીચેના શ્લોકોમા અર્જુન કહે છે --

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ॥
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥

**पदच्छेदः**--अधर्माभिभवात्, कृष्ण, प्रदुष्यन्ति, कुलस्त्रियः, स्त्रीषु, दुष्टासु, वार्ष्णेय, जायते, वर्णसंकरः

**व्युत्पत्तिः**—भवतीति भवः, अभितः भवः=अभिभवः, प्रकर्षेण दुष्यन्ति प्रदुष्यन्ति वृष्णेः अपत्यं पुमान् वार्ष्णेयः तत्संबुद्धौ वार्ष्णेय.

**समासाः**—अधर्मस्य अभिभव अधर्माभिभव तस्मात् अधर्माभिभवात् । कुलस्य स्त्रिय कुलस्त्रिय । वर्णस्य संकर वर्णसंकर

અન્વય અને અર્થ --**कृष्ण** હે શ્રીકૃષ્ણ, **अधर्माभिभवात्** અધર્મની વ્યાપ્તિથી, **कुलस्त्रियः** વંશની સ્ત્રીઓ, **प्रदुष्यन्ति** દુષ્ટ-વ્યભિચારિણી થઇ જાય છે, **स्त्रीषु** સ્ત્રીઓ, **दुष्टासु** દુષ્ટ થતે, **वार्ष्णेय** હે વૃષ્ણિવંશોદ્ભવ, **वर्णसंकर** વ્યભિચારથી ઉત્પન્ન થયેલી પ્રજા, **जायते** પેદા થાય છે

**ભાવાર્થ** --હે શ્રીકૃષ્ણ, અધર્મની વ્યાપ્તિથી વંશની સ્ત્રીઓ વ્યભિચારિણી થઈ જાય છે, સ્ત્રીઓ વ્યભિચારિણી થતા વર્ણસંકર પ્રજા પેદા થાય છે ૪૧

અવતરણિકા —વર્ણસંકર પ્રજાનો દોષ અને કેવા ગંભીર પરિણામો લાવે છે તે વાત અર્જુન જણાવે છે —

सकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ॥
पतन्ति पितरो ह्येषा लुप्तपिण्डोदकक्रियाः ॥ ४२ ॥

**पदच्छेदः**—संकरः, नरकाय, एव, कुलघ्नानाम्, कुलस्य, च, पतन्ति, पितरः, हि, एषाम्, लुप्तपिण्डोदकक्रियाः.

**व्युत्पत्तिः**—संक्रियते इति संकरः

**समासाः**—कुलं घ्नन्तीति कुलघ्नाः तेषाम् कुलघ्नानाम्। पिण्डाश्च उदकं च=पिण्डोदकम् पिण्डोदकस्य क्रिया पिण्डोदकक्रियाः, लुप्ता पिण्डोदकक्रियाः येषां ते लुप्तपिण्डोदकक्रियाः ।

અન્વય અને અર્થ —**सकर** વર્ણસંકર પ્રજા, **कुलघ्नानाम्** કુલનો નાશ કરનારાઓના, **च** તથા **कुलस्य** કુલના, **नरकाय** નરકવાસ-અધોગતિને માટે, **एव** જરૂર (થાય), **हि** કારણ કે, **लुप्तपिण्डोदकक्रिया** લોપાયેલી છે પિંડદાન અને તર્પણાંજલિની ક્રિયા જેમની તેવા, **एषाम** એઓના, **पितर** પિતૃઓ, **पतन्ति** પડે છે (અધોગતિને પામેછે)

ભાવાર્થ —વર્ણસંકર પ્રજા, કુલનો નાશ કરનારાઓ, તથા કુલના પૂર્વજોને અધોગતિમા નાખનારી અવશ્ય થાય છે, કારણ કે પિંડદાન, અને તર્પણાંજલિની ક્રિયાઓ લુપ્ત થવાથી પિતૃઓ નરકમા પડેછે ૪૨

दोषैरेतैः कुलघ्नाना वर्णसंकरकारकैः ॥
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥

**पदच्छेदः**—दोषैः, एतैः, कुलघ्नानाम्, वर्णसंकर-कारकैः, उत्साद्यन्ते, जातिधर्माः, कुलधर्माः, च, शाश्वताः.

**व्युत्पत्तिः**—करोतीति कारकः

**समासाः**—कुलं घ्नन्तीति कुलघ्ना तेषाम् कुलघ्नानाम् । वर्णस्य संकरः वर्णसंकरः, वर्णसंकरस्य कारकः वर्णसंकरकारकः तैः वर्णसंकरकारकैः । जातेः धर्माः जातिधर्माः । कुलस्य धर्माः कुलधर्माः ।

અન્વય અને અર્થ --**कुलघ्नानाम्** કુલનો નાશ કરનારાઓના, **वर्णसंकरकारकैः** વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનારા, **एतैः** એ, **दोषैः** દોષોવડે **जातिधर्माः** જ્ઞાતિના-ક્ષત્રિયત્વાદિ ધર્મો, **च** તથા, **शाश्वताः** શાશ્વત-હમેશના, **कुलधर्माः** કુલના ધર્મો, **उत्साद्यन्ते** નષ્ટ થઈ જાય છે

ભાવાર્થ --કુલનો નાશ કરનારાઓના વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનારા એ દોષોવડે જ્ઞાતિ ક્ષત્રિયત્વાદિ ધર્મો તથા હમેશના કુલધર્મો નષ્ટ થઈ જાયછે ૪૩

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ॥
नरकेऽनियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥

**पदच्छेदः**--उत्सन्नकुलधर्माणाम्, मनुष्याणाम्, जनार्दन, नरके, अनियतं, वासः, भवति, इति, अनु-शुश्रुम.

**समासाः**—उत्सन्नाः नष्टाः कुलधर्माः येषां ते उत्सन्नकुलधर्माः तेषाम् उत्सन्नकुलधर्माणाम् । न नियतम् अनियतम् ।

અન્વય અને અર્થ --**जनार्दन** સંબોધન, હે જનાર્દન, **उत्सन्नकुलधर्माणाम्** વિનષ્ટ થયેલ છે કુલના ધર્મો જેના, **मनुष्याणाम्**

મનુષ્યોનો, नरके નરકમા, अनियतम् ચિરકાલ પર્યંત, वास વાસ, भवति થાયછે, इति એ પ્રમાણે, अनुशुश्रुम સાભળીએ છીએ

ભાવાર્થ –હે જનાર્દન,નાશ થએલ કુલધર્મોવાળા મનુષ્યોનો અપ્રમાણ-લાંબા વખત-સુધી નરકમા વાસ થાય છે, એ પ્રમાણે અમે આચાર્યો પાસેથી સાભળીએ છીએ ૪૪

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ॥
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥

**पदच्छेदः**—अहो, बत, महत्, पापम्, कर्तुम्, व्यवसिताः, वयम्, यत्, राज्यसुखलोभेन, हन्तुम्, स्वजनम्, उद्यताः.

**समासाः**––राज्यस्य सुख राज्यसुख राज्य सुखस्य लोभः राज्यसुखलोभः तेन राज्यसुखलोभेन ।

અન્વય અને અર્થ ––अहो बत અત્યન્ત ખેદ દર્શક અવ્યયો, वयम् અમે, महत् મોટું, पापम् પાપ, कर्तुम् કરવાને, व्यवसिता તૈયાર થયા છીએ, यद् કે, राज्यसुखलोभेन રાજ્ય-સુખના લોભથી, स्वजनम् પોતાના કુટુબીઓને, हन्तुम् હણવાને, उद्यता તૈયાર થયા છીએ

ભાવાર્થ ––અરેરે! અમે મોટું પાપ કરવાને તૈયાર થયા છીએ, કે રાજ્ય-સુખના લોભથી પોતાના કુટુબીઓનો નાશ કરવા તૈયાર થયા છીએ ૪૫

અવતરણિકા —" હવે એ પ્રમાણે શત્રુઓનો પરાજય કરવાના ઉપાય-રહીત તુ થઇશ તો, તેઓ તને વગર હથિયારનો જોઇને કેદ કરશે અથવા મારી નાખશે " એમ કદાચ શ્રીકૃષ્ણ દલીલ કરે તો જવાબમા અર્જુન કહે છે —

**यदि माममप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ॥**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥**

**पदच्छेदः—यदि, माम्, अप्रतीकारम्, अशस्त्रम्, शस्त्रपाणयः, धार्तराष्ट्राः, रणे, हन्युः, तत्, मे, क्षेमतरम्, भवेत्।**

**व्युत्पत्तिः—विशेषेण क्षेमम्=क्षेमतरम्**

**समासाः—**न विद्यते प्रतीकारः यस्य स अप्रतीकार तम् अप्रतीकारम्। न विद्यते शस्त्र यस्य स अशस्त्र तम् अशस्त्रम्। शस्त्राणि पाणिषु येषा ते शस्त्रपाणय

અન્વય અને અર્થ—यदि જો, अप्रतीकारम् બચાવના ઉપાય ન કરતા એવા, अशस्त्रम् શસ્ત્રરહીત माम् મને, शस्त्रपाणय હથિયારબધ, धार्त्तराष्ट्रा ધતરાષ્ટ્રના પુત્રો, रणे રણભૂમિમા, हन्यु નાશ કરે तत् તે, मे મારે માટે, क्षेमतरम् વિશેષ કલ્યાણ કારક, भवेत् થાય

ભાવ—કદાચ, બચાવના ઉપાયરહિત અને શસ્ત્રરહિત એવા મને, ધૃતરાષ્ટ્રના પુત્રો રણભૂમિમા મારી નાખે, તો તે મારે માટે વિશેષ કલ્યાણકારક થાય ૪૬

प्राणत्राणादपि प्रकृष्टो धर्म प्राणभृतामहिंसा इतिभाव પોતાની જાનના રક્ષણ કરતા પણ પ્રાણિઓ માટે અહિંસા ધર્મ ઉત્તમ અને આચરણ કરવા યોગ્ય છે, એવુ અર્જુનનુ કહેવુ છે

અવતરણિકા—ઉપર પ્રમાણે અર્જુનનુ વક્તવ્ય ધૃતરાષ્ટ્રને સજયે નિવેદિત કર્યું, તે પછીના વૃત્તાતને સજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહે છે

**संजय उवाच ।**

**एवमुक्त्वार्जुनः सङ्ख्ये रथोपस्थ उपाविशत् ॥**
**विसृज्य सशरं चाप शोकसंविग्नमानसः ॥ ४७ ॥**

**पदच्छेदः**--संजयः, उवाच, एवम्, उक्त्वा, अर्जुनः, संख्ये, रथोपस्थः, उपाविशत्, विसृज्य, सशरम, चापम्, शोकसंविग्नमानसः.

**व्युत्पत्तिः**-उपतिष्ठतीति उपस्थः

**समासाः**—रथस्य उपस्थः रथोपस्थः । शरेण सहित सशरम्। शोकेन संविग्न-संदिग्ध मानसम् यस्य सः शोकसंविग्नमानसः ।

અન્વય અને અર્થ --सजय સંજય. उवाच બોલ્યો अर्जुन અર્જુન, एवम् એ પ્રમાણે, सङ्ख्ये રણસંગ્રામમાં, उक्त्वा કહીને रथोपस्थ રથના ઉપર सशर બાણ સહિત, चापम् ધનુષ્યને, विसृज्य છોડીને, शोकसंविग्नमानस શોકથી ડોલાયમાન ચિત્તવાળો उपाविशत् બેસી ગયો

ભાવાર્થ --સંજય બોલ્યો-એ પ્રમાણે અર્જુન રણ-સંગ્રામમાં બોલીને રથના ઉપર બાણસહિત ધનુષ્યને છોડીને શોકથી ડોલાયમાન ચિત્તવાળો, બેસી ગયો ૪૭

**इति श्रीमद्भगवतगीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अर्जुनविषाद-योगोनामप्रथमोऽध्यायः**





# द्वितीयोऽध्यायः ।

## અધ્યાય ૨ જો

અવતરણિકા —"અહિંસા સૌથી શ્રેષ્ઠ ધર્મ છે" તથા તે ધર્મનું પાલન કરતાં ભિક્ષાના અન્નથી ચલાવી લેવું પડે તો પણ ભલે, એવી બુદ્ધિથી યુદ્ધમાંથી અર્જુનની વિમુખતા સાંભળીને પોતાના પુત્રોનો રાજ્ય-વૈભવ સ્થિર જાણીને સ્વસ્થ હૃદયે બેઠેલા ધૃતરાષ્ટ્રને તેની ખોટી આશા દૂર કરવાના ઉદ્દેશથી સંજય તેને કહેવા લાગ્યો.—

**संजय उवाच ।**

तं तथा कृपयाविष्टमश्रूपूर्णाकुलेक्षणम ॥

विषीदतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

**पदच्छेदः**—संजयः, उवाच, तम्, तथा, कृपया, आविष्टम्, अश्रुपूर्णाकुलेक्षणम्, विषीदन्तम्, इदम्, वाक्यम्, उवाच, मधुसूदनः

**समासाः**—अश्रुभिः पूर्णे अतएव आकुले ईक्षणे यस्य स अश्रूपूर्णाकुलेक्षणः तम् अश्रूपूर्णाकुलेक्षणम्

અન્વય અને અર્થ -सजय સંજય, उवाच બોલ્યો कृपया કૃપાથી, आविष्टम् વ્યાપ્ત, अश्रुपूर्णाकुलेक्षणम् આસુઓથી ભરાયેલી અને તેથીજ આકુલ-જોઇ ન શકાય તેવી આંખોવાળા, तथा તે પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે, विषीदन्तम् ખેદ કરતા ( એવા ) तम् તેને, मधुसूदन શ્રીકૃષ્ણ ભગવાન્, इदम् આ ( પ્રમાણે ) वाक्यम् વચન, उवाच બોલવા લાગ્યા

ભાવાર્થ —સંજય બોલ્યો-સ્નેહજન્ય અત્યંત કૃપા-દયાથી વ્યાપ્ત અને આસુઓથી ભરાયેલી, અને તેથીજ ન જોઇ શકાય તેવી આંખોવાળા, અને ઉપર કહ્યા પ્રમાણે ખેદ કરતા એવા તેને ( અર્જુનને ), ભગવાન્ શ્રીકૃષ્ણ આ ( પ્રમાણે ) વચન કહેવા લાગ્યા ૧

અવતરણિકા —ઉલટી બુદ્ધિને પ્રેરનાર શોકથી ઉપજેલ અત્યંત મોહના કારણથી, શ્રીકૃષ્ણે ભાન કરાવ્યા છતા, અર્જુન કાર્યાકાર્ય ( શું કરવું અને શું નહિ કરવું ) સમજી શક્યો નહિ તો પણ તેમણે તેની ઉપેક્ષા કરી નહિ, પણ નીચે પ્રમાણે સમજાવવા લાગ્યા —

**श्रीभगवानुवाच ।**

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ॥
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

**पदच्छेदः**—श्रीभगवान् उवाच, कुतः, त्वा, कश्मलम्, इदम्, विषमे, समुपस्थितम्, अनार्यजुष्टम्, अस्वर्ग्यम्, अकीर्तिकरम्, अर्जुन.

ऐश्वर्यस्य च समग्रस्य ज्ञानस्य यशसः श्रियः ।
वैराग्यस्याथ मोक्षस्य षण्णां भगइतीङ्गना ॥

**व्युत्पत्तिः**—सम्पूर्ण ऐश्वर्यादिषड्गुणसम्पन्नः श्रीकृष्ण अतएव भगः यस्य अस्तीति भगवान्

**समासाः**—न आर्या अनार्या, अनार्यै जुष्ट अनार्यजुष्ट. तम् अनार्यजुष्टम् । स्वर्गे भवम् स्वर्ग्यम् न स्वर्ग्यम् अस्वर्ग्यम् । न कीर्ति अकीर्ति तां करोतीति=अकीर्तिकरम् ।

અન્વય અને અર્થ—श्रीभगवान् શ્રીભગવાન્ उवाच બોલ્યા अर्जुन હે અર્જુન, अनार्यजुष्टम् અનાર્યોએ સેવેલી, अस्वर्ग्यम् સ્વર્ગમા નહિ લઈ જનારી, अकीर्तिकरम् અપકીર્તિ કરાવનારી, इदम् આ, कश्मलम् મલિનતા, विषमे અયોગ્ય વખતે, त्वा તને, कुत કયાથી, समुपस्थितम् થઇ

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા-હે અર્જુન, અનાર્યોએ સેવેલી, સ્વર્ગમા નહિ લઇ જનારી, અપકીર્તિ કરાવનારી, આ મલિનતા આવા, અયોગ્ય પ્રસગે તને કયાથી થઇ ? २

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

**पदच्छेदः**—क्लैब्यम्, मा, स्म गमः, पार्थ, न, एतत्, त्वयि, उपपद्यते, क्षुद्रम्, हृदय दौर्बल्यम्, त्यक्त्वा, उत्तिष्ठ, परंतप.

**व्युत्पत्तिः**—क्लीबस्य भावः क्लैब्यम्, दुर्बलस्य भावः दौर्बल्यम्, परान्–शत्रून्–तापयतीति परंतपः तत्संबुद्धौ परंतप.

**समासाः**–हृदयस्य दौर्बल्यम् हृदयदौर्बल्यम्.

અન્વય અને અર્થ—पार्थ હે પ્રથાના પુત્ર, क्लैब्य અધૈર્યને मा स्म गम પ્રાપ્ત થા નહિ, एतत् એ त्वयि તારા માટે, उपपद्यते યોગ્ય છે, न નહિ, क्षुद्रम् હલકા કારણથી ઉત્પન્ન થયેલ

ક્ષુલ્લક, हृदयदौर्बल्यम् હૃદયની દુર્બલતાને, त्यक्त्वा છોડીને, परंतप હે શત્રુઓને તાપ આપનાર, ( સંબોધન ) उत्तिष्ठ ઉભોથા.

ભાવાર્થ—હે પાર્થ, અધૈર્યને પ્રાપ્ત થા નહિ, એ તારા માટે યોગ્ય નથી, હૃદયની ક્ષુલ્લક દુર્બલતાને છોડીને, હે પરંતપ, ઉભોથા ૩

અવતરણિકા—એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ વડે, ભાન કરાવવામા આવ્યા છતા, શોકથી ઘેરાયલા ચિત્ત વડે કંઇ પણ ભાન ન મેળવતા અર્જુન પહેલાનો પોતાનો અભિપ્રાય જેમનો તેમ ભગવાન્ પ્રત્યે કહે છે—

**अर्जुन उवाच ।**

**कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ॥**

**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥**

**पदच्छेदः**—अर्जुनः, उवाच, कथम्, भीष्मम्, अहम्, संख्ये, द्रोणम्, च, मधुसूदन, इषुभिः, प्रतियोत्स्यामि, पूजार्हौ, अरिसूदन.

**व्युत्पत्तिः**—अरीन् सूदयतीति अरिसूदनः तत्संबुद्धौ अरिसूदन.

**समासाः**—पूजाम् अर्हन्त इति तौ पूजार्हौ

અન્વય અને અર્થ—**अर्जुन** અર્જુન, **उवाच** બોલ્યો, **मधुसूदन** હે મધુસૂદન, **भीष्मम्** ભીષ્મને, **च** અને, **द्रोणम्** દ્રોણાચાર્યને, **संख्ये** યુદ્ધમા, **अहम्** હુ, **इषुभि** બાણોવડે, **कथम्** કેવી રીતે, **प्रतियोत्स्यामि** યુદ્ધ કરીશ, કારણકે, **अरिसूदन** હે શત્રુવિનાશક ભગવન્ **पूजार्हौ** ભીષ્મ અને દ્રોણ બન્ને પુષ્પ, ચંદન વિગેરેથી પૂજા પામવા યોગ્ય છે

ભાવાર્થ—અર્જુન બોલ્યો-હે મધુસૂદન, ભીષ્મ અને દ્રોણાચાર્યની સામે યુદ્ધમા બાણોવડે હુ કેવી રીતે પ્રહાર કરીશ? કારણ કે, હે ભગવન્‌, તેઓ બન્ને તો ખાસ પૂજા યોગ્ય જ છે ૪

અવતરણિકા—યુદ્ધ ન કરવાથી રાજ્ય મળશે નહિ, અને તેથી ભોગઐશ્વર્ય રહેશે નહિ, એટલે ભિક્ષાના અન્ન માટે આમતેમ ભટકવુ પડશે, એ શકાના જવાબમા, ભિક્ષાન્ન પણ અમને ગુરૂઓને ન હણીને ઇષ્ટ છે, તથા જો કે યુદ્ધ ક્ષત્રિયોનો ધમ છે, છતા પણ શિષ્ટ વર્ગનો વધ થાય તેવુ યુદ્ધ, કેવળ પોતાની વૃત્તિ-આજીવિકા અર્થે કરવુ એ પાપ છે એમ અર્જુન નિરૂપણ કરે છે—

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तु भैक्ष्यमपीह लोके ॥
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

**पदच्छेदः**—गुरून्, अहत्वा, हि, महानुभावान्, श्रेयः, भोक्तुम्, भैक्ष्यम्, अपि, इह, लोके, हत्वार्थकामान्, तु, गुरून्, इह, एव, भुञ्जीय, भोगान्, रुधिरप्रदिग्धान्.

**व्युत्पत्तिः**—न हत्वा अहत्वा.

**समासाः**—महान् अनुभाव येषा ते महानुभावाः तान् महानुभावान् । भिक्षाया अन्नम् भिक्षान्नम् । अर्थ एव काम येषा ते अर्थकामा तान् अर्थकामान् । रुधिरेण प्रकर्षेण दिग्धा रुधिरप्रदिग्धा तान् रुधिरप्रदिग्धान् ।

અન્વય અને અર્થ:—महानुभावान् મોટા મહાત્મ્યવાળા, અને વેદ, વેદાંગના અધ્યયન, તપ, આચાર વિગેરેથી બંધાયલો છે પ્રભાવ જેમનો, (તેવા) गुरून् ગુરુઓને, अहत्वा હણ્યા સિવાય, हि જ, इह અહી, लोके લોકમા, भैक्ष्यम् ભિક્ષાથી મેળવેલુ અન્ન, अपि પણ, भोक्तुम् ખાવાને, श्रेयः કલ્યાણકારક, ( છે ), अर्थकामान् અર્થ–ધન દ્રવ્યાદિની ઇચ્છાવાળાઓ, तु જ, गुरून् ગુરૂઓને, हत्वा હણીને, इह અહી, (આ લોકમા), एव જ, रुधिरप्रदिग्धान् લોહીથી ખરડાયલા, भोगान् ભોગોને, भुञ्जीय ભોગવુ ।

ભાવાર્થ—વેદાદિના અધ્યયનથી તથા તપ, આચાર વિગેરેથી બદ્ધ પ્રભાવ ગુરુઓને હણ્યા સિવાય જ અહી આ લોકમા ભિક્ષાન્ન પણ ખાવુ તે વિશેષ કલ્યાણકારી માનુ છુ, ધન–લોભી ગુરૂઓને હણીને આ લોકમા જ લોહીથી ખરડાયલા ભોગોને જ ભોગવુ । ૫

અવતરણિકા:—ક્ષત્રિઓને સ્વધર્મ પ્રમાણે યુદ્ધ જ શ્રેયસ્કર છે, તે દલીલના જવાબમા અર્જુન કહે છે —

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ॥
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

पदच्छेदः—न, च, एतद्, विद्मः, कतरत्, नो, गरीयः, यद्, वा, जयेम, यदि, वा, नः, जयेयुः, यान्, एव, हत्वा, न, जिजीविषामः, ते, अवस्थिताः, प्रमुखे, धार्तराष्ट्राः.

व्युत्पत्तिः—विशेषःगुरुः गरीयस्.

અન્વય અને અર્થ:—च અને, नः અમારૂં (અમારે માટે) कतरत् કયું, गरीय श्रेष्ठ, एतद् તે, विद्म જાણીએ છીએ, न નહીં, यद् કે, जयेम અમે જીતીએ, वा અથવા, यदि જો, नः અમને, वा અથવા, जयेयु તેઓ જીતે, यान् જેમને, एव જ, हत्वा હણીને, न નથી, जिजीविषामः અમે જીવવાને ઈચ્છતા, ते તેઓ, धार्तराष्ट्रा ધૃતરાષ્ટ્રના પુત્રો, प्रमुखे સંમુખ, अवस्थिता. સ્થિર થઇને ઉભા છે

ભાવાર્થ:-તેમજ અમારે માટે ભિક્ષાન્ન શ્રેષ્ઠ છે અથવા યુદ્ધ તે પણ અમે જાણતા નથી વળી તે પણ અમે જાણતા નથી કે, અમે તેમને જીતીશું યા તેઓ અમને જીતશે વળી કદાચ અમને જય મળે તોપણ જેમનેજ હણીને અમે જીવવા ઈચ્છતા નથી, તેઓ ધૃતરાષ્ટ્રના પુત્રો તો યુદ્ધમાં મોખરે ઉભેલા છે. ૬

અવતરણિકા:—સંસારની બધી ખામીઓને જાણીને, અત્યંત ગ્લાનિ પામેલો અર્જુન મોક્ષની ઈચ્છાથી ગુરૂને આત્મા સંબંધી ઉપદેશ ગ્રહણ કરવાની પોતાની અધિકારિતા દર્શાવે છે —

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वा धर्मसंमूढचेताः ॥
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वा प्रपन्नम् ॥७॥

पदच्छेदः—कार्पण्यदोषोपहतस्वभावः, पृच्छामि, त्वाम्, धर्मसंमूढचेताः, यत्, श्रेयः, स्यात्, निश्चितम्, ब्रूहि, तत्, मे, शिष्यः, ते, अहम्, शाधि, माम्, त्वाम्, प्रपन्नम्.

व्युत्पत्तिः—कृपणतायाः भावः कार्पण्यम्.

**समासा:**—कार्पण्यस्य दोष कार्पण्यदोष तेन उपहत स्वभाव यस्य स कार्पण्यदोषोपहतस्वभावः । धर्मेण समूढ चेतः यस्य स धर्मसमूढचेता ।

અન્વય અને અર્થ —**कार्पण्यदोषोपहतस्वभावः** આત્મ-જ્ઞાનની ખામીને લઇને પોતાના સબધીઓનો વિયોગ કેમ સહન થશે ? આવી ભાવના તે કાર્પણ્ય-દીનતા-તેનાજ દોષથી સ્વભાવમા વિકૃતિ પામેલો એવો હુ, **धर्मसमूढचेता**, ધારણ કરે છે તે ધર્મ-સર્વાધિષ્ઠાન-સર્વાધાર પરમબ્રહ્મ છે, તેમા અવિવેક-સારાસારના વિચાર રહિત થયેલ છે ચિત્ત જેનુ એવો હુ, **त्वाम्** તને, **पृच्छामि** પૂછુ છુ. **यत्** જે, **निश्चितम्** નિશ્ચિત કરાયલુ, શ્રેય કલ્યાણ, **स्यात्** હોય **तत्** તે, **मे** મને, **ब्रूहि** કહો, **अहम्** હુ, **ते** આપનો, **शिष्यः** શિષ્ય છુ, **त्वाम्** આપને **प्रपन्नम्** શરણે આવેલા **माम्** મને, **शाधि** ઉપદેશ આપો

ભાવાર્થ:—દીનતાના દોષથી ગુમ થયેલ અતઃકરણવાળો, અને કર્ત્તવ્યાકર્ત્તવ્યમા સદેહયુકત ચિત્તવાળો હુ આપને પૂછુ છુ, કે જે નિશ્ચિત કરાયલુ પરમ શ્રેય-કલ્યાણ-હોય તે મને કહો, હુ આપનો શિષ્ય છુ, આપને શરણે આવેલાને મને ઉપદેશ કરો ૭.

અવતરણિકા:—' મોક્ષની-પરમકલ્યાણની-જ શા કારણથી ઇચ્છા રાખે છે " એમ પ્રશ્ન ભગવાન્ કરે તો અર્જુન જવાબ આપે છે —

न हि प्रपश्यामि ममापनुद्याद्
यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ॥
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

पदच्छेदः—न, हि, प्रपश्यामि, मम, अपनुद्याद्, यत् शोकम्, उच्छोषणम्, इन्द्रियाणाम्, अवाप्य, भूमौ, असपत्नम्, ऋद्धम्, राज्यम्, सुराणाम्, अपि, च, आधिपत्यम्.

व्युत्पत्तिः—अधिपतेः भावः आधिपत्यम्.

समासाः—न विद्यते सपत्न यस्य तत् असपत्नम् ।

અન્વય અને અર્થ :— इन्द्रियाणाम् ઇંદ્રિયોને, उच्छोषणम् અત્યંત સૂકવી નાખનાર, मम મારા, शोकम શોકને, भूमौ પૃથ્વી ઉપર, असपत्नम् નિષ્કંટક-શત્રુરહિત, ऋद्धम् સમૃદ્ધ ધન ધાન્યાદિ સંપન્ન, राज्यम् રાજ્ય, च તથા, सुराणाम् દેવોનું आधिपत्यम् અધિપતિપણું, अवाप्य મેળવીને, अपि પણ, यद् જે કર્મ, अपनुद्याद् (શોક) દૂર કરે તે, न નહિ, हि જ, प्रपश्यामि જોઉં છું

ભાવાર્થ —પૃથ્વીપર નિષ્કંટક અને સમૃદ્ધ રાજ્ય, તથા દેવોના રાજાની પદવીને પામીને પણ, ઇન્દ્રિયોને અત્યંત સુકવી નાખનારા મારા શોકને જે કર્મ દુર કરી શકે તે હું જોતો નથી ૮

અવતરણિકા —ઉપર પ્રમાણે અર્જુને પોતાનો અભિપ્રાય ભગવાનને જણાવ્યો,તે વાત સંજય ધૃતરાષ્ટ્રને કહે છે —

### संजय उवाच

एवमुक्त्वा हृषीकेश गुडाकेशः परंतपः ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूर्णीं बभूव ह ॥९॥

पदच्छेदः—संजयः, उवाच, एवम्, उक्त्वा, हृषी-केशम् गुडाकेशः, परंतपः, न, योत्स्ये, इति, गोविन्दम्, उक्त्वा, तूष्णीम्, बभूव, ह.

**સમાસા:**—हृषीकाणां ईशः हृषीकेशः तम् हृषीकेशम् । गुडाकायाः निद्रायाः ईशः गुडाकेशः । परान् तापयतीति परंतपः । गावः विन्दते इति गोविन्दः तम् गोविन्दम् ।

**અન્વય અને અર્થ**—**सञ्जय** સંજય, **उवाच** બોલ્યો **परंतपः** શત્રુઓને તપાવનાર અર્જુન **गुडाकेशः** નિદ્રાને જીતનાર,**हृषीकेशम्** ઇન્દ્રિયોના પ્રવર્ત્તક-સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનને,**एवम्** ઉપર પ્રમાણે, **उक्त्वा** કહીને,**न** નહિ,**योत्स्ये** યુદ્ધ કરીશ,**इति** એ પ્રમાણે,**गोविन्दम्** ગોવિન્દને,**उक्त्वा** કહીને, **तूष्णीम्** ચુપ,**बभूव** થઇ ગયો,**ह** ખરેખર

**ભાવાર્થ**—સંજય બોલ્યો-શત્રુઓને તપાવનાર અને નિદ્રાને જીતનાર અર્જુન ઇન્દ્રિયોના ઇશ્વર શ્રીકૃષ્ણ ભગવાનને ઉપર પ્રમાણે કહીને "હું યુદ્ધ કરીશ નહિ" એમ ગોવિન્દ શ્રીકૃષ્ણને કહીને ખરેખર ચુપજ થઇ ગયો ૯

**અવતરણિકા**—અર્જુન એ પ્રમાણે બોલીને શાંત થઇ ગયો ત્યાર પછી ભગવાને શું કર્યું એ ઉત્તરની વિવક્ષામાં સંજય કહે છે.

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ॥**
**सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥ १० ॥**

**पदच्छेदः**—तम्, उवाच, हृषीकेशः, प्रहसन्, इव, भारत, सेनयोः, उभयोः, मध्ये, विषीदन्तम्, इदम्, वचः

**समासाः**—भरतस्य अपत्यं पुमान् भारतः तत्संबुद्धौ हे भारत।

**અન્વય અને અર્થ**—**भारत** હે ભરત વંશોત્પન્ન ધૃતરાષ્ટ્ર **उभयोः** બન્ને, **सेनयोः** સેનાઓની, **मध्ये** વચ્ચે **विषीदन्तम्** શોક

તથા મોહને પામેલ, तम् તેને ( અર્જુનને ), हृषीकेश ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાન, प्रहसन् હસતા મુખે રહીને, इव જાણે કે, इदम् આ, वच વચન, उवाच બોલ્યા

ભાવાર્થ—હે ધૃતરાષ્ટ્ર, બન્ને સેનાઓની વચ્ચે એ પ્રમાણે શોક-મોહને વશ થયેલ અર્જુનને ઇંદ્રિયેશ્વર શ્રીકૃષ્ણ, જાણે કે ઉપહાસ કરતા હોય તેમ આ પ્રમાણે બોલ્યા ૧૦

અવતરણિકા—दृष्ट्वा तु पाण्डवानीकम् "પાંડવોનુ સૈન્ય જોઇને" ઇત્યાદિ પ્રથમાધ્યાયના બીજા શ્લોકથી તે "न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह" બીજા અધ્યાયના નવમા શ્લોક સુધી, શોક, મોહ વિગેરે સંસારના કારણરૂપ દોષોનુ દર્શન કરાવવામા આવ્યુ, તેમજ અર્જુને રાજ્ય, ગુરૂ, પુત્ર, મિત્ર, ઉપકાર કરનારાઓ, સ્વજનો, અને સંબંધીઓ તરફ હુ તેમનો, અને તેઓ મારા, એવી મમત્વ બુદ્ધિથી તેમના સ્નેહ અને વિયોગ નિમિત્ત, શોક અને મોહ બતાવ્યા શોક અને મોહથી અર્જુનનુ ચિત્ત ઘેરાઇ જવાથી, વિવેક અને વિજ્ઞાન રહીત થયેલા અર્જુને, ક્ષત્રિયનો ધર્મ સમજી યુદ્ધમા પોતાની મેળે પ્રવૃત્ત થયેલો છતા, તેમાથી ખેદ પામી નિવૃત્તિ લેવા નિશ્ચય કર્યો, અને પારકો ધર્મ-ભિક્ષાથી જીવન નિભાવવુ-તેનો સ્વીકાર કરવા તૈયાર થયો, શોક અને મોહ જેમના ચિત્ત ઉપર આરૂઢ થયા હોય, તેવા સર્વ પ્રાણિઓને પોતાના ધર્મનો ત્યાગ અને પારકા ધર્મનુ સેવન કરવાની ઉલટી બુદ્ધિ સૂઝે છે, અને કદાચ પોતાના ધર્મનુ આચરણ કરે તો પણ તેઓની કાયા, વાણી અને મનની પ્રવૃત્તિ ફલની આશાયુકત અને કર્ત્તા, ભોકતાના અભિમાન સહિત થાય છે

એ પ્રમાણે વસ્તુસ્થિતિ હોઈને ધર્મ, અને અધર્મના સંચયથી ઇષ્ટ-દેવ-યોનિ, અનિષ્ટ-પશુ પક્ષી-ઈત્યાદિ યોનિમાં જન્મ, અથવા ઈષ્ટ-અનિષ્ટ-મિશ્ર-સુખદુઃખમિશ્ર મનુષ્ય યોનિમાં જન્મ, એ પ્રમાણે દરેકનું પોતાનું સંસાર ચક્ર અવિરત ચાલે છે, તેટલા માટે તે સંસારના બીજ-કારણ રૂપ શોક, અને મોહની ગતિ, કર્મ માત્ર પુણ્ય પાપ ઇત્યાદિના ફલના સંન્યાસ ત્યાગ સહિત-જ્ઞાનવિના, બંધ થતી નથી તેથી કર્મના ફલના ત્યાગ યુક્ત આત્મજ્ઞાનનો ઉપદેશ કરવાની ઈચ્છાવાળા ભગવાન્ વાસુદેવ બધા મનુષ્યોની ઉપર કૃપા વરસાવવાના હેતુથી અર્જુનને ઉદ્દેશીને કહેવા લાગ્યા —

**श्रीभगवानुवाच ।**

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ॥**
**गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥**

**पदच्छेदः**—अशोच्यान्, अन्वशोचः, त्वम्, प्रज्ञावादान्, च, भाषसे, गतासून्, अगतासून्, च, न, अनुशोचन्ति, पण्डिताः.

**समासाः**—न शोच्या अशोच्या तान् अशोच्यान् । प्रज्ञाया वादाः प्रज्ञावादा तान् प्रज्ञावादान् । गता असव येषां ते गतासव तान् गतासून् । न गताः असवः येषां ते अगतासव तान् अगतासून् । पण्डा अस्य अस्तीति पंडित ते च पण्डिता .

અન્વય અને અર્થ —त्वम् तु, अशोच्यान् શોક ન કરવા યોગ્ય, (નો) अन्वशोच શોક કરી રહ્યો છે, च તથા प्रज्ञावादान्

પંડિતોના જેવા વચનો भाषसे બોલે છે, गतासून् મરેલાઓનો, च અને अगतासून् જીવતાઓનો, पण्डिता આત્માસંબંધી બુદ્ધિવાળા, अनुशोचन्ति શોક કરે છે, न નહિ

ભાવાર્થ—હે અર્જુન, શોક ન કરવા યોગ્યનો તું શોક કરે છે, તથા આત્મજ્ઞાનીઓના જેવા વચનો બોલે છે આત્મજ્ઞાનીઓ તો મરેલા કે જીવતાનો શોક કરતા નથી ૧૧

અવતરણિકા—મૃત અને જીવત પ્રાણિઓ એ કલ્પના માત્ર છે, વસ્તુત પ્રાણિમાત્ર નિત્ય ઇશ્વરના અંશ હોઇને નિત્યજ છે, તેથી તેઓને માટે શોક કરવો યોગ્ય નથી તે વાત જણાવે છે

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ॥
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

पदच्छेदः—न, तु, एव, अहम्, जातु, न, आसम्, न, त्वम्, न, इमे, जनाधिपाः, न, च, एव, न, भविष्यामः, सर्वे, वयम्, अतः, परम्.

व्युत्पत्तिः—अधिकं पान्तीति अधिपाः, जनानां अधिपाः जनाधिपाः

અન્વય અને અર્થ—अहम् હું, तु ભેદદર્શક અવ્યય, जातु કોઈ પણ સમયે, न નહિ, आसम् હતો, न એમ નથી, एव તેમજ, त्वम् તું, न નહિ (હતો), इमे આ, जनाधिपा રાજાઓ, न નહિ (હતા), च અને, अत परम् હવે પછી, वयम् આપણે, सर्वे બધા, न નહિ, भविष्याम હોઇશું, न એમ નથી

ભાવાર્થ —હું કોઈ પણ સમયે નહિ હતો એમ નથી, તેમજ તું તથા આ સઘળા રાજાઓ નહિ હતા એમ પણ નથી, અને હવે પછી આપણે બધા નહિ હોઇશું એમ નથી અર્થાત્ ત્રણે કાલમા ભૂતમાત્રનુ, ઈશ્વરના અંશ તરીકે અસ્તિત્વ છે, તેથી નિત્ય અવિનાશી સ્વરૂપ રુપે કોઈનો પણ શોક કરવો ન જોઈએ ૧૨

અવતરણિકા–આત્મા કેવી રીતે નિત્ય-અવિનાશી છે તે વિષે દૃષ્ટાંત ભગવાન કહે છે —

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवन जरा ॥
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

पदच्छेदः—देहिनः, अस्मिन्, यथा, देहे, कौमारम्, यौवनम्, जरा, तथा, देहान्तरप्राप्तिः, धीरः, तत्र, न, मुह्यति.

व्युत्पत्तिः—कुमारस्य भावः कौमारम्, यूनः भावः= यौवनम्. जीर्यन्ते अङ्गानि यस्यां अवस्थायां=जरा.

समासाः—देह अस्य अस्तीति देही तस्य देहिन। अन्य देह देहान्तरः देहान्तरस्य प्राप्तिः =देहान्तरप्राप्ति

અન્વય અને અર્થ:—यथा જેમ, देहिन આત્માની, अस्मिन् આ, देहे દેહમા, कौमारम् કુમાર અવસ્થા, यौवनम् યુવાવસ્થા, (અને) जरा વૃદ્ધાવસ્થા (છે) तथा તેવીજ રીતે, देहान्तरप्राप्ति બીજા શરીરની પ્રાપ્તિ થવી તે (પણ છે) धीर. ધીર પુરૂષ, तत्र તે વિષયમાં, मुह्यति મોહ પામે છે न નહિ

ભાવાર્થ —જેવી રીતે આત્માની આ એક જ શરીરની અંદર પણ કુમાર, યૌવન, અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ સ્થિતિ થાય

છે, તેવી જ રીતે એ આત્માને બીજા બીજા શરીરોમા પણ જવુ પડે છે તે વિષયમા સ્થિરબુદ્ધિવાળો ધીરપુરૂષ મૂઢ થતો નથી, અર્થાત્ આત્માને અનિત્ય કે ક્ષણુધ્વસી માનતો નથી, પણ પચ-મહાભુતોને જ અસ્થિર-અનિત્ય માને છે ૧૩.

અવતરણિકાઃ—આત્માના નિત્યપણાને લઇને, તથા શોક, મોહાદિક ક્ષણુધ્વસી હોઇને તેમનો અભાવ માની લઇએ, તોપણુ તેમના નિમિત્તે થતા સુખદુ ખોથી તેઓનુ ઘણી મુશ્કેલીથી નિવારણુ થાય છે, એમ કદાચ અર્જુન શકા કરે તો ભગવાન્ કહે છે—

मात्रास्पर्शास्तु कौंनेय शीतोष्णसुखदुःखदाः ॥
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४॥

**पदच्छेदः**—मात्रास्पर्शाः, तु, कौन्तेय, शीतोष्णसुख-दुःखदाः, आगमापायिनः, अनित्याः, तान्, तितिक्षस्व, भारत.

**व्युत्पत्तिः**—मीयन्ते आभि विंषयाः इति मात्राः, स्पर्शन्तीति स्पर्शाः

**समासाः**—मात्राणाम् स्पर्शा मात्रास्पर्शाः । कुन्त्या अप य पुमान् कौन्तेय तत्सबुद्धौ हे कौन्तेय। शीत च उष्ण च शीतोष्णे। सुख च दुःख च सुखदुःखे । शीतोष्णाभ्या सुखदुःखे ददतीति शीतोष्ण-सुखदुःखदाः । आगमश्च अपायश्च=आगमापायौ आगमापायौ येषा ते आगमापायिन । न नित्या अनित्या

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કુન્તીના પુત્ર અર્જુન, शीतोष्णसुखदुःखदाः ટાઢુ ઉનુ તથા તેવી અસરથી સુખ અને દુ ખ

આપનારા मात्रास्पर्शाः ઇંદ્રિયોના વિષયો, आगमापायिनः આવવા અને જવાના સ્વભાવવાળા, अनित्याः લાખો વખત ન ટકી રહેનારા, भारत હે ભરતકુલમા ઉત્પન્ન થયેલ અર્જુન, तान् તે વિષયોને, तितिक्षस्व સહન કર, અર્થાત્ તેમા હર્ષ શોક રાખ નહી

ભાવાર્થ —હે કૌંતેય ! સુખ દુ ખને ઉપજાવનારા ઇન્દ્રિયોના વિષયો—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ગ ધ—ક્ષયિષ્ણુ સ્વભાવના છે અને લાખો વખત ન ટકી રહે તેવા છે તે વિષયોથી ઉત્પન્ન થતા સુખ અને દુ ખોને સહન કર અર્થાત્ તેમા હર્ષ કે શોક કર નહી ૧૪

અવતરણિકા—શીતોષ્ણાદિ વિષયોને સહન કરવાથી શુ ફળ થાય છે તે જણાવે છે —

यं हि न व्यथयन्त्येते पुरुष पुरुषर्षभ॥
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते॥ १५ ॥

पदच्छेदः—यम्, हि, न, व्यथयंति, एते, पुरुषम्, पुरुषर्षभ, समदुःखमुखम्, धीरं, सः, अमृतत्वाय, कल्पते.

व्युत्पत्तिः—पुर्यां शेते इति पुरुषः अमृतस्य भावः अमृतत्वम् तस्मै अमृतत्वाय.

समासाः—पुरुषाणा ऋषभ पुरुषर्षभ तत् सबुद्धौ पुरुषर्षभ। दु ख च सुख च दु खसुखे, समे दु खसुखे यस्य स समदु खसुख तम् समदुःखसुखम्

અન્વય અને અર્થ —पुरुषर्षभ હે પુરૂષોમા શ્રેષ્ઠ અર્જુન, समसुखदुःखम् તુલ્ય છે સુખ અને દુ ખ જેને, धीरम् નિત્ય-અવિનાશી આત્માના જ્ઞાનયુક્ત, यम् જેને, पुरुषम् પુરૂષને, एते ઇંદ્રિ-

યોના વિષયો, **व्यथयन्ति** વ્યથા કરે છે, **न** નહિ, **सः** તે, **अमृतत्वाय** મોક્ષને માટે. **कल्पते** યોગ્ય થાય છે, **हि** અવશ્ય-જરૂર

ભાવાર્થ.—હે પુરૂષશ્રેષ્ઠ અર્જુન ! સુખ અને દુખ બન્ને જેને સમાન છે, તથા આત્મજ્ઞાની એવા જે પુરુષને ઈન્દ્રિયોના વિષયો વ્યથા કરતા નથી, તે પુરૂષ મોક્ષને માટે જરૂર યોગ્ય થાય છે, અર્થાત્ વિષયોના વેગને રોકવાની શકિત-સહિષ્ણુતા-તિતિક્ષા, અમૃતત્વ-ઇશ્વરની સામ્યાવસ્થા મેળવવામા ખાસ સાધનરૂપ છે ૧૫

અવતરણિકા —શીતોષ્ણાદિ ઇન્દ્રિયોના વિષયો પ્રતીત થાય છે, છતા પણ આત્માને બાધ કરવામા વ્યર્થ જેવા છે, ઉલટુ આત્માની સત્યતા-નિત્યત્વ જાણીને, શોક, મોહ ન લાવીને શીતોષ્ણાદિ-સુખદુ ખાદિ ભાવો સહન થઈ શકે છે તે વાત જણાવે છે —

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ॥
उभयोरपि दृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

**पदच्छेदः**—न, असतः, विद्यते, भावः, न, अभावः, विद्यते, सताम्, उभयोः, अपि, दृष्टः, अन्तः, तु, अनयोः तत्वदर्शिभिः

**समासाः**—न विद्यते यस्य सत् तत्=असत् तस्य=असत । न भाव=अभाव । तत्त्व पश्यतीति तत्त्वदर्शी तै तत्त्वदर्शिभि

અન્વય અને અર્થ —**असतः** અસત્ય-નશ્વર વસ્તુનો, **भाव** હોવાપણુ-અસ્તિત્વ, **न** નહિ, **विद्यत** હોય છે, **सत** સત્ય-નિત્ય-વસ્તુનો, **अभाव** ન હોવાપણુ, **न** નહિ, **विद्यते** હોય છે **अनयो** આનો, **उभयोः** બન્ને-સત્ અને અસત્-નો, **अपि** પણ, **अन्तः** અન્ત—નિર્ણય, **तत्त्वदर्शिभिः** તત્ત્વજ્ઞાનીઓ વડે, **दृष्ट** જોવામા આવ્યો છે

ભાવાર્થ—અસત્ વસ્તુનું હોવાપણું, અને સત્ વસ્તુનો નાશ કદિ થતો જ નથી સત્ અને અસત્ એ બન્નેનો નિર્ણય પણ તત્ત્વજ્ઞાનીઓ વડે કરવામાં આવ્યો છે, અર્થાત્ અસત્ વસ્તુ સદા અનિત્ય છે, એટલે સત્-આત્મા ઉપર તેનો કાંઇ પણ પ્રભાવ નથી, એટલે ઇન્દ્રિયાદિકોના વિષયો આત્માને અસર કરી શકે જ નહિ ૧૬

અવતરણિકા—તે સત્ય શું છે, કે જે નિરંતર છે? તેના જવાબમાં.—

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ॥
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

पदच्छेदः—अविनाशि, तु, तद्, विद्धि, येन, सर्वम्, इदम्, ततम्, विनाशम्, अव्ययस्य, अस्य, न, कश्चित्, कर्तुम्, अर्हति.

समासाः—न विद्यते विनाशः यस्य तत् अविनाशि । न विद्यते व्ययः यस्य तत् अव्ययम् तस्य अव्ययस्य.

અન્વય અને અર્થ—येन જેના વડે, इदम् આ, सर्वम् બધું, ततम् વ્યાપ્ત થયેલું છે, तत् તે, तु તો, अविनाशि નાશ ન થાય તેવું, विद्धि જાણ अस्य આ, अव्ययस्य અખંડનો, विनाशम् નાશ, कर्तुम् કરવાને, कश्चित् કોઇ, अर्हति યોગ્ય છે, न નહિ

ભાવાર્થ:—જેના વડે આ બધું જગત્ વ્યાપ્ત થયેલું છે, તેને તું અવશ્ય અવિનાશી જાણ, આ અખંડબ્રહ્મનો નાશ કરવાને કોઇ યોગ્ય નથી ૧૭

અવતરણિકા —સત્ વસ્તુનુ દર્શન કરાવીને ' અસત્ ' વસ્તુ તે શુ ? એવી જીજ્ઞાસાના સમાધાનમા ભગવાન્ કહે છે —

**अंतवत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ॥**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥**

**पदच्छेदः**—अन्तवन्तः, इमे, देहाः, नित्यस्य, उक्ताः, शरीरिणः, अनाशिनः, अप्रमेयस्य, तस्मात्, युध्यस्व, भारत.

**समासाः**—अन्त अस्य अस्तीति अन्तवान् ते च अन्तवन्त । शरीरम् अस्य अस्तीति शरीरी तस्य शरीरिण । न विद्यते नाश यस्य सः अनाशी तस्य अनाशिन । प्रकर्षेण मीयते इति प्रमेयः, न प्रमेय = अप्रमेय तस्य अप्रमेयस्य

અન્વય અને અર્થ —नित्यस्य નિરતર અસ્તિત્વવાળા, अनाशिनः નાશરહીત अप्रमेयस्य પ્રત્યક્ષ, અનુમાનાદિ પ્રમાણોથી ન માપી શકાય તેવા-અપરિચ્છેદ્ય, शरीरिण આત્માના, इमे આ देहा શરીરો अन्तवन्त નાશવત, उक्ताः કહેવાય છે, भारत હે ભારત, तस्माद् તેથી, युद्धस्व યુદ્ધ કર

ભાવાર્થ —નિત્ય, નાશરહિત અને અપરિચ્છેદ્ય આત્માના આ બધા શરીરો નાશવત કહેવામા આવે છે, હે ભારત! તેથી યુદ્ધ કરવાને ઉભો થા ૧૮

અવતરણિકા.—હુ યુદ્ધમાં ઉભેલા યોદ્ધાઓનો હણનાર છઇશ અને તેઓ મારા વડે હણાશે એવી અર્જુનની અસત્ય—બુદ્ધિના પરિહાર માટે શ્રીકૃષ્ણ ' કાઠક ' ઉપનિષદ્‌ની બે ઋચાઓ પોતાના ઉપદેશની સગતિમા કહે છે —

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ॥
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते॥१९॥

पदच्छेदः—यः, एनम्, वेत्ति, हन्तारम्, यः, च, एनम्, मन्यते, हतम्, उभौ, तौ, न, विजानीतः, न, अयम्, हन्ति, न, हन्यते.

व्युत्पत्तिः—हन्तीति हन्ता तम् हन्तारम्

અન્વય અને અર્થ —य જે, एनम् એને (આત્માને), हन्तारम् હણનારો, वेत्ति જાણે છે च તથા, य જે, एनम् એને, हतम् હણાયેલો, मन्यते માને છે, तौ તેઓ, उभौ બન્ને, विजानीत જાણે છે, न નહિ, अयम् આ, (આત્મા), न ન, हन्ति હણે છે न ન, हन्यते હણાય છે

ભાવાર્થ —જે પુરૂષ એ આત્માને હણનારો માને છે, તથા જે એને હણાયલો માને છે, તેઓ બન્ને ઠીક જાણતા નથી, આ આત્મા ન કોઇને હણે છે, અને ન કોઇથી હણાય છે ૧૯

અવતરણિકાઃ—ઉપરના મંત્રમાં આત્મા, નાશ કરવાની અથવા નાશ થઇ જવાની ક્રિયારહિત એટલે કે અવિક્રિય-વિકાર-વિકૃતિ રહિત છે એમ જણાવ્યું, તેનાજ અનુસંધાનમાં આત્માનું અવિકારીપણું નીચેના મંત્રથી વિશેષ દૃઢ કરે છે —

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ॥

अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

पदच्छेदः—न, जायते, म्रियते, वा, कदाचित्, न, अयम्, भूत्वा, भविता, वा, न, भूयः, अजः, नित्यः, शाश्वतः, अयम्, पुराणः, न, हन्यते, हन्यमाने, शरीरे.

व्युत्पत्तिः—पुरा नवः पुराणः. न विद्यते जन्म यस्य सः अजः.

અન્વય અને અર્થ —अयम् આ ( આત્મા ), कदाचित् કોઈપણ વખતે, जायते જન્મે છે, न નહિ, वा અને, म्रियते મૃત્યુ પામે છે, न નહિ, भूत्वा થઈને, वा અને, भूयः ફરીને, भविता થનાર, न નહિ, अयम् આ ( આત્મા ) अज જન્મરહિત, नित्य નિરંતર રહેનાર, शाश्वत જુના વખતનો, पुराण આદિ કાલથી જ નવો, શરીરની વૃદ્ધિ હ્રાસાદિ ક્રિયા વિનાનો, शरीरे શરીરનો, हन्यमाने નાશ થઈ જતા, हन्यते હણાય છે, न નહિ

ભાવાર્થ —આ આત્મા કોઈપણ વખતે જન્મતો અથવા મરતો નથી અને તેમજ કોઈપણ વખતે થઈને ફરી થનાર પણ નથી, વળી આ આત્મા જન્મરહિત, નિત્ય જુના વખતનો, અને શરીરની વૃદ્ધિ હ્રાસાદિ ક્રિયા વિનાનો આદિ કાલથી જ નવો, શરીરનો નાશ થઈ જતા પણ તેનો કદિ નાશ થતો નથી, અર્થાત્ આ આત્મા આદિ અને અંતમા, તથા હરકોઇ અવસ્થામા વિકૃતિ—વિકારરહીત છે ૨૦

અવતરણિકાઃ—આત્મા ન કોઇને હણે છે, ન કોઇથી હણાય

છે એ વાત ઉપર જણાવી, તે જ અર્થનો ભગવાન્ સ્વય ઉપસંહાર કરે છે—

वेदाविनाशिनं नित्य य एनमजमव्ययम् ॥
कथं स पुरुषः पार्थ क घातयाति हति कम् ॥२१॥

**पदच्छेदः**—वेद, अविनाशिनम्, नित्यम्, यः, एनम्, अजम्, अव्ययम्, कथम्, सः, पुरुषः, पार्थ, कम्, घातयति, हन्ति, कम्

**समासाः**—न विद्यते विनाश यस्य सः अविनाशी तम् अविनाशिनम्

**અન્વય અને અર્થ**—**पार्थ** હે અર્જુન, **यः** જે પુરૂષ, **एनम्** એ આત્માને, **नित्यम** વૃદ્ધિરહિત, **अजम्** જન્મરહિત, **अव्ययम** ક્ષય-રહિત, **अविनाशिनम्** શાશ્વત, **वेद** જાણે છે **स** તે, **पुरुष** પુરુષ, **कम्** કોને, **कथम्** કેવી રીતે, **हन्ति** હણે છે, **कम्** કોને, **घातयाति** પોતે પ્રયોજનભૂત થઇ ઘાત કરાવે છે?

**ભાવાર્થ**—હે અર્જુન! જે પુરુષ એ આત્માને વૃદ્ધિરહિત, જન્મરહિત, ક્ષયરહિત અને શાશ્વત જાણે છે, તે પુરૂષ કોને કેવી રીતે હણે છે અથવા તો પોતે કારણરૂપ થઇ કોનો ઘાત કરાવે છે? અર્થાત્ આત્મા કર્ત્તાભોક્તાના અભિમાનરહિત હોઇને કોઈપણ વ્યવહારમા વસ્તુત કારણ, કાર્યરૂપ નથી ૨૧

**અવતરણિકા**:—"ઉપર પ્રમાણે કદાચ આત્માનુ અવિના-શીપણું માની લઉ તોપણ શરીરના વિનાશી સ્વભાવથી, યુદ્ધમાં તેમનો અવશ્ય નાશ થાય, તો ભીષ્માદિકોના શરીર કે જેનાથી

અનેક સુકૃતો સાધી શકાય છે, તો તેઓના શરીરોનો યુદ્ધ વડે મારે નાશ કરવો જોઇએ એ કેમ બને?" એવી અર્જુનની શંકાના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ॥
तथा शरीराणि विहाय जीर्णा
न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥

पदच्छेदः—वासांसि, जीर्णानि, यथा, विहाय, नवानि, गृह्णाति, नरः, अपराणि, तथा, शरीराणि, विहाय, जीर्णानि, अन्यानि, संयाति, नवानि, देही

व्युत्पत्तिः—देहः अस्य अस्तीति देही.

અન્વય અને અર્થ —यथा જેવી રીતે, नर પુરૂષ, जीर्णानि જુના, वासांसि વસ્ત્રોને, विहाय છાડીને, नवानि નવા, अपराणि બીજા ને, गृह्णाति ધારણ કરે છે, तथा તેવી રીતે, देही આત્મા, जीर्णानि જુના, शरीराणि શરીરોને, विहाय છાડીને, अन्यानि બીજા, नवानि નવાઓને, संयाति પ્રાપ્ત કરે (થાય) છે

ભાવાર્થ —જેવી રીતે પુરૂષ જુના વસ્ત્રોને છોડીને બીજા નવા વસ્ત્રોને ધારણ કરે છે, તેવી રીતે આ આત્મા જુના અને જર્જર શરીરોને છોડીને બીજા નવા શરીરોને પ્રાપ્ત થાય છે, અર્થાત્ જીર્ણું શરીરને છોડીને ચાલ્યા જવાનો આત્માનો રિવાજ

છે, તેથી ભીષ્માદિકોના સુકૃત કરતે કરતે વૃદ્ધ થયેલા શરીરનો નાશ કરવામા આવે તો ઉલટુ એ યુદ્ધ દ્વારા તેમને વધુ પુણ્ય પ્રાપ્ત થશે, અને મૃત્યુ સુધરવાથી અત્યત શ્રેષ્ઠ યોનિ તેમને પ્રાપ્ત થશે, માટે યુદ્ધ કરવુ તે વિશેષ ઇષ્ટ છે, ૨૨

અવતરણિકા —દેહનો નાશ થવા છતા તેની અદર રહેલ આત્માનો વિનાશ કેમ થતો નથી ? દાખલા તરીકે કોઇ એક ઘર બળી જાય ત્યારે ઘરની અદર રહેલાઓનો નાશ થાય છે તેવીજ રીતે આત્માનો પણ દેહની સાથેજ નાશ થવો જોઇએ, એવી શકાના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ આત્માનુ અવિનાશીપણુ અને અવિકારીપણુ બીજા પ્રકારે કહે છે —

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ॥
न चैनं क्लेदयत्यापो न शोषयति मारुतः ॥ २३ ॥

पदच्छेदः—न, एनम्, छिदन्ति, शस्त्राणि, न, एनम्, दहति, पावकः, न, च, एनम्, क्लेदयन्ति, आपः, न शोषयति, मारुतः

અન્વય અને અર્થ —एनम् એ આત્માને, शस्त्राणि શસ્ત્રો, न નહિ, छिदन्ति છેદે છે, एनम् એને, पावक અગ્નિ, न નહિ, दहति બાળે છે, च તેમજ, एनम् એને, आप પાણી, न નહિ, क्लेदयन्ति ભીંજાવે છે, मारुत પવન, न નહિ, शोषयति સૂકવે છે

ભાવાર્થ —એ આત્માને શસ્ત્રો છેદતા નથી, એને અગ્નિ બાળતો નથી, તેમજ એને પાણી ભીંજાવતુ નથી, પવન સૂકવી શકતો નથી ૨૩

અવતરણિકા—ઉપર પ્રમાણેની વસ્તુસ્થિતિ હોઇને આત્માની અવિક્રિયતા વિશેષ દૃઢ કરે છે—

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ॥
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥

पदच्छेदः—अच्छेद्यः, अयम्, अदाह्यः, अयम्, अक्लेद्यः, अशोष्यः, एव, च, नित्यः, सर्वगतः, स्थाणुः अचलः, अयम्, सनातनः

व्युत्पत्तिः—छेत्तुम्, शक्यः छेद्यः न छेद्यः-अच्छेद्यः दग्धुम् शक्यः दह्यः न दह्यः-अदह्यः, क्लेत्तुम् शक्यः क्लिद्यः न क्लिद्यः अक्लेद्यः. शोष्टुम् शक्यः शोष्यः न शोष्यः-अशोष्यः. सर्वं गतः सर्वगतः न चलतीति अचलः.

અન્વય અને અર્થ—अयम् આ (આત્મા) अच्छेद्यः શસ્ત્રોવડે ન છેદી શકાય તેવો, अदाह्य અગ્નિવડે બાળી ન શકાય તેવો, अयम् આ, अक्लेद्यः પાણીવડે ભીજાવી ન શકાય તેવો, च અને अशोष्यः પવન વડે સુકવી ન શકાય તેવો (છે) एव જ, अयम् આ, नित्य નિરંતર सर्वगत· બધી જગ્યાએ વ્યાપ્ત, स्थाणुः સ્થિર, अचलः કદી ડોલાયમાન ન થાય તેવો सनातनः ઘણા પુરાણા વખતનો છે

ભાવાર્થ—આ આત્મા શસ્ત્રો વડે ન છેદી શકાય તેવો, અગ્નિ વડે બાળી ન શકાય તેવો, પાણી વડે ભીજવી ન શકાય તેવો, પવન વડે સૂકવી ન શકાય તેવો છે, આ આત્મા નિરંતર,

બધી જગ્યાએ વ્યાપ્ત, સ્થિર, કદી ડોલાયમાન થતો નથી, તથા ઘણા જુના વખતનો છે

અવતરણિકા'--છેદાઇ જવુ ઈત્યાદિ પ્રત્યક્ષ પ્રમાણાદિ રહિત હોવાથી, આત્માનુ અશોચ્યત્વ કહે છે—

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ॥**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

**पदच्छेदः**—अव्यक्तः, अयम्, अचिन्त्यः, अयम्, अविकार्यः, अयम्, उच्यते, तस्माद्, एवं, विदित्वा, एनम्, न, अनुशोचितुम्, अर्हसि.

**व्युत्पत्तिः**—व्यज्यते इति व्यक्तः न व्यक्तः अव्यक्तः चिन्तितुं योग्यः इति चिन्त्यः न चिन्त्यः अचिन्त्यः, विकर्तु शक्यः इति विकार्यः न विकार्यः इति अविकार्यः

અન્વય અને અર્થ—**अयम्** આ ( આત્મા ) **अव्यक्तः** પ્રકટ ન દેખાય તેવો, **अयम्** આ, **अचिन्त्यः** ચિંતનમા ન આવી શકે તેવો, **अयम्** આ, **अविकार्य** વિકાર રહિત, **उच्यते** કહેવાય છે, **तस्माद्** તેથી. **एवम्** એ પ્રમાણે, **एनम्** એ આત્માને **विदित्वा** જાણીને, **अनुशोचितुम्** શોક કરવાને, **अर्हसि** યોગ્ય છે, **न** નહિ

ભાવાર્થ'—આ આત્મા પ્રકટ ન દેખાય તેવો, ચિન્તનમા આવી ન શકે તેવો, અને વિકાર રહિત કહેવાય છે, તેથી એ પ્રમાણે એ આત્માને નિષ્ક્રિય અને નિષ્કલ જાણીને શોક કરવાને તું યોગ્ય નથી

અવતરણિકાઃ—આત્માને બીજા પક્ષમા વિનાશી માની લેવામા આવે તો પણ તે શોચ કરવા યોગ્ય નથી તે વાત જણાવે છે —

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ॥
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

पदच्छेदः—अथ, च, एनम्, नित्यजातम्, नित्यम् वा, मन्यसे, मृतम्, तथापि, त्वम, महाबाहो, न, एनम, शोचितुम, अर्हसि.

व्युत्पत्तिः—नियमेन नियतं वा भवं–नित्यम्.

समासाः—नित्यं जात नित्यजात तम् नित्यजातम्.

અન્વય અને અર્થ—अथ च જો કે, एनम् એને, नित्यजातम् સદા જન્મ પામેલો, वा અથવા, नित्य સદૈવ, मृतम् મરણ પામેલો, मन्यसे માને છે, तथापि તો પણ, महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન, त्वम् तु एवम् એ પ્રમાણે પૂર્વોક્ત રીતે शोचितुम શોક કરવાને, अर्हसि યોગ્ય છે, न નહિ

ભાવાર્થ—જોકે એ આત્માને સદા જન્મ લેતો અને સદૈવ મરણ પામતો માને, તો પણ હે મહાબાહો, તુ ઉપરોક્ત રીત પ્રમાણે શોક કરવાને યોગ્ય નથી ૨૬

અવતરણિકાઃ—આત્માને જન્મ–મૃત્યુનીઉપાધિયુક્ત માનવામા આવે તો પણ તેનો શોક કરવો ન જોઈએ, તે વિષયમા હેતુ દર્શાવે છે —

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ॥
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

**पदच्छेदः**—जातस्य, हि, ध्रुवः, मृत्युः, ध्रुवम्, जन्म, मृतस्य, च, तस्मात्, अपरिहार्ये, अर्थे न, त्वम्, शोचितुम्, अर्हसि.

**व्युत्पत्तिः**—परिहर्तुम् शक्यः परिहार्यः

**समासाः**—न परिहार्यः अपरिहार्यः तस्मिन् अपरिहार्ये।

અન્વય અને અર્થ —हि કારણ કે, जातस्य જન્મેલાનો, ध्रुवः ચોક્કસ मृत्यु નાશ, च અને, मृतस्य મરેલાનો, ध्रुवम् ચોક્કસ जन्म જન્મ ( છે ) तस्माद् તેથી, अपरिहार्ये અવશ્ય થવાવાળા, अर्थे વિષયમા, त्वम् તુ, शोचितुम् શોચ કરવાને, अर्हसि યોગ્ય છે, न નહિ

ભાવાર્થ—કારણકે જન્મેલાનો ચોક્કસ નાશ, અને મરેલાનો ચોક્કસ જન્મ થાય, તેથી અવશ્ય થવાવાળા વિષયમા તુ શોચ કરવાને યોગ્ય નથી ૨૭

અવતરણિકાઃ—" કાર્ય કારણ સ્વરૂપ પ્રાણિઓના શરીરોને અનુલક્ષીને શોક તો અવશ્ય થાય," એવી અર્જુનની માન્યતાને દૂર કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ॥
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥

**पदच्छेदः**—अव्यक्तादीनि, भूतानि, व्यक्तमध्यानि, भारत, अव्यक्तनिधनानि, एव, तत्र, का, परिदेवना.

**समासाः**—अव्यक्त आदि येषा तानि अव्यक्तादीनि। व्यक्त मध्यं येषा तानि व्यक्तमध्यानि। अव्यक्त निधन येषा तानि अव्यक्त निधनानि परित देवना=परिदेवना.

અન્વય અને અર્થ—**भारत** હે ભારત, **भूतानि** પ્રાણિમાત્ર **अव्यक्तादीनि** આદિમા અવ્યક્ત-અપ્રકટ **व्यक्तमध्यानि** મધ્યમાં વ્યક્ત-પ્રકટ, **अव्यक्तनिधनानि** અંતમા મરણાવસ્થામા અવ્યક્ત અપ્રકટ, **एव** જ છે, **तत्र** તે વિષયમા, **परिदेवना** શોકનિમિત્ત વિલાપ **का** શો?

ભાવાર્થ—હે ભારત! પ્રાણિમાત્ર આદિકાલમા અપ્રકટ, મધ્ય કાળમા પ્રકટ, અને અંત્યાવસ્થામા પણ ફરીને અપ્રકટ જ છે તે વિષયમા શોકનિમિત્ત વિલાપ શો? ૨૮

અવતરણિકા.—શુદ્ધ આત્મા ઘણા કષ્ટથી જાણી શકાય તેવો છે અને મોહથી ઉપજેલી ભ્રાંતિ સર્વને સાધારણ છે, તેથી માત્ર તારા પ્રત્યે જ ઠપકો યોગ્ય નથી, પણ ઘણાખરાની સ્થિતિ એવીજ છે, તે વાત ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ॥
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

पदच्छेदः—आश्चर्यवत्, पश्यति, कश्चित्, एनम्, आश्चर्यवत्, वदति, तथा, एव च, अन्यः, आश्चर्यवत्, च, एनम, अन्यः, शृणोति, श्रुत्वा, अपि, एनम्, वेद, न, च, एव, कश्चित्.

व्युत्पत्तिः—आश्चर्यम् इव इति आश्चर्यवत्.

અન્વય અને અર્થ—कश्चित् કોઇ માણસ, एनम् એ આત્માને, आश्चर्यवत् આશ્ચર્ય જેવો, पश्यति જુએ છે, च અને, अन्यः બીજો, तथैव તે જ પ્રમાણે, आश्चर्यवत् આશ્ચર્ય જેવો, वदति કહે છે, च અને, अन्यः બીજો કોઇ, एनम् એ આત્માને, आश्चर्यवत् આશ્ચર્ય જેવો, शृणोति સાભળે છે, च અને, कश्चित् કોઇ માણસ, श्रुत्वा સાભળીને, अपि પણ, एनम् એને, वेद જાણે છે, न નહિ, एव જ

ભાવાર્થ—કોઇ માણસ એ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે, અને બીજો તે જ પ્રમાણે આશ્ચર્ય જેવો કહે છે, અને બીજો કોઇ એ આત્માને આશ્ચર્ય જેવો સાભળે છે, અને કોઇ માણસ સાંભળીને પણ એને જાણતો નથી જ ૨૯

અવતરણિકાઃ-આત્માનુ અવિનાશીપણુ તથા શરીરનુ નાશવતપણું ઉપર પ્રમાણે કહીને, શોક ન કરવો જોઇએ એમ ભગવાન્ શ્રીકૃષ્ણ ઉપસહાર કરે છે—

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ॥
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥

पदच्छेदः—देही, नित्यम्, अवध्यः, अयम्, देहे, सर्वस्य, भारत, तस्मात्, सर्वाणि, भूतानि, न, त्वम्, शोचितुम्, अर्हसि.

व्युत्पत्ति -हन्तुं योग्यः इति वध्यः, न वध्यः अवध्यः.

અન્વય અને અર્થ —भारत હે ભારત, अयम् આ, देही આત્મા, सर्वस्य બધાના, देहे શરીરમા, नित्यम् હમેશા, अवध्यः વધ ન કરી શકાય તેવો છે, तस्मात् તેથી, त्वम् તું, सर्वाणि બધા, भूतानि પ્રાણિઓને, शोचितुम् શોક કરવાને, अर्हसि યોગ્ય છે, न નહિ

ભાવાર્થ:—હે ભારત ! આ આત્મા, બધાના શરીરમાં હમેશા અવધ્ય છે, તેથી તુ બધા પ્રાણિઓને શોક કરવાને યોગ્ય નથી ૩૦

અવતરણિકા:—આત્માના શુદ્ધ સ્વરૂપનુ જ્ઞાન હોય ત્યારેજ તેવા પુરૂષને શોકમોહ ન થાય, પણ આત્મજ્ઞાનરહિત સસારી પ્રાણિઓને તે થવા સભવ છે એવી અર્જુનની શકાના પરિહાર માટે, ભગવાન શ્રીકૃષ્ણ ‘ સ્વધર્મ સમજીને પણ તારે અવશ્ય યુદ્ધ કરવુ જોઇએ ’ એમ અર્જુનને બીજી રીતે સમજાવે છે —

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ॥
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥३१॥

पदच्छेदः—स्वधर्मम्, अपि, च, अवेक्ष्य, न, विकम्पितुम्, अर्हसि, धर्म्यात्, हि, युद्धात्, श्रेयः, अन्यत्, क्षत्रियस्य, न, विद्यते.

**समासाः**—स्वस्य धर्मः=स्वधर्म तम् स्वधर्मम् । धर्माद् अनपेतम् धर्म्यम् तस्मात् धर्म्यात् । क्षतात् त्रायते इति क्षत्रियः तस्य क्षत्रियस्य.

અન્વય અને અર્થ —च અને, स्वधर्मम् પોતાના ધર્મને, अपि પણ, अवेक्ष्य જોઇને,-વિચારીને, विकम्पितुम् ડગવાને માટે, अर्हसि યોગ્ય છે, न નહિ, हि કારણ કે, धर्म्यात् ધર્મયુક્ત ધર્મ—પ્રજારક્ષણનો ધર્મ-તે ખાતર કરવામા આવતા, युद्धात् યુદ્ધ સિવાય क्षत्रियस्य ક્ષત્રિયનુ, अन्यत् બીજુ, श्रेय કલ્યાણ, विद्यते છે, न નહિ

ભાવાર્થ:—અને પોતાના ધમને સમજીને પણ, તુ યુદ્ધ-માથી ડગવાને લાયક નથી, કારણ કે પ્રજારક્ષણ જેવા ધમયુક્ત યુદ્ધ સિવાય ક્ષત્રિયને બીજુ કલ્યાણ છે નહિ ૩૧.

અવતરણિકા:—યુદ્ધ એ ક્ષત્રિયનો ખાસ ધર્મ છે તેથી ક્ષત્રિયો ખાસ પ્રયત્નપૂર્વક તે મેળવવાનો ઈરાદો રાખે છે, તને તો સુભાગ્યથી આ યુદ્ધ અનાયાસે પ્રાપ્ત થયુ છે, તો તે પ્રસગનો લાભ લઇ, તારે અવશ્ય યુદ્ધ કરવુ જોઈએ, તે વાત શ્રીકૃષ્ણ કહે છે—

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ॥
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥३२॥

**पदच्छेदः**—यदृच्छया, च, उपपन्नम्, स्वर्गद्वारम्, अपावृतम्, सुखिनः, क्षत्रियाः, पार्थ, लभन्ते, युद्धम्, ईदृशम्.

व्युत्पत्तिः—यावर्ता इच्छा यदृच्छा तया यदृच्छया.

**समासाः**—स्वर्गस्य द्वारम् स्वर्गद्वारम् । सुखम् अस्य अस्तीति सुखी ते च सुखिन । क्षतात् त्रायन्ते इति क्षत्रिया. । पृथायाः अपत्यं पुमान् पार्थः तत्सबुद्धौ पार्थ

અન્વય અને અર્થ —च તેમજ, यदृच्छया કોઇપણ જાતની પ્રાર્થના વિના, અનાયાસ, उपपन्नम् પ્રાપ્ત થયેલુ, अपावृत्तम् ખુલ્લુ स्वर्गद्वारम् સ્વર્ગના દરવાજા જેવુ, ईदृशम् આના જેવુ, युद्धम् યુદ્ધ. पार्थ હે પાર્થ, सुखिन સુખી-ભાગ્યશાળી, क्षत्रिया ક્ષત્રિયો लभन्ते મેળવે છે

ભાવાર્થ.—તેમજ અનાયાસે પ્રાપ્ત થયેલુ સ્વર્ગના ખુલ્લા દ્વાર જેવુ, આવુ યુદ્ધ હે પાર્થ ! ભાગ્યશાળી ક્ષત્રિયો જ મેળવે છે ૩૨,

અવતરણિકાઃ—એ પ્રમાણે યુદ્ધ કરવુ એ તારુ કર્ત્તવ્ય સાબીત થાય છે, છતા જો તુ યુદ્ધ નહિ કરે તો પરિણામ શુ થશે તે જણાવે છે —

अथ चेत्त्वमिम धर्म्यं सग्रामं न करिष्यसि ॥

ततः स्वधर्म कीर्ति च हित्वा पापमवाप्स्यसि ॥३३॥

**पदच्छेदः**—अथ, चेत्, त्वम्, इमम्, धर्म्यम्, संग्रामम्, न, करिष्यसि, ततः, स्वधर्मम्, कीर्तिम्, च, हित्वा पापम्, अवाप्स्यसि.

व्युत्पत्तिः—कीर्त्यते अनया इति कीर्तिः

અન્વય અને અર્થ —अथचेत् અગર જો, त्वम् તુ, इमम् આ,

धर्म्यम् ધર્મના રક્ષણાર્થ-ધાર્મિક, सग्रामम् યુદ્ધને, करिष्यसि કરીશ, न નહિ, ततः તેથી, स्वधर्मम् પોતાના ધર્મને, च અને, कीर्तिम् કીર્તિને, हित्वा હણીને, पापम् પાપને, अवाप्स्यसि પામીશ

ભાવાર્થ:—અગર જો તુ આ ધાર્મિક યુદ્ધ કરીશ નહિ તો તેથી પોતાના ધર્મને અને કીર્તિને હણીને પાપને પામીશ. ૩૩.

અવતરણિકા:—એ પ્રમાણે યુદ્ધના ત્યાગથી સ્વધર્મ અને કીર્તિ એ બે ઇષ્ટ વસ્તુઓની અપ્રાપ્તિ, તથા સ્વધર્મત્યાગથી ઉલટી પાપની પ્રાપ્તિ થશે, એમ ઉપરના શ્લોકમા અનર્થનું વર્ણન કરવામા આવ્યુ.

એટલા અનર્થથી જ અટકશે નહિ પણ એથીએ વિશેષ અનર્થ યુદ્ધ ન કરવાથી થશે, તે ભગવાન્ જણાવે છે—

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ॥
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

पदच्छेदः-अकीर्तिम्, च, अपि, भूतानि, कथयिष्यन्ति, ते, अव्ययाम्, संभावितस्य, च, अकीर्तिः, मरणात्, अतिरिच्यते.

समासाः—न कीर्तिः अकीर्तिः ताम् अकीर्तिम्। न विद्यते व्यय यस्या सा अव्यया ताम् अव्ययाम्। सम्यक् भावित संभावित· तस्य संभावितस्य.

અન્વય અને અર્થ:—च અને, ते તારી, अव्ययाम् લાંબા વખત સુધીની, अकीर्तिम् અપકીર્તિને, भूतानि પ્રાણિઓ, कथयिष्यन्ति કહેશે, च અને, संभावितस्य બહુ માન પામેલાને, अकीर्तिः અપકીર્તિ, मरणात् મરણથી, अपि પણ, अतिरिच्यते વિશેષ છે.

ભાવાર્થ:—તેમજ મનુષ્યો તારી લાંબા વખત સુધી અપકીર્તિ ગાશે, અને અત્યંત સન્માનિત પુરુષને અપકીર્તિ મરણથી પણ વિશેષ દુઃખદ છે ૩૪

અવતરણિકા:—" તટસ્થ લોક ભલે મારી નિંદા કરે, પણ ભીષ્મ દ્રોણાદિક મહારથીઓ તો મને મારા કરુણસ્વભાવ માટે અવશ્ય અભિનંદન આપશે " એવી અર્જુનની ધારણાને ખોટી ઠરાવવા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ॥
येषां च त्व बहुमतो भूत्वा यास्यसि लाघवम्॥३५॥

पदच्छेदः–भयात्, रणात्, उपरतम्, मंस्यन्ते, त्वाम्, महारथाः, येषाम्, च, त्वम्, बहुमतः, भूत्वा, यास्यसि, लाघवम्.

व्युत्पत्तिः—लघुतायाः भावः लाघवम्.

समासाः—महान्तश्च अमी रथिनश्च महारथा । बहुभिर्गुणैः मत बहुमत

અન્વય અને અર્થ —महारथाः મોટા ભીષ્માદિક મહારથીઓ, त्वाम् તને, रणात् રણમાંથી, भयात् ભયને લઈને, उपरतम् નિવૃત્ત થયેલો, मंस्यन्ते માનશે, च અને, येषाम् જેઓને, त्वम् તું, बहुमत બહુ ગુણોથી યુક્ત હોઇને સન્માન પામેલો છે, भूत्वा યુદ્ધમાંથી ઉપરત થઈને, लाघवम् ક્ષુલ્લકતાને, यास्यसि પામીશ

ભાવાર્થ:—ભીષ્માદિક મોટા મહારથીઓ તને રણમાંથી ભયને લઈને નિવૃત્ત થયેલો માનશે અને જેઓના મનમાં તારા

અદ્વિતીય ગુણો માટે માન છે, તેઓની દૃષ્ટિમા યુદ્ધ ન કરવાથી તુ અત્યત હલકાઈને પામીશ ૩૫

अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ॥
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥

पदच्छेदः—अवाच्यवादान्, च, बहून्, वदिष्यन्ति, तव, अहिताः, निन्दन्तः, तव, सामर्थ्यम्, ततः, दुःखतरम्, नु, किम्.

समासाः—वक्तु योग्याः वाच्या न वाच्या अवाच्याः अवाच्याश्च अमी वादाश्च अवाच्यवादा तान् अवाच्यवादान् । न हिताः अहिता । अधिक दु खम्=दुःखतरम्

અન્વય અને અર્થ:--तव તારા, अहिता શત્રુઓ, तव તારા, सामर्थ्यम बળને, निन्दन्तः નિ દા કરતા, च અને, बहून् ઘણા, अवाच्यवादान् ન બોલવાના શબ્દો, वदिष्यन्ति બોલશે, नु ખરેખર, तत तेथी, दुःखतरम् વિશેષ દુ ખદાયી, किम् શુ ?

ભાવાર્થ.--તારા શત્રુઓ તારા બળની નિ દા કરતા તને ન કહેવાના શબ્દો કહેશે, ખરેખર તેથી વિશેષ દુ ખદાયી બીજુ શુ ? ૩૬

અવતરણિકા:--યુદ્ધમા જય થાય કે પરાજય થાય તે બન્ને પરિણામમા અવશ્ય લાભ જ છે, તે વાત ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે --

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ॥
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

पदच्छेदः--हतः, वा, प्राप्स्यसि, स्वर्गम्, जित्वा, वा, भोक्ष्यसे, महीम्, तस्मात्, उत्तिष्ठ, कौन्तेय, युद्धाय, कृतनिश्चयः.

समासाः—कृत निश्चय येन स कृतनिश्चयः.

અન્વય અને અર્થ:—वा અથવા, हतः હણાયલો, (હણાઈને), स्वर्गम् સ્વર્ગને, प्राप्स्यसि પામીશ, वा અથવા, जित्वा જય પામીને, महीम् પૃથ્વીને, भोक्ष्यसे ભોગવીશ, कौन्तेय હે કૌંતેય, तस्मात् તેથી, युद्धाय યુદ્ધને માટે, कृतनिश्चय નિશ્ચય કરીને, उत्तिष्ठ ઉભો થા

ભાવાર્થ:—અથવા જો તુ યુદ્ધમા હણાયો તો સ્વર્ગને પામીશ, અને જય પામીશ તો પૃથ્વીને ભોગવીશ, હે કૌંતેય! તેટલા માટે યુદ્ધનો નિશ્ચય કરીને ઉભો થા ૩૭

અવતરણિકા:—"ગુરૂ ઈત્યાદિ શિષ્ટોનો વધ યુદ્ધમા કરવો પડે, તેથી પાપ અવશ્ય થાય, તો પછી યુદ્ધમા મર્યા બાદ સ્વર્ગની પ્રાપ્તિ કયાથી થાય? અથવા યુદ્ધમા જીતીને લોકનિંદાથી ઘેરાયલા અમને ભોગ તથા સુખની પ્રાપ્તિ કયાથી થાય?"

આવી અર્જુનની શંકાના સમાધાન માટે "નિષ્કામ, અને સમાનદૃષ્ટિથી, તથા સ્વધર્મ સમજીને યુદ્ધ કરતા તને પાપ નહિ થાય" એવા આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ॥
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥

पदच्छेदः—सुखदुःखे, समे, कृत्वा, लाभालाभौ, जयाजयौ, ततः, युद्धाय, युज्यस्व, न, एवम्, पापम्, अवाप्स्यसि.

समासाः—सुखं च दुःखम् च सुखदु खे ते च सुखदु खे। लाभश्च अलाभश्च लाभालाभौ तौ च लाभालाभौ । जयश्च अजयश्च जयाजयौ तौ च जयाजयौ.

અન્વય અને અર્થ:—सुखदु खे સુખ અને દુ ખને, लाभालाभौ લાભ અને ગેરલાભને, जयाजयौ જય અને પરાજયને, समे સમાન, कृत्वा કરીને, ततः ત્યારપછી, युद्धाय યુદ્ધને માટે, युज्यस्व તૈયાર થા, एवम् એ પ્રમાણે, पापम् પાપને, अवाप्स्यसि પામશે, न નહિ

ભાવાર્થ:—સુખ તથા દુ ખને, લાભ અને ગેરલાભને, તથા જય અને પરાજયને સમાન કરીને-જાણીને યુદ્ધ માટે તૈયાર થા, એ પ્રમાણે તુ પાપને પામીશ નહિ ૩૮

અવતરણિકા.—"સ્વધર્મ સમજીને યુદ્ધ કરે તેને પાપ ન થાય એમ માની લેવામા આવે તો પણ મને યુદ્ધ કરવાનો ખાસ ઉપદેશ ન કરવો જોઇએ, કારણ કે "य एन वेत्ति हन्तारम्" તથા "कथ स पुरुषः पार्थ क घातयति हन्ति कम्" ઈત્યાદિ વચનોથી તો ખાસ જ્ઞાનીને જ પાપ ન થવાનો સ ભવ છે, કર્ત્તા, ભોક્તાના અભિમાનશૂન્ય હુ શુદ્ધ સ્વરૂપ થયો નથી, અને યુદ્ધ કરીને તેનુ ફલ હુ ભોગવીશ એવુ મને જ્ઞાન છે, તેથી તેમજ પ્રકાશ અને અ ધકાર બન્ને એક જ વખતે એક જગ્યામા રહી શકતા નથી, તે જ પ્રમાણે જ્ઞાન અને કર્મ બન્નેની સાથે સ્થિતિ રહી શકે નહિ" એવો અર્જુનનો અભિપ્રાય સમજીને વિદ્વાન્ અને અવિદ્વાન્ની

દશાના ભેદ પ્રમાણે, જ્ઞાન અને કર્મ બન્નેના ઉપદેશની જરૂરીયાત હોવાથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે --

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ॥
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९॥

**पदच्छेदः**—एषा, ते, अभिहिता, सांख्ये, बुद्धिः, योगे, तु, इमाम्, शृणु, बुद्ध्या, युक्तः, यया, पार्थ, कर्मबन्धम्, प्रहास्यसि.

**समासाः**—कर्मैव धर्माधर्माख्य बन्ध कर्मबन्ध तम् कर्मबन्धम् । प्रकर्षेण हास्यसि त्यजसि प्रहास्यसि

અન્વય અને અર્થ.—पार्थ હે પાર્થ, एषा આ, बुद्धि બુદ્ધિ, ते તને, सांख्ये જ્ઞાનયોગમા, अभिहिता કહેવામા આવી, योगे કર્મ-યોગમા, इमाम् આ (બુદ્ધિને), शृणु સાભળ, यया જે, बुद्ध्या બુદ્ધિ વડે, युक्त જોડાએલો (तु), कर्मबन्धम् કર્મના બન્ધનોને, प्रहास्यसि છોડીશ

ભાવાર્થઃ—હે પાર્થ! આ તને જ્ઞાનયોગમાં બુદ્ધિ કહી, કર્મયોગમા બુદ્ધિને કેવી રાખવી તે સાભળ, કે જે બુદ્ધિ વડે જોડાએલો તુ કર્મના બન્ધનોને છોડીશ ૩૯

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ॥
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

**पदच्छेदः**—न, इह, अभिक्रमनाशः, अस्ति, प्रत्य-

वायः, न, विद्यते, स्वल्पम्, अपि, अस्य, धर्मस्य, त्रायते, महतः, भयात्.

व्युत्पत्तिः—अभिक्रम्यते कर्मणा प्रारभ्यते यत्फलं सः अभिक्रमः. प्रति+अव+आयः=प्रत्यवायः=पापोत्पत्तिः. सुष्ठु अत्यन्तं अल्पम्=स्वल्पम्.

समासः—अभिक्रमस्य नाशः अभिक्रमनाशः.

અન્વય અને અર્થ:—इह કર્મના બંધનો છુટી જાય તેવા કર્મયોગનું અનુષ્ઠાન કરવામાં આવે, તેમાં अभिक्रमनाश કર્મના આરંભનો નાશ, न નહિ, अस्ति છે, प्रत्यवायः વિઘ્ન પ્રતિબંધ, न નહિ, विद्यते છે, अस्य આ, धर्मस्य ધર્મનું, स्वल्पम् થોડું (સેવન) अपि પણ, महत् મોટા, भयात् ભયમાંથી, त्रायते રક્ષણ કરે છે

ભાવાર્થ—કર્મના બંધનો છોડાવે તેવા કર્મયોગનું અનુષ્ઠાન કરવામાં કર્મના આરંભનો કે કર્મનો નાશ નથી, તેમજ પ્રતિબંધ પણ નથી, નિષ્કામકર્મયોગનું થોડું પણ અનુષ્ઠાન મહાન્ ભયમાંથી છોડાવે છે ૪૦

અવતરણિકા—જ્ઞાન યોગમાં જે બુદ્ધિ હોવી જોઈએ, તે તથા હવે પછી કહેવામાં આવનાર કર્મયોગ લક્ષણબુદ્ધિ કેવા લક્ષણવાળી હોવી જોઈએ તે વિષે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ॥
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

पदच्छेदः—व्यवसायात्मिका, बुद्धिः, एका, इह, कुरु-नन्दन, बहुशाखा, हि, अनन्ताः च, बुद्धयः, अव्यवसायिनाम्.

व्युत्पत्तिः—वि+अव+सो+अयः=व्यवसायः नन्दयतीति=नन्दनः.

समासाः—व्यवसायः एव आत्मा, यस्याः सा व्यवसायात्मिका—निश्चयात्मिका—उपायोपेय बुद्धि । कुरूणा नन्दन कुरुनन्दन , तत्सबुद्धौ कुरुन[illegible] । बहव्य शाखा यासा ता बहुशाखा । न विद्यते अन्त यासा ता अनन्ता । न विद्यते व्यवसाय —निश्चय —येषा ते अव्यवसायिनः तेषाम् अव्यवसायिनाम्

અન્વય અને અર્થ —कुरुनन्दन હે કુરુવંશને સુકૃતોથી આનંદ આપનાર, इह કલ્યાણના માર્ગમા, व्यवसायात्मिका વ્યવસાય-ઉદ્યમ નિષ્ઠ बुद्धि બુદ્ધિ, एका એકજ છે, च પણ, अव्यवसायिनाम् પ્રમાણજન્ય બુદ્ધિ રહીત લોકોની, बुद्धयः બુદ્ધિઓ, बहुशाखाः અનેક ફાટાઓવાળી, अनन्ता ઘણી છે

ભાવાર્થ —હે કુરુનન્દન, કલ્યાણના માર્ગમા-નિષ્કામ કર્મયોગમા ઉદ્યમશીલ બુદ્ધિ એકજ છે, પણ પ્રમાણજન્ય બુદ્ધિ-રહિત લોકોની બુદ્ધિઓ તો અનેક ફાટાઓવાળી અને ઘણા પ્રકારની છે ૪૧

અવતરણિકા —ભિન્ન બુદ્ધિવાળા લોકોની બુદ્ધિ એકજ નિશ્ચયાત્મિકા કેમ થતી નથી? એવી શંકાના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ તેમ ન થવા માટે પ્રતિબન્ધ નીચેના ત્રણ શ્લોકોથી દર્શાવે છે —

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपाश्चितः ॥
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥

**पदच्छेदः**—याम्, इमाम्, पुष्पिताम्, वाचम्, प्रवदन्ति, अविपश्चितः, वेदवादरताः, पार्थ, न, अन्यत्, अस्ति, इति, वादिनः.

**व्युत्पत्तिः**—वदन्तीति वादिनः, प्रकर्षेण वदन्ति प्रवदन्ति.

**समासाः**—पुष्पाणि अस्या सन्तीति पुष्पिता ताम् पुष्पिताम् । न विपश्चित अविपश्चित । वेदाना वादा वेदवादा, वेदवादेषु रता वेदवादरता

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ॥
क्रियाविशेषबहुला भोगैश्वर्यगति प्रति ॥ ४३ ॥

**पदच्छेदः**—कामात्मानः, स्वर्गपराः, जन्मकर्मफलप्रदाम्, क्रियाविशेषबहुलाम्, भोगैश्वर्यगतिम्, प्रति.

**व्युत्पत्तिः**—बहु लान्तीति बहुलाः.

**समासाः**—कामे आत्मा अतःकरण येषा ते कामात्मान. । स्वर्गः एव परः श्रेष्ठ पुरुषार्थ येषा ते स्वर्गपरा । कर्मण फलम् कर्मफलम् । जन्मैव कर्मफल जन्मकर्मफल तत्प्रददातीति जन्मकर्म फलप्रदा, ता जन्मकर्म फलप्रदाम् । क्रियाणा विशेषा क्रियाविशेषाः क्रियाविशेषाश्चामी बहुला यस्या ताम् क्रियाविशेषबहुलाम् । भोगश्च ऐश्वर्यं च भोगैश्वर्ये, भोगैश्वर्ययो गति प्राप्ति —भोगैश्वर्यगति, ताम् भोगैश्वर्यगतिम्.

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ॥
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

**पदच्छेदः**--भोगैश्वर्यप्रसक्तानाम्, तया, अपहृतचेतसाम्, व्यवसायात्मिका, बुद्धिः, समाधौ, न, विधीयते.

**समासाः**—भोगश्च ऐश्वर्यं च भोगैश्वर्ये, भोगैश्वर्ययो प्रकर्षेण सक्ता भोगैश्वर्यप्रसक्ता तेषाम् भोगैश्वर्यप्रसक्तानाम् । अपहृतानि चेतांसि येषा ते=अपहृतचेतस तेषाम् अपहृतचेतसाम् । सम्यक् आधीयते अस्मिन् सर्वं इति समाधि तस्मिन् समाधौ

અન્વય અને અર્થ.—**पार्थ** હે પાર્થ, **अविपश्चित** મોહાન્ધ મૂઢ, કાર્યાકાર્યના ભાન રહીત લોકો, **याम्** જે, **इमाम्** આ, **पुष्पिताम्** ફુલથી ભરેલી વિષલતાની માફક દૂરથી સુદર, **वाचम्** વાણીને **प्रवदन्ति** બોલે છે, **वेदवादरता** વેદના અર્થવાદમા પ્રીતિવાળા, **अन्यत** સકામ કર્મ સિવાય આત્મજ્ઞાન વિગેરે બીજુ કઈ, **अस्ति** છે, **न** નહિ, **इति** એ પ્રમાણે, **वादिन** બોલવાવાળા, **जन्मकर्मफलप्रदाम्** જન્મરૂપી કર્મના ફલોને આપનારી, **क्रियाविशेषबहुलाम्** વિશેષ ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે અગ્નિહોત્રાદિક તથા બીજી ક્રિયાઓ જેમા વિશેષ કરવી પડે તેવી, **भोगैश्वर्यगतिम्** ભોગવિલાસ અને ઐશ્વર્ય-વૈભવની પ્રાપ્તિ, **प्रति** તરફ, **कामात्मान** કામનાઓની અભિલાષામા જ અંત કરણ-વાળા, **स्वर्गपरा** સ્વર્ગનેજ પરમ પુરૂષાર્થ માનનારાઓ **तया** તે દાંભિક વાણીવડે, **अपहृतचेतसाम्** ખેચાએલા ચિત્તવાળાઓની **भोगैश्वर्य प्रसक्तानाम्** વિલાસ અને વૈભવમા લાગેલુ છે ચિત્ત

જેનુ તેવાઓની, व्यवसायात्मिका વ્યવસાય-ઉદ્યમ આત્મજ્ઞાન સબધી-શુદ્ધ-ચિન્માત્ર સ્વરૂપિણી નિશ્ચયાત્મિકા बुद्धि બુદ્ધિ समाधौ ચિત્તનુ ઇશ્વર સાથે એકાગ્ર કરવુ તે સમાધિમા, विधीयते થતી न નથી

ભાવાર્થ —હે પાર્થ, મૂઢ લોકો, ફુલોથી શોભતી વિષલતાની માફક સુદર, એવી આ વાણીને બોલે છે, કારણકે તેઓ તો વેદના મિથ્યા અર્થવાદમા પ્રીતિવાળા, સકામ કર્મ સિવાય આત્મજ્ઞાન તથા મોક્ષ ઇત્યાદિ બીજુ કઇ છેજ નહિ એમ બોલવાવાળા, તથા જન્મથીજ કર્મના ફલોની પ્રાપ્તિ થાય છે તેવી, તથા વિશેષ વિલાસ અને વૈભવની પ્રાપ્તિને માટે વિશેષ અગ્નિહોત્રાદિક તથા બીજી ક્રિયાઓ કરવી પડે તેવી, વિલાસ અને વૈભવની દિશા તરફ અભિલાષી અત કરણવૃત્તિવાળા, સ્વર્ગનેજ પરમ પુરૂષાર્થ માનનારાઓ, તથા વેદના અર્થવાદ યુકત ઉપરોકત વાણીવડે ખેચાએલા ચિત્તવાળા, અને વિલાસ તથા વૈભવ પ્રત્યે દત્તચિત્ત હોય છે તેવા મનુષ્યોની આત્માસબધી નિશ્ચયવાળી, બુદ્ધિ ઈશ્વરૈકાગ્રતા (સમાધિ)મા ઉત્પન્ન થતી નથી ૪૨-૪૪

અવતરણિકા:—સમાધિમા નિશ્ચયવાળી બુદ્ધિ ત્યારે કોની થાય છે તે વાત જણાવે છે —

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्॥४५॥

पदच्छेदः—त्रैगुण्यविषयाः, वेदाः, निस्त्रैगुण्यः, भव, अर्जुन, निर्द्वन्द्वः, नित्यसत्त्वस्थः, निर्योगक्षेमः, आत्मवान्.

**समासाः**—त्रयाणा गुणाना भावः=त्रैगुण्यम्–त्रैगुण्यमेव विषयो येषा ते=त्रैगुण्यविषया, निर्गत त्रैगुण्य यस्मात्स निस्त्रैगुण्य । निर्गतानि सुखदु खसज्ञानि द्वन्द्वानि यस्मात्सः निर्द्वन्द्वः । नित्य सर्वदा सत्त्वगुणे तिष्ठतीति=नित्यसत्त्वस्थः । अनुपात्तस्य उपादान योग । उपात्तस्य रक्षण क्षेमम् । योगश्च क्षेम च योगक्षेमे, निर्गते योगक्षेमे यस्मात् स निर्योगक्षेम । आत्मा अस्य अस्तीति आत्मवान्=अप्रमत्त ।

અન્વય અને અર્થ —**त्रैगुण्यविषया** સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને પ્રતિપાદન કરવાવાળા, **वेदा** વેદો છે, **अर्जुन** હે અર્જુન, **निस्त्रैगुण्य** ગુણના ભાવોથી રહીત, **निर्द्वन्द्व** સુખ, દુ ખની સ જ્ઞાવાળા હર્ષ શોકાદિના દ્વન્દ્વોથી મુકત, **नित्यसत्त्वस्थ** સદા સત્ત્વ ગુણનો આશ્રય કરનારો **निर्योगक्षेम** ન મેળવેલી ચીજને મેળવવી અને મેળવેલીનુ રક્ષણ કરવુ, તે સ્થિતિથી રહીત, **आत्मवान्** જીતચિત્ત **भव** થા

ભાવાર્થ —ત્રણ ગુણનુ પ્રતિપાદન કરનાર જ વેદો છે, હે અર્જુન એ ત્રણ ગુણોના ભાવોથી રહિત, હર્ષશોકાદિના દ્વન્દ્વથી મુકત, સદા સત્ત્વ ગુણનો આશ્રય કરનારો, સર્વ સ ગ્રહ રહીત, અને જીતેલા ચિત્તવાળો થા ૪૫

અવતરણિકા —આત્માનુ ખરૂ જ્ઞાન ચિત્તશુદ્ધિ થાય ત્યારેજ થાય છે, અને તે ચિત્તશુદ્ધિ, બધા વેદોક્ત કર્મનુ અનુષ્ઠાન કરવામા આવે તોજ પ્રાપ્ત થાય, તેથી વેદોનો આશ્રય તો કરવો જ પડે અને નિર્ગુણ થવાય નહિ, એવી શ કાના પરિહાર માટે ભગવાન્ શ્રી કૃષ્ણ કહે છે:—

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ॥
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

**पदच्छेदः**—यावान्, अर्थः, उदपाने, सर्वतः, संप्लुतोदके, तावान्, सर्वेषु, वेदेषु, ब्राह्मणस्य, विजानतः.

**समासाः**—उद्राम् पान=उदपानम् तस्मिन् उदपाने । सप्लुत उदक यस्य तत् सप्लुतोदकम् तस्मिन् सप्लुतोदके । ब्रह्म वेदं शुद्ध चैतन्य वा वेत्ति, अधीते वा इति ब्राह्मण । विशेषेण जानातीति= विजानन् तस्य विजानत ।

**અન્વય અને અર્થ**—**सर्वत** ચોતરફથી, **सप्लुतोदके** ખૂબ છલોછલ ભરાયલા, **उदपाने** જલાશયમા, **यावान्** જેટલો, **अर्थ** સ્નાન-પાનાદિક અર્થ (સરે છે), **तावान्** તેટલો જ અર્થ, **विजानत** વ્યુત્પન્ન ચિત્તવાળા, **ब्राह्मणस्य** બ્રહ્મનિષ્ઠ થવાની ઈચ્છાવાળા બ્રાહ્મણને **सर्वेषु** બધા **वेदेषु** વેદોમા સધાય છે,

**ભાવાર્થ**—ચોતરફથી ખૂબ ભરાયલા જલાશયમા જેટલો સ્નાનપાનાદિ અર્થ સરે છે, તેટલો જ અર્થ નાના જલાશયમા પણ સાધી શકાય છે, તેવીજ રીતે વિદ્વાન્ બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણનો બધા વેદોમા અનાયાસ તેટલો જ અર્થ સરે છે ૪૬,

**અવતરણિકા**:—ઉપનિષદ્ વિગેરેના સેવનથી મારે પણ આત્મજ્ઞાન મેળવવુ જોઇએ, તથા યુદ્ધ વિગેરે પ્રવૃત્તિમાથી શમ-શાંતિ-કરવી જોઇએ, તો પછી 'યુદ્ધ કર' એવી પ્રેરણા મને આપ કેમ કરોછો ?" એવા અર્જુનના પ્રશ્નના જવાબમા ભગવાન્ અર્જુનને માટે વિહિત ખાસ ધર્મનો ઉપદેશ કરે છે —

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

**पदच्छेदः**—कर्मणि, एव, अधिकारः, ते, मा, फलेषु कदाचन, मा, कर्मफलहेतुः, भूः, मा, ते, सङ्गः, अस्तु, अकर्मणि.

**समासाः**—कर्मणा फल कर्मफलम् । कर्मफल हेतु प्रयोजन यस्य स कर्मफलहेतुः । क्रियते इति कर्म, न कर्म अकर्म तस्मिन् अकर्मणि ।

અન્વય અને અર્થ—ते તારો, कर्मणि કર્મ-કર્મયોગમા एव જ अधिकार અધિકાર ( છે ), कदाचन કોઈ પણ વખતે, फलेषु કર્મના ફલમા ( અધિકાર ) मा નહિ ( થાઓ ), कर्मफलहेतु કર્મ ના ફલનો હેતુ-ઉત્પાદક, मा भू નહિ થા ते તારી, अकर्मणि ન કરવા લાયક કર્મમા, सग આસક્તિ, माऽस्तु ન થાઓ,

ભાવાર્થ—તારો તો કર્મમા-કર્મયોગમા-જ અધિકાર છે, કોઇપણ વખતે કર્મના ફલ જે ખાસ બન્ધનનુ કારણ છે, તેમા તારો અધિકાર ન રાખ, એટલે કે કરવા યોગ્ય કર્મો ફલની ઈચ્છાનો ત્યાગ કરીને કર કર્મના ફલોનો કર્તા નહિ થા, અર્થાત્ કર્મના ફલના પરિણામની ઇચ્છા રાખનાર થા નહિ, અને ન કરવા લાયક કર્મમા તને આસક્તિ પણ ન થાઓ. ૪૭

અવતરણિકા-ઉપરનીજ વાતનો વિસ્તાર કરે છે—

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनजय ॥
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते॥४८॥

**पदच्छेदः**—योगस्थः, कुरु, कर्माणि, सङ्गम्, त्यक्त्वा, धनञ्जय, सिद्ध्यसिद्ध्योः, समः, भूत्वा, समत्वम्, योगः उच्यते.

**व्युत्पत्तिः**—योगे तिष्ठतीति योगस्थः, धनं जयतीति धनञ्जयः, सज्यन्ते अस्मिन्निति सङ्गः, तं सङ्गम् समानस्य भावः समत्वम्.

**समासाः**—न सिद्धि असिद्धि, सिद्धिश्च असिद्धिश्च सिद्ध्यसिद्धये तयो सिद्ध्यसिद्ध्यो ।

અન્વય અને અર્થ—धनञ्जय હે ધનંજય, सङ्गम् આસક્તિને, त्यक्त्वा છોડીને, योगस्थ યોગમાં સ્થિત રહીને, सिद्ध्यसिद्ध्यो કર્મની સફલતા અને નિષ્ફલતામાં, सम સમાન, भूत्वा થઇને, कर्माणि કર્મોને, कुरु કર, समत्वम् કાર્યની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન ભાવ–ઉદ્વેગરહીતપણું योग કર્મયોગ, उच्यते કહેવાય છે

ભાવાર્થ—હે ધનંજય, આસક્તિને છોડીને નિષ્કામ-ફલની ભાવના રહીત-કર્મયોગનો આશ્રય કરીને, તથા કર્મની ફતેહમંદી અથવા નિષ્ફલતામાં સમાન ભાવવાળો થઇને કર્મો કર, સિદ્ધિ-અસિદ્ધિ-માં સમાન ભાવ તેનું જ નામ યોગ છે ૪૮

અવતરણિકા—નીચેના શ્લોકમાં કામ્ય-સકામકર્મનું સેવન ઘણું જ ક્ષુલ્લક છે, તે વાત જણાવે છે—

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनञ्जय ॥
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः॥ ४९ ॥

**पदच्छेदः**—दूरेण, हि, अवरम्, कर्म, बुद्धियोगात्, धनञ्जय, बुद्धौ, शरणम् अन्विच्छ, कृपणाः, फलहेतवः.

**समासाः**—न वरम्=अवरम् । बुद्धे योग बुद्धियोग तस्मात् बुद्धियोगात् । फलमेव हेतुः येषा ते=फलहेतव ।

અન્વય અને અર્થ—**धनञ्जय** હે ધનજય, **बुद्धियोगात** નિષ્કામ કર્મયોગથી **कर्म** કોઇ પણ કામ્ય કર્મ, **दूरेण** અત્યત, **अवरम्** નિકૃષ્ટ-હલકુ, (છે), **हि** અવશ્ય, **बुद्धौ** સમત્વબુદ્ધિ-વાળા કર્મયોગ અથવા જ્ઞાનયોગમા, **शरणम्** આશ્રયને **अन्विच्छ** ઇચ્છ, **फलहेतव** ફળની ઇચ્છાથી હેતુપૂર્વક કર્મ કરવાવાળા, **कृपणा** દીન-ગરીબ છે

ભાવાર્થ—હે ધનજય! નિષ્કામ કર્મયોગ સિવાય બીજું કોઇ પણ કામ્યકર્મ અત્યત હલકુ જ છે કર્મયોગ અથવા સાખ્યયોગના આશ્રય મેળવવાની પ્રાર્થના કર, ફલની ઇચ્છાથી જ કામ કરવાવાળા કેવળ દીન-ગરીબ-લોભી છે ૪૯

અવતરણિકા—કામ્ય-સકામકર્મની ક્ષુલ્લકતા કહીને હવે ફરીને નિષ્કામ કર્મયોગનુ ઉત્તમપણુ કહે છે—

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ॥
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्॥५०॥

**पदच्छेदः**—बुद्धियुक्तः, जहाति, इह, उभे, सुकृत-दुष्कृते, तस्मात्, योगाय, युज्यस्व, योगः, कर्मसु, कौशलम्.

**व्युत्पत्तिः**—कुशलस्य भावः कौशलम्.

**समासाः**—बुद्धया युक्त बुद्धियुक्त । सुकृत च दुष्कृत च सुकृतदुष्कृते ते सुकृतदुष्कृते.

અન્વય અને અર્થ—**इह** આ લોકમા, **बुद्धियुक्त** સાખ્ય અથવા નિષ્કામ કર્મયોગ સબધી બુદ્ધિવાળો મનુષ્ય, **सुकृत-दुष्कृते** પુણ્ય અને પાપ, ઉભે બન્નેને, **जहाति** છોડે છે, **तस्मात्** તેથી, **योगाय** કર્મયોગને માટે, **युज्यस्व** તૈયાર થા, **कर्मसु** કર્મમા, **कौशलम्** બન્ધના કારણરૂપ કર્મો હોવા છતા પણ ઇશ્વ-રની આરાધના વડે મોક્ષ સપાદન કરવાની ચતુરાઈ (તેનુ નામ) **योग**, નિષ્કામકર્મયોગ **अस्ति** છે

ભાવાર્થ—આ લોકમા જ્ઞાન અથવા નિષ્કામ કર્મયોગ સબધી બુદ્ધિવાળો મનુષ્ય, સ્વર્ગ નરકના કારણરૂપ પુણ્ય અને પાપ બન્નેને છોડે છે, તેથી નિષ્કામયોગ માટે તૈયાર થા કર્મ-બન્ધના કારણરૂપ હોવા છતા પણ ઇશ્વરની આરાધના વડે મોક્ષ સપાદન કરવાનુ ચાતુર્ય તેનુ જ નામ યોગ છે ૫૦

અવતરણિકા—દુષ્કૃત-પાપનો ત્યાગ કરવો એ સર્વથા ઉચિત છે, પણ સુકૃત-પુણ્યનો ત્યાગ કરવાથી તો સાચો પુરુષાર્થ સાધી શકાય તેમ નથી એવી શકાના પરિહાર માટે ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા બતાવે છે કે કર્મફલનો માત્ર ત્યાગ કરવાથી અત્યત શ્રેષ્ઠ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે—

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ॥**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥ ५१॥**

**पदच्छेदः**—**कर्मजम्, बुद्धियुक्ताः, हि, फलम्, त्यक्त्वा, मनीषिणः, जन्मबन्धविनिर्मुक्ताः, पदम्, गच्छन्ति, अनामयम्.**

**समासाः**—कर्मभ्यः जातम्=कर्मजम् । मनीषा एषा अस्तीति=मनीषिणः। जन्मैव बन्ध जन्मबन्ध तस्मात् विशेषेण नितान्त-मुक्ता इति जन्मबन्धविनिर्मुक्ताः । न विद्यते आमय यस्मिन्तत् अनामयम् ।

અન્વય અને અર્થ —**बुद्धियुक्ता** સમાન બુદ્ધિવાળાઓ, **हि** જેથી, **कर्मजम्** કર્મથી પેદા થતા **फलम्** ફ્લને, **त्यक्त्वा** છોડીને **मनीषिण**· આત્મજ્ઞાનની બુદ્ધિવાળા **जन्मबन्धविनिर्मुक्ता** જન્મરૂપી બધનથી મુકત થયેલા, **अनामयम्** બધી જાતના ઉપદ્રવો–તોફાનરહીત શાત **पदम्** વિષ્ણુના પરમ મોક્ષરૂપી પદને, **गच्छन्ति** પામે છે

ભાવાર્થ —પાપ–પુણ્યની ગણુનારહિત સમબુદ્ધિવાળાઓ નિષ્કામભાવથી કર્મથી પેદા થતા ફ્લને છોડી દઈ આત્મજ્ઞાન સ પન્ન થઈને, જન્મરૂપી બ ધનથી મુકત થયેલા, બધી જાતના ઉપદ્રવો–તોફાન રહીત શાત બિષ્ણુના મોક્ષરૂપી પરમપદને પામે છે ૫૧

અવતરણિકા –નિષ્કામ કર્મયોગના પાલન વડે ઉત્પન્ન થતી સાત્વિક શુદ્ધિથી સમાનતાવાળી બુદ્ધિ કયારે પ્રાપ્ત થાય, એવા પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે —

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ॥
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥

**पदच्छेदः**—यदा, ते, मोहकलिलम्, बुद्धिः, व्यतितरिष्यति, तदा, गन्ता, असि, निर्वेदम्, श्रोतव्यस्य, श्रुतस्य, च.

**व्युत्पत्तिः**—वि+अति+तरिष्यति=व्यतितरिष्यति.

**समासाः**—मोह एव कलिलम्=कालुष्यम् मोहकालिलम् ।

અન્વય અને અર્થ—**यदा** જ્યારે, **ते** તારી **बुद्धिः** બુદ્ધિ **मोहकलिलम्** અવિવેકપણુ-કે જે આત્મા-ચૈતન્ય, અને જડના વિવેકના જ્ઞાનને કલુષિત કરીને વિષયો તરફ અંતઃકરણની પ્રવૃત્તિ કરાવે છે-તેને, **व्यतितरिष्यति** ખાસ કરીને ઓળંગી જશે, **तदा** ત્યારે, **श्रोतव्यस्य** ભવિષ્યમાં સાંભળવા લાયક, **च** અને **श्रुतस्य** ભૂતકાળમાં સાંભળેલું (કર્મોના ફ્લો તે તરફ), **निर्वेदम्** વૈરાગ્ય-ગ્લાનિ-તટસ્થતાને, **प्राप्स्यसि** પામીશ

**ભાવાર્થઃ**—જ્યારે તારી બુદ્ધિ અવિવેકરૂપી કલુષિતતા-કે જે આત્મા-ચૈતન્ય, અને જડના વિવેકવાળા જ્ઞાનને ભૂલાવી વિષયો તરફ અંતઃકરણની પ્રવૃત્તિ કરાવે છે, તેને વિશેષે કરી ઉલ્લંઘી જશે ત્યારે ભવિષ્યમાં સાંભળવાના અને ભૂતકાળમાં સાંભળેલા કર્મોના ફ્લો તરફ તને નિર્વેદ-ગ્લાનિ વૈરાગ્ય પ્રાપ્ત થશે ૫૨

અવતરણિકાઃ—"એ પ્રમાણે થયેલ અંતઃકરણ શુદ્ધિ વડે, વૈરાગ્ય પ્રાપ્ત થયેલાને, ક્યારે ખાસ જ્ઞાનની પ્રાપ્તિ થાય" એના ઉત્તરમાં ભગવાન્ કહે છે—

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ॥
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

**पदच्छेदः**—श्रुतिविप्रतिपन्ना, ते, यदा, स्थास्यति, निश्चला, समाधौ, अचला, बुद्धिः, तदा, योगम् अवाप्स्यसि.

**समासाः**—अनेक साध्यसाधन सम्बन्ध प्रकाशनश्रुतिभि श्रवणे वि–नाना प्रतिपन्ना=श्रुतिविप्रतिपन्ना–विक्षिप्ता सती । निर्गत चलन यस्याः सा निश्चला । सम्यक् आधीयते चित्तमस्मिन् इति समाधि –परमेश्वर –तस्मिन् समाधौ–परमेश्वरे

અન્વય અને અર્થ—यदा જ્યારે, श्रुतिविप्रतिपन्ना અનેક સાધ્ય-સાધન સબધનો પ્રકાશ કરતા કર્મફલના શ્રવણો વડે અનેક માર્ગે દોરવાયલી, ते તારી, बुद्धि બુધ્ધિ, स्थास्यति સ્થિર થઈને રહેશે, (અને) निश्चला વિક્ષેપ, અથવા ચલનરહિત, (થઈને), समाधौ આત્મામા, अचला વિકલ્પવર્જિત થશે, तदा ત્યારે, योगम् વિવેકબુધ્ધિ-તત્ત્વજ્ઞાનને, अवाप्स्यसि પ્રાપ્ત કરીશ

ભાવાર્થ—અનેક સાધ્ય-સાધન સબધનો પ્રકાશ કરતા કર્મફલના શ્રવણો વડે અનેક રસ્તે દોરવાયેલી તારી બુધ્ધિ જ્યારે સ્થિર થઈને રહેશે, અને વિક્ષેપરહીત થઇને આત્મામા વિકલ્પ-વર્જિત થશે ત્યારે વિવેકબુધ્ધિ-તત્ત્વજ્ઞાન-ને તુ પામીશ ૫૩

અવતરણિકા—એ પ્રમાણે જેને સમાધિ પ્રાપ્ત થઈ હોય, અર્થાત્ જેની પ્રજ્ઞા સ્થિર થઈ હોય તેવાઓના લક્ષણ જાણવાની ઇચ્છાથી અર્જુન સ્થિતપ્રજ્ઞના લક્ષણો પૂછે છે—

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ॥
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम्॥५४॥

**पदच्छेदः**—अर्जुनः, उवाच. स्थितप्रज्ञस्य, का, भाषा, समाधिस्थस्य, केशव, स्थितधीः, किम् , प्रभाषेत, किम् , आसीत, व्रजेत, किम्.

**व्युत्पत्तिः**—प्रकर्षेण ज्ञायते अनया इति प्रज्ञा प्रकर्षेण. भाषेत=प्रभाषेत.

**समासाः**—स्थिता प्रज्ञा यस्य स स्थितप्रज्ञ तस्य स्थितप्रज्ञस्य । समाधौ तिष्ठतीति समाधिस्थ तस्य समाधिस्थस्य । कश्च ईशश्च केशौ, तौ वाति गच्छति प्रेरयतीति केशव तत्सबुद्धौ केशव । स्थिता धी यस्य स स्थितधी

અન્વય અને અર્થ – **अर्जुन** અર્જુન, **उवाच** બોલ્યો, **केशव** હે કેશવ, **स्थितप्रज्ञस्य** પ્રતિષ્ઠિત બુદ્ધિવાળાની, **समाधिस्थस्य** પરમાત્માના ધ્યાનરૂપી સમાધિમા રહેલાની, **का** કેવી, **भाषा** વાણી (હોય ?), **स्थितधीः** સ્થિર બુદ્ધિવાળો, **किम्** કેમ **प्रभाषेत** બોલે, **किम्** કેવી રીતે, **आसीत** બેસે, **किम्** કેવી રીતે, **व्रजेत** જાય ?

ભાવાર્થઃ—અર્જુન બોલ્યો—"હે કેશવ ! પ્રતિષ્ઠિત બુદ્ધિવાળાની, અને પરમાત્માના ધ્યાનરૂપી સમાધિવાળાની કેવી ભાષા હોય? સ્થિર બુદ્ધિવાળો કેવી રીતે બોલે, કેમ બેસે, અને કેમ ચાલે ? તે અર્થાત્ સ્થિતપ્રજ્ઞનાં બધા લક્ષણો મને કહો. ૫૪.

અવતરણિકાઃ—એ પ્રમાણે પૂછવામા આવતા ભગવાન વાસુદેવ, મુમુક્ષુએ ખાસ યત્નપૂર્વક પ્રાપ્ત કરવા જેવા, જીવન-મુક્ત-સ્વભાવરૂપ લક્ષણોનુ વર્ણન કરતા પ્રશ્નનો સ્થૂલ ઉત્તર એ શ્લોકથી આપે છે —

**श्रीभगवानुवाच ।**

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ॥**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**

**पदच्छेदः**—श्रीभगवान्, उवाच. प्रजहाति, यदा, कामान्, सर्वान्, पार्थ, मनोगतान्, आत्मनि, एव, आत्मना, तुष्टः, स्थितप्रज्ञः, तदा, उच्यते

**व्युत्पत्तिः**—प्रकर्षेण जहाति प्रजहाति

**समासाः**—मनसि गता मनोगता तान् मनोगतान्

અન્વય અને અર્થ:—**पार्थ** હે પાર્થ, **मनोगतान्** હૃદયમા પ્રવેશ થયેલા, **सर्वान्** બધા, **कामान्** અભિલાષોને, **यदा** જ્યારે **प्रजहाति** છોડે છે, (અને) **आत्मना** આત્મા વડે, **आत्मनि** આત્મામા **एव** જ, **तुष्ट** સતુષ્ટ-પ્રસન્ન રહે, **तदा** ત્યારે **स्थितप्रज्ञः** સ્થિર-બુદ્ધિવાળો, **उच्यते** કહેવાય છે

ભાવાર્થ:—હે પાર્થ! હૃદયમા રહેલી બધી અભિલાષાઓને જ્યારે જીવાત્મા છોડી દે છે, અને આત્મા વડે આત્મામા જ પ્રસન્ન રહે ત્યારે તે સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે. ૫૫

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ॥
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

**पदच्छेदः**—दुःखेषु, अनुद्विग्नमनाः, सुखेषु, विगतस्पृहः, वीतरागभयक्रोधः, स्थितधीः, मुनिः, उच्यते

**व्युत्पत्तिः**—मननशीलत्वात् मुनिः.

**समासाः**—न विद्यते उद्विग्न क्षुभित मन यस्य स अनुद्विग्नमना । विगता स्पृहा यस्मात् स विगतस्पृह । रागश्च भय च क्रोधश्च=रागभयक्रोधा , वीता अपगता रागभयक्रोधा यस्मात् स वीतरागभयक्रोध ।

**અન્વય અને અર્થ**:—दु खेषु ત્રિવિધ દુ ખોમા, अनुद्विग्नमनाः ઉદ્વેગરહીત છે મન રાખનાર, सुखेषु સુખોમા, विगतस्पृह નીકળી ગઈ છે ઇચ્છા જેની वीतरागभयक्रोधः નીકળી ગયા છે રાગ-આસક્તિ, ભય અને ક્રોધ જેમાથી એવો मुनिः મનનશીલ, स्थितधी સ્થિર પ્રજ્ઞાવાન् उच्यते કહેવાય છે

**ભાવાર્થ**—આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક ત્રિવિધ દુ ખોમા જેનુ મન ઉદ્વેગ રહીત છે, અને સુખોમાથી જેની ઇચ્છા ઉડી ગઈ છે, તેમજ જેમાથી આસક્તિ, ભય અને ક્રોધાદિ દોષો નીકળી ગયા છે, એવો મનનશીલ, કર્મફલત્યાગી, સ્થિતપ્રજ્ઞ કહેવાય છે ૫૬

અવતરણિકા—સ્થિતપ્રજ્ઞ કેમ બોલે ? તેના જવાબમા કહે છે —

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ॥
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

**पदच्छेदः**—यः, सर्वत्र, अनभिस्नेहः, तत्, तत्, प्राप्य, शुभाशुभम्, न अभिनन्दति, न, द्वेष्टि, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता.

**व्युत्पत्तिः**—अभितः नन्दति इति अभिनन्दति प्रकर्षेण या तिष्ठति सा प्रतिष्ठिता

**समासाः**—न विद्यते अभित स्नेह. यस्य सः अनभिस्नेह । शुभ च अशुभच तत् शुभाशुभम्

અન્વય અને અર્થ—**य** જે પુરુષ, **सर्वत्र** દેહ, ઇન્દ્રિય જીવિત ઇત્યાદિમા, **अनभिस्नेह** સ્નેહરહીત હોય, **तत्तत्** તે તે, **शुभाशुभम** શુભ અને અશુભને, **प्राप्य** પામીને, **अभिनन्दति** હર્ષ પામે તો, **न** નથી, **द्वेष्टि** દ્વેષ કરતો, **न** નથી, **तस्य** તેની, **प्रज्ञा** બુદ્ધિ, **प्रतिष्ठिता** સ્થિર છે (એમ જાણુવુ)

ભાવાર્થ—જે પુરૂષ દેહ, ઇદ્રિય, જીવિત ઇત્યાદિમા સ્નેહ-રહીત હોય, શુભાશુભ કર્મનાં ફલોને પામીને જે હર્ષ યા દ્વેષ કરતો નથી અર્થાત્ સ્તુતિ નિદારૂપ વાણી બોલતો નથી, તેની બુદ્ધિ સ્થિર છે એમ જાણુવુ ૫૭

અવતરણિકા—સ્થિતપ્રજ્ઞ કેમ બેસે એ પ્રશ્નનો ઉત્તર ૭ શ્લોકમા ભગવાન શ્રીકૃષ્ણુ કહે છે—

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ॥
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥

पदच्छेदः—यदा, संहरते, च, अयम्, कूर्मः, अङ्गानि, इव, सर्वशः, इन्द्रियाणि, इन्द्रियार्थेभ्यः, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता.

व्युत्पत्तिः—सम्यक् हरते संहरते, इन्द्रेण दुर्जयं इति इन्द्रियम् तानि इन्द्रियाणि. इन्द्रियाणा अर्थाः विषयाः इन्द्रियार्थाः तेभ्यः इन्द्रियार्थेभ्यः.

અન્વય અને અર્થ.—यदा જ્યારે, अयम् આ પુરુષ कूर्म કાચબો, अङ्गानि પોતાના અંગોને, इव જેમ તેમ, इन्द्रियार्थेभ्य ઇન્દ્રિયોના વિષયોમાથી, इन्द्रियाणि ઇંદ્રિયોને, सर्वशः ચારે તરફથી, संहरते સંકોચી લે છે, તેવી રીતે સંકોચીલે, ત્યારે, तस्य તેની, प्रज्ञा બુદ્ધિ, प्रतिष्ठिता સ્થિર છે

ભાવાર્થ:—જ્યારે આ પુરુષ ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના શબ્દ સ્પર્શાદિ વિષયોમાથી, જેમ કાચબો પોતાના અંગોને ચોમેરથી સંકોચી લે છે, તેમ સંકોચી લે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઇ છે એમ જાણવુ ૫૮

અવતરણિકા:—ઇન્દ્રિયોની પોતાના વિષયોમા પ્રવૃત્તિ ન થવી, તે સ્થિરપ્રજ્ઞનુ લક્ષણ ઠરાવવુ વ્યાજબી નથી, કારણ કે જડ, રોગી અને ઉપવાસ કરનારાઓની પણ વિષયોમા પ્રવૃત્તિ થતી નથી તેના જવાબમા ભગવાન કહે છે —

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ॥
रसवर्जं रसोप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

**पदच्छेदः**—विषयाः, विनिवर्तन्ते, निराहारस्य, देहिनः, रसवर्जम्, रसः, अपि, अस्य, परम्, दृष्ट्वा, निवर्तते.

**व्युत्पत्तिः**—इन्द्रियैर्विषयाणां आहरणं ग्रहणम् आहारः, देहः अस्य अस्तीति देही तस्य देहिनः.

**समासाः**—न विद्यते आहार यस्य स निराहारः तस्य निराहारस्य । रसः राग आसक्ति तेन वर्जित रहित यथा स्यात्तथा रसवर्जम्

**અન્વય અને અર્થ**—**निराहारस्य** અન્નાદિ આહારના અભાવે ઇંદ્રિઓની શિથિલતાથી વિષયોનુ ગ્રહણ ન કરનાર, **देहिन** દેહાભિમાનવાળા પુરુષના, **रसवर्जम्** રસરાગ–આસક્તિ વિનાના **विषयाः** ઇન્દ્રિયોના વિષયો **विनिवर्तन्ते** નિવૃત્ત થઈ જાય છે, પરતુ **अस्य** આ યોગીને **रसः** આસક્તિઅભિલાષ, **अपि** પણ **परम्** પરમાર્થ તત્ત્વ બ્રહ્મને, **दृष्ट्वा** પામીનેજાણીને, **निवर्तन्ते** નિવૃત્ત થાય છે

**ભાવાર્થ**—અશક્તિ યા રોગકે ઉપવાસાદિ વ્રતોથી અશક્તિ થવાથી ઇન્દ્રિયો વડે વિષયોને ગ્રહણ ન કરનાર, દેહાભિમાનવાળા પુરૂષના ઇન્દ્રિયોના વિષયો તો શાત થઈ જાય છે, પણ તે તે વિષયોમા લાગી રહેલી આસક્તિ શમી જતી નથી, પરતુ આ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરેલા કર્મયોગીને, પરમાર્થ તત્ત્વ બ્રહ્મને જાણીને આસક્તિ પણ છૂટી જાય છે અથાત્ નિરાસક્ત અને શુદ્ધ સ્વરૂપ તે થાય છે, અને તેથી તે 'સ્થિતપ્રજ્ઞ'ના લક્ષણમા ઘટે છે ૫૯.

અવતરણિકાઃ—બ્રહ્મનુ સારી રીતે જ્ઞાન પ્રાપ્ત થવુ તે જ પ્રજ્ઞા-સ્થૈર્ય છે, તે પ્રજ્ઞાની સ્થિરતા જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તેણે પ્રથમ તો ઇન્દ્રિયોને પોતાના કાબૂમા રાખવી જોઇએ, ઇન્દ્રિયો જો આત્મવશ ન હોય તો શો દોષ બાધ કરે છે તે વિષે કહે છે —

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपाश्चितः ॥**
**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ ६० ॥**

**पदच्छेदः—यततः, हि, अपि, कौन्तेय, पुरुषस्य, विपश्चितः, इन्द्रियाणि, प्रमाथीनि, हरन्ति, प्रसभम्, मनः,**

**व्युत्पत्तिः—पुरौ शेते इति पुरुषः तस्य पुरुषस्य, प्रकर्षेण मथ्नन्तीति प्रमाथीनि.**

અન્વય અને અર્થ —**कौन्तेय** હે કૌન્તેય, **यतत.** યત્ન કરતા એવા **विपश्चितः** બુદ્ધિમાન્ **पुरुषस्य** પુરૂષની, **अपि** પણ, **प्रमाथीनिं** ક્ષોભ ઉત્પન્ન કરવાવાળી-બલવાળી, **इन्द्रियाणि** ઇન્દ્રિયો, **मन** મનને **प्रसभम्** બળાત્કારથી **हरन्ति** વિષયોની સમીપમા ખેચીને લઇ જાય છે, **हि** અવશ્ય

ભાવાર્થ —હે કૌન્તેય ! યત્ન કરતા બુદ્ધિમાન્ પુરુષની પણ, ક્ષોભ ઉત્પન્ન કરવાવાળી બલવાળી ઇન્દ્રિયો મનને બળાત્કારથી વિષયોની સમીપમા ખેચીને લઇ જાય છે ૬૦

અવતરણિકા —ઇન્દ્રિયો મનને બળાત્કારથી વિષયો તરફ ઘસડી જાય છે તેના પ્રતિ ઉપાય શો કરવો ? તે જણાવે છે

तानि सर्वाणि सयम्य युक्त आसीत मत्परः ॥
वशे हि यस्येद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

पदच्छेदः—तानि, सर्वाणि, संयम्य, युक्तः, आसीत, मत्परः, वशे, हि, यस्य, इन्द्रियाणि, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता

**समासाः**—अहमेव पर यस्यस मत्पर ।

અન્વય અને અર્થ —तानि તેમને, सर्वाणि બધીને, सयम्य વશમા રાખીને, युक्त. સાવધાન થઇને, मत्परः હુ જ જેનો પરમ આશ્રય છુ તેવો, आसीत રહે, यस्य જેની, इन्द्रियाणि ઇન્દ્રિયો, वशे વશમા, हि જ હોય, तस्य તેની, प्रज्ञा બુદ્ધિ, प्रतिष्ठिता સ્થિર છે

ભાવાર્થ —તે બધી ઇન્દ્રિયોને વશમા રાખીને સાવધાન રહીને તે મારે જ પરાયણ રહે, જેની ઇન્દ્રિયો વશમા જ હોય તેની બુદ્ધિ સ્થિર છે એમ જાણવુ ૬૧

અવતરણિકા —બાહ્યેન્દ્રિયોના સ યમના અભાવમા દોષ જણાવી હવે મન સ યમ ન રહેવાથી જે અનર્થની પર પરા થાય છે તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ॥
सगात्सजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥

पदच्छेदः—ध्यायतः, विषयान्, पुंसः, सङ्गः, तेषु, उपजायते, सङ्गात्, संजायते, कामः, कामात, क्रोधः, अभिजायते.

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ॥
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

**पदच्छेदः**—क्रोधात्, भवति, संमोहः, संमोहात्, स्मृतिविभ्रमः, स्मृतिभ्रंशात्, बुद्धिनाशः, बुद्धिनाशात्, प्रणश्यति.

**व्युत्पत्तिः**—ध्यायतीति ध्यायन् तस्य ध्यायत सम्यक् मोहः संमोहः प्रकर्षेण नश्यति प्रणश्यति

**समासाः**—विशेष श्चासौ भ्रमश्च विभ्रम, स्मृत विभ्रमः स्मृतिविभ्रम, स्मृत भ्रंश स्मृतिभ्रंश तस्मात् स्मृतिभ्रंशात्। बुद्धेः नाश बुद्धिनाशः तस्मात् बुद्धिनाशात्।

અન્વય અને અર્થ—**विषयान्** વિષયોને, **ध्यायत** ચિંતન કરનાર, **पुंसः** પુરૂષને, **तेषु** તે વિષયોમા, **सगः** આસક્તિ, **उपजायते** પેદા થાય છે, **सङ्गात्** આસક્તિથી **काम** તૃષ્ણા, **जायते** થાય છે, **कामात्** તે તૃષ્ણામા કયાય પણ પ્રતિબંધ આવવાથી, **क्रोध** ક્રોધ, **अभिजायते** થાય છે, **क्रोधात्** ક્રોધથી, **समोह** કાર્યાકાર્યના ભાન રહિત કરનાર અવિવેક, **भवति** થાય છે, **समोहात्** અવિવેકથી, **स्मृतिविभ्रम** શાસ્ત્ર તથા આચાર્યોના આપેલા ઉપદેશજન્ય સંસ્કારવાળી યાદશક્તિ ગુમ થઈ જાય છે, **स्मृतिभ्रंशाद्** સ્મૃતિ ગુમ થઈ જવાથી **बुद्धिनाश** બુદ્ધિનો નાશ થાય છે, **बुद्धिनाशात्** બુદ્ધિનાશથી, **प्रणश्यति** તે મનુષ્ય નષ્ટ થઇ જાય છે

ભાવાર્થ—વિષયોનુ ચિંતન કરનાર પુરૂષને તે તે વિષયોમાં આસક્તિ પેદા થાય છે, આસક્તિથી તૃષ્ણા થાય છે, તૃષ્ણામાં

પ્રતિબન્ધ આવવાથી ક્રોધ થાય છે, ક્રોધથી અવિવેક-મોહ થાય છે, અવિવેકથી ઉપદેશ જન્ય શુભ સંસ્કારાત્મિકા સ્મૃતિ નષ્ટ થાય છે, સ્મૃતિના નાશથી કાર્યાકાર્ય વિષયક બુદ્ધિનો નાશ થાય છે, બુદ્ધિના નાશથી મનુષ્ય નષ્ટ થઇ જાય છે ૬૨—૬૩

અવતરણિકા —બધા વિષયોનુ મૂલ, વિષયોનુ અનુચિંતન છે, એમ કહીને હવે મોક્ષના કારણનો નિર્દેશ કરે છે —

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ॥
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

**पदच्छेदः**—रागद्वेषवियुक्तैः, तु, विषयान्, इन्द्रियैः, चरन्, आत्मवश्यैः, विधेयात्मा, प्रसादम्, अधिगच्छति.

**समासाः**—रागश्च असौ द्वेषश्च रागद्वेषौ ताभ्यां वियुक्ता रागद्वेषवियुक्ता तै रागद्वेषवियुक्तै । आत्मन वश्यानि आत्मवश्यानि तै आत्मवश्यै । विधेय आत्मा अतःकरण यस्य स विधेयात्मा.

અન્વય અને અર્થ — विधेयात्मा, સ્વાધીન ચિત્ત આત્મા, तु તો रागद्वेषवियुक्तै રાગ અને દ્વેષથી રહીત, आत्मवश्यै આત્માને વશ એવી इन्द्रियै ઇન્દ્રિયો વડે, विषयान् વિષયોને, चरन् પ્રાપ્ત કરતો प्रसादम् પ્રસન્નતાને, अधिगच्छति પામે છે

ભાવાર્થ —સ્વાધીન-ચિત્ત આત્મા તો રાગ અને દ્વેષથી રહીત પોતાને વશ એવી ઇન્દ્રિયો વડે, વિષયોમા વર્તતો પ્રસન્નતાને પામે છે ૬૪

અવતરણિકા —પ્રસન્નતા થવાથી શો લાભ થાય તે કહે છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ॥
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

**पदच्छेदः**—प्रसादे, सर्वदुःखानाम्, हानिः, अस्य, उपजायते, प्रसन्नचेतसः, हि, आशु, बुद्धिः पर्यवतिष्ठते.

**समासाः**—सर्वं च तत् दुःखं च सर्वदुःखम् तेषां सर्वदुःखानाम् । प्रसन्नं चेतः यस्य सः प्रसन्नचेताः तस्य प्रसन्नचेतसः.

અન્વય અને અર્થ —**प्रसादे** પ્રસન્નતા પ્રાપ્ત થતા, **अस्य** આ પ્રસાદ પામેલ પુરૂષનાં **सर्वदुःखानाम्** બધા દુઃખોનો **हानि** નાશ, **उपजायते** થાય છે, **हि** તેથી **प्रसन्नचेतस** પ્રસન્ન ચિત્તવાળા પુરૂષની, **बुद्धि** બુદ્ધિ, **आशु** તુરત, **पर्यवतिष्ठते** સ્થિર થાય છે

ભાવાર્થ —પ્રસન્નતા પ્રાપ્ત થતા પુરૂષના બધા દુઃખોનો નાશ થાય છે, તેથી સ્વચ્છ અંતઃકરણવાળા તે પુરૂષની બુદ્ધિ તુરત સ્થિર-પ્રતિષ્ઠિત થાય છે, ૬૫

અવતરણિકા.—ઉપર કહેલી સ્વચ્છાન્તઃકરણ વૃત્તિવાળી શાંતિ સ્થિરતા વિના અશાંતને સુખ કયાથી થાય? તે કહે છે

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ॥
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥

**पदच्छेदः**—न, अस्ति, बुद्धिः, अयुक्तस्य, न, च, अयुक्तस्य, भावना, न, च, अभावयतः, शान्तिः, अशान्तस्य, कुतः, सुखम्.

व्युत्पत्तिः—भाव्यते आत्मा अनया इति भावना.

समासाः—न युक्तः अयुक्त तस्य अयुक्तस्य। भावयतीति भावयन् न भावयन् अभावयन् तस्य अभावयतः। न शान्त अशान्त, तस्य अशान्तस्य.

અન્વય અને અર્થ —अयुक्तस्य જેણે ઇંદ્રિયોને વશ કરી નથી તેવાને बुद्धि બુદ્ધિ, नास्ति નથી, च અને, अयुक्तस्य ઇંદ્રિય નિગ્રહ-રહીતને, भावना ધ્યાન, न નથી, च અને, अभावयतः ધ્યાન ન હોય તેવાને, शान्तिः શાન્તિ, न નથી, अशान्तस्य શાન્તિ વિનાના પુરુષને, सुखम् સુખ, कुतः કયાથી ?

ભાવાર્થ —ઇન્દ્રિય નિગ્રહ ન કરી શકનાર પુરૂષને આત્મ સંબંધિની બુદ્ધિ હોતી નથી, અને ભાવના પણ હોતી નથી, અને ભાવના ન હોય તેવાને શાન્તિ નથી, શાન્તિવિનાના પુરૂષને સુખ કયાથી હોય ? ૬૬

અવતરણિકા —ઇન્દ્રિય-નિગ્રહ રહીતને પ્રજ્ઞા-બુદ્ધિ-નથી તેનુ કારણ જણાવે છે —

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ॥
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥

पदच्छेदः—इन्द्रियाणाम्, हि, चरताम्, यत्, मनः, अनुविधीयते, तत्, अस्य, हरति, प्रज्ञाम्, वायुः, नावम्, इव, अम्भसि.

व्युत्पत्तिः—चरतीति चरन् तेषां चरताम्.

અન્વય અને અર્થઃ—इन्द्रियाणाम् ઇન્દ્રિયોની, चरताम् વિષયમા પ્રવૃત્તિ થતા, यत् જે, ઇન્દ્રિયને અનુલક્ષીને मनः મન, अनुविधीयते વિષયો તરફ જાય છે, तत् તે, वायु પવન, अम्भसि પાણીમા, नावम् નાવને, इव જેમ, તેમ अस्य આ પુરુષની प्रज्ञाम् બુદ્ધિને हरति સુમાર્ગથી દૂર લઈ જાય છે

ભાવાર્થ —ઇન્દ્રિયોની વિષયોમા પ્રવૃત્તિ થતા જે ઇન્દ્રિયને અનુલક્ષીને મન તે વિષયો તરફ જાય છે, તે ઇન્દ્રિય, પવન જેમ પાણીમા નાવને ખેચીને લઇ જાય તેમ, બુદ્ધિને ખેચીને સુમાર્ગથી દૂર લઈ જાય છે,

અવતરણિકાઃ—ઇન્દ્રિય-નિગ્રહવાળાની જ બુદ્ધિ સ્થિર થાય અને તેજ સ્થિત-પ્રજ્ઞ કહેવાય, તે વાતનો ઉપસહાર કરે છે

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ॥
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

पदच्छेदः—तस्मात्, यस्य, महाबाहो, निगृहीतानि, सर्वशः, इन्द्रियाणि, इन्द्रियार्थेभ्यः, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता

અન્વય અને અર્થ —महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન, तस्मात् તેથી, यस्य જેની, इन्द्रियाणि ઇન્દ્રિયો, इन्द्रियार्थेभ्यः ઇન્દ્રિયોના વિષયોમાથી, सर्वशः બધી રીતે-ચોમેરથી निगृहीतानि નિગ્રહ કરાયેલી છે, तस्य તેની, प्रज्ञा બુદ્ધિ, प्रतिष्ठिता સ્થિર છે

ભાવાર્થ —હે મહાબાહો, તેથી જેની ઇન્દ્રિયો વિષયોમાથી બધી રીતે બીલકુલ કાબૂમા રાખવામા આવેલી છે, તેની બુદ્ધિ સ્થિર છે એમ જાણવુ ૬૮

અવતરણિકા -એ પ્રમાણે "સ્થિત-પ્રજ્ઞ"ના લક્ષણોનું વર્ણન કરીને મુમુક્ષુઓએ મનસહિત "ઇન્દ્રિય-નિગ્રહ" માટે અતિ પ્રયાસ કરવો જોઈએ એમ જણાવ્યું, વિવેક અને વિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તેવાને તો પોતાની મેળેજ મનસહિત બધી ઇન્દ્રિયોનો સંયમ થઈ જાય છે. "અવિદ્યાનો રોધ કરવાવાળી બ્રહ્મવિદ્યા વડે બધા વ્યવહારની સમૂલ નિવૃત્તિ થઈ જાય છે," એ કહેવાની ઇચ્છાથી તથા અવિદ્યાની દશામા કર્મો કરવામા આવે છે, સમ્પૂર્ણ જ્ઞાની દશામા નહિ, તે વાતનો પ્રકાશ કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ॥
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ६९

**पदच्छेदः**—या, निशा, सर्वभूतानाम्, तस्याम्, जागर्ति, संयमी, यस्याम्, जाग्रति, भूतानि, सा, निशा, पश्यतः, मुनेः.

**समासाः**—सर्वाणि च अमूनि भूतानि च सर्वभूतानि तेषां सर्वभूतानाम् । सम्यक् यम अस्य अस्तीति सयमी । पश्यतीति पश्यन् तस्य पश्यत ।

અન્વય અને અર્થ —**सर्वभूतानाम्** બધા પ્રાણીઓની, **या** જે, **निशा** રાત્રિ, **तस्याम्** તેમા, **सयमी** ઇંદ્રિય-નિગ્રહવાન્, **जागर्ति** જાગે છે, **यस्याम्** જે રાત્રિમા **भूतानि** પ્રાણિઓ, **जाग्रति** જાગે છે, **सा** તે, **पश्यत** આત્મતત્ત્વને જોનાર, **मुने** મનનશીલ મુનિની **निशा** રાત્રિ છે

ભાવાર્થ—બધા ભૂતોની જે રાત્રિ છે, તેમા સયમી પુરૂષ જાગે છે, અને સર્વ પ્રાણિઓ જેમા જાગે છે તે આત્મજ્ઞાની મુનિની રાત્રિ છે. ૬૯

અવતરણિકાઃ—અર્થાત્ આત્મજ્ઞાની લોકોને કર્મો તથા ઇન્દ્રિયોના વિષયો તરફ અપેક્ષા હોતી નથી તેઓ સદા નિવૃત્ત જેવા થઈ ગયા હોય છે, એટલે તેમના કેટલાક વ્યવહારો લોકદૃષ્ટિથી દિવસ તે રાત્રિ અને રાત્રિ તે દિવસ, એમ ઉલટા દેખાય છે

વિષયો તરફ દૃષ્ટિના અભાવે વિષયોને તે કેમ ભોગવે છે તે પ્રશ્નના ઉત્તરમા કહે છે—

आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशांति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशांति सर्वे
स शांतिमाप्नोति न कामकामी ॥७०॥

**पदच्छेदः**—आपूर्यमाणम्, अचलप्रतिष्ठम्, समुद्रम्, आपः, प्रविशन्ति, यद्वत्, तद्वत्, कामाः, यम्, प्रविशन्ति, सर्वे, सः, शान्तिम्, आप्नोति, न, कामकामी.

**व्युत्पत्तिः**—आसमन्तात् पूर्यमाणम् आपूर्यमाणम्. काम्यन्ते इति कामाः, कामयते इति कामी.

**समासाः**—न चलतीति अचला, अचला प्रतिष्ठा यस्य सः अचलप्रतिष्ठ तम् अचलप्रतिष्ठम् । कामाना कामी इति कामकामी.

અન્વય અને અર્થ.—**आपूर्यमाणम्** ચોતરફથી જલના પ્રવાહોથી ભરાતા, **अचलप्रतिष्ठम्** મર્યાદાનુ ઉલ્લઘન ન કરે તેવા, **समुद्रम्** સમુદ્રને, **यद्वत्** જેવી રીતે, **आप** પાણી, **प्रविशन्ति** પ્રવેશ કરે છે, **तद्वत्** તેજ પ્રમાણે **यम्** જે પુરુષપ્રતિ, **सर्वे** બધા, **कामा** અભિલાષો, **प्रविशन्ति** પ્રવેશ કરે છે, **स** તે, **शान्तिम्** શાન્તિને **आप्नोति** મેળવે છે, **कामकामी** કામનાઓની ઇચ્છાવાળો, **न** થતો નથી

ભાવાર્થ --ચોતરફ જલસમૂહથી ભરાયેલા અને અચળ મર્યાદાવાળા સમુદ્રમા જેમ પાણી પ્રવેશ કરે છે, તેજ પ્રમાણે જે પુરૂષમા બધી કામનાઓ પ્રવેશે છે, તે શાન્તિને મેળવે છે, પણ કામનાઓને મેળવવા ઇચ્છતો નથી અર્થાત્ સમુદ્ર જેટલો ગભીર અને ઉદાર તથા નિગ્રહવાન્ આત્મજ્ઞાની પુરુષ હોય છે ૭૦

અવતરણિકા —જ્યારે કામનાઓનો ત્યાગ અને ઈન્દ્રિય-નિગ્રહ જ ખરૂ શ્રેય મેળવી આપે છે, ત્યારે તેમજ કરવું વ્યાજબી છે તે વાત જણાવે છે —

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निस्पृहः ॥
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥

**पदच्छेदः**—विहाय, कामान्, यः, सर्वान्, पुमान्, चरति, निःस्पृहः, निर्ममः, निरहंकारः, सः, शान्तिम्, अधिगच्छति.

**समासाः**—निर्गता स्पृहा यस्मात् स नि स्पृह । निर्गतो मम यस्मात् स निर्मम । निर्गतः अहकार यस्मात् स निरहकार

અન્વય અને અર્થ—यः જે, पुमान् પુરૂષ, सर्वान् બધા, कामान् કામોને, विहाय છોડીને, निःस्पृहः સ્પૃહા રહીત, चरति ફરે છે, स તે, निर्ममः મમતા રહીત, અને निरहंकारः અહંભાવના રહીત (થયેલો) शान्तिम् અવિદ્યા અને તેનાથી ઉત્પન્ન થતા કાર્યોની નિવૃત્તિરૂપ-નિર્વાણની શાંતિને, अधिगच्छति મેળવે છે—

ભાવાર્થ—જે પુરૂષ બધી કામનાઓને છોડી દઇને સ્પૃહા રહીત થઈને ફરે છે તે મમતા રહીત અને અહંભાવ રહીત થયેલો, નિર્વાણાખ્ય પરમ શાન્તિને પામે છે. ૭૧

અવતરણિકા—એ પ્રમાણે અર્જુને પૂછેલ પ્રશ્નના ઉત્તરને અંગે સ્થિતપ્રજ્ઞના લક્ષણોનું વર્ણન કર્યું, જે પ્રમાણે મુમુક્ષુએ કરવું જોઈએ હવે કર્મયોગના આચરણના ફલરૂપે પ્રાપ્ત થતી જ્ઞાનનિષ્ઠા વડે પ્રાપ્ત થતા ફલને સૂચવીને ઉપસંહાર કરે છે

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ॥
स्थित्वास्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥

पदच्छेदः—एषा, ब्राह्मी, स्थितिः, पार्थ, न, एनाम्, प्राप्य, विमुह्यति, स्थित्वा, अस्याम्, अन्तकाले अपि, ब्रह्म-निर्वाणम्, ऋच्छति.

व्युत्पत्तिः—ब्रह्मणि भवा ब्राह्मी. विशेषेण मुह्यति विमुह्यति.

**समासः**—अन्तस्य काल इति अन्तकालः तस्मिन् अन्तकाले । ब्रह्मणि निर्वाण इति ब्रह्मनिर्वाणम् ।

અન્વય અને અર્થ —**पार्थ** હે પાર્થ, **एषा** આ, **ब्राह्मी** બ્રહ્મસંબંધી **स्थिति** જ્ઞાનનિષ્ઠા છે, **एनाम्** એ સ્થિતિને **प्राप्य** મેળવીને **विमुह्यति** મોહ પામતો **न** નથી, **अस्याम्** આ બ્રહ્મસંબંધી જ્ઞાનનિષ્ઠામાં, **अंतकाले** મરણના વખતમાં, **अपि** પણ **स्थित्वा** રહીને, **ब्रह्मनिर्वाणम्** પરમ બ્રહ્મમાં લયને **ऋच्छति** પામે છે.

ભાવાર્થઃ—હે પાર્થ આ ઉપર કહી તે બ્રહ્મસંબંધી જ્ઞાન નિષ્ઠા છે, એ સ્થિતિને મેળવીને મનુષ્ય મોહ પામતો નથી, આ જ્ઞાનનિષ્ઠામાં મરણ વખતે એક ક્ષણમાત્ર પણ નિર્ભર રહે તે પ્રાણી બ્રહ્મમાંજ લયને-મોક્ષને પ્રાપ્ત કરે છે. ૭૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तातिकमणीत सान्वयबोधिनीटीकोपेतः सांख्ययोगोनाम द्वितीयोऽध्यायः





# तृतीयोऽध्यायः ।

## અધ્યાય ત્રીજો.

અવતરણિકા-પ્રવૃત્તિ તથા નિવૃત્ત્યાત્મક શાસ્ત્રની શાખા જેવી બે પ્રકારની બુદ્ધિ ભગવાન્ શ્રીકૃષ્ણે કહી, એક સાંખ્ય એટલે જ્ઞાનયુક્ત-કર્મત્યાગ સંબંધી, અને બીજી ફલની ઇચ્છારહીત કર્મ કરવા સંબંધી તેમાં "प्रजहाति यदा कामान्" ત્યાંથી લઇને અધ્યાયના અંત સુધી, જ્ઞાનનો આશ્રય કરીને રહેલાઓને શમ, દમાદિ સાધન પુરઃસર "કર્મ સંન્યાસ" ખાસ કર્તવ્ય કહ્યું, અને તેને વળગી રહેવામાં જ કૃતાર્થતા છે એમ સિદ્ધાંત રૂપે "एषा ब्राह्मी स्थितिः" ઈત્યાદિ શ્લોકો વડે કહ્યું, અને અર્જુનને તો "कर्मण्येवाधिकारस्ते" "मा ते सङ्गोऽस्त्वकर्मणि" ઇત્યાદિ શ્લોકો વડે કર્મ કરવું એજ ખાસ કર્તવ્ય કહ્યું, પણ કર્મથી જ ખાસ શ્રેય મળે છે, એમ જણાવ્યું નહિ, એ વસ્તુસ્થિતિનો વિચાર કરીને એકદમ આકુલ બુદ્ધિવાળો થઇને અર્જુન પૂછવા લાગ્યો કે "ભક્ત, અને કલ્યાણની યાચના વાળા એવા મને સાક્ષાત્ પરમ શ્રેયને પ્રાપ્ત કરવાની સાધન રૂપ સાંખ્ય-બુદ્ધિ નિષ્ઠા સંભળાવીને પણ, અનેક અનર્થોથી

ગુ થાયેલા અને પરિણામે એક અનન્ય શ્રેયને કદિ ન મેળવી આપનારા કર્મોમા મને શા માટે પ્રેરો છો ?" એ પ્રમાણેનો અર્જુનનો પ્રશ્ન ઉચિત છે, વળી અર્જુનને "જ્ઞાનનિષ્ઠા એજ બન્નેમા ઉત્તમ છે" એમ કહેવામા આવેલુ હોવાથી શુભફલ–શ્રેય પ્રાપ્તિ રૂપ જ્ઞાનનિષ્ઠા તરફ તે એકદમ ઉત્કંઠિત થઇને ચિત્તશુદ્ધિ પૂર્વક પોતાનો પણ જ્ઞાનનિષ્ઠામા અધિકાર છે, એમ માનતો ભગવાન્ પાસેથી જલ્દી નિર્ણય કરાવી લેવાની ઉતાવળમા ગભરાતો ગભરાતો 'આ સારૂ' કે 'તે સારૂ' એમ સશયમા પડી જઇને પૂછવા લાગ્યો —

अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ॥
तत्किं कर्मणि घोरे मा नियोजयासि केशव ॥ १ ॥

पदच्छेदः—ज्यायसी, चेत्, कर्मणः, ते, मता, बुद्धिः, जनार्दन, तत्, किम्, कर्मणि, घोरे, माम्, नियोजयसि, केशव.

व्युत्पत्तिः—जनान् देवविपक्षभूतान् अर्दयति पीडयतीति जनार्दनः तत्संबुद्धौ जनार्दन. अथवा—सर्वैर्जनैरर्द्यते याच्यते स्वाभिलषितसिद्धये इति जनार्दनः तत्संबुद्धौ जनार्दन. कर्मयोगात् अतिशयेन प्रशस्ता इति ज्यायसी.

અન્વય અને અર્થ:—अर्जुनः અર્જુન, उवाच બોલ્યો, जनार्दन હે જનાર્દન, चेत् અગર જો, ते આપને, बुद्धिः સાખ્ય બુદ્ધિ, कर्मण કર્મયોગથી, ज्यायसी વિશેષ શ્રેષ્ઠ, मता માનવામા આવેલી

હોય, तत् તો, घोरे ભયંકર, कर्मणि કર્મમાં, केशव હે કેશવ, माम् મને, किम् શા માટે, नियोजयसि નિયુક્ત કરો છો?

ભાવાર્થ—અર્જુન બોલ્યો-હે જનાર્દન! અગર જો આપ આત્મસંબંધિની બુદ્ધિ-જ્ઞાન, કર્મયોગથી વિશેષ શ્રેષ્ઠ માનતા હો, તો ભયંકર-અમાનુષ કર્તવ્યમાં, હે કેશવ! મને શા માટે પ્રેરો છો? ૧

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ॥
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

**पदच्छेदः**—व्यामिश्रेण, इव, वाक्येन, बुद्धिम्, मोहयसि, इव, मे, तत्, एकम्, वद, निश्चित्य, येन, श्रेयः, अहम्, आप्नुयाम्.

**व्युत्पत्तिः**—विशेषेण आसमन्तात् मिश्रम् इति व्यामिश्रम् तेन व्यामिश्रेण

અન્વય અને અર્થ—व्यामिश्रेण સંદેહ પેદા કરે તેવા મિશ્ર, वाक्येन વચન વડે, इव જાણે કે, मे મારી, बुद्धिम् બુદ્ધિને, मोहयसि મોહ પમાડતા હો, इव ની, तद् તેથી, एकम् એક વસ્તુનો, निश्चित्य નિશ્ચય કરીને, वद કહો, येन જેથી, अहम् હું, श्रेयः કલ્યાણને, आप्नुयाम् મેળવું।

ભાવાર્થ—સંદેહ પેદા કરે તેવા મિશ્ર વચનો વડે જાણે કે મારી બુદ્ધિને આપ મોહ પમાડતા હો ની! તેમ લાગે છે, તેથી એમાંથી એક વિષયનો નિર્ણય કરીને મને કહો કે જે માર્ગના ગ્રહણથી હું પરમ કલ્યાણને પામી શકું ૨

અવતરણિકા.—અર્જુનના પ્રશ્નના સચોટ સીધા ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

श्रीभगवानुवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ॥
ज्ञानयोगेन साख्याना कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥

पदच्छेदः—श्रीभगवान् उवाच लोके, अस्मिन्, द्विविधा, निष्ठा, पुरा, प्रोक्ता, मया, अनघ, ज्ञानयोगेन, सांख्यानाम्, कर्मयोगेन, योगिनाम्

व्युत्पत्तिः—ज्ञायते अनेन इति ज्ञानम्. युज्यते ब्रह्मणा अनेन इति योगः. प्रकर्षेण उक्ता प्रोक्ता

समासाः—द्वे विधे प्रकारौ यस्य सा द्विविधा । न विद्यते अघ पाप यस्मिन् स अनघ तत्सबुद्धौ अनघ । ज्ञानम् एव योग ज्ञानयोगः तेन ज्ञानयोगेन । साख्य—आत्मविषयविवेकज्ञान—अस्या स्तीति साख्य तेषाम् साख्यानाम् । कर्मैव योग कर्मयोगः तेन कर्मयोगेन । योग अस्य अस्तीति योगी तेषाम् योगिनाम्

અન્વય અને અર્થ —श्रीभगवान् શ્રીભગવાન, उवाच બોલ્યા अनघ હે અપાપ અર્જુન, अस्मिन् આ, लोके લોકમા, द्विविधा બે પ્રકારની, निष्ठा સ્થિતિ, मया મે पुरा પહેલા, प्रोक्ता કહી, साख्यानाम् જ્ઞાનીઓની, ज्ञानयोगेन જ્ઞાનરૂપી યોગવડે, અને योगिनाम् કર્મ યોગીઓની, कर्मयोगेन નિષ્કામ કર્મયોગવડે

ભાવાર્થ —ભગવાન્ શ્રીકૃષ્ણ બોલ્યા—હે નિષ્પાપ અર્જુન ! આ લોકમા બે પ્રકારની સ્થિતિ મે પહેલા તને કહી, પહેલી જ્ઞાની-

ઓની જ્ઞાનયોગવડે, અને બીજી કર્મયોગીઓની નિષ્કામ કર્મયોગ વડે ૩

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ॥
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

**पदच्छेद:**—न, कर्मणाम्, अनारंभात्, नैष्कर्म्यम्, पुरुषः, अश्नुते, न, च, संन्यसनात्, एव, सिद्धिम्, समधिगच्छति

**व्युत्पत्ति:**—निर्गतं कर्म यस्मात् तत् निष्कर्म निष्कर्मणः भावः नैष्कर्म्यम्, सम्यक् अधिगच्छति इति समधिगच्छति.

**समासा:**—न आरंभः इति अनारंभः, तस्मात् अनारंभात् । सम्यक् न्यासः त्याग विद्यते यस्मिन् कर्मणि तत् सन्यसनम् तस्मात् सन्यसनात् । सिध्यन्ते सपद्यन्ते कर्माणि यस्या सा सिद्धिः ताम् सिद्धिम्

અન્વય અને અર્થ—पुरुष પુરૂષ कर्मणाम् કર્મનો, अनारंभात् આરંભ ન કરવાથી, नैष्कर्म्यम् જ્ઞાનને, न નથી, अश्नुते પામતો च અને, सन्यसनात् કર્મોનો ત્યાગ કરવાથી, एव માત્ર सिद्धिम् મોક્ષ સિદ્ધિને, न નથી, समधिगच्छति મેળવતો

ભાવાર્થ—પુરૂષ કર્મોને ન કરવાથી જ્ઞાનને કદી પામતો નથી, અને કર્મોનો ત્યાગ માત્ર કરવાથી પણ મોક્ષની સિદ્ધિને મેળવતો નથી ૪

અવતરણિકા —કર્મોના ત્યાગ માત્રથી કદી પણ સિદ્ધિ થતી નથી એ વાત ઉપરના શ્લોકમા કહી, અને તેને જ પ્રમાણથી નીચેના શ્લોકમા સાબીત કરે છે, કે કર્મસન્યાસ એટલે કર્મોનો ત્યાગ એમ નહિ, પણ કર્મોમા આસક્તિ-રાગ-દ્વેષ ઈત્યાદિ છોડી દેવા તેને જ કર્મસન્યાસ કહેવામા આવે છે કારણ કે કર્મોનો ત્યાગ એ અશકય-ન બની શકે તેવી વસ્તુ છે

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ॥
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥

पदच्छेदः—न, हि, कश्चित्, क्षणम्, अपि, जातु, तिष्ठति, अकर्मकृत्, कार्यते, हि, अवशः, कर्म, सर्वः, प्रकृतिजैः, गुणैः.

व्युत्पत्तिः—कर्माणि करोतीति कर्मकृत्, न कर्मकृत् अकर्मकृत् प्रकृत्याः जायन्ते इति प्रकृतिजाः तैः प्रकृतिजैः

समासाः—न वश अवश

અન્વય અને અર્થ —कश्चित् કોઇ પણ પુરૂષ, क्षणम् એક ક્ષણ, अपि પણ, अकर्मकृत् કર્મ કર્યા વગરનો, जातु કદાચિત तिष्ठति રહે તો, न નથી, हि કારણકે प्रकृतिजै પ્રકૃતિથી પેદા થએલા, गुणै ગુણો વડે, सर्वः દરેક પુરૂષ, अवश પોતાની ઇચ્છા ન હોવા છતા પણ, कर्म કર્મો, कार्यते કરવાની ફરજમા પડે છે, हि જ

ભાવાર્થ —કોઇ પણ પુરૂષ એક ક્ષણ માત્ર કર્મ કર્યા વગરનો કદાચિત્ રહી શકતો નથી જ કારણકે સ્વભાવ જન્ય સત્વ,

રજ, તમ, ઇત્યાદિ ગુણોવડે દરેક પુરૂષ પોતાની ઇચ્છા ન હોવા છતા પણ કર્મોમા ફરજીઆત જોડાય છે જ ૫

અવતરણિકા —કદાચ કોઇ પુરૂષ હઠથી કર્મેન્દ્રિયોને રોકી રાખીને કૌતુકની ખાતર કર્મ ત્યાગી થાય, તો તેની શી ગતિ થાય તે જણાવે છે કે-જે માણસ આત્માને જાણતો ન હોવા છતા તેમજ અશુદ્ધ-મલિન અ ત કરણવાળો હોવા છતા પણ કેવળ હઠથી કર્મેન્દ્રિયોને કાબૂમા રાખીને શાસ્ત્રવિહિત ખાસ કર્ત્તવ્ય કર્મ કરતો નથી, અને માત્ર કૌતુકની ખાતર જ કર્મોનો ત્યાગ કરે છે, તેણે કર્મયોગને તો પહેલે જ છોડી દીધેલો હોવાથી, અને સાખ્યયોગનો પણ દ ભની ખાતર સ્વીકાર કરેલો હોવાથી તે બન્ને તરફથી ભ્રષ્ટ થાય છે, ખરૂ શ્રેય તેને મળતુ નથી એમ જણાવે છે —

कर्मेंद्रियाणि सयम्य य आस्ते मनसा स्मरन् ॥
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥

**पदच्छेदः**—कर्मेन्द्रियाणि, संयम्य, यः, आस्ते, मनसा, स्मरन्, इन्द्रियार्थान्, विमूढात्मा, मिथ्याचारः, सः, उच्यते.

**व्युत्पत्तिः**—इन्द्रेण दुर्जयं इन्द्रियम् तानि इद्रियाणि. सम्यक् यम्य संयम्य. अर्थ्यन्ते इति अर्थाः

**समासाः**—कर्मणा इन्द्रियाणि कर्मेन्द्रियाणि । इन्द्रियाणा अर्था इन्द्रियार्था तान् इन्द्रियार्थान् । विशेषेण मूढ आत्मा यस्य स. विमूढात्मा । मिथ्या असत् आचारः यस्य सः मिथ्याचार

અન્વય અને અર્થ —विमूढात्मा કર્તવ્યાકર્તવ્યના ભાન રહીત તથા રાગ-દ્વેષાદિથી મલિન અંતઃકરણવાળો, यः જે પુરૂષ, कर्मेन्द्रियाणि વાક્, પાણિ-હસ્ત, પાદ, પાયુ-ગુદા, ઉપસ્થ-જનનેન્દ્રિય, ઇત્યાદિ કર્મેન્દ્રિયોને, संयम्य નિગ્રહમાં રાખીને, इन्द्रियार्थान् શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ઇત્યાદિ ઇન્દ્રિયોના વિષયોને, मनसा મનવડે-મનમાં, स्मरन् સ્મરણ કરતો આસ્તે બેસે છે-રહે છે, स તે, मिथ्याचारः અસત્ય-પાપી આચરણવાળો, उच्यते કહેવાય છે

ભાવાર્થ —કર્તવ્યાકર્તવ્યના ભાન રહીત અને રાગ-દ્વેષાદિથી મલિન અંતઃકરણવાળો, જે પુરૂષ હાથ, પગ, ઇત્યાદિ કર્મેન્દ્રિયોને નિયમમાં રાખીને, મનમાં શબ્દ, સ્પર્શાદિ ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરતો રહે છે, તે પુરૂષ પાપાચરણી કહેવાય છે ૬

અવતરણિકા —તેથી ઔત્સુકય માત્રથી બધા કર્મોનો ત્યાગ ન કરીને ચિત્તશુદ્ધિને માટે નિષ્કામ કર્મ કરનારો પુરૂષ જ શ્રેષ્ઠ છે તેમ જણાવે છે —

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ॥
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

**पदच्छेदः**—यः, तु, इन्द्रियाणि, मनसा, नियम्य । आरभते, अर्जुन, कर्मेन्द्रियैः, कर्मयोगम्, असक्तः, सः, विशिष्यते.

**समासाः**—कर्मणा इन्द्रियाणि कर्मेन्द्रियाणि तैः कर्मेन्द्रियैः, कर्मैव योगः कर्मयोगः तम् कर्मयोगम् । न सक्तः असक्तः ।

અન્વય અને અર્થ:—अर्जुन હે અર્જુન, तु પણ, य જે, इन्द्रियाणि ઈંદ્રિયોને, मनसा મનવડે, नियम्य કાબૂમા રાખીને कर्मेन्द्रियै હસ્ત પાદાદિ ઇન્દ્રિયો વડે, कर्मयोगम् કર્મયોગનુ असक्त ફલની ઇચ્છા રહીત થયેલો, आरमते અનુષ્ઠાન કરે છે स તે, विशिष्यते શ્રેષ્ઠ છે

ભાવાર્થ:—હે અર્જુન! પણ જે પુરુષ જ્ઞાનેન્દ્રિયોને મનવડે સયમમા રાખીને, હસ્તપાદાદિ કર્મેન્દ્રિયો વડે ફલની ઇચ્છા રહીત થઇને કર્મયોગનુ અનુષ્ઠાન કરે છે તે જ પુરૂષ શ્રેષ્ઠ છે ૭

અવતરણિકા:—એ પ્રમાણે મનથી જ્ઞાનેન્દ્રિયોનો નિગ્રહ કરીને કર્મેન્દ્રિયો વડે વિહિત કર્મ કર, તેમાજ તારૂ શ્રેય રહેલુ છે, એમ ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા કહે છે —

नियत कुरु कर्म त्व कर्म ज्यायो ह्यकर्मणः ॥
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

पदच्छेद:—नियतम्, कुरु, कर्म, त्वम्, कर्म, ज्यायः, हि, अकर्मणः, शरीरयात्रा, अपि, च, ते, न, प्रसिद्ध्येत्, अकर्मणः.

व्युत्पत्ति:—नित्य यो यस्मिन्कर्मणि अधिकृतः तत् नियतम्. अतिशयेन प्रशस्तं इति ज्यायः प्रकर्षेण सिद्ध्येत् प्रसिद्ध्येत्.

समासा:—न कर्म इति अकर्म तस्मात् अकर्मणः। शरीरस्य यात्रा–वृत्ति –शरीरयात्रा

અન્વય અને અર્થ:—त्वम् तु, नियतम् શાસ્ત્રવિહિત નિત્ય

કરવા લાયક, **कर्म** કર્મોને, **कुरु** કર, **अकर्मण** કર્મો ન કરવા, રૂપ અકર્મથી **कर्म** કર્મો કરવા રૂપકર્મ **ज्याय** ઉત્તમ છે **हि** જ, **च** અને, **अकर्मण** કર્મ રહિત રહેવાથી, **ते** તારી, **शरीरयात्रा** શરીરની વૃત્તિ, **अपि** પણ, **प्रसिद्ध्येत्** સારી રીતે સિદ્ધ થશે **न** નહિ

ભાવાર્થ—હે અર્જુન! તુ શાસ્ત્રવિહિત નિરંતર કરવા લાયક કર્મો કરતો રહે, કર્મ ન કરવા રૂપ અકર્મથી કર્મો કરવાં રૂપકર્મ અવશ્ય ઉત્તમ છે, વળી કર્મો ન કરવાથી તો તારા શરીરનો નિર્વાહ પણ સારી રીતે ચાલશે નહિ, અર્થાત્ ક્ષાત્રવૃત્તિને લાયક તારી વૃત્તિ કર્મો ન કરવાથી રહેશે નહિ ૮

અવતરણિકા—'**कर्मणा बध्यते जन्तु**' એ શ્રુતિ પ્રમાણે કર્મો તો ખાસ બંધ કરવાવાળા માનવામા આવેલ છે, તો પછી હે ભગવન્ મુમુક્ષુ એવા મને નાહક શા માટે કર્મ કરવા પ્રેરો છો? એવી અર્જુનની શંકાના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ॥
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

पदच्छेदः—यज्ञार्थात्, कर्मणः, अन्यत्र, लोकः, अयम् कर्मबन्धनः, तदर्थम्, कर्म, कौन्तेय, मुक्तसंगः, समाचर

व्युत्पत्तिः—इज्यन्ते देवताः अनेन इति यज्ञः, अन्येन कर्मणा यथा स्यात्तथा इति अन्यत्र, सज्यन्ते जंतवः अनेन इति संगः, सम्यक् आचर इति समाचर.

**समासाः**—" यज्ञो वै विष्णु " इति श्रुतेर्यज्ञ ईश्वर

तस्य प्रीतये यत् कर्म क्रियते इति यज्ञार्थम् तस्मात् यज्ञार्थात् । अथवा यज्ञ एव अर्थ यस्य कर्मण तत् यज्ञार्थम् तस्मात् यज्ञार्थात् । यज्ञस्य अर्थे यज्ञार्थे तस्मात् यज्ञार्थात् । कर्मैव बन्धन यस्य स कर्मबन्धन । तस्य अर्थ तदर्थ, तदर्थ यथा स्यात्तथा इति तदर्थम् । कुन्त्याः अपत्य पुमान् कौन्तेय तत्सबुद्धौ कौन्तेय । मुक्तः त्यक्त सङ्गः फलाभिलाष येन स मुक्तसग ।

અન્વય અને અર્થ:—यज्ञार्थात् યજ્ઞ એટલે પરમેશ્વર તેની આરાધનાના હેતુ સિવાય, अन्यत्र બીજા કોઇ પણ, कर्मण કમ વડે अयम् આ, लोक પ્રાણિ-લોક, कर्मबन्धन કર્મના બધનવાળો છે, कौन्तेय હે કુતીસુત અર્જુન मुक्तसग કર્મના ફ્લોની ઇચ્છાનો ત્યાગ કરીને, तदर्थम् યજ્ઞના હેતુ માટે, कर्म કર્મોને समाचर કરતો રહે ।

ભાવાર્થ — 'યજ્ઞ એટલે ઈશ્વર જ" એવી શ્રુતિના પ્રમાણથી તે પરમેશ્વરની આરાધનાના હેતુ સિવાયના બીજા કોઇ પણ કર્મવડે આ જીવ લોક કર્મથી બધ પામે તેવો છે, હે કૌન્તેય! કર્મના ફ્લની ઇચ્છાનો ત્યાગ કરીને યજ્ઞને માટે જ કર્મ કરનારો તુ થા ૯

અવતરણિકા:—યથાર્થ કમ કરવુ એ સૌથી ઉત્તમ છે, અને તેનાથી કર્મ બન્ધ થતો નથી, એ વાત ઉપરના શ્લોકમા પોતે પ્રતિપાદિત કરીને સૃષ્ટિની ઉત્પત્તિ થઇ તે વખતથી જ એ ઉપદેશ ચાલેલો છે, એ પ્રમાણે ઉપદેશની પરપરા પોતાના પ્રતિપાદ્ય અર્થમા ચરિતાર્થ કરવા ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના ત્રણ શ્લોકો વડે કહે છે —

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ॥
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

पदच्छेदः—सहयज्ञाः, प्रजाः, सृष्ट्वा, पुरा, उवाच, प्रजापतिः, अनेन, प्रसविष्यध्वम्, एषः, वः, अस्तु, इष्टकामधुक्.

व्युत्पत्तिः—पातीति पतिः प्रकर्षेण जायन्ते इति प्रजाः, प्रसवः वृद्धिः उत्पत्तिः ता कुरुध्वम् इति प्रसविष्यध्वम्

समासाः—यज्ञेन सहिता सहयज्ञा । प्रजाना पति प्रजापति । इष्टश्च असौ कामश्च इष्टकामः तान् दोग्धीति इष्टकामधुक्

અન્વય અને અર્થ.—पुरा પહેલા સૃષ્ટિના આદિ કાળમા, सहयज्ञा યજ્ઞ સહિત, प्रजाः પ્રજાઓને, सृष्ट्वा સરજીને प्रजापति પ્રજાપતિ-બ્રહ્મા, उवाच બોલ્યા—अनेन આ યજ્ઞવડે, प्रसविष्यध्वम् ઉત્તરોત્તર અભિવૃદ્ધિને મેળવો, एष એ યજ્ઞ, व તમારો, इष्ट कामधुक् ઇષ્ટ કામનાઓને આપનાર, अस्तु થાઓ !

ભાવાર્થ:—સૃષ્ટિના આદિકાળમા યજ્ઞ સહિત પ્રજાઓને સરજીને પ્રજાપતિ બોલ્યા—" આ યજ્ઞ વડે હે પ્રજાઓ ! તમે ઉત્તરોત્તર વૃદ્ધિને મેળવો, એ યજ્ઞ તમારી ઇષ્ટ કામનાઓ આપનાર થાઓ ૧૦

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ॥
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

पदच्छेदः—देवान्, भावयत, अनेन, ते, देवाः, भावयन्तु, वः, परस्परम्, भावयन्तः, श्रेयः, परम्, अवाप्स्यथ.

व्युत्पत्तिः—परः परम् अनतिक्रम्य यथास्यात्तथा परस्परम् अतिशयेन प्रशस्यम् श्रेयः.

અન્વય અને અર્થ—अनेन આ યજ્ઞ વડે, देवान् દેવોને भावयत હવિથી તુષ્ટિને પમાડો, ते તે, देवाः દેવો, व આપ સર્વેની, भावयन्तु વૃષ્ટિ વિગેરેથી અન્નની ઉત્પત્તિ કરીને વૃદ્ધિ કરે, परस्परम् એક બીજાને, भावयन्त અભિવૃદ્ધિ કરતા, परम् ઉત્તમ, श्रेयः કલ્યાણને, अवाप्स्यथ પામશો

ભાવાર્થ—આ યજ્ઞ વડે તમે દેવોને બલિ વિગેરેથી તુષ્ટિ પમાડો અને તે તુષ્ટ થયેલા દેવો તમારી સર્વેની, વૃષ્ટિ વિગેરેથી અન્નની ઉત્પત્તિ કરીને વૃદ્ધિ કરે, એ પ્રમાણે એક બીજાની અભિવૃદ્ધિ કરતા તમે પરમ કલ્યાણને પામશો ૧૧

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ॥
तैर्दत्तानप्रदायैभ्यो यो भुक्ते स्तेन एव सः ॥ १२ ॥

पदच्छेदः—इष्टान्, भोगान्, हि, वः, देवाः, दास्यन्ते यज्ञभाविताः, तैः, दत्तान्, अप्रदाय, एभ्यः, यः, भुङ्क्ते, स्तेनः, एव, सः.

व्युत्पत्तिः—न प्रदायेति अप्रदाय.

समासाः—यज्ञेन भाविता पूजिता यज्ञभाविता.

**અન્વય અને અર્થ.**—**यज्ञभाविता** યજ્ઞવડે પૂજાયલા, **देवा** દેવો, **व** તમોને, **इष्टान्** ઇચ્છિત, **भोगान्** ભોગો, **दास्यन्ते** આપ શે, **हि** જ, **तै** તે દેવોવડે, **दत्तान्** અપાયલા ભોગોને, **एभ्यः** તેમને, **अप्रदाय** નહિ આપીને, **य** જે પુરૂષ, **भुङ्क्ते** ખાય છે, **स** તે, **स्तेन** ચોર, **एव** જ છે

ભાવાર્થઃ—યજ્ઞવડે પૂજાયલા દેવો તમોને ઇચ્છિત ભોગો અવશ્ય આપશે, તે દેવો વડે અપાયલા ભોગોને, તેમને જ ખાસ ન અર્પણ કરીને, જે પુરૂષ ખાય છે, તે ચોરજ છે ૧૨

અવતરણિકાઃ—યજ્ઞને માટે કર્મ કરવા જોઇએ એ વાતનુ જ વધુ સ્પષ્ટીકરણ કરતા, તે ન કરવામા મહા પાપ થાય છે તે વાત ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ॥
भुञ्जते ते त्वघ पापा ये पचत्यात्मकारणात् ॥१३॥

**पदच्छेदः**—**यज्ञशिष्टाशिनः, सन्तः, मुच्यन्ते, सर्वकिल्बिषैः, भुञ्जते, त, तु, अघम्, पापाः, ये, पचान्ति, आत्मकारणात्**

**समासाः**—शिष्यते इतिशिष्टम्—यज्ञस्यशिष्ट अश्नन्ति इति यज्ञशिष्टाशिन.। सर्व च तत् किल्बिष च सर्वकिल्बषम् तै सर्वकिल्बिषै । आत्मन कारणम् आत्मकारणम् तस्मात् आत्मकारणात्

**અન્વય અને અર્થ**—**यज्ञशिष्टाशिन.** યજ્ઞ કરતા બાકી બચેલુ અન્ન ખાવાવાળા, **सन्त** સત્પુરૂષો, **सर्वकिल्बिषै** બધી

જાતના પાપોમાથી, मुच्यन्ते મુકત થઇ જાય છે, ये જે પુરૂષો, आत्मकारणात् કેવળ પોતાના પ્રયોજનથીજ, पचन्ति રાધે છે, ते તે, पापा પાપીઓ, तु તો, अघम् પાપને, भुञ्जते ખાય છે

ભાવાર્થ:—યજ્ઞમાથી બાકી બચેલુ અન્ન ખાનાર સત્પુરૂષો, બધી જાતના પાપોમાથી મુકત થઇ જાય છે, જે પુરુષો કેવળ પોતાના પેટની ખાતરજ રાધે છે તેઓ મહા પાપાત્માઓ તો કેવળ પાપનેજ ખાય છે, ૧૩

અવતરણિકા:—આ સસારચક્રની પ્રવૃત્તિનો હેતુ પણ કર્મ જ છે, તે પર પરાથી બતાવે છે, અને તે ઉપરથી પણ કર્મ કરતા રહેવુ જ જોઈએ, એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसभवः ॥
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥

पदच्छेदः—अन्नात्, भवन्ति, भूतानि, पर्जन्यात्, अन्नसंभवः, यज्ञात्, भवति, पर्जन्यः, यज्ञः, कर्मसमुद्भवः.

व्युत्पत्तिः—अद्यते इति अन्नम्, अत्तीति अन्नम् इति वा. सम्यक् भवतीति संभवः सम्यक् उद्भव समुद्भव

समासाः—अन्नस्य समव अन्नसभव, कर्मभ्य समुद्भवतीति कर्म समुद्भव ।

અન્વય અને અર્થ—अन्नात् ખાધેલા અન્નમાથી વીર્યાદિ પરિણામથી, भूतानि પ્રાણીઓ, भवन्ति થાય છે–ઉત્પન્ન થાય છે, पर्जन्यात् વૃષ્ટિથી, अन्नसभव અન્નની ઉત્પત્તિ છે, यज्ञात् યજ્ઞથી,

**पर्जन्यः** વૃષ્ટિ, **भवति** થાય છે, **यज्ञ** યજ્ઞ **कर्मसमुद्भव** ઋત્વિક્ અને યજમાનના વ્યાપારરૂપ કર્મથી ઉત્પત્તિવાળો છે

ભાવાર્થઃ—ખાધેલા અન્નથી વીર્યાદિના પરિણામે, પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, વૃષ્ટિથી અન્નની ઉત્પતિ છે, યજ્ઞથી વૃષ્ટિ થાય છે, અને તે યજ્ઞ ઋત્વિક્ અને યજમાનના વ્યાપાર-ઉપાસ્યના ઉપાસન રૂપ કર્મથી ઉત્પન્ન થાય છે

कर्म ब्रह्मोद्भव विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ॥
तस्मात्सर्वगत ब्रह्म नित्य यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥

**पदच्छेदः—कर्म, ब्रह्मोद्भवम्, विद्धि, ब्रह्म, अक्षर-समुद्भवम्, तस्मात्, सर्वगतम्, ब्रह्म, नित्यम्, यज्ञे, प्रतिष्ठितम्.**

**समासाः**—ब्रह्म वेद स उद्भव कारण यस्य तत् ब्रह्मोद्भवम् । न क्षरतीति अक्षरम् । अक्षरम् ब्रह्म परमात्मा समुद्भवः यस्य तत् अक्षरसमुद्भवम् । सर्वेषु वस्तुषु गतम् सर्वगतम् । प्रकर्षेण तिष्ठितम् इति प्रतिष्ठितम्

અન્વય અને અર્થ—**कर्म** કર્મને, **ब्रह्मोद्भवम्** વેદોમાથી પ્રવૃત્ત થયેલુ, **विद्धि** જાણુ, **ब्रह्म** વેદો, **अक्षरसमुद्भवम्** પરમાત્મામાથી ઉત્પન્ન થયેલા છે, **तस्मात्** તેથી, **सर्वगतम्** દરેક વસ્તુમા રહેલ અવિનાશી, **ब्रह्म** પરમ બ્રહ્મ, **नित्यम्** સર્વદા, **यज्ञे** યજ્ઞમા, **प्रतिष्ठितम्** રહેલુ છે

ભાવાર્થઃ—કર્મને વેદોમાથી પ્રવૃત્ત થયેલુ જાણુ. વેદો

ચરમાત્મામાથી જ ઉત્પન્ન થયેલા છે, તેથી દરેક વસ્તુમા રહેલ અવિનાશી પરબ્રહ્મ સર્વદા યજ્ઞમા રહેલુ છે ૧૫

एव प्रवर्तितं चक्र नानुवर्तयतीह यः ॥
अघायुरिंद्रियारामो मोघ पार्थ स जीवति ॥ १६ ॥

पदच्छेदः—एवम्, प्रवर्तितम्, चक्रम्, न, अनुवर्त्त-यति, इह, यः, अघायुः, इन्द्रियारामः, मोघम्, पार्थ, सः, जीवति.

व्युत्पत्तिः—प्रकर्षेण वर्त्तितम् प्रवर्त्तितम्

समासाः—अघ पापरूप आयु यस्य स अघायु । इन्द्रियै विषयेष्वेव रमतीति इन्द्रियाराम ।

અન્વય અને અર્થ—एवम् પરમેશ્વરની વાણીભૂત વેદ બ્રહ્મથી પુરૂષોની કર્મમા પ્રવૃત્તિ વિગેરે એ પ્રમાણે, प्रवर्त्तितम् પરમેશ્વર વડે ચાલુ કરવામા આવેલા, चक्रम् આ જગત્ ચક્રને, य જે પુરૂષ, इह આ લોકમા, न નથી, अनुवर्त्तयति અનુવર્તન કરતો, पार्थ, હે પાર્થ स તે પુરૂષ, अघायु પાપરૂપી જીવન ગાળનાર, इन्द्रियाराम ઇન્દ્રિયોથી કેવળ વિષયોમાજ આનદ માનનાર, मोघम् વ્યર્થ-નકામો, जीवति જીવે છે

ભાવાર્થ—પરમેશ્વરની વાણીરૂપ વેદ બ્રહ્મથી પુરૂષોની કર્મમા પ્રવૃત્તિ, તેથી તે કર્મોનુ પરિણામ, તેમાથી વૃષ્ટિ, વૃષ્ટિથી અન્ન અને અન્નથી પ્રજા, ફરીને વળી તે પ્રજાની કર્મમા પ્રવૃત્તિ વિગેરે એ પ્રમાણે, ઈશ્વર વડે ચાલુ કરવામા આવેલા આ સસાર

રૂપી ચક્રને જે માણસ આ લોકમા અનુવર્તનથી ચલાવતો નથી, હે પાર્થ, તે પુરૂષ કેવળ પાપી જીવન ગાળનાર, ઇન્દ્રિયો વડે ઇન્દ્રિયોના વિષયોમા આનન્દ ભોગવનાર, વ્યર્થ-અર્થ રહીત-નકામો જીવે છે ૧૬

અવતરણિકા:— न कर्मणामनारम्भात्' ઇત્યાદિથી લઇને " शरीरयात्रापि च ते " ત્યા સુધીના શ્લોકો વડે ' આત્મજ્ઞાન " પ્રાપ્ત કરવા માટે ફલની ઇચ્છા રહિત નિષ્કામ કર્મયોગનુ અનુ-ષ્ઠાન કરવુ તે પ્રતિપાદિત કરેલુ છે, ત્યાર પછી ' यज्ञार्थात् कर्मण " ત્યાથી લઇને " मोघ पार्थ स जीवति " ત્યા સુધીના ગ્રન્થવડે, આત્મજ્ઞાન પ્રાપ્ત ન થયુ હોય તેવાનો પ્રસગ ચાલતો હોવાથી પ્રસ્તુતોપયોગી કર્મયોગના આચરણમા બહુ કારણો, અને કર્મયોગ ન આચરવામા બહુ દોષ કહ્યો એ પ્રમાણે અનાત્મવિત્‌ની આત્મવિત થવાની સ્થિતિ માટે પ્રવચન કરવામા આવ્યુ, " હવે એ પ્રમાણે ચલાવાયેલા સસાર ચક્રને આત્મ-વિત્ અને અનાત્મવિત્ બધાએ ચલાવવુ કે આત્માને ન જાણનાર, અને અશુદ્ધ અત કરણવાળાએજ જ્ઞાનની પ્રાપ્તિને માટે, તે ચક્રનુ અનુકરણ કરવુ, " એ પ્રમાણે અર્જુનને સશય થાય એમ ધારીને, અથવા પોતેજ શાસ્ત્રનો વિવેક-કોણે શુ કરવુ અને કોણે શુ ન કરવુ તે જાળવવાના હેતુથી, તત્વજ્ઞાનીએ તે પ્રમાણે વર્તવાની જરૂર નથી એમ નીચેના બે શ્લોકો વડે કહે છે

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानव. ॥
आत्मन्येव च सतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥

पदच्छेद:—य:, तु, आत्मरति:, एव, स्यात्, आत्म-

तृप्तः, च, मानवः, आत्मनि, एव, च, संतुष्टः, तस्य, कार्यम्, न, विद्यते.

व्युत्पत्तिः—रमन्ते प्राणिनः यस्यां सा रतिः, मनोः अपत्यं पुमान् मानवः, सम्यक् तुष्टः संतुष्टः, कर्तुम् योग्यम् कार्यम्.

समासाः—आत्मनि रति आत्मरतिः । आत्मनितृप्तः आत्मतृप्त

અન્વય અને અર્થ -तु પણ, य જે, मानवः પુરૂષ, आत्मरति. આત્મામાજ પ્રીતિવાળો, च અને, आत्मतृप्त , આત્મામાજ આનન્દના અનુભવથી અત્યત સતુષ્ટ બીજી બધી જગ્યાએથી નિવૃત્ત, च અને, आत्मनि આત્મામા, एव જ, सतुष्ट અત્યત તૃપ્ત, एव જ, स्यात् હોય, तस्य તેવાને, कार्यम् કાર્ય ખાસ કરવાપણુ विद्यते રહેતુ न નથી

ભાવાર્થઃ—પણ જે પુરૂષ આત્મામાજ પ્રીતિવાળો તેમજ આત્માનદના અનુભવથી બીજી બધી જગ્યાએથી નિવૃત્તજ હોય અને આત્મામાજ અત્યત તૃપ્ત-બહારની ભોગાપેક્ષા રહીત હોય, તેવા પુરૂષને ખાસ કર્તવ્ય રહેતુ નથી. ૧૭

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ॥
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

पदच्छेद --न, एव, तस्य, कृतेन, अर्थः, न, अकृतेन इह, कश्चन, न, च, अस्य, सर्वभूतेषु, कश्चित्, अर्थव्यपाश्रयः.

व्युत्पत्तिः—विशेषेण अप-समीपम्-आश्रयः व्यपाश्रयः

समासाः—सर्वाणि च अमूनि भूतानि सर्वभूतानि तेषु सर्वभूतेषु। अर्थे मोक्षे व्यपाश्रय आश्रयणीय –इति अर्थव्यपाश्रय

અન્વય અને અર્થ —इह આ લોકમા, तस्य તે આત્મવિત્ પુરૂષને, कृतेन કર્મ કરવાવડે કરીને अर्थ કોઈ પણ ખાસ પુણ્ય-રૂપી અર્થ, न નથી, एव જ, अकृतेन કર્મ ન કરવાથી, कश्चन તેને ખાસ પ્રત્યવાય-પ્રતિબન્ધ, न નથી, च અને, अस्य આ આત્મજ્ઞાનીને, सर्वभूतेषु સમસ્ત પ્રાણિઓમા, कश्चित् કોઈ પણ, अर्थव्यपाश्रय મોક્ષરૂપી તેના સાધ્ય અર્થમા ખાસ આશ્રયભૂત પ્રાણી न નથી

ભાવાર્થ:—આ લોકમા તેવા આત્મવિત્ પુરૂષને કર્મો કરવાથી કોઇ પણ ખાસ પુણ્યરૂપી અર્થ નથીજ, તેમ કર્મો ન કરવાથી તેને ખાસ પ્રત્યવાય પણ નથી, અને આ આત્મજ્ઞાનીને સમસ્ત પ્રાણિઓમા કોઇપણ પ્રાણી, તેના મોક્ષરૂપી સાધ્ય અર્થમા આશ્રયભૂત પણ નથી ૧૮

અવતરણિકા:—તુ તો હજી પૂરો આત્મવિત્ થયેલો ન હોવાથી, જ્ઞાન પ્રાપ્તિને માટે કર્મો કરવાનોજ અધિકારી છે, તે ઉપદેશ નીચેના શ્લોકમા અર્જુનને ભગવાન્ શ્રીકૃષ્ણ આપે છે

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ॥
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

पदच्छेदः—तस्मात्, असक्तः, सततम्, कार्यम्,

**कर्म, समाचर, असक्तः, हि, आचरन्, कर्म, परम्, आप्नोति, पूरुषः.**

**व्युत्पत्तिः—न सक्तः असक्तः. सम्यक् आचर समाचर. आसमन्तात् चरतीति आचरत् सः, आचरन्**

**અન્વય અને અર્થ—तस्मात्** તેથી **असक्तः** ફલના સંગ રહીત, **सततम्** સદા, **कार्यम्** કરવા લાયક-શાસ્ત્રવિહિત, **कर्म** કર્મોનું **समाचर** આચરણ કર, **हि** કારણ કે, **असक्त** ફલની ઈચ્છા રહીત, **पूरुष** પુરૂષ, **कर्म** કર્મોનું **आचरन्** આચરણ કરતો **परम्** મોક્ષને, **आप्नोति** પામે છે

ભાવાર્થ—તેથી ફલની આસકિત રહીત કરવા લાયક શાસ્ત્રવિહિત કર્મોનું તું આચરણ કર કારણ કે ફલની ઈચ્છા રહીત થયેલો જે પુરૂષ યોગ્ય કર્મોનું અનુષ્ઠાન કરે છે, તે મોથી શ્રેષ્ઠ વસ્તુ-મોક્ષને પામે છે ૧૯

અવતરણિકાઃ—ઉપરના શ્લોકમા નિષ્કામપણે શાસ્ત્ર વિહિત કર્મો કરવાથી પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે તે વાત કહી, તેનો સંગતિમા શિષ્ટ-માન્ય-જનકાદિ રાજાના દૃષ્ટાંત વડે તે વાતને વધુ દઢીભૂત કરવાના હેતુથી નીચેનો શ્લોક કહે છે–

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

**पदच्छेदः—कर्मणा, एव, हि, संसिद्धिम्, आस्थिताः, जनकादयः, लोकसंग्रहम्, एव, अपि, संपश्यन्, कर्तुम्, अर्हसि.**

व्युत्पत्तिः—सम्यक् सिद्धिः संसिद्धिः ताम् संसिद्धिम्. सम्यक् गृह्यते लोकः अनेन इतिसंग्रहः सम्यक् पश्यतीति संपश्यत् सः संपश्यन्.

समासाः—जनक आदौ येषा ते जनकादय । लोकाना स्वेस्वेधर्मे प्रवर्त्तनम् उन्मार्गान्निवर्त्तनम् च इति लोकसग्रहः तम् लोकसग्रहम् वा लोकाय सग्रह ( शिक्षार्थे ) इति लोकसग्रह

અન્વય અને અર્થ:—हि કારણકે, जनकादयः જનકાદિ રાજર્ષિઓ, कर्मणा કર્મવડે एव જ, संसिद्धिम् સારા આત્મ-જ્ઞાનને, आस्थिता પ્રાપ્ત થયા, लोकसग्रहम् લોકોને ખરાબ-રસ્તામાથી નિવૃત્ત કરીને પોતપોતાના ધર્મ પ્રમાણે ચલાવવા તે લોકોનુ નિયમન-શિક્ષણ अपि પણ, सपश्यन् સારી રીતે તત્ત્વ દૃષ્ટિથી જોઇને પણ तु, कर्तुम कर्मो કરવાને, एव જ, अर्हसि યોગ્ય છે

ભાવાર્થ.—કારણકે જનકાદિ રાજર્ષિઓ પણ કર્મ વડેજ ઉત્તમ તત્ત્વજ્ઞાન રૂપી સિદ્ધિને પામ્યા છે, વળી, લોકોને કુમાર્ગ ગામી થતા અટકાવીને પોતપોતાના ધમ પ્રમાણે ચલાવવા અર્થાત્ લોકનિયમન-શિક્ષણનો પણ ઠીક રીતે વિચાર કરી જોતા તું કર્મો કરવાને જ યોગ્ય છે ૨૦

અવતરણિકા —"હુ કર્મો કરતો રહુ તોપણ તેથી લોકોને શી અસર થવાની છે ?" એવી અર્જુનની શ કાના જવાબમા શ્રેષ્ઠ પુરૂષોનુ અનુકરણ સામાન્ય પ્રજા કરે છે તે વાત નીચેના શ્લોકમા જણાવે છે —

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ॥
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

पदच्छेदः—यत्, यत्, आचरति, श्रेष्ठः, तत्, तत्, एव, इतरः, जनः, सः, यत्, प्रमाणम्, कुरुते, लोकः, तत्, अनुवर्त्तते.

व्युत्पत्तिः—अतिशयेन प्रशस्तः श्रेष्ठः, जन्यते इति जनः. प्रकर्षेण मीयते अनेन इति प्रमाणम् तत् प्रमाणम्.

અન્વય અને અર્થ—श्रेष्ठ અત્યંત ઉત્તમ (પુરૂષ), यत जे, यत् जे, आचरति આચરણ કરે છે, तत् ते, तत् ते, एव જ, इतर પ્રાકૃત-સામાન્ય, जन મનુષ્ય આચરણ કરે છે, स તે ઉત્તમ પુરૂષ, यत् જે વસ્તુને, प्रमाणम् પ્રમાણ, कुरुते માને છે, लोकः સામાન્ય લોકો, तत् તેને, अनुवर्तते અનુકરણ કરે છે

ભાવાર્થ—અત્યંત ઉત્તમ પુરૂષ જેજે આચરણ કરે છે, તે તે પ્રમાણે બીજા સામાન્ય મનુષ્યો વર્તે છે, અને તે જે વસ્તુને પ્રમાણ માને છે તેને જ સામાન્ય લોકો અનુકરણ કરે છે

અવતરણિકા—એ પ્રમાણે ઉત્તમ પુરૂષોએ પ્રજાના ચારિત્ર્યબળ અને સંગીન ફરજ અદા કરવાની ખાતર શુભ કર્મો કરતા રહેવું જોઇએ, એમ કહીને ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાના જ દૃષ્ટાંતથી તેને નીચેના ત્રણ શ્લોકોથી સાબીત કરે છે—

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ॥
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

पदच्छेदः--न, मे, पार्थ, अस्ति, कर्तव्यम्, त्रिषु, लोकेषु, किंचन, न, अनवाप्तम्, अवाप्तव्यम्, वर्त्ते, एव, च, कर्मणि

व्युत्पत्तिः—कर्तुम् उचितम् कर्तव्यम्. अत्र समीपं आप्तुं उचितम् इति अवाप्तव्यम्.

**समासाः**—न अवाप्तम् इति अनवाप्तम्

અન્વય અને અર્થ—**पार्थ** હે પૃથાના પુત્ર અર્જુન, **त्रिषु** ત્રણે, **लोकेषु** લોકોમા, **मे** મારૂ-મને, **किंचन** કાઇપણ, **कर्त्तव्यम्** કરવાપણુ, **अस्ति** છે, **न** નહિ, **अनवाप्तम्** નમેળવેલુ, **अवाप्तव्यम्** મેળવવા જેવુ, **न** નથી, **च** તોપણ, **कर्माणि** કર્મોમા, **वर्ते** વર્તુ છુ, **एव** જ

ભાવાર્થ—હે અર્જુન! આ ત્રણ લોકમા મને કાઇપણ ખાસ કરવાપણુ નથી, ન મેળવેલુ કંઈપણ મેળવવા જેવુ નથી તોપણ હુ કર્મોમા નિરંતર પ્રવૃત્ત રહુ છુ જ ૨૨

यदि ह्यहं न वर्तेय जातु कर्मण्यतंद्रितः ॥
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

पदच्छेदः—यदि, हि, अहम्, न, वर्तेयम्, जातु, कर्मणि, अतन्द्रितः, मम, वर्त्म, अनुवर्तन्ते, मनुष्याः, पार्थ, सर्वशः

व्युत्पत्तिः—मनोः अपत्यानि पुमांसः मनुष्याः सर्वैः प्रकारैः यथा स्यात्तथा सर्वशः

**समासाः**—न तन्द्रितः इति अतन्द्रित ।

અન્વય અને અર્થ—यदि અગર જો, अहम् હુ, जातु કદાચિત, कर्मणि કર્મમા, अतन्द्रित આલસ્યરહીત, न ન, वर्तेयम् વર્ત્તન કરૂ, તો पार्थ હે પાર્થ, मनुष्या બધા મનુષ્યો, मम મારા, वर्त्म માર્ગને, सर्वशः બધી રીતે, अनुवर्तन्ते અનુસરણ કરે, हि જ.

ભાવાર્થ—અગર જો હુ કદાચિત કર્મમા આલસ્યરહીત થઈને વર્ત્તન ન કરૂ, તો હે પાર્થ ! મનુષ્ય માત્ર, મે ગ્રહણ કરેલા માર્ગનુ જ બધી રીતે અનુકરણ કરે

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ॥
सकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

**पदच्छेदः**—उत्सीदेयुः, इमे, लोकाः, न, कुर्याम्, कर्म, चेत्, अहम्, संकरस्य, च, कर्ता, स्याम्, उपहन्याम्, इमाः, प्रजाः

**व्युत्पत्तिः**—सम् सह क्रियन्ते भिन्नाः वर्णाः अस्मिन् इति संकरः.

અન્વય અને અર્થ—चेत् અગર જો, अहम् હુ, कर्म કર્મ,–જગત્-સૃષ્ટિ, સ્થિતિ, સહારરૂપ, न ન, कुर्याम् કરૂ, તો इमे આ, लोका લોકો, उत्सीदेयु કર્મલોપથી નાશ પામી જાય, च અને, सकरस्य વર્ણસકર પ્રજાનો, कर्ता કરનાર, स्याम् થાઉં, इमा આ, प्रजा પ્રજાઓને, उपहन्याम् હણનારો થાઉં

ભાવાર્થ—અગર જો હુ કર્મ ન કરૂ, તો આ લોકો, કર્મ–

લોપથી નાશ પામી જાય, અને વર્ણસંકર પ્રજાનો કરનાર થાઉં. તથા આ પ્રજાઓને હણનારો પણ થાઉં ૨૪

અવતરણિકા—એ પ્રમાણે આ જગચ્ચક્રના ચાલનમાં ભગવાન્ પોતાની તથા શ્રેષ્ઠ અને શિષ્ટ વર્ગની જોખમદારી કહીને ઉપસંહાર કરે છે—

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ॥
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

**पदच्छेदः**—सक्ताः, कर्मणि, अविद्वांसः, यथा, कुर्वन्ति, भारत, कुर्यात्, विद्वान्, तथा, असक्तः, चिकीर्षुः, लोकसंग्रहम्

**व्युत्पत्तिः**—वेत्तीति विद्वान्. कर्तुम् इच्छुः इति चिकीर्षुः.

**समासाः**—विदन्तीति विद्वांस न विद्वांस अविद्वांस । न सक्त असक्तः । लोकस्य संग्रह लोकसंग्रह तम् लोकसंग्रहम् ।

અન્વય અને અર્થ—**भारत** હે ભારત, **अविद्वांस** અજ્ઞ—જડ લોકો, **कर्मणि** કર્મમાં, **सक्ताः** આસક્તિવાળા થઈને, **यथा** જેવી રીતે, **कुर्वन्ति** કર્મ કરે છે, **तथा** તેની જ રીતે, **लोकसंग्रहम्** લોક-શિક્ષણ-સદાચરણ **चिकीर्षु** કરવા ઈચ્છનાર, **विद्वान्** સુજ્ઞ પુરુષ **असक्त** આસક્તિ ન રાખીને, **कुर्यात्** કર્મ કરે

ભાવાર્થ—હે ભારત! અત્યંત અજ્ઞાન લોકો કર્મના ફલમાં આસક્તિવાળા થઈને જેવી રીતે કર્મ કરે છે, તેવી જ રીતે લોકને

શિક્ષણ થવાના ઉદ્દેશે કર્મ કરવા ઇચ્છનાર સુજ્ઞપુરૂષે આસક્તિ ન રાખીને કર્મો કરવા જોઇએ ૨૫

અવતરણિકા —કેવળ તત્ત્વજ્ઞાનના ઉપદેશથી જ લોક-શિક્ષણ કા કરવુ નહિ? અને કર્મો જ કરવાથી લોકસંગ્રહ-શિક્ષણ થાય તે બાબતમા શો હેતુ છે? એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ॥
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

**पदच्छेदः**—न, बुद्धिभेदम्, जनयेत्, अज्ञानाम्, कर्म-सङ्गिनाम्, जोषयेत्, सर्वकर्माणि, विद्वान् युक्तः, समाचरन्.

**व्युत्पत्तिः**—भिद्यते अनेन इति भेदः तम् भेदम्. न जानन्तीति ते अज्ञाः तेषाम् अज्ञानाम् वेत्तीति विद्वान् सम्यक् आचरतीति समाचरत् सः समाचरन्

**समासाः**—बुद्धे भेदः बुद्धिभेद त बुद्धिभेदम् । कर्मणि सङ्ग आसक्ति येषा ते कर्मसङ्गिन तेषाम् कर्मसङ्गिनाम् । सर्व च तत् कर्म च सर्वकर्म, तानि सर्वकर्माणि

અન્વય અને અર્થ —**युक्त** સાવધાન **विद्वान्** જ્ઞાનવાન પુરૂષ **सर्वकर्माणि** બધા વિહિત કર્મોને, **समाचरन्** આચરતો, **कर्मसङ्गिनाम्** કર્મમા આસક્તિવાળા, **अज्ञानाम्** અજ્ઞાની લોકોના, **बुद्धिभेदम्** બુદ્ધિના ભેદને, **जनयेत्** ઉત્પન્ન કરે, **न** નહિ, પણ **जोषयेत्** કર્મમા તેમને પ્રેર્યા કર

ભાવાર્થ—સાવધાન મનવાળો જ્ઞાની પુરુષ બધા વિહિત કર્મોનુ આચરણ કરતો રહે, પણ કર્મમા આસક્તિવાળા અજ્ઞાન લોકોની બુદ્ધિમા ભેદ ઉત્પન્ન કરવો, નહિ, પણ સદા તેમને કર્મમા પ્રેરણા કરવી ૨૬

અવતરણિકા—અજ્ઞાન મનુષ્યો કર્મોમા શાથી આસક્ત થાય છે તેનુ સમાધાન કરે છે—

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ॥
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥

**पदच्छेदः**—प्रकृतेः, क्रियमाणानि, गुणैः, कर्माणि, सर्वशः, अहकारविमूढात्मा, कर्ता, अहम् , इति, मन्यते.

**व्युत्पत्तिः**—कार्यकरण संघाते अह प्रत्ययः अहंकारः. करोतीति कर्ता. विशेषेण मूढः विमूढः

**समासाः**—अहकारेण विविध नानाविध मूढ आत्मा अंत करण यस्य स अहकारविमूढात्मा

અન્વય અને અર્થ—**प्रकृते** પ્રકૃતિના, **गुणै** સત્વ, રજ, તમ ઈત્યાદિ ગુણો વડે, **कर्माणि** બધા કર્મો, **सर्वशः** બધી રીતે, **क्रियमाणानि** કરવામા આવે છે, **अहकारविमूढात्मा** અહકારથી નાના પ્રકારનુ થયેલુ છે અત કરણ જેનુ, તે **अहम्** હુ, **कर्ता** કર્મોનો કરનાર છુ, **इति** એ પ્રમાણે, **मन्यते** માને છે

ભાવાર્થ—સત્વ, રજ અને તમ એ પ્રકૃતિના ગુણો વડે બધા કર્મો કરવામા આવે છે, છતા પણ અહકારથી મૂઢ

અંતઃકરણવાળો પુરુષ "કર્મોનો કરનાર હું જ છું" એ પ્રમાણે માને છે ૨૭

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ॥
गुणा गुणेषु वर्तत इति मत्वा न सज्जते ॥ २८ ॥

**पदच्छेदः**—तत्त्ववित्, तु, महाबाहो, गुणकर्मविभागयोः, गुणाः, गुणेषु, वर्तन्ते, इति, मत्वा, न, सज्जते.

**व्युत्पत्तिः**—तत्त्वं वेत्तीति तत्त्ववित्. विविधः भागः विभागः.

**समासाः**—गुणस्य विभागः गुणविभाग, कर्मण विभागः कर्मविभाग, गुणविभागश्चासौ कर्मविभागश्च गुणकर्मविभागौ, तयोः गुणकर्मविभागयो। महान्तौ बाहू यस्य सः महाबाहु तत्संबुद्धौ महाबाहो.

અન્વય અને અર્થ—**महाबाहो** હે મહાબાહુ અર્જુન, **तु** પણ, **गुणकर्मविभागयो** ગુણ અને કર્મ વિભાગના, **तत्त्ववित्** તત્ત્વને જાણનાર પુરુષ, **गुणा** ગુણો-ઇન્દ્રિયો, **गुणेषु** ગુણોમા-વિષયોમા, **वर्त्तन्ते** વર્તે છે, **इति** એ પ્રમાણે, **मत्वा** માનીને, **सज्जते** કર્તાપણાનુ અભિમાન કરે છે, **न** નહિ

ભાવાર્થ.—પણ હે અર્જુન! ગુણ અને કર્મ વિભાગના તત્ત્વને જાણનાર જ્ઞાની પુરૂષ, ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષયોમા પ્રવૃત્ત રહે છે, પણ આત્મા નહિ, એમ સમજી પોતે કર્તાપણાનુ અભિમાન કરતો નથી ૨૮

प्रकृतेर्गुणसमूढाः सज्जंते गुणकर्मसु ॥
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥

**पदच्छेदः**—प्रकृतेः, गुणसंमूढाः, सज्जन्ते, गुणकर्मसु, तान्, अकृत्स्नविदः, मन्दान्, कृत्स्नवित्, न, विचालयेत्.

**व्युत्पत्तिः**—सम्यक् मूढाः संमूढाः. नकृत्स्नं अकृत्स्नं अकृत्स्नं वेत्ति इति अकृत्स्नवित् तान् अकृत्स्नविदः. कृत्स्नं वेत्तीति कृत्स्नवित्. विशेषेण चालयेत् विचालयेत्

**समासाः**—गुणैः सत्त्वादिभिः समूढाः गुणसमूढाः । गुणाः कर्माणि च गुणकर्माणि तेषु गुणकर्मसु

અન્વય અને અર્થ.—**प्रकृते**. પ્રકૃતિ-માયા-ના **गुणसमूढा** સત્ત્વાદિ ગુણોવડે કિંકર્તવ્યતામૂઢ પુરૂષો, **गुणकर्मसु** ઇન્દ્રિયો અને તેના કર્મોમા, **सज्जन्ते** અમે કરીએ છીએ એમ આસક્ત થાય છે, **अकृत्स्नविद** પુરેપુરૂ નહિ જાણનારા, તથા **मन्दान्** મન્દબુદ્ધિહીન, **तान्** તેમને, **कृत्स्नवित्** સંપૂર્ણ જ્ઞાનવાન્ મનુષ્યે, **विचालयेत्** ખસેડવા, **न** નહિ

ભાવાર્થ:—માયાના સત્ત્વ, રજ, તમ, ઇત્યાદિ ગુણોવડે મૂઢ બુદ્ધિવાળા પુરૂષો, ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના કર્મોમા અહંભાવથી આસક્ત થાય છે, તેવા અપૂર્ણ પાત્રો, તેમજ બુદ્ધિહીન પુરુષોને જ્ઞાની મનુષ્યે કર્મમાથી ખસેડવા નહી ૨૯

અવતરણિકા—ત્યારે કર્મમા અધિકારી એવા અજ્ઞાન મુમુક્ષુએ કેવી રીતે કર્મો કરવા જોઇએ, તેના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ॥
निराशीर्निर्ममो भूत्वा युद्ध्यस्य विगतज्वरः ॥३०॥

**पदच्छेदः**—मयि, सर्वाणि, कर्माणि, संन्यस्य, अध्यात्मचेतसा, निराशीः, निर्ममः, भूत्वा, युध्यस्व, विगतज्वरः.

**व्युत्पत्तिः**—सम्यक् न्यस्य इति संन्यस्य. आत्मान अधिकृत्य इति अध्यात्मम् अध्यात्म च तत् चेतः इति अध्यात्मचेतः, तेन अध्यात्मचेतसा.

**समासाः**—निर्गता आशा यस्मात् स निराशी । ममेद इति भाव मम निर्गत मम यस्मात् स निर्मम । विशेषेण गत ज्वर यस्य स विगतज्वर .

અન્વય અને અર્થ —**अध्यात्मचेतसा** વિવેક બુદ્ધિથી, **मयि** મારામા, **सर्वाणि** બધા, **कर्माणि** કર્મોને, **सन्यस्य** અર્પણ કરીને, **निराशी** આશારહીત, અને **निर्मम** મમતા રહીત, **भूत्वा** થઈને, **विगतज्वर** શોક રહીત થયેલો તુ, **युध्यस्व** યુદ્ધ કર

ભાવાર્થ —વિવેક બુદ્ધિથી તુ મારામા બધા કર્મો અર્પણ કરીને આશારહીત અને મમતા રહીત થઇને નિ શોક થયેલો તુ યુદ્ધ કર ૩૦

અવતરણિકા —એ પ્રમાણે કર્મના અનુષ્ઠાનમા કેટલુ શુભ પરિણામ રહેલુ' છે તે ભગવાન્ જણાવે છે —

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ॥
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

पदच्छेदः—ये, मे, मतम्, इदम्, नित्यम्, अनुतिष्ठन्ति, मानवाः, श्रद्धावन्तः, अनसूयन्तः, मुच्यन्ते, ते, अपि, कर्माभिः,

व्युत्पत्तिः—मनोः अपत्यानि पुमांसः मानवाः. श्रद्धा येषां अस्तीति ते श्रद्धावन्तः न असूयन्ति इति ते अनसूयन्तः.

અન્વય અને અર્થ —ये જે, मानवा મનુષ્યો, मे મારા, इदम આ मतम् મતને, नित्यम् નિત્ય, अनुतिष्ठन्ति પાલન કરે છે, श्रद्धावन्त શ્રદ્ધાવાળા, अनसूयन्त તથા અદેખાઇ રહીત થયેલા, ते તેઓ, अपि પણ, कर्मभि પાપ પુણ્યરૂપ કર્મોવડે, मुच्यन्ते છોડી દેવામા આવે છે

ભાવાર્થ —જે મનુષ્યો મારા આ મતનુ નિત્ય પાલન કરે છે, તેવા શ્રદ્ધાવાળા અને ઇર્ષ્યારહીત મનુષ્યો પણ પાપ પુણ્યરૂપ કર્મોથી મુક્ત થઇ જાય છે ૩૧

અવતરણિકા —નિઃસંગ રહીને કર્મોનુ અનુષ્ઠાન અવશ્ય કરવુ જોઇએ, જેઓ એ પ્રમાણે કર્મોનુ આચરણ કરે છે તેઓ તો શુભાશુભથી નિર્મુક્ત થઇ જાય છે, પણ જેઓ તે પ્રમાણે કર્માનુષ્ઠાન કરતા નથી તેમની શી ગતિ થાય છે તે જણાવે છે --

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठति मे मतम् ॥
सर्वज्ञानविमूढास्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

पदच्छेदः—ये, तु, एतत, अभ्यसूयन्तः, न, अनु

तिष्ठन्ति, मे, मतम्, सर्वज्ञानविमूढान्, तान्, विद्धि, नष्टान्, अचेतसः.

**समासाः**—सर्वस्मिन्कर्मणि ज्ञानम् इति सर्वज्ञानम्, सर्वज्ञाने विशेषेण मूढा सर्वज्ञानविमूढा तान् सर्वज्ञानविमूढान् । न विद्यते चेत येषा ते अचेतस तान् अचेतसः

અન્વય અને અર્થ—तु પણ, ये જેઓ, एतत् આ, मे મારા, मतम् મતની, अभ्यसूयन्ते ઇર્ષ્યા કરે છે, અને अनुतिष्ठन्ति તે પ્રમાણે વર્તન કરે न નહિ. सर्वज्ञानविमूढान् દરેક કર્મના જ્ઞાનમા મૂઢ. अचेतस અવિવેકીઓને, तान् તેમને, नष्टान् દરેક પુરૂષાર્થમાથી ભ્રષ્ટ થયેલા, विद्धि જાણ,

ભાવાર્થ—પણ જેઓ આ મારા મતની ઇર્ષ્યા કરે છે, અને આ પ્રમાણે વર્તન કરતા નથી તેમને દરેક કાર્યમા અજ્ઞાનતાથી મૂઢ, અવિવેકી અને દરેક પુરૂષાર્થમાથી ભ્રષ્ટ થયેલા જાણ ૩૨

અવતરણિકા—અજ્ઞાનીઓ આપના અભિપ્રાય પ્રમાણે શા કારણથી વર્તતા નથી, અને અન્ય ધર્મોનો આશ્રય કરે છે, આપથી પ્રતિકુલ વર્તન કરતા કેમ તેઓ બ્હીતા નથી? એવી અર્જુનની ભ્રાંતિ થાય તો તે દૂર કરવા કહે છે.—

सदृश चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ॥
प्रकृति याति भूतानि निग्रहः कि करिष्यति ॥ ३३ ॥

**पदच्छेदः**—सदृशम्, चेष्टते, स्वस्याः, प्रकृतेः, ज्ञानवान्, अपि, प्रकृतिम्, यान्ति, भूतानि, निग्रहः, किम्, करिष्यति.

व्युत्पत्तिः—ज्ञानं अस्य अस्तीति ज्ञानवान्. निगृह्यन्ते जनाः अनेन इतिनिग्रहः.

અન્વય અને અર્થ —ज्ञानवान् જ્ઞાની, अपि પણ, स्वस्या પોતાની, प्रकृते પ્રકૃતિના, सदृशम् અનુસાર, चेष्टते વર્તે છે, भूतानि પ્રાણીઓ, प्रकृतिम् પ્રકૃતિ–અસલ સ્વભાવને, यान्ति જાય છે, निग्रह સંયમ, किम् શું, करिष्यति કરશે?

ભાવાર્થ —જ્ઞાની મનુષ્ય પણ પ્રકૃતિને અનુસરીને જ વર્તે છે બધા પ્રાણીઓ પોતાની અસલ પ્રકૃતિને પ્રાપ્ત થાય છે, તેમાં સંયમ શું કરી શકે? ૩૩

અવતરણિકા —એ પ્રમાણે જ વસ્તુસ્થિતિ હોવાથી કોઈ પણ પુરુષ સ્વતંત્ર નથી, તેથી અમુક કરવું અને અમુક ન કરવું એવું વિધિ-નિષેધ શાસ્ત્ર વ્યર્થ છે, એવી અર્જુનની શંકાના પરિહાર માટે કહે છે —

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ॥
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥

पदच्छेदः—इन्द्रियस्य, इन्द्रियस्य, अर्थे, रागद्वेषौ, व्यवस्थितौ, तयोः, न, वशम्, आगच्छेत्, तौ, हि, अस्य, परिपन्थिनौ.

व्युत्पत्तिः—इन्द्रेण दुर्जयं=इन्द्रियम्. पन्थाः अस्य अस्तीति पन्थी तौ पन्थिनौ, परस्परं विरुद्धौ इति परिपन्थिनौ. विशेषेण अवस्थितौ व्यवस्थितौ.

**समासः**—रागश्च अपि द्वेषश्च रागद्वेषौ

**અન્વય અને અર્થ**—**इन्द्रियस्य** ઇન્દ્રિયને, **इन्द्रियस्य** ઇન્દ્રિયના, **अर्थे** પોત પોતાના વિષયમા, **रागद्वेषौ** રાગ-પોતાને અનુકૂલ વિષયમા આસક્તિ અને પ્રતિકૂલ વિષયમા દ્વેષ, **व्यवस्थितौ** રહેલા છે, **तयो** તે રાગ અને દ્વેષ બન્નેના, **वशम्** આધીન પણામા **न** નહિ **आगच्छेत्** આવવુ, **हि** કારણ કે, **तौ** તેઓ બન્ને, **अस्य** આ મુમુક્ષુ પુરૂષના, **परिपन्थिनौ** પ્રતિપક્ષીઓ છે

ભાવાર્થ—એક ઇન્દ્રિયને બીજી ઇન્દ્રિયોના અનુકૂલ વિષયોમા આસક્તિ, અને પ્રતિકૂલ વિષયમા દ્વેષ સ્વાભાવિક જ રહેલ છે, તે રાગ અને દ્વેષને પુરૂષે કદી આધીન થવુ નહિ, કારણ કે તે બન્ને જ આ મુમુક્ષુ પુરૂષની સ્વેષ્ટ સિદ્ધિમા વિરુદ્ધ ભાગ ભજવનારા છે ૩૪

અનતરણિકા.—રાગ અને દ્વેષથી ઉશ્કેરાયેલા મનવાળો શાસ્ત્રની હકીકતને પણ અન્યથા માને એ સભવિત છે, અને બીજાને આચરવા યોગ્ય ધર્મને પોતાનો ધર્મ માની લે તે તે ઘણુ ગેરવ્યાજબી છે એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

***श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥**
**स्वधर्मे निधन श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥**

---

*નોંધ—આ શ્લોકમા સ્વધર્મ અને પરધર્મ વિષે જે વર્ણન છે, તે અર્જુનને પ્રસ્તુત ઉપદેશમા પોતાના ક્ષાત્રધર્મ તથા ગૃહસ્થ ધર્મનો ત્યાગ કરી ભિક્ષાદિ વૃત્તિવાળા યતિધર્મનો સ્વીકાર ન કરવા બાબતનુ છે સ્વધર્મ અને પરધર્મનો દેખીતો અર્થ આપણામાના ઘણા પોતાના ધર્મમાથી વટલાઈને બીજા ધર્મમા જવુ તે એમ સમજીએ છીએ, એક સનાતન ધર્મી વટલાઈને મુસલમાન કે ખ્રિસ્તી બને એ અનર્થ ઘણુ નિંદ્ય છે, પણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યાદિ કોઈ પણ પોતપોતાના સ્વાભાવિક ધર્મથી વિરૂદ્ધ વર્તે, તે પણ વટલાઈ જવા જેટલુ જ ભયકર અને અપ્રશસ્ત છે એમા શક નથી

**पदच्छेदः**—श्रेयान्, स्वधर्मः, विगुणः, परधर्मात्, स्वनुष्ठितात्, स्वधर्मे, निधनं, श्रेयः, परधर्मः, भयावहः.

**व्युत्पत्तिः**—अतिशयेन प्रशस्तः इति श्रेयान् सुष्ठु अनुष्ठितः स्वनुष्ठितः तस्मात् स्वनुष्ठितात् निर्गतं प्राणरूपिधन यस्मात् तत् निधनम् भय आवहतीति भयावहः

**समासाः**—स्वस्य धर्म स्वधर्म । विगत गुण यस्मात् स विगुण । परस्य धर्म परधर्म तस्मात् परधर्मात्

અન્વય અને અર્થ—**स्वनुष्ठितात्** સર્વાંગ પૂર્તિવાળા **परधर्मात्** પારકાના ધર્મ કરતા, **विगुणः** કાંઇક ખામીવાળો પણ, **स्वधर्म** પોતાનો ધર્મ, **श्रेयान्** અત્યંત કલ્યાણકારી છે, **स्वधर्मे** પોતાના ધર્મમા ચુસ્તપણે રહીને, **निधनम्** મરણ થાય તો પણ **श्रेय** કલ્યાણયુક્ત છે, **परधर्म** પારકાનો ધર્મ, **भयावह** ભય ઉત્પન્ન કરાવી દે તેવો છે

ભાવાર્થ—સર્વાંગ પૂર્તિવાળા પારકાના ધર્મ કરતા કાંઇક ખામીવાળો પણ પોતાનો ધર્મ અત્યંત પ્રશસ્ત છે, પોતાના ધર્મનું ચુસ્તપણે પાલન કરતા મરણ થાય તો તે પણ શુભ છે, પણ પારકાનો ધર્મ તો કેવળ ભયકર છે ૩૫

અવતરણિકા.—"**ध्यायतो विषान्पुस**" ત્યાથી શરૂ કરીને "**रागद्वेषौ ह्यस्य परिपन्थिनौ**" ત્યા સુધીના ગ્રન્થ સુધી સંસારમા અધઃપતન કરાવનારા દુર્ગુણો ભગવાને વિસ્તાર પૂર્વક કહ્યા પણ તે બધા ભાગનો ઉપસંહાર સંક્ષિપ્તમા ભગવાન્શ્રીના મુખથી સાભળી લેવાના ઇરાદાથી અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને પૂછે છે—

## अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ॥
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

**पदच्छेदः**—अथ, केन, प्रयुक्तः, अयम्, पापम्, चरति, पूरुषः, अनिच्छन्, अपि, वार्ष्णेय, बलात्, इव, नियोजितः. निश्चयेन योजितः इति नियोजितः.

**व्युत्पत्तिः**—प्रकर्षेण युक्तः प्रयुक्तः. इच्छतीति इच्छन् न इच्छन् इति अनिच्छन्. वृष्णेः अपत्यं पुमान् वार्ष्णेयः तत्सं-बुद्धौ वार्ष्णेय. निश्चयेन योजितः इति नियोजितः

**અન્વય અને અર્થ**—वार्ष्णेय, હે વૃષ્ણિકુલોદ્ભવ, अनिच्छन् ઇચ્છતો ન હોવા છતા, अपि પણ, बलात् બળાત્કારથી इव જાણે કે, नियोजित પ્રેરાયેલો, अयम् આ, पूरुष પુરૂષ, केन કોનાવડે प्रयुक्तः જોડાએલો, अथ પાપ પુણ્ય જાણતો હોવા છતા પણ, पापम् પાપનુ, चरति આચરણ કરે છે?

**ભાવાર્થ:**—હે યાદવ વંશોત્પન્ન! પોતાની ઇચ્છા ન હોવા છતા પણ બળાત્કારથી જાણે કે પ્રેરાયેલો આ પુરૂષ કોના વડે દોરાઈ જઈને પાપપુણ્ય જાણતો હોવા છતા પણ પાપનુ આચ-રણ કરે છે? ૩૬

અવતરણિકા—"બધી અનર્થ પરપરાનુ મૂલ અને મનુષ્ય માત્રનો શત્રુ કે જે બધાને અવળે રસ્તે દોરે છે તેના વિષે સાભળ" એમ ભગવાન્ અર્જુનના પ્રશ્નનો જવાબ આપે છે—

श्रीभगवानुवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ॥
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥

**पदच्छेदः**—कामः, एषः, क्रोधः, एषः, रजोगुणसमुद्भवः, महाशनः, महापाप्मा, विद्धि, एनम्, इह, वैरिणम्.

**व्युत्पत्तिः**—काम्यते अनेन इति कामः, क्रुध्यन्ते अनेन प्राणिनः इति क्रोधः.

**समासाः**—रजश्च असौ गुणश्च रजोगुण तस्मात् सम्यक् उद्भवः यस्य स रजोगुणसमुद्भव । महत् अशन यस्य स महाशन । पाप अस्य अस्तीति पाप्मा । महान् च असौ पाप्मा च महापाप्मा । वैर अस्य अस्तीति वैरी तम् वैरिणम्

અન્વય અને અર્થ —एषः આ અનર્થ કરનાર, काम કામ જ છે, અને एष એ, क्रोध ક્રોધ જ છે, रजोगुण समुद्भवः અને તે રજોગુણમાથી ખાસ ઉત્પન્ન થયેલો છે, महाशन, ઘણાઓને પોતના પાપમા ફસાવવા તે રૂપી મહાન્ ખોરાકવાળો, महापाप्मा અને મહાન્ પાપ કરાવનારો છે एनम् એ કામ તથા ક્રોધને, इह આ લોકમા, वैरिणम् શત્રુ विद्धि જાણ

ભાવાર્થ —પુરુષને પોતાની ઇચ્છા ન હોવા છતા પણ પાપ તરફ દોરી જનાર એ આ કામ અને ક્રોધ જ છે, તે રજોગુણમાથી ઉત્પન્ન થયેલ છે, અને મહા ખાઉધરો તથા મોટો પાપી છે, એ કામને તુ આ લોકમા મોટો શત્રુ જાણ ૩૭

અવતરણિકા —એ કામદેવ કેવી રીતે મનુષ્યનો શત્રુ છે તે વાત દૃષ્ટાન્તથી અર્જુનને સમજાવે છે —

धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ॥
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

**पदच्छेदः**—धूमेन, आव्रियते, वह्निः, यथा, आदर्शः, मलेन, च, यथा, उल्बेन, आवृतः, गर्भः, तथा, तेन, इदम्, आवृतम्

**व्युत्पत्तिः**—आसमन्तात् व्रियते इति आव्रियते. आसमन्तात् दर्शयतीति आदर्शः आसमन्तात् वृतः इति आवृतः.

અન્વય અને અર્થ —यथा જેવી રીતે, धूमेन ધૂમાડાવડે वह्नि અગ્નિ, आव्रियते ઢંકાઈ જાય છે, च અને જેવી રીતે, **मलेन** મેલવડે आदर्श અરીસો, છવાઇ જાય છે, यथा તેમજ જેમ, उल्बेन ઓર વડે, गर्भ ગર્ભ, आवृतः ઢંકાયેલો રહે છે,, तथा તેવી રીતે, तेन તે કામવડે, इदम् આ બધુ શુદ્ધ જ્ઞાન, आवृतम् આચ્છાદિત થયેલુ છે

ભાવાર્થ —જેવી રીતે ધૂમાડાવડે અગ્નિ ઢંકાઈ જાય છે અને મેલવડે અરીસો છવાઇ જાય છે, તથા જેવી રીતે ઓરવડે ગર્ભ ઢંકાએલો રહે છે તેવી રીતે આ દુરાત્મા કામવડે બધુ શુદ્ધ જ્ઞાન આચ્છાદિત થયેલુ છે, અર્થાત્ તેની અસરથી વ્યાપ્ત છે ૩૮

અવતરણિકાઃ—ઉપરના શ્લોકમા 'इदम्' શબ્દ કહ્યો તે વડે જે અર્થનો બોધ થાય છે, તે કહીને તેની શત્રુતા વિશેષ સ્ફુટ કરે છે —

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ॥
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥

**पदच्छेदः**—आवृतम्, ज्ञानम्, एतेन, ज्ञानिनः, नित्यवैरिणा, कामरूपेण, कौन्तेय, दुष्पूरेण, अनलेन, च.

**व्युत्पत्तिः**—ज्ञायते अनेन इति ज्ञानम्, ज्ञानं अस्य अस्तीति ज्ञानी तस्य ज्ञानिनः वैरं अस्य अस्तीति वैरी.

**समासाः**—नित्य असौ वैरी च नित्यवैरी तेन नित्यवैरिणा। काम –कामना –एवरूप यस्य स कामरूप तेन कामरूपेण। दुःखेन पूरण अस्य इति दुष्पूर तेन दुष्पूरेण। न अल पर्याप्तिरस्यास्तीति अनल तेन अनलेन

અન્વય અને અર્થ.—**कौन्तेय** હે કૌન્તેય, **ज्ञानिनः** જ્ઞાની પુરૂષના, **नित्यवैरिणा** નિત્ય શત્રુ જેવા, **एतेन** આ, **च** તથા, **दुष्पूरेण** અત્યંત કષ્ટથી પણ ન તૃપ્ત થાય તેવા, **कामरूपेण** કામરૂપી, **अनलेन** અગ્નિવડે, **ज्ञानम्** જ્ઞાન, **आवृतम्** ઢાંકી દેવામાં આવ્યું છે

ભાવાર્થ.—હે કૌન્તેય! જ્ઞાની પુરૂષના ખાસ નિત્ય શત્રુ તથા કષ્ટથી પણ તૃપ્તિ ન પમાડી શકાય તેવા આ કામરૂપી અગ્નિવડે જ્ઞાનીઓનું જ્ઞાન બાધિત કરી દેવામાં આવ્યું છે ૩૯

અવતરણિકાઃ—શત્રુનું ખાસ આશ્રયભૂત સ્થાન જો જાણવામાં આવ્યું હોય તો તેને જીતવાને ઘણી સહેલાઈ મળે છે, તેથી

જ્ઞાનીઓનો એ કામરૂપી શત્રુ શરીરમા કયા રહે છે, અને તેને કેમ જીતવો તે વિષે નીચેના એ શ્લોકથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ॥
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

पदच्छेदः—इन्द्रियाणि, मनः, बुद्धिः, अस्य, अधिष्ठानम्, उच्यते, एतैः, विमोहयति, एषः, ज्ञानम्, आवृत्य, देहिनम्

व्युत्पत्तिः—अधि स्थीयते अस्मिन् इति अधिष्ठानम् विशेषेण मोहयतीति विमोहयति, देहः अस्य अस्तीति देही तम् देहिनम्

અન્વય અને અર્થ —इन्द्रियाणि શબ્દ, સ્પર્શ રૂપ, રસ ગંધ એ વિષયોને ગ્રહણ કરનારી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જીહ્વા, નાસિકા એ પાચ જ્ઞાનેન્દ્રિય તથા વાક્, પાણિ પાદ, ગુદા અને જનનેન્દ્રિય એ પાચ કર્મેન્દ્રિય મળી કુલ દશ ઇંદ્રિયો, मनः સંકલ્પાત્મક મન, અને बुद्धिः નિશ્ચયાત્મિકા બુદ્ધિ, એટલા अस्य આ કામરૂપી શત્રુનુ अधिष्ठानम् આશ્રય-સ્થાન, उच्यते કહેવાય છે, एतैः એ ઇંદ્રિયાદિકો વડે ज्ञानम् વિવેકજ્ઞાનને, आवृत्य ઢાકી દઈને, एषः આ કામ, देहिनम् શરીરધારી જીવાત્માને, विमोहयति અનેક પ્રકારે મોહ પમાડે છે

ભાવાર્થ:—જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયો, સંકલ્પાત્મક મન' અને નિશ્ચયાત્મિકા બુદ્ધિ એ બધી વસ્તુઓ આ કામરૂપી શત્રુનુ આશ્રય-સ્થાન છે, એ ઇંદ્રિયાદિકોથી સારાસારના વિવેકનુ જ્ઞાન

ઢાંકી દઈને આ કામ, શરીરધારી જીવાત્માને અનેક પ્રકારે મોહ પમાડે છે ૪૦

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ॥
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

**पदच्छेदः**—तस्मात्, त्वम्, इन्द्रियाणि, आदौ, नियम्य, भरतर्षभ, पाप्मानम्, प्रजहि, हि, एनम्, ज्ञानविज्ञाननाशनम्.

**समासाः**—भरतानां ऋषभ इति भरतर्षभ तत्सबुद्धौ भरतर्षभ । पाप अस्य अस्तीति पाप्मा तम् पाप्मानम् । प्रकर्षेण जहि=प्रजहि । विशेषेण ज्ञायते अनेन इति विज्ञानम् । ज्ञानं च विज्ञानं च ज्ञानविज्ञाने, ज्ञानविज्ञाने नाशयतीति ज्ञानविज्ञाननाशनं तम् ज्ञानविज्ञान नाशनम्

અન્વય અને અર્થ—**भरतर्षभ** હે ભરતોમાં શ્રેષ્ઠ અર્જુન ! **तस्मात्** કામ ઇંદ્રિયાદિકોમાં રહીને અનર્થ ઉત્પન્ન કરે છે **તેથી**, **त्वम्** તું, आदौ શરૂઆતમાં, **इन्द्रियाणि** ઇંદ્રિયાદિકોને **नियम्य** નિયમમાં રાખીને, **ज्ञानविज्ञाननाशनम्** જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર, **एनम्** એ, **पाप्मानम्** પાપાત્માને, हि અવશ્ય, **प्रजहि** હણ

ભાવાર્થ—હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! કામ ઇંદ્રિય વિગેરેમાં રહીને અનેક અનર્થની પરંપરા પેદા કરે છે તેથી તું પહેલે તો ઇન્દ્રિયો વિગેરે તેના રહેવાના સ્થાનોને સંયમમાં રાખીને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર એ પાપાત્માને અવશ્ય હણ ૪૧

અવતરણિકા—પ્રસન્નતાથી તથા ચિત્તના એકાગ્રપણાથી ઇન્દ્રિયોને નિયમમાં રાખવાનું બની શકે એટલા માટે દેહ, ઇંદ્રિયો

ઇત્યાદિથી આત્માના ભિન્ન શુદ્ધ સ્વરુપનુ પૃથક્કરણ કરી બતાવેછે —

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ॥
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

पदच्छेदः—इन्द्रियाणि, पराणि, आहुः, इन्द्रियेभ्यः, परम्, मनः, मनसः, तु, परा, बुद्धिः, यः, बुद्धेः, परतः, तु, सः

અન્વય અને અર્થ:—इन्द्रियाणि જ્ઞાનેન્દ્રિયોને, पराणि પંચ-સ્થૂલ, જડ, બાહ્ય, દેહાદિકથી શ્રેષ્ઠ आहु તત્વજ્ઞાનીઓ કહે છે, इन्द्रियेभ्य ઇન્દ્રિયોથી मन મન, परम् શ્રેષ્ઠ છે, मनस મનથી, तु પણ, बुद्धिः બુદ્ધિ, परा શ્રેષ્ઠ છે, य જે, बुद्धेः બુદ્ધિથી, तु પણ परत શ્રેષ્ઠ છે, स તે તે પરમ આત્મા છે

ભાવાર્થ.—તત્ત્વજ્ઞાની લોકો પંચસ્થૂલાત્મક, જડ-બાહ્ય-શરીરથી જ્ઞાનેન્દ્રિયોને શ્રેષ્ઠ કહે છે, તે ઇન્દ્રિયોથી મન શ્રેષ્ઠ છે, મનથી પણ બુદ્ધિ શ્રેષ્ઠ છે, બુદ્ધિથી પણ જે શ્રેષ્ઠ છે તે તે પરમાત્મા-પરમબ્રહ્મ જ છે ૪૨

અવતરણિકા:—ઇન્દ્રિયાદિકોના સંયમપૂર્વક આત્મજ્ઞાન વડે કેવી રીતે કામનો જય થાય છે, તે વાતનો ઉપસંહાર કરે છે:—

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ॥
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥

पदच्छेदः—एवम्, बुद्धेः, परम्, बुद्ध्वा, संस्तभ्य, आत्मानम्, आत्मना, जहि, शत्रुम, महाबाहो, कामरूपम्, दुरासदम्.

व्युत्पत्तिः—सम्यक् स्तभ्य इति संस्तभ्य. दुःखेन आसादितुं योग्यः दुरासदः तम् दुरासदम्, अथवा दुःखेन आसादः आसादनं प्राप्ति र्यस्य सः दुरासदः तम् दुरासदम्

અન્વય અને અર્થ —महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન, एवम् ઉપર કહેલી રીત પ્રમાણે आत्मानम् આત્માને, बुद्धे બુદ્ધિથી, परम् શ્રેષ્ઠ, बुद्ध्वा જાણીને, आत्मना પોતાના જ સુસંસ્કૃત મન વડે, सस्तभ्य પોતાના આત્માને, મનને નિયમમા રાખીને दुरासदम् દુઃખથી પણ જેની ગતિ ન જાણી શકાય તેવા, कामरूपम् કામરૂપી, शत्रुम् શત્રુને, जहि હણ

ભાવાર્થ —હે મહાબાહો ! એ પ્રમાણે બુદ્ધિથી શ્રેષ્ઠ એવા આત્માને જાણીને પોતાના જ સંસ્કારી મન વડે પોતાના મનનો રોધ કરીને, કષ્ટથી પણ જેની ગતિ ન જાણી શકાય તેવા કામરૂપી શત્રુનો નાશ કર, અર્થાત્ આત્માના સ્વરૂપમા નિમગ્ન રહે અને કામ જેવા પ્રબળ શત્રુને આધીન થા નહિ ૪૩

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां श्रीकृष्णार्जुन संवादे श्रीकृष्ण कार्त्तातिक प्रणीत सान्वय बोधिनीटीकोपेतः कर्मयोगो नाम तृतीयोऽध्यायः





# चतुर्थोऽध्यायः ।

## અધ્યાય ચોથો.

અવતરણિકા—બીજા અને ત્રીજા અધ્યાય વડે સાંખ્ય-પ્રતિપાદ્ય જ્ઞાનયોગ અને નિષ્કામ કર્મયોગનું વર્ણન કર્યું, જેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ લક્ષણાત્મક વેદના અર્થની સમાપ્તિ આવી જાય છે, સંપૂર્ણ ગીતામાં પણ એજ યોગ કહેવામાં આવશે, તેથી ખાસ સારભૂત વેદાર્થના ઉપદેશની સંક્ષેપમાં સમાપ્તિ સમજીને તે યોગની પરંપરા બતાવતા પ્રશંસા કરે છે—

**श्रीभगवानुवाच ।**

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ॥
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

पदच्छेदः—श्रीभगवान्, उवाच, इमम्, विवस्वते, योगम्, प्रोक्तवान्, अहम्, अव्ययम्, विवस्वान्, मनवे, प्राह, मनुः, इक्ष्वाकवे, अब्रवीत्.

व्युत्पत्तिः—प्रकर्षेण उक्तवान् इति प्रोक्तवान् प्रकर्षेण आह इति प्राह.

**समासा:**—न विद्यते व्यय यस्य स अव्यय तम् अव्ययम्.

અન્વય અને અર્થ:—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા, अहम् મે इमम् આ, अव्ययम् અવિનાશી, योगम् યોગને, विवस्वते સર્ગની આદિમાં જગતનુ રક્ષણ કરનારા ક્ષત્રિયોમા બલનુ આધાન કરવા માટે વિવસ્વત્ નામના મનુને, प्रोक्तवान् કહ્યો, विवस्वान् વિવસ્વત્ મનુએ, मनवे પોતાના પુત્ર શ્રાદ્ધદેવ મનુને, प्राह કહ્યો, मनु તે મનુએ, इक्ष्वाकवे પોતાન પુત્ર ઇક્ષ્વાકુને, अब्रवीत् કહ્યો

ભાવાર્થ.—શ્રીભગવાન્ બોલ્યા—મે આ અક્ષય્યયોગ સર્ગની શરૂઆતમા વિવસ્વત મનુને કહ્યો, તેણે પોતાના પુત્ર શ્રાદ્ધદેવ મનુને કહ્યો, તે મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને કહ્યો ૧

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ॥
स कालेनेह महता योगो नष्टः परतप ॥ २ ॥

**पदच्छेद:**—एवम्, परंपराप्राप्तम्, इमम्, राजर्षयः, विदुः, सः, कालेन, इह, महता, योगः, नष्टः, परंतप

**व्युत्पत्तिः**—परस्मात् परस्मै दातुं या प्रणाली सा परंपरा, परंपरया प्राप्तः परंपरा प्राप्तः, तम् परंपराप्राप्तम्.

**समासा:**—राजान श्च ते ऋषयश्च इति राजर्षय. । पर कामक्रोधादि रूप शत्रुगण तापयतीति परतप तत्संबुद्धौ परतप ।

અન્વય અને અર્થ:—एवम् એ પ્રમાણે, परंपराप्राप्तम् વંશની પ્રણાલિ પ્રમાણે ચાલતા આવેલા, इमम् આ યોગને, राज-

ર્ષય રાજર્ષિઓ, विदु જાણતા હતા, परंतप હે કામ ક્રોધાદિ શત્રુગણને તપાવનાર, स તે, योग યોગ, महता લાંબા, कालेन વખતે, इह આ લોકમા, नष्टः છિન્નભિન્ન જેવો થઇ ગયો.

ભાવાર્થ—એ પ્રમાણે એક પછી બીજાને એમ વંશની પરંપરા પ્રમાણે ચાલતા આવેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા હે પરંતપ! ત્યાર પછી તે યોગ લાંબા વખતે કાલવશાત્ આ લોકમા છિન્નભિન્ન થઈ ગયો. ૨

અવતરણિકાઃ—અર્થાત્ દુર્બલ અને અજીતેન્દ્રિય પ્રજાને પ્રાપ્ત થયેલો યોગ નષ્ટ થઇ ગયો, માટે તે જ યોગ હવે મારી પાસેથી સાંભળીને, જીતેન્દ્રિય એવો તું લોકોમા ફરી સ્થાપિત કર—

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ॥
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

पदच्छेदः—सः, एव, अयम्, मया, ते, अद्य, योगः, प्रोक्तः, पुरातनः, भक्तः, असि, मे, सखा, च, इति, रहस्यम्, हि, एतद्, उत्तमम्.

व्युत्पत्तिः—युज्यते अनेन इति योगः. प्रकर्षेण उक्तः प्रोक्तः रहसि भवम् इति रहस्यम् अतिशयेन शोभनः इति उत्तमः तम् उत्तमम्

અન્વય અને અર્થઃ—स તે, एव જ, अयम् આ, पुरातन જુના વખતથી ગુરૂપરંપરાગત, योग યોગ, मया મે, ते તને,

अद्य આજે, प्रोक्त કહ્યો, मे (તું) મારો, भक्त ભકત, च અને सखा મિત્ર, असि છે, हि જેથી જ, इति એ પ્રમાણે, एतद् એ, उत्तमम् સૌથી શ્રેષ્ઠ, रहस्यम् ગુપ્ત જ્ઞાન, તને કહ્યુ છે

ભાવાર્થ —પરંપરાથી પ્રાપ્ત થયેલ તે જ આ યોગ આજે મે તને કહ્યો, કારણ કે તુ મારો ભકત અને મિત્ર છે, જેથી જ એ પ્રમાણે એ સૌથી શ્રેષ્ઠ ગુપ્ત જ્ઞાન તને કહ્યુ છે ૩

અવતરણિકાઃ—ભગવાન્ શ્રીકૃષ્ણને વસુદેવથી ઉત્પન્ન થયેલ અને મનુષ્ય તરીકે જાણી તેમને અનિત્ય, અને અસર્વજ્ઞ માનતા મૂર્ખોની શંકાના ઉચ્છેદને માટે પોતે જ અર્જુન શંકા કરે છે —

अर्जुन उवाच ।

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ॥
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

पदच्छेदः— अर्जुनः, उवाच, अपरम्, भवतः, जन्म, परम्, जन्म, विवस्वतः, कथम्, एतत्, विजानीयाम्, त्वम्, आदौ, प्रोक्तवान्, इति,

અન્વય અને અર્થ.—अर्जुन અર્જુન, उवाच બોલ્યો— विवस्वत વિવસ્વત મનુનો, जन्म જન્મ, परम् પહેલાના સમયમાં છે, भवत આપનો, जन्म જન્મ, अपरम् તો હાલમાં છે, त्वम् આપે, आदौ સૃષ્ટિની શરૂઆતમાં, एतद् એ યોગને, प्रोक्तवान् મનુને, કહ્યો, इति એમ, कथम् કેવી રીતે, विजानीयाम् હું જાણી શકું ?

ભાવાર્થ—અર્જુન બોલ્યો—વિવસ્વત મનુનો જન્મ તો પ્રાચીન કાલમા હતો, અને આપનો જન્મ તો હાલના અર્વાચીન કાલમા થયેલો છે, તો પછી આપે સૃષ્ટિની શરૂઆતમા એ યોગને મનુ પ્રત્યે કહ્યો એમ હુ કેવી રીતે જાણુ ? ૪

અવતરણિકા:—એ પ્રમાણે અર્જુને ભગવાનને અસર્વજ્ઞ તથા અનિત્ય માનીને પ્રશ્ન કર્યો, તે બન્ને શકાનો પરિહાર કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ બોલ્યા—

श्रीभगवानुवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ॥
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

पदच्छेद:—श्रीभगवान् उवाच, बहूनि, मे, व्यतीतानि, जन्मानि, तव, च, अर्जुन, तानि, अहं, वेद, सर्वाणि, न, त्वम्, वेत्थ, परंतप.

उत्पत्ति:—विशेषेण अतीतानि व्यतीतानि

અન્વય અને અર્થ—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા, अर्जुन હે અર્જુન, मे મારા, च અને, तव તારા, बहूनि ઘણા, जन्मानि જન્મો, व्यतीतानि વ્યતીત થઈ ગયા છે, तानि તે सर्वाणि બધાઓને, अहम् હુ, वेद જાણુ છુ, परंतप હે પરંતપ, त्वम् તુ, न નથી, वेत्थ જાણતો

ભાવાર્થ—હે અર્જુન ! મારા અને તારા અનેક જન્મ વીતી ગયા છે, તે બધાને હુ જાણુ છુ, પણ હે પરંતપ ! તુ તેમને જાણતો નથી ૫

અવતરણિકાઃ—' આપ જ્યારે નિત્ય અને સર્વજ્ઞ તથા ઇશ્વર છો ત્યારે આપને ધર્મ અને અધર્મનો અભાવ હોવાથી જન્મ થવાનુ શુ કારણ હોઇ શકે ?" એવી અર્જુનની શકાના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ॥
प्रकृति स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

**पदच्छेदः**—अजः, अपि, सन्, अव्ययात्मा, भूतानाम्, ईश्वरः, अपि, सन्, प्रकृतिम्, स्वाम्, अधिष्ठाय, संभवामि, आत्ममायया.

**व्युत्पत्तिः**—न जायते इति अजः. भूताना ईष्टे इति ईश्वरः

**समासाः**—न विद्यते व्यय यस्य स अव्यय, अव्ययश्चासौ आत्मा च अव्ययात्मा आत्मन माया आत्ममाया तया आत्ममायया

અન્વય અને અર્થઃ—अव्ययात्मा અવિનાશી, અને, अज અજન્મા, अपि હોવા છતા પણ भूतानाम् પ્રાણિમાત્રનો, ईश्वर ઇશ્વર-શાસનકર્તા, अपि પણ, सन् હોવા છતા, स्वाम् પોતાની प्रकृतिम् ત્રિગુણાત્મિકા માયાને, अधिष्ठाय સ્વીકારીને, आत्ममायया પોતાની માયા વડે, संभवामि હુ ઉત્પન્ન થાઉ છુ

ભાવાર્થઃ—અવિનાશી અને જન્મરહીત હોવા છતા અને પ્રાણિમાત્રનો ઇશ્વર છતા પણ પોતાની ત્રિગુણાત્મિકા માયાને સ્વીકારીને પોતાની માયા વડે જ હુ ઉત્પન્ન થાઉ છુ ૬

અવતરણિકા —એ પ્રમાણે ભગવાનનુ વચન સાભળી

અર્જુનને પૂછવાનુ મન થાય કે ' ક્યારે અને શા માટે આપની ઉત્પત્તિ થાય છે?" તેના જવાબમા ભગવાન્ સ્વય પોતાના આવિર્ભાવ વિષે અર્જુનને ઉદ્દેશીને સમસ્ત પ્રજાને ધારણા આપવા માટે પ્રતિજ્ઞા કરીને કહેવા લાગ્યા —

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥
अभ्युत्थानमधर्मस्य तदात्मान सृजाम्यहम् ॥ ७ ॥

**पदच्छेदः**—यदा, यदा, हि, धर्मस्य, ग्लानिः, भवति, भारत, अभ्युत्थानम्, अधर्मस्य, तदा, आत्मानम्, सृजामि, अहम्.

**व्युत्पत्तिः**—ग्लीयते अनया इति ग्लानिः भरतस्य अपत्यं पुमान् भारतः तत्संबुद्धौ भारत. अभितः उत्थानम इति अभ्युत्थानम्.

**समासाः**—न धर्म अधर्म तस्य अधर्मस्य

**અન્વય અને અર્થ**—भारत હે ભારત, यदा જ્યારે, यदा જ્યારે, धर्मस्य ધર્મની, ग्लानि હાનિ, अधर्मस्य અધર્મની, अभ्युत्थानम् સર્વ પ્રકારે ઉત્પત્તિ, भवति થાય છે तदा ત્યારે अहम् હુ, आत्मानम् શરીરને, सृजामि સર્જુ છુ, हि અવશ્ય

ભાવાર્થ—હે ભારત! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની અભિવૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હુ અવશ્ય શરીર ધારણ કરૂ છુ ૭

**અવતરણિકા**—ઉપરના શ્લોકમા ભગવાન્ પોતાના આવિર્ભાવનો વર્ણન કહી આવ્યા, હવે કયા ખાસ પ્રયોજનથી પોતે પોતાનો આવિર્ભાવ કરે છે તે જણાવે છે —

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

**पदच्छेदः**—परित्राणाय, साधूनाम्, विनाशाय, च, दुष्कृताम्, धर्मसंस्थापनार्थाय, सभवामि, युगेयुगे

**व्युत्पत्तिः**—त्रायते अनेन इति त्राणम्. परितः त्राणम् इति परित्राणम् तस्मै परित्राणाय. विशेषेणः नाशः विनाशः तस्मै विनाशाय.

**समासाः**—दुष्टानि कृत्यानि येषा ते दुष्कृत तेषाम् दुष्कृताम् । धारयतीति धर्म । सम्यक स्थापना सस्थापना । अर्थ्यते इति अर्थ । धर्मस्यसस्थापना धर्मसस्थापना तस्याः अर्थ इति धर्म-संस्थापनार्थ तस्मै धर्मसस्थापनार्थाय

અન્વય અને અર્થ—साधूनाम् સત્પુરૂષોના, परित्राणाय રક્ષણને માટે, च અને दुष्कृताम् દુષ્ટાચરણીઓના, विनाशाय વિનાશને માટે, धर्मसस्थापनार्थाय ધર્મની સારી રીતે સ્થાપના કરવાના હેતુ માટે, युगे युगे યુગ યુગમા, सभवामि હુ અવતાર ધારણ કરૂ છુ

ભાવાર્થ—સત્પુરૂષોના રક્ષણને માટે અને દુષ્ટાચારીઓના નાશને માટે, તથા ધર્મની સારી રીતે સ્થાપના કરવાના હેતુ માટે દરેક યુગમા હુ અવતાર ધારણ કરૂ છુ ૮

અવતરણિકાઃ—એ પ્રમાણે ઈશ્વરના જન્મ અને કર્મના જ્ઞાનથી શુ ફલ થાય તે જણાવે છે —

**पदच्छेदः**—ब्रह्मणि, आधाय, कर्माणि, सङ्गम्, त्यक्त्वा, करोति, यः, लिप्यते, न, सः, पापेन, पद्मपत्रम्, इव, अम्भसा.

**समासाः**—पद्मस्य पत्रम् पद्मपत्रम् ।

અન્વય અને અર્થ --**ब्रह्मणि** બ્રહ્મમા, **कर्माणि** કર્મોને **आधाय** સમર્પણ કરીને, **सङ्गम्** આસક્તિને, **त्यक्त्वा** છોડીને, **यः** જે પુરૂષ, **करोति** કર્મ કરે છે, **स** તે પુરૂષ **पापेन** પાપ વડે, **पद्मपत्रम्** કમળનુ પત્ર **अम्भसा** પાણી વડે, **इव** જેમ તેમ, **न** ન, **लिप्यते** લેપાય છે

ભાવાર્થ —પરમ બ્રહ્મમા બધા કર્મોને અર્પી દઇને સેવક ભાવથી આસક્તિ છોડીને જે પુરૂષ કર્મો કરતો રહે છે, તે કમળનુ પાદડુ જેમ જળ વડે અસર પામતુ નથી તેમ કર્મો વડે લેપાતો નથી-બધનમા આવતો નથી ૧૦

અવતરણિકા.—એ પ્રમાણે કર્મબધનના નિવારણનો રસ્તો બતાવી હવે મોક્ષમા કારણભૂત સદાચાર દર્શાવે છે —

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ॥
योगिन. कर्म कुर्वन्ति सग त्यक्त्वात्मशुद्धये ॥११॥

**पदच्छेदः**—कायेन, मनसा, बुद्ध्या, केवलैः, इन्द्रियैः, अपि, योगिनः, कर्म, कुर्वन्ति, सङ्गम्, त्यक्त्वा, आत्मशुद्धये.

**समासाः**—योग येषा अस्तीति ते योगिन । आत्मन शुद्धि इति आत्मशुद्धिः तस्यै आत्मशुद्धये ।

અન્વય અને અર્થ.—कायेन શરીરવડે, मनसा મનવડે, बुद्ध्या બુદ્ધિવડે, केवलैः મમત્વ રહીત, इन्द्रियैः ઇન્દ્રિયોવડે, अपि પણ, सङ्गम् આસક્તિને, त्यक्त्वा છોડીને, आत्मशुद्धये આત્મશુદ્ધિની ખાતર, योगिनः યોગીઓ कर्म કર્મો, कुर्वन्ति કરે છે

ભાવાર્થ—શરીર, મન, અને બુદ્ધિવડે તથા મમત્વ રહીત ઇન્દ્રિયોવડે કેવળ ઇશ્વરાર્પણ બુદ્ધિથી આસક્તિનો ત્યાગ કરીને માત્ર આત્મશુદ્ધિની ખાતર યોગીઓ કર્મો કરતા રહે છે ૧૧

અવતરણિકા:—"તે જ પ્રમાણે શાસ્ત્રોક્ત કર્મોને આચરતો અવિદ્વાન્ કર્મના બંધમાં આવે છે, અને વિદ્વાન્ મુક્ત રહે છે તેની વ્યવસ્થા કેમ સમજવી" એવી અર્જુનની શંકાના સમાધાનમાં ભગવાન્ નિર્ણય કરે છે:—

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ॥
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

पदच्छेदः—युक्तः, कर्मफलम्, त्यक्त्वा, शान्तिम्, आप्नोति, नैष्ठिकीम, अयुक्तः, कामकारेण, फले, सक्तः, निबध्यते

व्युत्पत्तिः—निष्ठाया भवा इति नैष्ठिकी ताम् नैष्ठिकीम—अपुनरावर्तिनीम्—सत्त्वशुद्धिज्ञानप्राप्तिसर्वकर्मसन्यास ज्ञाननिष्ठाक्रमेण— कामप्रेरणया फलार्थं करोतीति कामकारः, तेन कामकारेण. नितरां बध्यते इति निबध्यते.

समासाः—कर्मणा फलं इति कर्मफलम् । न युक्त इति अयुक्तः ।

અન્વય અને અર્થ —युक्त પરમેશ્વરને અર્થે જ કર્મો છે એવી રીતે નિશ્ચિત મતવાળો-સાવધાન, कर्मफलम् કર્મોના ફળને त्यक्त्वा છોડીને, नैष्ठिकीम ज्ञानादिनिष्ठा પ્રાપ્ત અપુનરાવર્તિની, शान्तिम् શાન્તિને, आप्नोति પામે છે, अयुक्त કર્મના ફલની ઇચ્છાવાળો-અસાવધાન, कामकारेण ફલની ઇચ્છાની પ્રેરણાવડે, फले કર્મના ફલમા, सक्त આસક્ત, निबध्यते ખૂબ સારી રીતે બધનમા આવે છે

ભાવાર્થ —પરમેશ્વર પ્રીત્યર્થ કર્મ કરવાવાળો સમાહિત પુરૂષ કર્મોના ફળોને છોડીને શાશ્વત શાન્તિને મેળવે છે કર્મના ફલની ઇચ્છાવાળો મનુષ્ય ફલની ઇચ્છાથી પ્રેરાઇને ફલમા આસક્તિવાળો તે કર્મના બધનોમા આવે છે ૧૨

અવતરણિકા —એ પ્રમાણે જેનુ અ ત કરણ સમ્પૂર્ણ પવિત્ર અને બ્રહ્મમય ન થયુ હોય તેવાને ચિત્તશુદ્ધિને માટે કર્મસન્યાસ કરતા નિષ્કામ કર્મયોગ જ શ્રેષ્ઠ છે એમ પ્રમાણિત કરીને હવે શુદ્ધ ચિત્તવાળો અને પરમાર્થ દર્શી કેવી રીતે રહે એ પ્રશ્નના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે અર્જુનને સમજાવે છે —

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ॥
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

पदच्छेदः—सर्वकर्माणि, मनसा, संन्यस्य, आस्ते, सुखम्, वशी, नवद्वारे, पुरे, देही, नैव, कुर्वन, न, कारयन्

व्युत्पत्तिः—वशं चित्तं अस्य अस्तीति वशी. सम्यक्

न्यस्य भगवति समर्प्य इति संन्यस्य. देहः अस्य अस्तीति देही. करोतीति कुर्वन् सन इन्द्रियाणि च कारयति प्रेरयतीति वा कारयन्.

**समासाः**—सर्वाणि च अमूनि कर्माणि च इति सर्वकर्माणि । नवानि द्वाराणि यस्य तत् नवद्वारम्, तस्मिन् नवद्वारे

**અન્વય અને અર્થ**—**वशी** અંતઃકરણ જેને પોતાના વશમાં છે તેવો, **सर्वकर्माणि** બધા કર્મોને, **मनसा** મનથી, **संन्यस्य** ઇશ્વરમાં સમર્પણ કરી, **देही** આ શરીર ધારી આત્મા, **नवद्वारे** નવદ્વારવાળા, **पुरे** શરીર રૂપી નગરમાં, **नैव** કંઇ પણ નહિ, **कुर्वन्** કરતો, **अकारयन्** ન કરાવતો, **सुखम्** સુખ પૂર્વક, **आस्ते** બેસે છે-રહે છે

**ભાવાર્થ**:—અંતઃકરણ તથા ઇન્દ્રિયો જેના વશમાં છે તેવો પુરૂષ મનથી બધા કર્મોને ઇશ્વરમાં સમર્પણ કરીને, શરીરધારી હોવા છતાં આ આત્મા નવદ્વારવાળા આ શરીરમાં કંઇ પણ કરતો નથી અને કરાવતો નથી એમ માને છે ૧૩

અવતરણિકા—"एष एव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषत एष एवासाधु कारयति तं यमेभ्यो लोकेभ्योऽधो निनीषत"

"એ પરમ ઇશ્વર જ જેને આ લોકમાંથી ઉપર લઈ જવાની ઇચ્છા કરે છે તેને શુભ કર્મ કરાવે છે, અને જેને આ લોકથી પણ નીચે લઇ જવાની ઇચ્છા કરે છે તેને અશુભ કર્મો કરાવે છે" એ શ્રુતિ વચન પ્રમાણે પરમેશ્વર જ શુભાશુભ ફલવાળા કર્મોમાં કર્તા છે, અને પુરૂષ બીજાની સત્તાવડે ચાલતો અસ્વતંત્ર-પરતંત્ર છે, તેથી પુરૂષ કેવી રીતે તે તે કર્મોનો ત્યાગ કરે? ઇશ્વર વડે જ

જ્ઞાનમાર્ગમા જોડાએલો શુભાશુભોને છોડી દેશે, એમ કદાચ કહેવામા આવે તો પક્ષપાત અને દયારહીતપણા વડે કરીને ઇશ્વરને પણ પુણ્ય અને પાપનો સબધ થાય" એવી રીને શકાના નિવારણને માટે પરમેશ્વરને પુણ્યપાપથી અલિપ્ત જણાવીને માયા— પ્રકૃતિ વશ જીવાત્મા હોવાથી શુભાશુભ કર્મો કરે છે ને નીચેના બે શ્લોકોમા અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ કહે છે —

न कर्तृत्व न कर्माणि लोकस्य सृजति प्रभु. ॥
न कर्मफलसयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

**पदच्छेदः**—न, कर्तृत्वम्, न, कर्माणि लोकस्य सृजति, प्रभुः, न, कर्मफलसंयोगम्, स्वभावः, तु, प्रवर्तते

**व्युत्पत्तिः**—कर्तुः भावः कर्तृत्वम् प्रकर्षेण वर्तते इति प्रवर्तते-

**समासाः**—कर्मणा फल कर्मफल, कर्मफलस्य सम्यक् योग इति कर्मफलसयोग , तम् कर्मफलसयोगम्। स्वस्यभाव स्वभाव ।

અન્વય અને અર્થ —प्रभु ઇશ્વર, लोकस्य લોકના, **कर्तृत्वम्** કર્તાપણુ, न નહિ, **कर्माणि** કર્મોને પણ, न નહિ **सृजति** સરજે છે **कर्मफलसयोगम्** કર્મોના ફલના સયોગને પણ નહિ. तु પણ, **स्वभाव** સ્વભાવ, प्रवर्तते પ્રવર્તે છે

ભાવાર્થ —ઇશ્વર આ લોકમા કોઇના કર્તાપણાને અથવા કર્મોને સરજતો નથી, તેમજ કર્મના ફલોના સયોગને પણ તે પ્રેરતો નથી માત્ર સ્વભાવ–પ્રકૃતિ જ પોતાની મેળે પ્રવર્તે છે ૧૪

नादत्ते कस्यचित्पाप न चैव सुकृत विभुः ॥
अज्ञानेनावृत ज्ञान तेन मुह्यन्ति जतवः ॥ १५ ॥

पदच्छेदः—न, आदत्ते, कस्यचित्, पापम, न, च, एव, सुकृतं, विभुः, अज्ञानेन, आवृतम, ज्ञानम्, तेन, मुह्यन्ति, जन्तवः

व्युत्पत्तिः—सुष्ठु कृत सुकृतम्. विशेषेण भवतीति विभुः आसमन्तात् वृतं इति आवृतम्.

समासाः—न ज्ञान अज्ञान तेन अज्ञानेन,

અન્વય અને અર્થ—विभुः પરમેશ્વર, कस्यचित् કોઇના પણ, पापम् પાપને, आदत्ते સ્વીકારે છે, न નહિ च અને, सुकृतम् પુણ્યને, च પણ, न નહિ, एव જ, अज्ञानेन અજ્ઞાન વડે, ज्ञानम् જ્ઞાન, आवृतम् આચ્છાદિત થયેલુ હોય છે, तेन તેથી જ, जन्तवः પ્રાણીઓ, मुह्यन्ति સત્ અસત્ના વિવેક રહીત મૂઢ બને છે

ભાવાર્થ—પરમેશ્વર કોઇના પાપને તેમજ પુણ્યને લેતો નથી, અર્થાત્ તે નિર્લેપ છે અજ્ઞાનથી જ્ઞાન ઢકાઇ ગયેલુ હોઇને પ્રાણીઓ વિવેક રહીત મૂઢ બને છે, અર્થાત્ તે પરમાત્માના ખરા પારમાર્થિક રૂપને જોઇ-જાણી શકતા નથી ૧૫

અવતરણિકાઃ—જ્ઞાનીઓ ઉપર કહ્યા પ્રમાણે મોહાન્ધ થતા નથી તે વાત જણાવે છેઃ—

ज्ञानेन तु तदज्ञान येषां नाशितमात्मनः ॥
तेषामादित्यवज्ज्ञान प्रकाशयति तत्परम् ॥ १६ ॥

**पदच्छेदः**—ज्ञानेन, तु, तत्, अज्ञानम्, येषाम्, नाशितम्, आत्मनः, तेषाम्, आदित्यवत्, ज्ञानम्, प्रकाशयति, तत्, परम्

**व्युत्पत्तिः**—आदित्यः इव इति आदित्यवत् अदितेः अपत्यं पुमान् इति आदित्यः.

અન્વય અને અર્થ—**तु** પણ ભિન્ન ક્રમ દર્શક, **ज्ञानेन** જ્ઞાન વડે **येषाम्** જેઓનુ, **आत्मन** આત્મા સબંધી, **तत्** તે, **अज्ञानम्** અજ્ઞાન **नाशितम्** નષ્ટ થઇ ગયુ છે, **ज्ञान** જ્ઞાન **तेषाम्** તેઓને, **तत्** તે, **परम्** સૌથી દૂર અને શ્રેષ્ઠ સ્વરૂપનો, **आदित्यवत्** સૂર્યની માફક, **प्रकाशयति** પ્રકાશ કરી આપે છે

ભાવાર્થ—પણ જ્ઞાનવડે જેમનુ આત્મા સબધી અજ્ઞાન નષ્ટ થઇ ગયુ છે, તેવાઓને તે જ્ઞાન સૌથી પર અને શ્રેષ્ઠ પરમાત્માના પદને સૂર્ય જેમ પ્રકાશથી દરેક વસ્તુ બતાવી આપે છે, તેમ તેને પોતાના પ્રકાશથી સુદર રીતે દેખાડી આપે છે ૧૬

અવતરણિકા ઉપર કહી તેવી જ્ઞાનનિષ્ઠા વડે ઉપાસનાનુ ફલ હવે કહે છે --

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ॥
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

**पदच्छेदः**—तद्बुद्धयः, तदात्मानः, तन्निष्ठाः, तत्परायणाः, गच्छन्ति, अपुनरावृत्तिम्, ज्ञाननिर्धूतकल्मषाः

**समासाः**—तस्मिन् एव निश्चयात्मिका बुद्धि येषां ते

तद्बुद्धय । तस्मिन्नेवात्मा मनो येषाम् ते तदात्मान । तस्मिन्नेव-निष्ठा तात्पर्य येषा ते तन्निष्ठा । तदेव परं अयन येषा ते तत्परायणा । पुनश्चासौ आवृत्तिश्च इति पुनरावृत्ति ताम् अपुनरावृत्तिम् । ज्ञानेन निर्धूत कल्मष येषा ते ज्ञाननिर्धूतकल्मषाः ।

અન્વય અને અર્થ—**तद्बुद्धयः** તે પરમ ઇશ્વરમા જ નિશ્ચયાત્મિકા જેમની બુદ્ધિ છે તેવાઓ, **तदात्मान** તેનામા, જ મનવાળા, **तन्निष्ठा** તેમા જ નિષ્ઠાવાળા, **तत्परायणा** તેને જ પરમ-આશ્રય માનનારાઓ, **ज्ञाननिर्धूतकल्मषा** જ્ઞાન વડે ધોવાઇ ગયેલ પાપવાળાઓ, **अपुनरावृत्तिम्** ફરીને પાછા જન્મ-મરણનુ પુનરાવર્તન નહિ તેવી દશાને, **गच्छन्ति** પામે છે

ભાવાર્થ—તે પરમેશ્વરમા જ બુદ્ધિવાળા, તેમા જ મન-વાળા, તેમા જ પોતાનુ બધુ તાત્પર્ય રાખવાવાળાઓ, તેને જ પોતાનો પરમ-આશ્રય માનનારા, અને જ્ઞાન વડે નિષ્પાપ થયેલ પૂતાત્માઓ ફરીને કદિ પણ જન્મ-મરણનુ આવર્તન ન થાય એવી ઉત્તમ દશાને, પામે છે ૧૭

અવતરણિકા.—તેવા જ્ઞાનીઓની આ જગત્‌ના અનેક ભાવો તરફ કેવી દૃષ્ટિ રહે છે તેનુ વર્ણન કરે છે—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ॥
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥

**पदच्छेदः**—विद्याविनयसम्पन्ने, ब्राह्मणे, गवि, हस्तिनि, शुनि, च, एव श्वपाके, च, पण्डिताः, समदर्शिनः.

व्युत्पत्तिः—वेत्ति आत्मानं अनया इति विद्या. विशेषेण नयः इति विनयः. समं पश्यन्तीति ते समदर्शिनः. समं ब्रह्मद्रष्टु शीलं येषां ते समदर्शिनः शूनः पचतीति श्वपाकः तस्मिन् श्वपाके

**समासाः**—विद्या च विनयश्च विद्याविनयौ ताभ्यां समुत्पन्न इति विद्याविनयसम्पन्न तस्मिन् विद्याविनयसम्पन्ने।

અન્વય અને અર્થ—**विद्याविनयसम्पन्ने** વિદ્યા અને વિનયથી યુક્ત, **ब्राह्मणे** બ્રાહ્મણમા, **गवि** ગાયમા, **हस्तिनि** હાથીમા, **शुनि** કુતરામા, **च** અને, **श्वपाके** ચાડાલમા **च** પણ, **पण्डिता** પડિતો-બુદ્ધિમાન્ લોકો, **समदर्शिन** સમાન-દૃષ્ટિવાળા હોય છે, एव જ

ભાવાર્થ—વિદ્યા અને વિનયથી ભૂષિત—બ્રાહ્મણમા, ગાયમા, હાથીમા, અને કુતરામા તથા ચાડાલમા પણ બ્રહ્મવેત્તા-બ્રહ્મ-સબધિની બુદ્ધિવાળાઓ સર્વદા સમાન—દૃષ્ટિવાળા જ હોય છે ૧૮

અવતરણિકા:—'વિષમમા સમાનદૃષ્ટિ તો શાસ્ત્ર દ્વારા નિષિદ્ધ છે, છતા પણ તેમ કરનારાઓને કેવી રીતે પડિતો કહી શકાય?"

ગીતામા કહ્યુ છે કે:—'**समासमाभ्या विषमसम पूजातः**" સમાન અમુક અશે ઉન્નત-મોટાઈવાળાને અગર તેને લાયક પૂજા કરવામા ન આવે, અને જો હલકી સ્થિતિવાળાને એકદમ વધારે પ્રમાણમા પૂજા અર્પવામા આવે તો પૂજક આ

લોક અને પરલોક બન્નેમા અધોગતિ પામે છે, તેથી વિષમમા સમાનદૃષ્ટિ તો અનર્થકરી અને પાપમૂલા છે ” એવી અર્જુનની શકાના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા પડિતોની સામ્ય-દશા કે જે મોક્ષમા ખાસ કારણ છે તેનુ વર્ણન કરે છે—

इहैव तैर्जितः सर्गो येषा साम्ये स्थित मनः ॥
निर्दोषं हि सम ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः॥१९॥

**पदच्छेदः**—इह, एव, तैः, जितः, सर्गः, येषां, साम्ये, स्थितम्, मनः, निर्दोषम्. हि, समम्, ब्रह्म, तस्मात्, ब्रह्मणि, ते, स्थिताः.

**व्युत्पत्तिः**—सृज्यते इति सर्गः समानस्य भावः इति साम्यम् तस्मिन् साम्ये मन्यते अनेन इति मनः. सह मीयते इति तत् समम्.

**समासाः**—निर्गता दोषा यस्मात्तत् निर्दोषम्

અન્વય અને અર્થ—**येषाम्** જેઓનુ, **मन** મન, **साम्ये** સમાનતામા, **स्थितम्** રહેલુ છે, **तै** તેઓએ, **इह** અહીં, **एव** જ, **सर्ग** સસાર-જન્મ-મૃત્યુને, **जित** જીત્યો છે, **हि** કારણ કે, **ब्रह्म** બ્રહ્મ, **निर्दोषम्** દોષરહીત અને, **समम्** સર્વમા સરખે ભાગે વહેચાયલુ છે, **तस्मात्** તેથી, **ते** તેઓ, **ब्रह्मणि** પરમબ્રહ્મમા જ, **स्थिता** રહેલા છે

ભાવાર્થ—જેઓનુ મન સમાનતામા સ્થિર થયેલુ છે, તેમણે અર્થાત્ સર્વ પ્રાણીમા સમાનદૃષ્ટિવાળાઓએ-અહીં જ

સંસારને જીત્યો છે, કારણ કે બ્રહ્મ નિર્દોષ અને સર્વમાં સરખે ભાગે વહેંચાયેલું છે, તેથી તેઓ પરમ—બ્રહ્મમાં જ લીન થયેલા છે ૧૯

અવતરણિકા—બ્રહ્મ સાક્ષાત્કાર થયેલાઓની દશાના લક્ષણ કહે છે—

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ॥**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥**

**पदच्छेदः**—न, प्रहृष्येत्, प्रियम्, प्राप्य, न, उद्विजेत्, प्राप्य, च, अप्रियम्, स्थिरबुद्धिः, असंमूढः, ब्रह्मवित्, ब्रह्मणि, स्थितः.

**व्युत्पत्तिः**—प्रकर्षेण हृष्येत् इति प्रहृष्येत् सम्यक् मूढः इति संमूढः. ब्रह्म वेत्तीति ब्रह्मवित्.

**समासाः**—न प्रियम् इति अप्रियम् । स्थिरा बुद्धिः यस्य स स्थिरबुद्धिः । न संमूढ इति असंमूढ

અન્વય અને અર્થ:—**प्रियम्** પ્રિય વસ્તુને, **प्राप्य** પ્રાપ્ત કરીને **प्रहृष्येत्** હર્ષ પામે, **न** નહિ, **च** અને, **अप्रियम्** અહિત, **प्राप्य** મેળવીને, **उद्विजेत्** ઉદ્વેગ કરે, **न** નહિ, **स्थिरबुद्धि** સ્થિર બુદ્ધિવાળો, **असंमूढ** જરા પણ મૂઢ નહિ તેવો, **ब्रह्मवित्** બ્રહ્મજ્ઞ, **ब्रह्मणि** બ્રહ્મમાં જ, **स्थित** લીન થયેલો રહે છે

ભાવાર્થ:—પ્રિયતાને પ્રાપ્ત કરી જે હર્ષ પામતો નથી અને અપ્રિયતાને જોઈને શોક કરતો નથી, એવો સ્થિર બુદ્ધિ

વાળો અને જરાપણ વિવેકને ન ભૂલે તેવો બ્રહ્મજ્ઞાની સાક્ષાત્ બ્રહ્મમાંજ રહેલો છે ૨૦

અવતરણિકાઃ—બાહ્ય વિષયોમા પ્રીતિ જે અનેક જન્મોમા અનુભવવામા આવી હોય છે તે ઘણી પ્રબલ હોવાથી તેમા આસક્ત ચિત્તવાળાને આ લોકમા ન જોવાએલુ-અનુભવાએલુ' અને સર્વ વિષય સુખના આનદ રહીત બ્રહ્મ તેમા કેવી રીતે સ્થિરતા થાય ? તેના જવાબમા 'બ્રહ્મ' પરમાનદ સ્વરૂપ છે એમ કહેવામા આવે તો તે માન્ય નહિ કરી શકાય કારણ કે તે પરમ આનદ પહેલે અનુભવવામા આવ્યો નથી હોતો" ઈત્યાદિ શકાના સમાધાનમા બ્રહ્માનન્દ સૌથી પરમ અને શ્રેષ્ઠ છે તે નીચેના શ્લોકમા જણાવે છે--

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ॥
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥

पदच्छेदः—बाह्यस्पर्शेषु, असक्तात्मा, विन्दति, आत्मनि, यत्, सुखम्, सः, ब्रह्मयोगयुक्तात्मा, सुखम्, अक्ष-य्यम्, अश्नुते

व्युत्पत्तिः—इन्द्रियैः स्पृश्यन्ते इति स्पर्शा ,-विषयाः, सज्यते इति सक्त क्षेतु शक्यं इति क्षय्यम्.

समासाः—बाह्याश्च अमी स्पर्शाश्च इति बाह्यस्पर्शा तेषु बाह्यस्पर्शेषु । न सक्त आत्मा अन्त करण यस्य स असक्तात्मा ब्रह्मणि परमात्मनि योग समाधि इति ब्रह्मयोग , तेन युक्तस्तस्मिन्—

न्वयात्मा आत्मा अन्तःकरणं यस्य स ब्रह्मयोगयुक्तात्मा । न क्षय्यम् इति अक्षय्यम्

અન્વય અને અર્થ —बाह्यस्पर्शेषु બાહ્ય ઇન્દ્રિય-વિષયોમાં, असक्तात्मा અનાસક્ત ચિત્તવાળો, आत्मनि પોતાના આત્મામાં, यत् જે, सुखम् સુખને, विन्दति પામે છે ब्रह्मयोगयुक्तात्मा પરમાત્મામાં સમાધિવડે જોડાએલ છે આત્મા જેનો, सः એવો તે अक्षय्यम् કદી ક્ષય ન પામે તેવા सुखम् સુખને, अश्नुते અનુભવે છે

ભાવાર્થ —ઇન્દ્રિયોના બાહ્ય વિષયોમાં અનાસક્ત ચિત્તવાળો પોતાના આત્મામાં જે સુખ છે, તે મેળવે છે અને તેથી પરમાત્મામાં સમાધિ વડે લીન થએલ અંતઃકરણવાળો એવો તે યોગી અનંત સુખને ભોગવે છે–અનુભવે છે ૨૧

અવતરણિકા.—ઉપરના શ્લોકના જેવું જ પ્રમાણ મહાભારત અને વાર્તિકમાં પણ મળી શકે છે —

अप्यानन्दः श्रुतः साक्षान्मानेनाविषयी कृतः ।
इष्टानन्दाभिलाषः सन्नमन्दी कर्तुमप्यलम् ॥ इति वार्तिके ॥

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥ महाभारते ॥

"પરમ આનંદ સાંભળવામાં આવ્યો છે તે પ્રમાણે સાક્ષાત્ કોઈ પ્રમાણથી માપી શકાય યા ઉપમા આપી શકાય એવો નથી વળી જેણે તે મહદાનંદની ઊર્મિઓ જોઈ છે, તેને તેમાં મંદ કરવાને પણ કોઈ સમર્થ નથી" ( વાર્તિક )

આ લોકમા દરેક કામનાની પ્રાપ્તિથી જે મોટુ સુખ તથા સ્વર્ગલોકમા આ લોકથી પણ મગતુ અધિક શ્રેષ્ઠ સુખ એ બન્ને લોકના સુખો તૃષ્ણાનો ક્ષય થઇ જવાથી જે સુખ કે આનદ થાય છે તેનો સોળમો ભાગ પણ નથી, અર્થાત વિરક્તિ અને બ્રહ્માનન્દ એ જ સૌથી શ્રેષ્ઠ આનદ છે લૌકિક વિષયોનો આનદ તુચ્છ અને ક્ષણભગુર છે

'સુષુપ્તિ-નિદ્રાની હદમા અનુભવાતા કોઈ અદૃષ્ટ આનન્દના જેવા આ બ્રહ્મ સુખની ખાતર, સાક્ષાત દિવ્ય સુદર સ્ત્રી, અન્ન, પાન, ગાયન વાદન ઇત્યાદિ ઉપલબ્ધ સુખોને કોણ તિલાજલિ આપે ? ' એવી શકાના સમાધાનમા બાહ્ય સુખોના ક્ષયિષ્ણુતાદિ દોષોની ગણત્રી કરાવી નિદા કરે છે —

ये हि सस्पर्शजा भोगा दुःखयोनय एव ते ॥
आद्यन्तवन्त. कौंतेय न तेषु रमत बुधः ॥ २२ ॥

**पदच्छेदः**—ये, हि, सस्पर्शजाः, भोगाः, दुःखयोनयः, एव, ते, आद्यन्तवन्तः, कौन्तेय, न, तेषु, रमते, बुधः

**व्युत्पत्तिः**—सस्पृश्यन्ते इति संस्पर्शाः विषयाः. तेभ्यः जाता इति सस्पर्शजाः. आत्मान बोधतीति बुधः.

**समासाः**—दुःखस्यैव योनय कारणभूताः इति दुःखयोनयः । आदि विषयेन्द्रियसयोगो, भोगानामन्तश्च तद्वियोग एव इति आद्यन्तौ, आद्यन्तौ विद्येते येषा ते आद्यन्तवन्त .

अन्वय અને અર્થ —हि કારણ કે ये જે सस्पर्शजा

વિષય જન્ય, भोगा ભોગો છે, ते તેઓ, दुःखयोनय दुःખના કારણ રૂપ અને, आद्यन्तवन्त સયોગ વિયોગથી આદિ અને અતવાળા અર્થાત્ ક્ષયિષ્ણુ, एव જ છે, कौन्तेय હે કૌન્તેય, तेषु તે વિષયોમા, बुधः ડાહ્યો માણસ, न નથી, रमत આનદ માનતો

ભાવાર્થ—કારણ કે જે વિષયજન્ય ભોગો છે તેઓ દુઃખના કારણરૂપ અને સયોગ-વિયોગને લઈને આદિ તથા અત-વાળા અર્થાત્ ક્ષણભગુર જ છે, હે કૌન્તેય ! તે વિષયોમા ડાહ્યો, બ્રહ્મજ્ઞાની મનુષ્ય કદિ પણ આનદ પામતો નથી ૨૨

અવતરણિકા—વિષયોમા રતિ એ શ્રેય-પરમકલ્યાણના માર્ગમા મોટો પ્રતિબધ, દુર્નિવાર દોષ, તથા બધા અનર્થ કરાવનાર છે, તેથી તેના પરિહાર માટે અધિક યત્ન કરવો જોઇએ એ પ્રમાણે નીચેના શ્લોકમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

शक्नोतीहैव यः सोढु प्राक् शरीरविमोक्षणात् ॥
कामक्रोधोद्भवं वेग स युक्तः स सुखी नरः ॥२३॥

पदच्छेदः—शक्नोति, इह, एव, यः, सोढुम्, प्राक्, शरीरविमोक्षणात्, कामक्रोधोद्भवम्, वेगम्, सः, युक्तः, सः, सुखी, नरः.

व्युत्पत्तिः—विशेषेण मोक्षणं इति विमोक्षणं. उद्भवतीति उद्भवः.

समासाः—शरीरस्य विमोक्षण शरीरविमोक्षण, तस्मात्

शरीर-विमोक्षणात्। कामश्च क्रोधश्च इति कामक्रोधौ ताभ्यां उद्भव यस्य स कामक्रोधोद्भव, तम् कामक्रोधोद्भवम्। सुखं अस्य अस्तीति सुखी।

અન્વય અને અર્થ —य જે પુરૂષ, शरीरविमोक्षणात શરીર છુટી જવા, प्राक् પહેલા, कामक्रोधोद्भवम् કામ અને ક્રોધથી ઉત્પન્ન થતા वेगम् વેગને-પ્રવાહને, सोढुम् સહન કરવાને-રોકવાને, इह આ લોકમા एव જ शक्नोति સમર્થ છે, स તે, युक्तः યોગી, स તે, सुखी ખરો સુખી અને नर તે જ ખરો પુરૂષ છે

ભાવાર્થ —જે મનુષ્ય શરીર છુટી જવા પહેલા આ લોકમા જ કામ તથા ક્રોધથી ઉત્પન્ન થતા ઉશ્કેરણીના પ્રવાહને સહન કરવાને-રોકવાને શક્તિમાન્ હોય છે તે જ ખરો યોગી, તે જ સાચો સુખી, અને પુરૂષ છે ૨૩

અવતરણિકા —કેવળ કામ-ક્રોધથી ઉત્પન્ન થતા વેગને અટકાવવા માત્રથી જ મનુષ્ય પરમ પુરૂષાર્થ-મોક્ષને મેળવે છે એમ નથી, પણ વિશેષ ધ્યાનાદિક સામગ્રીસ પન્ન પણ થવુ જોઇએ તે વાત જણાવે છે --

योन्तः सुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव च ॥
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥

पदच्छेदः—यः, अन्तःसुखः, अन्तरारामः, तथा अन्तर्ज्योतिः, एव, च, सः, योगी, ब्रह्मनिर्वाणम्, ब्रह्मभूतः, अधिगच्छति

व्युत्पत्तिः—योगः अष्टाङ्गलक्षणोऽस्य अस्तीति योगी.

**समासा:**—अन्त आत्मनि एव सुख यस्य स अन्त. सुख । अन्तरेव आत्मनि आरमण क्रीडा यस्य स अन्तराराम । अन्तरात्मैव ज्योति: प्रकाश यस्य स: अन्तर्ज्योति: । ब्रह्मणि निर्वाणम् इति ब्रह्मनिर्वाणम । ब्रह्मणि भत स्थित. इति ब्रह्मभूत: ।

અન્વય અને અર્થ—य જે મનુષ્ય **अन्त:सुख** અંતરાત્મામા જ સુખવાળો, **अन्तराराम** અંતરાત્મામા જ ક્રીડાવાળો **तथा** તેમ જ अन्तर्ज्योति આત્મા એજ જેનો પ્રકાશ છે તેવો एव જ છે, **च** પાદપૂર્ણાર્થ **ब्रह्मभूत** પરબ્રહ્મમા રહેલો **स** એવો તે, **योगी** યોગી **ब्रह्म-निर्वाणम्** બ્રહ્મને સર્વત અને સમગ્રત જાણવાથી અને તેમા નિદિધ્યાસનથી એક જ સ્વરૂપ થયેલો તેમા જ તલ્લીનતા, अधिगच्छति પ્રાપ્ત કરે છે

ભાવાર્થ.—જે મનુષ્ય પોતાના આત્મામા જ સુખ આત્મામા જ ક્રીડા અને આત્માને જ પરમ-જ્યોતિ-પ્રકાશ માને છે તેવો બ્રહ્મીભૂત થયેલો તે યોગી બ્રહ્મને સર્વત અને સમગ્રત જાણવાથી અને તેમા નિદિધ્યાસનથી એક જ સ્વરૂપ થયેલો તેમા જ તલ્લીનતા મેળવે છે ૨૪

અવતરણિકા —મુક્તિના કારણરૂપ જ્ઞાનના બીજા સાધનો વિષે કહે છે—

लभंते ब्रह्मनिर्वाणमृषय: क्षीणकल्मषा: ॥
छिन्नद्वैधा यतात्मान. सर्वभूतहिते रता. ॥ २५ ॥

**पदच्छेद:**—लभन्ते, ब्रह्मनिर्वाणम्, ऋषय:, क्षीणकल्मषा:, छिन्नद्वैधा:, यतात्मान: सर्वभूतहिते रता:.

**समासाः**—ब्रह्मणि निर्वाणम् इति ब्रह्मनिर्वाणम् । क्षीणं कल्मषं येषां ते क्षीणकल्मषाः । छिन्नं द्वैधं संशयो येषां ते छिन्नद्वैधाः । यतः संयतः आत्मा चित्तं यस्य स यतात्मा ते च यतात्मानः । सर्वाणि च अमूनि भूतानि इति सर्वभूतानि, तेषां हिते रताः इति सर्वभूतहितेरताः ।

અન્વય અને અર્થ.—**ऋषयः** ઋષિઓ, **क्षीणकल्मषाः** જેના પાપ ક્ષીણ થયા છે તેવા, **छिन्नद्वैधाः** જેના સંશયો છેદાઇ ગયા છે તેવાઓ, **यतात्मानः** અને વશ અંતઃકરણવાળાઓ, **सर्वभूतहितेरताः** પ્રાણીમાત્રના ભલામાં આનંદ માનનારાઓ, **ब्रह्मनिर्वाणम्** બ્રહ્મમાં લીનતા, **लभन्ते** પામે છે.

ભાવાર્થ.—યજ્ઞ વિગેરેથી ક્ષીણ થએલ પાપવાળા, તથા અંતઃકરણ-શુદ્ધિથી સૂક્ષ્મ વસ્તુ વિવેચન સમર્થ શ્રવણ-મનન વિગેરેથી જેના સંશયો છિન્ન થઇ ગયા છે તેવાઓ, નિદિધ્યાસનાદિ અભ્યાસથી વશ આત્માવાળાઓ પરમાત્મામાં જ એકાગ્ર ચિત્તવાળાઓ, તથા પ્રાણીમાત્રના ભલામાં આસક્ત એવા સૂક્ષ્મદર્શી ઋષિઓ બ્રહ્મમાં જ શાંતિ-નિર્વાણ-તલ્લીનતાને પામે છે. ૨૫

**कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ॥**
**अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥**

**पदच्छेदः**—कामक्रोधवियुक्तानाम्, यतीनाम्, यतचेतसाम्, अभितः, ब्रह्मनिर्वाणम्, वर्तते, विदितात्मनाम्.

**समासाः**—कामश्च क्रोधश्च इति कामक्रोधौ । ताभ्यां

विमुक्ताः कामक्रोधविमुक्ता । तेषाम् कामक्रोधविमुक्तानाम् । यतानि चेतांसि येषां ते यतचेतस तेषाम् यतचेतसाम् । विदित आत्मा येषां ते विदितात्मान तेषाम् विदितात्मनाम्

અન્વય અને અર્થ—कामक्रोधवियुक्तानाम् કામ અને ક્રોધથી રહીત, यतचेतसाम् સંયમી ચિત્તવાળાઓ, विदितात्मनाम् આત્માને જેમણે સારી રીતે જાણ્યો છે, यतीनाम् તેવા યતિઓને ब्रह्मनिर्वाणम् બ્રહ્મમાં નિર્વાણ-સાયુજ્ય મોક્ષ, अभित જીવતા અને મર્યા પછી બન્ને તરફથી, वर्तन्ते ઉપલબ્ધ છે

ભાવાર્થ.—કામ-ક્રોધથી રહીત સંયમી ચિત્તવાળાઓ, તથા આત્માને જેણે સારી રીતે જાણ્યો છે તેવા યતિઓને બ્રહ્મમાં નિર્વાણ-લય-શાંતિ-જીવતા અને મરતા બન્ને વખત ઉપલબ્ધ છે, અર્થાત્ તેઓ જીવન્મુક્ત છે ૨૬

અવતરણિકા.—હવે ધ્યાન-સમાધિયોગના વિવરણનો જે છઠ્ઠો અધ્યાય આગળ આવવાનો છે તેની પ્રસ્તાવના રૂપ નીચેના ત્રણ શ્લોકો ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ॥
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥ २७ ॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ॥
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥

पदच्छेदः—स्पर्शान्, कृत्वा, बहिः, बाह्यान्, चक्षुः,

च, एव, अन्तरे, भ्रुवोः, प्राणापानौ, समौ, कृत्वा, नासाभ्यन्तरचारिणौ.

**पदच्छेदः**—यतेन्द्रियमनोबुद्धिः, मुनिः, मोक्षपरायणः, विगतेच्छाभयक्रोधः, यः, सदा, मुक्तः, एव, सः

**समासाः**—प्राणश्च अपानश्च इति प्राणापानौ नासिकयोः अभ्यन्तरे च चरन्तौ इति नासाभ्यन्तरचारिणौ । इन्द्रियाणि च मनः च बुद्धिश्च इन्द्रियमनोबुद्धय । यता इन्द्रियमनोबुद्धय यस्य स यतेन्द्रियमनोबुद्धि । मोक्ष एव पर अयन येषा ते मोक्षपरायणाः । इच्छा च भय च क्रोधश्च इति इच्छाभयक्रोधा , विगता इच्छाभयक्रोधा येषा ते विगतेच्छाभयक्रोधा ।

અન્વય અને અર્થ—बाह्यान् બહારના, स्पर्शान् ઇંદ્રિયના વિષયોને, बहि બહાર, कृत्वा કરીને, च અને, भ्रुवो બે ભ્રુવની, अन्तरे મધ્યમા, चक्षु ચક્ષુ, રાખીને नासाभ्यन्तरचारिणौ નાસિકામા અદર સચાર કરતા, प्राणापानौ પ્રાણ અને અપાન-વાયુને, समौ સમાન, कृत्वा કરીને, यतेन्द्रियमनोबुद्धि ઇંદ્રિય, મન અને બુદ્ધિ જેણે પોતાના વશમા રાખ્યા છે તેવો, मोक्षपरायण મોક્ષને જ પરમ-આશ્રય માનનારો, विगतेच्छाभयक्रोध ઇચ્છા ભય અને ક્રોધ જેના વીતી ગયા છે તેવો, मुनि સૂક્ષ્મ મનન કરનારો ઋષિ य જે હોય, स તે सदा હમેશા मुक्त જીવન્મુક્ત, एव જ છે

ભાવાર્થ—ઇંદ્રિયોના બાહ્ય વિષયોને દૂર કરીને અને બંને ભ્રુવોની મધ્યમા ચક્ષુને રાખીને, તથા નાસિકાની અદર સચાર કરતા પ્રાણ અને અપાન-વાયુઓને સમાન કરીને

રહેલો, તથા ઇંદ્રિયો મન અને બુદ્ધિ જેણે વશમાં રાખ્યા છે તેવો, અને મોક્ષને જ પોતાનો પરમ-આશ્રય માનારો જે સૂક્ષ્મદર્શી મુનિ છે તે મહા મુક્ત જ છે ૨૭-૨૮

અવતરણિકા—એ પ્રમાણે ધ્યાનાદિ યોગ અને ઇંદ્રિયાદિ યમ વિગેરે કહીને હવે મુક્તિના દ્વારરૂપ જે ઉદાર-એકીભાવનુ જ્ઞાન પ્રાપ્ત થવુ જોઇએ, તે વિષે યોગેશ્વર શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા અર્જુનને કહી કર્મસન્યાસ અને કર્મયોગનો પૃથક અધિકાર બતાવી, જ્ઞાનપ્રાપ્તિ કરવી એજ મુમુક્ષુનુ ખાસ ધ્યેય હોવુ જોઇએ એમ કહી પાચમા અધ્યાયનો ઉપસહાર કરે છે—

भोक्तार यज्ञतपसा सर्वलोकमहेश्वरम् ॥
सुहृद सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥

**पदच्छेदः—**भोक्तारम्, यज्ञतपसाम्, सर्वलोकमहेश्वरम्, सुहृदम्, सर्वभूतानाम्, ज्ञात्वा, माम्, शान्तिम्, ऋच्छति.

**व्युत्पत्तिः—**भुनक्तीति भोक्ता तम् भोक्तारम्

**समासाः—**यज्ञाश्च तपांसि च इति यज्ञतपांसि तेषाम् यज्ञतपसाम्। महान् चासौ ईश्वरश्च इति महेश्वर, सर्वे च अमी लोकाश्च इति सर्वलोका तेषा महेश्वर इति सर्वलोकमहेश्वर, तम् सर्वलोकमहेश्वरम्। सर्वाणि च भूतानि च सर्वभूतानि तेषाम् सर्वभूतानाम्

અન્વય અને અર્થ—**यज्ञतपसाम्** યજ્ઞ અને તપના **भोक्तारम्** ભોક્તા-સ્વીકારનારને, **सर्वलोकमहेश्वरम्** સમસ્ત લોકોના મહાન્ ઇશ્વરને, **सर्वभूतानाम्** પ્રાણિમાત્રના, **सुहृदम्** મિત્ર—

કલ્યાણકારી એવા मामृ મને, ज्ञात्वा જાણીને, शान्तिम् શાંતિને, ऋच्छति મેળવે છે

ભાવાર્થઃ—ભક્તો વડે આચરવામા આવેલ યજ્ઞો તથા તપના ભોક્તા, સમસ્ત લોકના મહાન્ ઈશ્વર અને પ્રાણિ-માત્રના મિત્ર એવા મને જાણીને પ્રાણી પરમ-શાંતિ-મોક્ષને પામે છે ૨૯

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकातान्तिक प्रणीत सान्वयबोधिनी टीकोपेतः कर्मसंन्यास योगोनाम पञ्चमोऽध्यायः ॥





# षष्ठोऽध्यायः ।

## અધ્યાય છઠ્ઠો.

અવતરણિકા—પાચમા અધ્યાયના અતમા છેલ્લા ત્રણ શ્લોકો વડે સૂત્રરૂપે કહેલા ધ્યાન-યોગનુ વિવરણ કરવાની ઇચ્છાવાળા ભગવાન્ શ્રીકૃષ્ણ 'ધ્યાનયોગ'મા અધિકાર કર્મ-યોગ વડે જ આવી શકે છે એમ હોવાથી પહેલે બે શ્લોક વડે નિષ્કામકર્મયોગની પ્રશસા કરે છે—

श्रीभगवानुवाच ।

अनाश्रित. कर्मफल कार्य कर्म करोति यः ॥
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥

पदच्छेदः—श्रीभगवान, उवाच. अनाश्रितः, कर्म-फलम्, कार्यम्, कर्म, करोति, यः, सः, संन्यासी, च, योगी, च, न, निरग्निः, न, च, अक्रियः

व्युत्पत्तिः—न आश्रितः इति अनाश्रितः कर्तुम् योग्य इति कार्यम्.

**समासाः**—कर्मणा फलम् इति कर्मफलम् । सम्यक् न्यासः विद्यते अस्य इति स सन्यासी । योग अस्य अस्तीतिस योगी । न विद्यते अग्नि अस्य इति स निरग्नि । न विद्यन्ते क्रिया शास्त्रविहिताः यस्य स अक्रिय

**અન્વય અને અર્થઃ**—**कर्मफलम्** કર્મોના ફલને **अनाश्रित** આશ્રય ન કરીને, **य** જે મનુષ્ય, **कार्यम्** શાસ્ત્રવિહિત કરવા લાયક **कर्म** કર્મનુ, **करोति** આચરણ કરે છે, **स** તે, **सन्यासी** સન્યાસી—કર્મોને ઇશ્વરમા અર્પણ કરી આપનાર, **च** અને **योगी** કર્મયોગી છે **च** પણ, **निरग्नि** અગ્નિ નહિ રાખનાર, **न** સન્યાસી કે યોગી, નહિ, **च** તેમજ, **अक्रिय** તપ, દાન ઇત્યાદિ ક્રિયાઓ રહીત પણ, **न** નહિ

**ભાવાર્થઃ**—કર્મોના ફલોનો આશ્રય ન કરીને જે મનુષ્ય શાસ્ત્રવિહિત કરવા લાયક કર્મો કરે છે, તે જ કર્મને ઇશ્વરાર્પણ કરનાર ખરો સન્યાસી અને ખરો યોગી છે પણ જે અગ્નિની ઉપાસના કરે નહિ તેમજ તપ, દાનાદિ ઉત્કૃષ્ટ ક્રિયાઓ પણ કરે નહિ તે સન્યાસી કે યોગી નથી જ ૧

य सन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाडव ॥
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

**पदच्छेदः**—यम्, संन्यासम्, इति, प्राहुः, योगम्, तम्, विद्धि, पाण्डव, न, हि, असंन्यस्तसंकल्पः, योगी, भवति, कश्चन.

**व्युत्पत्तिः**—प्रकर्षेण श्रेष्ठत्वेन आहुः इति प्राहुः.

**समासाः**—सम्यक् न्यास विद्यते यस्मिन्कर्मणि तत् सन्यास तम् सन्यासम् । न सम्यक् सन्यस्त फलसकल्पः येन स असन्यस्तसकल्पः

અન્વય અને અર્થ—**पाण्डव** હે પાડુપુત્ર અર્જુન **यम्** જેને, **सन्यासम्** સન્યાસ **इति** એ પ્રમાણે, **प्राहु** શ્રેષ્ઠપણે તત્ત્વજ્ઞાનીઓ કહે છે, **तम्** તેને, ફલના ત્યાગને લઈને, **योगम्** કર્મયોગ જ **विद्धि** જાણ **हि** કારણ કે, **असन्यस्तसकल्प** ફલના સકલ્પનો ત્યાગ જેણે કર્યો નથી **कश्चन** તેવો કોઈ પણ, **योगी** ખરો યોગી, **भवति** થતો, **न** નથી

ભાવાર્થઃ—હે પાડવ ! જે સન્યાસને તત્ત્વજ્ઞાનીઓ શ્રેષ્ઠ કહે છે, તેને ફલના ત્યાગને લઈને નિષ્કામ કર્મ-યોગ જ જાણ. કારણ કે ફલના સકલ્પનો ત્યાગ કર્યા સિવાય કોઈ-પણ મનુષ્ય ખરો યોગી બની શકતો જ નથી ૨

અવતરણિકા —' એ પ્રમાણે 'કર્મસન્યાસ' પણ કર્મ-યોગ જ છે અને તે શ્રેષ્ઠ છે, તો પછી મરણપર્યંત દરેકે તેનુ જ આલમ્બન કરવુ જોઈએ " એવી અર્જુનની શકાના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ 'કર્મસન્યાસ' અને 'કર્મયોગ' એ બન્નેના જુદા જુદા અધિકારી બતાવે છે—

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ॥
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

**पदच्छेदः**—आरुरुक्षोः, मुनेः, योगम्, कर्म, कारणम्, उच्यते, योगारूढस्य, तस्य, एव, शमः, कारणम्, उच्यते.

**व्युत्पत्तिः**—आरोढुम्, इच्छतीति आरुरुक्षुः तस्य आरुरुक्षोः. मननं शीलं अस्य इति सः मुनिः, तस्य मुनेः.

**समासाः**—योग आरूढ इति योगारूढ। तस्य योगारूढस्य।

અન્વય અને અર્થ—**योगम्** ધ્યાન-સમાધિયોગને, **आरुरुक्षो** પ્રાપ્ત કરવાને ઇચ્છનાર, **मुने** મનનશીલ મુનિને, **कर्म** નિષ્કામ-ફલની ઇચ્છા-રહીત ચિત્ત-શુદ્ધિ નિમિત્ત કરવામા આવતુ કર્મ, **कारणम्** કારણ-સમાધિયોગની પ્રાપ્તિના હેતુરૂપ, **उच्यते** કહેવાય છે, **योगारूढस्य** ધ્યાનયોગને સારી રીતે પ્રાપ્ત થયેલાને, **तस्य** તે મનુષ્યને, **एव** જ, **शम** સમાધિ-ચિત્ત-વિક્ષેપકારી કર્મોની ઉપરતિ-નિવૃત્તિ, **कारणम्** તે જ જ્ઞાનના પરિપાકમા કારણ, **उच्यते** કહેવાય છે

ભાવાર્થ—સમાધિયોગને પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનનશીલ મુનિને ફલની ઇચ્છારહીત ચિત્તશુદ્ધિ નિમિત્ત કરવામા આવતુ કર્મ એજ સમાધિયોગની પ્રાપ્તિના હેતુરૂપ સાધન કહેવાય છે, અને સમાધિયોગને સારી રીતે પ્રાપ્ત થયેલા તે જ મનુષ્યને ચિત્તવિક્ષેપકારી કર્મોની ઉપરતિ એજ જ્ઞાન-પરિપાકમા ખાસ કારણ મનાય છે ૩

અવતરણિકા.—ચિત્તવિક્ષેપ કરવાવાળા કર્મોની ઉપરતિથી સમાધિયોગ સધાય છે, એમ હોવાથી એવા સમાધિયોગને પ્રાપ્ત થયેલો યોગી કેવો હોય છે? તે અર્જુનની જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે યોગારૂઢનુ લક્ષણ નીચેના શ્લોકમા સ્પષ્ટ કરે છે -

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ॥
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

**पदच्छेदः**—यदा, हि, न, इंद्रियार्थेषु, न, कर्मसु, अनुषज्जते, सर्वसंकल्पसंन्यासी, योगारूढः, तदा, उच्यते.

**समासाः**—इन्द्रियाणा अर्था इति इन्द्रियार्था तेषु इन्द्रियार्थेषु । आसक्तिमूलभूतान् सर्वान् भोगविषयान् कर्मविषयाश्च सकल्पान् सन्यसितु त्यक्तुम् शील यस्य स सर्वसकल्पसन्यासी । योगम् आरूढ इति योगारूढ

**અન્વય અને અર્થ**—यदा જ્યારે, इन्द्रियार्थेषु ઇંદ્રિયોના શબ્દ-સ્પર્શાદિ વિષયોમા, न નહિ, कर्मसु ઇંદ્રિયોના વિષયોના સાધનભૂત કર્મોમા, अनुषज्जते આસક્તિ રાખતો, न નથી, सर्वसकल्पसन्यासी આસક્તિના મૂલ કારણ-રૂપ ભોગ અને ભોગને પ્રાપ્ત કરવાના સાધનરૂપ કર્મોના બધા સકલ્પોને છોડી દેવાની જેની રૂઢી થઈ રહે, तदा ત્યારે, हि જ, योगारूढ સમાધિયોગને પ્રાપ્ત થયેલો, उच्यते કહેવાય છે

**ભાવાર્થ**—મુમુક્ષુ જ્યારે ઇંદ્રિયોના શબ્દ સ્પર્શાદિ વિષયોમા તેમજ તે વિષયોમા સાધનભૂત કર્મોમા આસક્તિ રાખતો નથી તથા આસક્તિના મૂલ કારણરૂપ ભોગ અને ભોગને પ્રાપ્ત કરવાના સાધનરુપ કર્મોના બધા સકલ્પોને જ્યારે છોડી દે છે ત્યારે જ, તે સમાધિયોગને પ્રાપ્ત થયેલો કહેવાય છે અર્થાત્ તદ્દન નિરાસક્ત અને નિ સકલ્પ બનેલો તે સમાધિ-યોગની પદવીએ પહોચ્યો કહી શકાય ૪

**અવતરણિકા**—જ્યારે એ પ્રમાણે યોગારૂઢ થાય છે ત્યારે પોતે જ પોતાના આત્માનુ શ્રેય-કલ્યાણ કરી શકે છે તે જણાવે છે——

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ॥
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

पदच्छेदः—उद्धरेत्, आत्मना, आत्मानम्, न, आत्मानम्, अवसादयेत्, आत्मा, एव, हि, आत्मनः, बन्धुः, आत्मा, एव, रिपुः, आत्मनः

व्युत्पत्तिः—ऊर्ध्वं धरेत्--नयेत् इति उद्धरेत

અન્વય અને અર્થ—आत्मना વિવેકયુક્ત આત્મા વડે, आत्मानम् આત્માનો, उद्धरेत् ઉદ્ધાર કરવો જોઈએ, आत्मानम् આત્માનું, अवसादयेत् અધઃપતન, કરવું, न નહિ, हि કારણ કે आत्मा આત્મા, एव જ, आत्मन આત્માનો-પોતાનો, बन्धु ઉપકારક છે, आत्मा આત્મા एव જ, आत्मन પોતાનો रिपु શત્રુ-અપકારક છે

ભાવાર્થ—વિવેક-યુક્ત આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો જોઈએ, આત્માનું અધઃપતન થાય તેમ વર્તવું નહિ. કારણ કે આત્મા જ આત્માનો ઉપકારક, અને આત્મા જ આત્માનો અપકારક શત્રુ છે ૫

અનંતરણિકા—આત્મા કોનો બંધુ અને કોનો શત્રુ છે તે જીજ્ઞાસાને તૃપ્ત કરવા નીચેનો શ્લોક કહે છે—

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ॥
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत ॥ ६ ॥

पदच्छेदः—बन्धुः, आत्मा, आत्मनः, तस्य, येन,

आत्मा, एव, आत्मना, जितः, अनात्मनः, तु, शत्रुत्वे, वर्तेत, आत्मा, एव, शत्रुवत्.

व्युत्पत्तिः—शत्रोः भावः इति शत्रुत्वं, तस्मिन् शत्रुत्वे शत्रुः इव इति शत्रुवत्

समासः—न विद्यते आत्मा वशे यस्य स अनात्मा तस्य अनात्मन

અન્વય અને અર્થ—येन જેણે, आत्मना આત્મા વડે आत्मा આત્માને, जित જીત્યો છે, तस्य તેના, आत्मन આત્માનો, आत्मा આત્મા, बन्धु ઉપકારક છે, एव જ, तु પણ, अनात्मन આત્મા જેણે વશમા નથી કર્યા તેવાનો, आत्मा આત્મા, एव જ शत्रुवत् શત્રુની માફક शत्रुत्वे શત્રુતામા, वर्तेत રહે–આચરણ કરે

ભાવાર્થ—જેણે આત્મા વડે પોતાના આત્માને જીત્યો છે તેના આત્માનો આત્મા બંધુ-ઉપકારક છે, પણ જેણે આત્માને વશમા નથી કર્યો તેવાનો આત્મા જ શત્રુની માફક સદૈવ આચરણ કરે ૬

અવતરણિકાઃ—જિતાત્મા હોવાથી જે પરિણામ આવે છે તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः॥
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

**पदच्छेदः**—जितात्मनः, प्रशान्तस्य, परमात्मा, समाहितः, शीतोष्णसुखदुःखेषु, तथा, मानापमानयोः

**व्युत्पत्तिः**—प्रकर्षेण शान्तः इति प्रशान्तः तस्य प्रशान्तस्य सम्यक् आहितः इति समाहितः. शीतं च उष्णं च सुखं च दुःखं च इति शीतोष्णसुखदुःखानि तेषु शीतोष्णसुखदुःखेषु. मानं च अपमानं च इति मानापमाने तयोः मानापमानयोः

**અન્વય અને અર્થ**—**जितात्मन** આત્મા જેણે જીતેલો છે તેવાને, **प्रशान्तस्य** અને શમથી ઉપેત હોય તેવાને, **परमात्मा** પરમાત્મા, **समाहित** સાક્ષાત્ આત્મ-ભાવથી વર્ત્તે છે તથા **शीतोष्णसुखदुःखेषु** શીત ઉષ્ણ, સુખ અને દુ ખમા તથા, **मानापमानयो** માન અને અપમાનમા સમાન રહે છે

ભાવાર્થ—આત્મા જેણે જીતેલો છે તેવાને તથા શમ દમાદિથી ઉપેત હોય તેવામા પરમાત્મા સાક્ષાત્ આત્મભાવથી વર્તે છે, વળી તે યોગી તત્ત્વજ્ઞાનની માત્રાથી શીત, ઉષ્ણ, સુખ અને દુ ખ તથા માન અને અપમાનમા પણ સમાન રહે છે ૭

અવતરણિકા—યોગારૂઢનુ લક્ષણ તથા શ્રેષ્ઠતા કહીને હવે કહેલા બધા ધ્યાનનો ઉપસહાર કરે છે—

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ॥
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥८॥

**पदच्छेदः**—ज्ञानविज्ञानतृप्तात्मा, कूटस्थः, विजितेन्द्रियः, युक्तः, इति, उच्यते, समलोष्टाश्मकाञ्चनः.

व्युत्पत्तिः—ज्ञायते अनेन इति ज्ञानम् विशेषेण ज्ञायते अनुभूयते -इति विज्ञानम्. कूटे तिष्ठतीति कूटस्थ

समासाः—ज्ञान च विज्ञान च इति ज्ञानविज्ञाने ताभ्या तृप्त आत्मा यस्य स ज्ञानविज्ञानतृप्तात्मा । विजितानि इन्द्रियाणि येन सः विजितेन्द्रिय । लोष्ट च अश्मा च काञ्चन च इति लोष्टाश्म-काचनानि । समानि लोष्टाश्मकाञ्चनानि यस्य सः समलोष्टाश्मकाञ्चनः ।

અન્વય અને અર્થ:—ज्ञानविज्ञानतृप्तात्मा જ્ઞાન-શાસ્ત્રોક્ત પદાર્થોનુ પરિજ્ઞાન, વિજ્ઞાન-શાસ્ત્રથી જાણેલી વસ્તુઓનુ પોતે જ અનુભવમા લાવવુ તે-તે વડે આત્મા તૃપ્ત છે જેનો તે, कूटस्थ અપ્રકમ્પ્ય, विजितेन्द्रिय ઇદ્રિયો જેણે જીતેલી છે તે, समलोष्टाश्मकाञ्चन સમાન લોઢુ, પત્થર અને સોનુ જેને તે योगी યોગી युक्त યુક્ત, इति એમ, उच्यते કહેવાય છે

ભાવાર્થ—જ્ઞાન તથા વિજ્ઞાનથી જેનો આત્મા તૃપ્ત છે જે અપ્રકમ્પ્ય-અડગ છે, ઇન્દ્રિયો જેણે જીતેલી છે તથા લોઢુ, પત્થર અને સોનુ બધુ જેને સમાન છે તેવો નિર્લોભ યોગી ‘યુક્ત’ એ પ્રમાણે કહેવાય છે ૮

અવતરણિકા.—કેવળ દ્રવ્ય અદ્રવ્યમા સમાનબુદ્ધિવાળો જ નહિ, પણ મિત્ર કે શત્રુમા પણ સમાનતાવાળો વધારે શ્રેષ્ઠ છે—

सुहृन्मित्रार्युदासीन मध्यस्थद्वेष्यबंधुषु ॥
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

**पदच्छेदः**–सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु, साधुषु, अपि, च, पापेषु, समबुद्धिः, विशिष्यते

**व्युत्पत्ति**—विशेषेण शिष्यते गण्यते इति विशिष्यते

**समासाः**—सुहृत् च मित्र च अरिश्च उदासीनश्च मध्यस्थ श्च द्वेष्यश्च बन्धुश्च इति सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धवः, तेषु सुहृन्मित्रार्युदासीनमध्यस्थ द्वेष्यबन्धुषु । पापानि अस्य अस्तीति पाप, तेषु पापेषु । समा–समाना- तुल्या बुद्धि यस्य स समबुद्धि

અન્વય અને અર્થ—**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु** ઉપકારક મિત્ર, શત્રુ, ઉદાસીન, લડાઈમા વચ્ચે આવનાર, તટસ્થ, દ્વેષ કરવા યોગ્ય અપકારક, તેમજ ભાઈઓમા **साधुषु** સાધુ–સત્પુરૂષોમા, **अपि** પણ **च** અને **पापेषु** પાપીઓમા, **समबुद्धिः** સમાન બુદ્ધિવાળો, **विशिष्यते** વિશિષ્ટ–અધિક શ્રેષ્ઠ છે

ભાવાર્થ—ઉપકારક, મિત્ર, શત્રુ, ઉદાસીન, તટસ્થ, મધ્યસ્થ–વચ્ચે પડનાર, અપકારક તેમજ સગા—સહોદરમા તથા સત્પુરૂષોમા તેમજ પાપીઓમા પણ સમાનબુદ્ધિ રાખવા વાળો ખરેખર વિશેષ શ્રેષ્ઠ છે ૯

અવતરણિકા—એ પ્રમાણે યોગારૂઢનુ લક્ષણ અને ફલ કહીને તેવા યોગનુ અગ સહિત ધ્યાન, નીચેના ત્રણ શ્લોકોમા કરે છે—

**योगी युञ्जीत सततमात्मान रहसि स्थितः ॥**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

**पदच्छेदः**—योगी, युञ्जीत, सततम्, आत्मानम्, रहसि, स्थितः, एकाकी, यतचित्तात्मा, निराशीः, अपरिग्रहः.

**व्युत्पत्तिः**—एकः एव इति एकाकी.

**समासाः**—यतं संयतं चित्तमात्मा देहश्च यस्य स यतचित्तात्मा । निर्गता आशा यस्मात् स निराशीः । न विद्यते परिग्रहः यस्य स अपरिग्रहः

અન્વય અને અર્થ—**रहसि** રહસ્યમાં, **स्थितः** રહેલો, **योगी** યોગી, **एकाकी** એકલો **यतचित्तात्मा** સંયમમાં છે ચિત્ત અને સેન્દ્રિય શરીર જેનું તેવો **निराशीः** તૃષ્ણાઓ રહીત થયેલો, **अपरिग्रहः** કોઈપણ જાતનો પરિગ્રહ-સંગ્રહ વિનાનો થયેલો **आत्मानम्** આત્માને, **सततम्** હરહમેશ, **युञ्जीत** સારી રીતે એકાગ્ર કરે

ભાવાર્થ—એકાન્તમાં સ્થિર થઇને બેઠેલો યોગી એકલો રહીને મન, ઇન્દ્રિયો તથા શરીરને નિયમમાં રાખીને, સર્વ તૃષ્ણાશૂન્ય થઇને, તેમજ સંગ્રહ-વૃત્તિ બીલકુલ છોડી દઈને આત્માને નિરંતર આત્મામાં સાવધાનતાથી એકાગ્ર કરે ૧૦

અવતરણિકા.—હવે યોગીના આસનનો નિયમ બતાવે છે-

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ॥**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥**

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ॥**
**उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

**पदच्छेदः**—शुचौ, देशे, प्रतिष्ठाप्य, स्थिरम्, आसनम्, आत्मनः, न, अत्युच्छ्रितम्, न, अतिनीचम्, चैलाजिनकुशोत्तरम्. तत्र, एकाग्रम्, मनः, कृत्वा, यतचित्तेन्द्रियक्रियः, उपविश्य, आसने, युञ्ज्यात्, योगम्, आत्मविशुद्धये

**व्युत्पत्तिः**—प्रति सर्वतः स्थाप्य इति प्रतिष्ठाप्य आसद्यते इति आसनम् अत्यन्तं उच्छ्रितम्–उन्नतम् इति अत्युच्छ्रितम्. अत्यन्तं नीचं-इति अतिनीचम् विशेषेण शुद्धिः इति विशुद्धिः तस्यै विशुद्धये.

**समासाः**—चैल वस्त्र च अजिन व्याघ्रादि चर्म च इति चैलाजिने, चैलाजिने कुशेभ्य उत्तरे यस्मिन् तत् चैलाजिनकुशोत्तरम् । एक अग्र प्रधान चिन्तनीय यस्य तत् एकाग्रम् । चित्त च इन्द्रियाणि च इति चित्तेन्द्रियाणि तेषा क्रिया सयता यस्य स यतचित्तेन्द्रिय क्रिय । आत्मन विशुद्धि इति आत्मविशुद्धि, तस्यै आत्मविशुद्धये

અન્વય અને અર્થ.—**शुचौ** પવિત્ર, **देशे** સ્થાનમા, **आत्मन** પોતાના, **आसनम्** આસનને, **स्थिरम्** સ્થિર **अत्युच्छ्रितम्** ઘણુ ઉચુ, **न** નહિ, **अतिनीचम्** ઘણુ નીચુ, **न** નહિ, **चैलाजिनकुशोत्तरम्** વસ્ત્ર અને વ્યાઘ્ર અથવા મૃગચર્મની ઉત્તર કુશ હોય તેવુ, **प्रतिष्ठाप्य** સ્થિરતાથી રાખીને, **यतचित्तेन्द्रियक्रिय**- ચિત્ત, ઇન્દ્રિયો અને તેની ક્રિયાઓ સયમમા છે જેને તેવો, **तत्र** તે ઉપર, **एकाग्रम्** એકાગ્ર, **मन** મન, **कृत्वा** કરીને, **आसने** આસનમા, **उपविश्य** બેસીને, **आत्मविशुद्धये** આત્માની શુદ્ધિને માટે, **योगम्** યોગનુ, **युञ्ज्यात्** અનુસધાન કરવુ

ભાવાર્થ:—પવિત્ર સ્થળમા પોતાના આસનને સ્થિર ઘણુ ઉચુ નહિ, તેમજ નીચુ નહિ, તથા દર્ભાસન ઉપર વસ્ત્ર અને વ્યાઘ્રચર્મ કે મૃગચર્મ હોય તેવુ કરીને સ્થિરતાથી રાખીને, ચિત્ત ઇન્દ્રિયો અને તેની ક્રિયાઓ જેને કાબુમા છે તેવા યોગીએ આસન ઉપર એકાગ્ર મન પૂર્વક બેસીને આત્માની શુદ્ધિને માટે યોગનુ અનુસધાન કરવુ ૧૧—૧૨

અવતરણિકા—આસન ઉપર બેસીને શરીરને કેવી રીતે ધારણ કરવુ ? તેનો નિયમ કહે છે—

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ॥
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥
प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ॥
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥

**पदच्छेदः**—समम्, कायशिरोग्रीवम्, धारयन्, अचलम्, स्थिरः, संप्रेक्ष्य, नासिकाग्रम्, स्वम्, दिशः, च, अनवलोकयन्, प्रशान्तात्मा, विगतभीः, ब्रह्मचारिव्रते, स्थितः, मनः, संयम्य, मच्चित्तः, युक्तः, आसीत, मत्परः

**व्युत्पत्तिः**—न चलतीति अचलम् सम्यक् प्रेक्ष्य इति संप्रेक्ष्य. न अवलोकयतीति अनवलोकयन् प्रकर्षेण शान्तः इति प्रशान्तः, सम्यक् यम्य इति संयम्य धारयतीति धारयन्.

**समासाः**—कायश्च शिरश्च ग्रीवा च इति कायशिरोग्रीवम् । नासिकाया अग्रम् इति नासिकाग्रम् । प्रशान्तश्चासौ आत्मा च यस्य स

प्रशान्तात्मा । विशेषेण गता भीः यस्य स विगतभीः । ब्रह्मणि वेदे चरतीति ब्रह्मचारी तस्य व्रत इति ब्रह्मचारिव्रत तस्मिन् ब्रह्मचारिव्रते । मय्येव चित्त यस्य सः मच्चित्त अहमेव पर अन्तर्यामी प्रेरक यस्य इत्येवस्वरूप मत्पर ।

**અન્વય અને અર્થ**—સ્થિર આસન પર સ્થિરતાથી બેઠેલો. **कायशिरोग्रीवम्** શરીરનો મધ્ય ભાગ, મસ્તક અને ડોકને, **समम्** સરખા, **अचलम्** નિશ્ચલ, **धारयन्** ધારણ કરીને, **स्वम्** પોતાના, **नासिकाग्रम्** નાસિકાના અગ્ર ભાગને, **सम्प्रेक्ष्य** સારી રીતે જોઈને, **च** અને, **दिशः** દિશાઓને, **अनवलोकयन्** આમ તેમ જરા પણ ન જોઈને, **प्रशान्तात्मा** અત્યંત શાંત અંતઃકરણ વાળો, **विगतभीः** વ્યાઘ્રાદિ પશુ તથા હિંસક મનુષ્યોથી ભય રહિત થયેલો, **ब्रह्मचारिव्रते** બ્રહ્મચારીના વ્રતમા, **स्थित** વર્તતો, **मन** મનને, **सयम्य** સારી રીતે વશમા રાખીને, **मच्चित्त** મારામા જ ચિત્તને અર્પણ કરનાર, **मत्पर** હુ જ જેનો સૌથી શ્રેષ્ઠ છુ તેવો, **युक्त** યુક્ત થઈને-યોગના સાધન સંપન્ન બનીને, **आसीत** રહે

**ભાવાર્થ**—ઉપર કહ્યા પ્રમાણેના આસન પર સ્થિરતાથી બેસીને શરીરનો મધ્ય ભાગ મસ્તક અને ડોકને એક સરખી સ્થિતિમા અચલ સીધા ધારણ કરી રાખીને, પોતાની નાસિકાના અગ્રભાગના ઉપર સારી રીતે દૃષ્ટિ સ્થિર કરીને અને દિશાઓમા આમ તેમ જરા પણ ન જોઈને, અત્યંત શાંત અંતઃકરણવાળો તથા હિંસક પશુ ઇત્યાદિથી ભય જેનો નિવૃત્ત થઈ ગયો છે તેવો, અને બ્રહ્મચારીઓના વ્રતમા રહેલો

મનને સારી રીતે કાબુમા રાખીને, મારામા જ ચિત્તને અર્પણ કરીને, અને મને જ પોતાનો પરમ આશ્રય માનીને યોગી એ પ્રમાણેના સાધન સંપન્ન બનીને રહે ૧૩—૧૪

અવતરણિકાઃ—હવે યોગના સાધનથી થતા વિશિષ્ટ ફ્લને કહે છે —

युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ॥
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

**पदच्छेदः**—युञ्जन्, एवम, सदा, आत्मानम्, योगी, नियतमानसः, शान्तिम्, निर्वाणपरमाम्, मत्संस्थाम्, अधिगच्छति.

**व्युत्पत्तिः**—युनक्तीति युञ्जन्.

**समासाः**—नितान्त यत मानस मन यस्य स नियतमानसः। निर्वाण मुक्तिः सैव परमा निष्ठा यस्या शान्तेः सा निर्वाणपरमा ता निर्वाणपरमाम् । मयि तिष्ठतीति मत्संस्था, ताम् मत्संस्थाम्

અન્વય અને અર્થ —**नियतमानस** મનને એકદમ જેણે સંયમમા રાખેલુ છે તે **योगी** યોગી, **एवम्** ઉપર કહ્યા પ્રમાણે, **सदा** નિરંતર, **आत्मानम्** આત્માને, **युञ्जन्** સમાધિમા જોડતો, **मत्संस्थाम्** મારામા રહેલી, **निर्वाणपरमाम्** મોક્ષ, એજ જેની પરમનિષ્ઠા છે તેવી, **शान्तिम्** શાન્તિને, **अधि गच्छति** મેળવે છે

**ભાવાર્થ:**—મનને જેણે સંયમમાં રાખેલું છે એવો યોગી ઉપર કહ્યા પ્રમાણે નિરંતર પોતાના આત્માને સમાધિમાં જોડતો મારામાં રહેલી મુકિત-રૂપી પરમ—શાન્તિને પામે છે ૧૫

અવતરણિકા —યોગાભ્યાસ-પરાયણ હોય તેવાના આહાર-વિહારાદિ નિયમોનો ઉલ્લેખ કરે છે —

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकातमनश्नतः ॥
ना चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥

**पदच्छेदः**—न, अत्यश्नतः, तु, योगः, अस्ति, न च, एकान्तम्, अनश्नतः, न, च, अतिस्वप्नशीलस्य, जाग्रतः, न, एव, च, अर्जुन

**व्युत्पत्तिः**—आत्मसंमितमन्नपरिमाण अतीत्य अश्नातीति अत्यश्नन् तस्य अत्यश्नतः एकः अन्तः यस्य तत् एकान्तं अत्यन्तम् न अश्नातीति अनश्नन् तस्य अनश्नतः. अत्यन्तं निद्रा एव शीलं यस्य सः अतिस्वप्नशीलः तस्य अतिस्वप्नशीलस्य जागर्तीति जाग्रत् तस्य जाग्रतः

અન્વય અને અર્થ -**अत्यश्नत** આત્માના પોષણાર્થે જેટલું જોઇએ તેનાથી અધિક ખાનારને, **तु** નિશ્ચયદર્શક, **योग** યોગ-સમાધિયોગ, **अस्ति** છે, **न** નહિ, **च** અને **एकान्तम्** અત્યંત, **अनश्नत** ન ખાનારને, **न** નહિ, **च** અને, **अर्जुन** હે અર્જુન, **अतिस्वप्नशीलस्य** ઘણી નિદ્રા કરવાની ટેવવાળાને

પણ, न નથી, जाग्रत બીલકુલ નિદ્રા ન કરનારને, न નથી.
एव જ

ભાવાર્થ—શરીરના નિર્વાહને અર્થે જેટલુ જોઇએ તેનાથી અધિક અથવા બીલકુલ ઓછુ ખાનારને યોગ પ્રાપ્ત થતો નથી, અત્યંત ન ખાનારને પણ યોગ પ્રાપ્ત થતો નથી, તેમજ હે અર્જુન! ઘણી નિદ્રા કરવાની ટેવવાળાને તેમજ બીલકુલ નિદ્રા ન કરનારને પણ યોગ પ્રાપ્ત થતો નથી ૧૬

અવતરણિકા—ત્યારે આહાર-વિહાર ઇત્યાદિ વિષે શો નિયમ હોઇ શકે? તેના જવાબમા કહે છે—

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

पदच्छेदः—युक्ताहारविहारस्य, युक्तचेष्टस्य, कर्मसु, युक्तस्वप्नावबोधस्य, योगः, भवति, दुःखहा.

समासाः—युक्त नियतः आहारोविहारश्च गतिर्यस्य स युक्ताहारविहार तस्य युक्ताहारविहारस्य । युक्ता नियतैव चेष्टा यस्य स युक्तचेष्ट तस्य युक्तचेष्टस्य । स्वप्नश्च अवबोधश्च इति स्वप्नावबोधौ, युक्तौ नियतौ स्वप्नावबोधौ यस्य स युक्तस्वप्नावबोध तस्य युक्तस्वप्नावबोधस्य । दु ख हन्तीति दु खहा

અન્વય અને અર્થ—युक्ताहारविहारस्य આહાર-ખાનપાન વિહાર-હરવુફરવુ વિગેરેમા નિયમન, कर्मसु કર્મોમા, युक्तचेष्टस्य પણ નિયમિત ચેષ્ટાવાળાનો, युक्तस्वप्नावबोधस्य નિદ્રા

અને જાગૃતિમા પણ નિયમ-પૂર્વક વર્તનારનો, योगः યોગ दुःखहा દુઃખને મટાડનાર, भवति થાય છે અર્થાત્ સિદ્ધ થાય છે,

**ભાવાર્થઃ**—ખાનપાન તેમજ ગમન ઇત્યાદિમા તથા કર્મ કરવામા નિયમિત ચેષ્ટાવાળાને તથા નિદ્રા અને જાગૃતિમા પણ નિયમપૂર્વક વર્તનારને યોગ દુઃખ હણનાર અર્થાત્ સિદ્ધ થાય છે ૧૭

અવતરણિકા—પ્રાપ્ત-યોગ ક્યારે કહી શકાય?—

यदा विनियत चित्तमात्मन्येवावतिष्ठते ॥
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥

**पदच्छेदः**—यदा, विनियतम्, चित्तम्, आत्मनि, एव, अवतिष्ठते, निःस्पृहः, सर्वकामेभ्यः, युक्तः, इति, उच्यते, तदा

**व्युत्पत्तिः**—विशेषेण नितान्तं यतं इति विनियतम्.

**समासाः**—निर्गता स्पृहा यस्मात् स निःस्पृह । सर्वे च कामा इति सर्वकामा तेभ्य सर्वकामेभ्य

**અન્વય અને અર્થ.**—यदा જ્યારે, विनियतम् અત્યંત સંયમમા રાખેલુ, चित्तम् ચિત્ત आत्मनि આત્મામા, एव જ, अवतिष्ठेत् સ્થિર થઈને રહે અને, सर्वकामेभ्य બધી કામનાઓથી, निःस्पृह સ્પૃહારહીત થાય. तदा ત્યારે, युक्तः પ્રાપ્ત-યોગ, इति એમ, उच्यते કહેવાય છે

ભાવાર્થ—જે યોગીનુ વશીભૂત અંતઃકરણ આત્મામા જ

સ્થિર થઈને રહે, અને જે બધી કામનાઓથી સ્પૃહારહીત થાય છે તે યોગી ' પ્રાપ્ત-યોગ ' કહેવાય છે ૧૮

અવતરણિકા —આત્મામા એકાકાર થએલ ચિત્તની ઉપમા આપીને સરખામણી કરે છે —

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमास्मृता ॥
योगिनो यतचित्तस्य युजतो योगमात्मनः ॥१९॥

**पदच्छेदः**—यथा, दीपः, निवातस्थः, न, इङ्गते, सा, उपमा, स्मृता, योगिनः, यतचित्तस्य, युञ्जतः, योगम्, आत्मनः.

**व्युत्पत्तिः**—निर्गतः वातः यस्मात् स्थानात् तत् निवातं तस्मिन् तिष्ठतीति निवातस्थः युनक्तीति युञ्जन तस्य युञ्जतः. उपमीयते अनया इति उपमा

**समासाः**—यत नियत चित्त यस्यः सः यतचित्तः तस्य यतचित्तस्य

અન્વય અને અર્થ —**यथा** જેવી રીતે, **निवातस्थ** પવન વગરના સ્થાનમા રહેલો, **दीप** દીવો, **इङ्गते** જરાપણ ચાલતો **न** નથી, તેવી રીતે, **यतचित्तस्य** વશ અ ત કરણવાળા, અને **आत्मन.** પોતાના આત્મા સ બધી, **योगम** સમાધિ-યોગનુ, **युञ्जत** અનુષ્ઠાન કરતા, *योगीन* યોગીના ચિત્તનુ *सा* તે, **उपमा** દૃષ્ટાત, **स्मृता** કહેવામા આવેલુ છે

ભાવાર્થ —જેવી રીતે પવન વગરના સ્થાનમા રહેલો દીવો જરાપણ હલતો નથી, તેવી રીતે વશ અ ત કરણવાળા

અને આત્માસંબંધી સમાધિયોગનું અનુષ્ઠાન કરતા યોગીના ચિત્તની પણ તેવીજ ઉપમા આપવામાં આવેલી છે, અર્થાત્ તેનું ચિત્ત નિશ્ચલ હોય છે ૧૯

અવતરણિકાઃ—'સમાધિ—યોગ' બે પ્રકારનો કહેવામાં આવેલ છે, એક તો 'સંપ્રજ્ઞાત' અને બીજો 'અસંપ્રજ્ઞાત'—

સંપ્રજ્ઞાતમાં ધ્યેયની સાથે ધ્યાતાની વૃત્તિનો ભેદ રહે છે, અને અસંપ્રજ્ઞાતમાં કોઇપણ રીતે ધ્યેય અને ધ્યાતાની વૃત્તિ ભિન્ન ન અનુભવી શકાય તે અસંપ્રજ્ઞાત વિભાગ તેમાથી આગલા શ્લોકોમાં પ્રથમ વિભાગનું વર્ણન કરેલું હોવાથી, હવે બીજા વિભાગને કહેવાનો ઇચ્છાથી નીચેના સાડાત્રણ શ્લોકથી વ્યાખ્યા કરે છે—

यत्रोपरमते चित्तं निरुद्ध योगसेवया ॥
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥

**पदच्छेदः**—यत्र, उपरमते, चित्तम्, निरूद्धम्, योग-सेवया, यत्र, च, एवम्, आत्मना, आत्मानम्, पश्यन्, आत्मनि, तुष्यति.

**व्युत्पत्तिः**—समीपे रमते इति उपरमते. नितान्तं रुद्धं इति निरूद्धम्.

**समासाः**—योगस्य सेवा अनुष्ठान इति योगसेवा तया योगसेवया

અન્વય અને અર્થ—योगसेवया સમાધિયોગના અભ્યાસથી–સેવનથી, निरूद्धम् અત્યંત કાબુમાં આવેલું, चित्तम् મન

**यत्र** જયા-જે અવસ્થામા, **उपरमते** શાતિને પામે છે—દરેક જાતની ચચલતા છોડીને, **च** અને, **आत्मना** આત્મા વડે, **आत्मानम्** આત્માને, **पश्यन्** જોતો-વિચારતો, **आत्मनि** આત્મામા **एव** જ, **यत्र** જે દશામા, **तुष्यति** પ્રસન્ન થાય છે

ભાવાર્થ—સમાધિ—યોગના સેવનથી અત્યત કાબુમા આવેલુ મન જે અવસ્થામા દરેક જાતની ચચલતાને છોડીને તદ્દન શાતિને પામે છે, અને આત્મા વડે આત્માને વિચારતો આત્મામા જ જે દશામા તુષ્ટ-પ્રસન્ન થાય છે ૨૦

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ॥
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥

**पदच्छेदः**—सुखम्, आत्यन्तिकम्, यत्, तत् बुद्धिग्राह्यम्, अतीन्द्रियम्, वेत्ति, यत्र, न, च, एव, अयम्, स्थितः, चलति, तत्त्वतः.

**व्युत्पत्तिः**—अत्यन्तमेव भवतीति आत्यन्तिकम्, इन्द्रियाणि अतीत्य इति अतीन्द्रियम्. तत्त्वेन यथा स्यात्तथा इति तत्त्वतः.

**समासाः**—बुद्ध्या ग्रहीतु उचितम् इति बुद्धिग्राह्यम्

અન્વય અને અર્થ:—**बुद्धिग्राह्यम्** બુદ્ધિ વડે ગ્રહણ કરવા લાયક, **अतीन्द्रियम्** ઇન્દ્રિય અને તેના વિષયોથી અતીત, **यत्** તે **आत्यन्तिकम्** અત્યત-પરમ જેનાથી વિશેષ બીજુ હોઇ જ ન શકે તેવું, **सुखम्** સુખને, **यत्र** જે અવસ્થામા, **वेत्ति** જાણે છે, **च** અને, **अयम्** એવી અવસ્થામા આ યોગી, **स्थित** સ્થિર

થયેલો, तत्त्वत તત્વજ્ઞાનથી—આત્મ સ્વરૂપથી, चलति ચલતો, न નથી एव જ

ભાવાર્થ:—કેવળ બુદ્ધિ વડે જ ગ્રહણ કરી શકાય તેવું પણ ઇન્દ્રિયો અને તેના વિષયોની સીમાપ્રાન્તથી બહાર એવા તે સુખને જે અવસ્થામા સ્થિર થયેલો આ યોગી જાણે છે—પ્રાપ્ત કરે છે, તેવા તત્વજ્ઞાન-આત્મસ્વરૂપથી તે કદી ચલાયમાન થતો નથી ૨૧

यं लब्ध्वा चापरं लाभ मन्यते नाधिक ततः ॥
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥

पदच्छेदः—यम्, लब्ध्वा, च, अपरम्, लाभम्, मन्यते, न, अधिकम्, ततः, यस्मिन्, स्थितः, न, दुःखेन, गुरुणा, अपि, विचाल्यते

व्युत्पत्तिः—विशेषेण चाल्यते इति विचाल्यते

અન્વય અને અર્થ—च તેમજ, यम् આત્મસુખરૂપ જે લાભને, लब्ध्वा મેળવીને, तत तेनाथी, अधिकम् વધારે, अपरम् બીજા, लाभम् લાભને, मन्यते માનતો, न નથી, यस्मिन् જે આત્મતત્ત્વમા, स्थित રહેલો તે, गुरुणा ઘણા મોટા, अपि પણ, दुःखेन દુ ખ વડે, विचाल्यते જરા પણ ચલિત કરવામા આવતો, न નથી

ભાવાર્થ.—તેમજ જે આત્મસુખરૂપ લાભને મેળવીને તેનાથી અધિક બીજા કોઇ પણ લાભને માનતો નથી ચિન્તન પણ કરતો નથી, તેમજ જે આત્મતત્ત્વમા સ્થિર થયેલો છે તેમાથી

ઘણા મોટા દુ ખ વડે પણ જરાએ ચલિત કરી શકતો નથી ૨૨

અવતરણિકા —"यत्रोपरमतेचित्तम्" ત્યાથી માડીને ઉપરના શ્લોક સુધી જેટલા વિશેષણો છે તે વડે, આત્માની અ તર્ગત થઇ જનારી તલ્લીન અવસ્થા–વિશેષ વાળો અસ પ્રજ્ઞાત યોગ કહ્યો —

તેને જ યોગ કહેવો અને પરમ કલ્યાણની પ્રાપ્તિ તે દ્વારા હોવાથી તેનુ જ આચરણ કરવુ એમ ઉપદેશ કરે છે —

त विद्याद्दुःखसयोगवियोगं योगसज्ञितम् ॥
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥२३॥

**पदच्छेदः**—तम्, विद्यात्, दुःखसंयोगवियोगम्, योगसंज्ञितम्, सः, निश्चयेन, योक्तव्यः, योगः, अनिर्विण्णचेतसा.

**व्युत्पत्तिः**—समः योगः इति संयोगः विगतः योगः यस्मात् सः वियोगः. योक्तुं उचितः योक्तव्यः.

**समासा**—दुःखै सयोगः इति दु खसयोग, दुःखसयोगेन वियोगः इति दु खसयोगवियोग, तम् दु खसयोगवियोगम्। योग सज्ञा यस्य स योगसज्ञित तम् योगसज्ञितम्। न निर्विण्ण इति अनिर्विण्ण अनिर्विण्ण च तत् चेत इति अनिर्विण्णचेत। तेन अनिर्विण्णचेतसा।

અન્વય અને અર્થ —**दुःखसयोगवियोगम्** દુઃખો વડે જે સ યોગ–દુ ખપ્રાપ્તિના વિયોગરૂપ, **योगसज्ञितम्** યોગની સ જ્ઞા–વાળો, **तम्** તેને,–ઉપર કહ્યો તેવાને, **विद्यात्** જાણવો, **अनिर्विण्णचेतसा** ગ્લાનિ–થાક ન પામેલ ચિત્ત વડે અર્થાત્ અત્યત

ઉત્સાહશીલ મન વડે, निश्चयेन નિશ્ચયપૂર્વક, म તે, योग યોગ, योक्तव्य આચરવો જોઇએ

ભાવાર્થ —દુ ખપ્રાપ્તિને દૂર કરનાર 'યોગ' સંજ્ઞક ઉપર કહેવામા આવ્યો તે પ્રમાણે આ ધ્યાન-યોગના લક્ષણો વિગેરે જાણવા, અત્યત ઉત્સાહશીલ મન વડે તે યોગ નિશ્ચય-પૂર્વક આચરણમા મૂકાવો જોઇએ ૨૩

અવતરણિકા —સમાધિયોગના અગભૂત શમ, દમ ઉપરામ, તિતિક્ષા અને સમાધિ ઇત્યાદિ સાધનો વડે યોગને ધારણ કરી રાખવાનો ઉપદેશ કરે છે —

सकल्पप्रभावान्कामास्त्यक्त्वा सर्वानशेषतः ॥
मनसैवेंद्रियग्रामं विनियम्य समततः ॥२४॥
शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ॥
आत्मसस्थं मनः कृत्वा न किंचिदपि चितयेत्॥२५॥

**पदच्छेदः**—संकल्पप्रभवान्, कामान्, त्यक्त्वा, सर्वान्, अशेषतः, मनसा, एव, इन्द्रियग्रामम्, विनियम्य, समततः, शनैः शनैः, उपरमेत्, बुद्ध्या, धृतिगृहीतया, आत्मसंस्थम्, मनः, कृत्वा, न, किंचित्, अपि, चिन्तयेत्.

**व्युत्पत्तिः**—प्रभवतीति प्रभवः काम्यन्ते इति कामाः तान् कामान्. विशेषेण नितान्तं यम्य इति विनियम्य.

**समासाः**—संकल्प इद मे भूयात् इतिचेतोवृत्तिः ततः प्रभवः उद्भव येषा ते सकल्पप्रभवाः तान् संकल्पप्रभवान् । न शेषं

यथास्यात्तथा अशेषत । इन्द्रियाणां ग्राम इन्द्रियग्राम तम् इन्द्रियग्रा-मम । धृत्या गृहीता इति धृतिगृहीता तयाधृतिगृहीतया । आत्मनि तिष्ठतीति आत्मसंस्थम् तत् आत्मसंस्थम ।

અન્વય અને અર્થ—**संकल्पप्रभवान् आत्मसंस्थम्** સંકલ્પથી ઉત્પન્ન થતા, **सर्वान्** બધા, **कामान्** મનોરથોને, **अशेषत** બીલકુલ-વાસના સુદ્ધા **त्यक्त्वा** છોડીને, **मनसा** મનવડે, **एव** જ **इन्द्रियग्रामम्** ઇન્દ્રિયોના સમૂહને, **समतत** ચોતરફથી, **विनियम्य** ઘણી સરસ રીતે નિયમમા રાખીને **शनै शनै** ધીરે ધીરે, **धृतिगृहीतया** ધીરજ વડે આશ્રય કરાએલી, **बुद्धया** બુદ્ધિ વડે, **उपरमेत्** વિરામ પામી જવો **मन** મનને, **आत्मसंस्थम्** આત્મામા જ સ્થિર, **कृत्वा** કરીને, **किंचित** કઈ, **अपि** પણ **चिन्तयेत्** ચિન્તન કરવુ, **न** નહિ

ભાવાર્થ યોગીએ સંકલ્પથી ઉત્પન્ન થતા બધા મનોરથોને બીલકુલ વાસના સુદ્ધા છોડીને મન વડે જ ઇન્દ્રિયોના સમૂહને ચો-તરફથી ઘણી સરસ રીતે નિયમમા રાખીને ધીમે ધીમે ધીરજવાળી બુદ્ધિ વડે અત્યંત વિરામ પામી જવો અને મનને આત્મામા જ સ્થિર કરીને કઈ પણ કોઈ પણ વસ્તુ વિષે ચિન્તન કરવુ નહિ, અર્થાત્ નિસંકલ્પ અને નિરીહ બનવુ ૨૪—૨૫

અવતરણિકા.—રજોગુણને વશ થઈને અગર મન ચંચલ થઈ જાય તો પ્રત્યાહારથી ફરીને તેને વશ કરવુ તે કહે છે —

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ॥
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

**व्युत्पत्ति**:—सम्यक् योगः इति संयोगः सम्यक् सिद्धिः इति संसिद्धि तस्यां संसिद्धौ नन्दतीति नन्दनः

**समासाः**—बुद्धे सयोग इति बुद्धिसयोग तम् बुद्धि-सयोगम् । पूर्वश्चासौ देहश्च इति पूर्वदेह तस्मिन् भव इति पौर्वदेहम्, पौर्वदेहम् एव इति पौर्वदेहिकम् । कुरूणा नन्दन इति कुरुनन्दन तत्सबुद्धौ कुरुनन्दन

અન્વય અને અર્થ —**तत्र** તે અવસ્થામા જન્મ લીધેલા સ્થાન પર, **पौर्वदेहिकम्** આગલા જન્મના શરીરમા રહેલા, **तम्** તે **बुद्धिसयोगम** બુદ્ધિના સચોગને જોડાણને, **लभते** મેળવે છે **च** અને, **कुरुनदन** હે કુરૂકુળને આનદ આપ-નાર અર્જુન, **तत** ત્યાર પછી, **भूय** ફરીને, **ससिद्धौ** સારી રીતે સિદ્ધિને માટે, **यतते** યત્ન કરે છે

ભાવાર્થ —એવા ઉચા કુલમા જન્મીને આગલા જન્મના શરીરમાની બુદ્ધિ ઇત્યાદિ શકિતઓનો સચોગ તે મેળવે છે, અને હે કુરૂનદન ! અને ત્યાર પછી ફરીને સિદ્ધિને માટે પ્રયાસ કરે છે ૪૩

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ॥
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

**पदच्छेदः**—पूर्वाभ्यासेन, तेन, एव, ह्रियते, हि, अवशः, अपि, सः, जिज्ञासुः, अपि, योगस्य, शब्दब्रह्म, अतिवर्तते.

**व्युत्पत्तिः**—ज्ञातुं इच्छतीति जिज्ञासुः. अतीत्य वर्तते इति अतिवर्तते

**समासाः**—पूर्वस्मिन् जन्मनि अभ्यास इति पूर्वाभ्यास-तेन पूर्वाभ्यासेन । न वशः इति अवश । शब्द एव ब्रह्म इति शब्द-ब्रह्म—वेद तत् शब्दब्रह्म

**અન્વય અને અર્થ**:—तेन તે, एव જ, **पूर्वाभ्यासेन** પૂર્વ જન્મના અભ્યાસ વડે, स તે યોગ—ચ્યુત યોગી, ह्रियते યોગની સિદ્ધિને માટે યત્ન કરવા ખેચાઇ જાય છે, हि કારણ કે, अवश તે પિતા ઇત્યાદિને આધીન હોવા, अपि છતા-પણ, योगस्य યોગનો, जिज्ञासु જાણવાની માત્ર ઇચ્છા કર-નાર, अपि પણ, शब्दब्रह्म વેદમા કહેલા કર્મકાડ ઇત્યાદિના ફ્લોનુ, अतिवर्तते અતિક્રમણ કરે છે-અધિક ફળ મેળવે છે

**ભાવાર્થ**:—તે જ પૂર્વજન્મના અભ્યાસ વડે, તે યોગ-ભ્રષ્ટ થયેલો યોગી, પિતા ઇત્યાદિને આધીન હોવા છતા પણ બળાત્કારે યોગની સિદ્ધિને માટે પ્રયાસ કરવા દોરાઈ જાય છે, યોગને સારી રીતે પ્રાપ્ત કરેલો તો શુ પણ માત્ર તે યોગને જાણવાની ખરી ઇચ્છા કરનાર પણ વેદોક્ત અનુ-ષ્ઠાનોના કહેલા ફ્લોનુ અતિક્રમણ કરે છે તો પછી યોગને-સમાધિ-યોગને સારી રીતે જાણનાર અને નિરતર અભ્યા-સીની તો વાત જ શી કરવી? ૪૪

**અવતરણિકા**—એ પ્રમાણે યોગ-ભ્રષ્ટની ગતિને કહીને, હવે જે યોગી વિષયો વડે વારવાર આડે રસ્તે દોરાઇ જતો હોય, તે પણ યોગનો જ અભ્યાસ કરવાને પ્રવર્તે છે, તે કહે છે —

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ॥
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

**पदच्छेदः**—प्रयत्नात्, यतमानः, तु, योगी, संशुद्ध-किल्बिषः, अनेकजन्मसंसिद्धः, ततः, याति, पराम्, गतिम्

**व्युत्पत्तिः**—प्रकर्षेण यत्नः इति प्रयत्नः तस्मात् प्रयत्नात् यतते इति यतमानः.

**समासाः**—सम्यक् शुद्धानि किल्बिषानि–पापानि यस्य स संशुद्धकिल्बिषः। न एकं इति अनेक, अनेकेषु जन्मसु सम्यक् सिद्धः इति अनेकजन्मसंसिद्धः ।

અન્વય અને અર્થ:—तु પણ, प्रयत्नात् પ્રયત્ન-પૂર્વક, यतमान અભ્યાસ કરતો, योगी યોગી, संशुद्धकिल्बिष સારી રીતે જેના પાપ ધોવાઇ ગયા છે તેવો, अनेकजन्मसंसिद्धः અનેક જન્મને અંતે સિદ્ધિને મેળવેલો, तत त्यार પછી, पराम् સૌથી શ્રેષ્ઠ, गतिम् ગતિને, याति પામે છે

ભાવાર્થ—પણ યત્નપૂર્વક અભ્યાસ કરતો યોગી, તથા જેના પાપો બીલકુલ યોગાભ્યાસથી ધોવાઈ ગયા છે તેવો અને ઘણા જન્મોને અંતે સિદ્ધિ મેળવેલો તે યોગી ત્યાર પછી સૌથી શ્રેષ્ઠ બ્રહ્મ સબંધિની ગતિને પામે છે ૪૫

અવતરણિકા:—એ પ્રમાણે યોગી અનેક જન્મે પણ પરમ ગતિને મેળવી શકે છે, એમ હોવાથી તેનો ઉંચો દરજ્જો કહે છે—

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ॥
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६॥

पदच्छेदः—तपस्विभ्यः, अधिकः, योगी, ज्ञानिभ्यः, अपि, मतः, अधिकः, कर्मिभ्यः, च, अधिकः, योगी, तस्मात्, योगी, भव, अर्जुन.

व्युत्पत्तिः—तपः अस्य अस्तीति तपस्वी, तेभ्यः तपस्विभ्यः, ज्ञानं अस्य अस्तीति ज्ञानी, तेभ्यः ज्ञानिभ्यः कर्म-इष्टापूर्तादि अस्य अस्तीति कर्मी, तेभ्यः कर्मिभ्यः.

અન્વય અને અર્થ.—तपस्विभ्य કૃચ્છ્ર-ચાદ્રાયણાદિ તપ કરવાવાળાઓથી, योगी યોગી, अधिक શ્રેષ્ઠ છે, ज्ञानिभ्य શાસ્ત્ર વિગેરે જ્ઞાન હોય તેવાઓથી, अपि પણ, अधिक શ્રેષ્ઠ मत મનાય છે च અને, कर्मिभ्य યજ્ઞ-યાગાદિ તથા વાવ, કૂવા ખોદવા ઈત્યાદિ પુણ્યકર્મો કરવાવાળાઓથી પણ, अधिक શ્રેષ્ઠ, योगी યોગી છે अर्जुन હે અર્જુન, तस्मात् એટલા માટે, योगी યોગી, भव થા

ભાવાથ:—કૃચ્છ્ર-ચાન્દ્રયણાદિ તપ કરનારાઓથી, જ્ઞાન-સંપન્ન હોય તેવાથી અને યજ્ઞાદિ પુણ્ય-કર્મ કરનારાઓથી પણ યોગી અધિક શ્રેષ્ઠ છે, હે અર્જુન! તેથી તું પણ યોગી થા ૪૬

અવતરણિકા —યમનિયમાદિ પરાયણ યોગીઓમા પણ મારો ભકત શ્રેષ્ઠ છે, એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ॥
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥

पदच्छेदः—योगिनाम्, अपि, सर्वेषाम्, मद्गतेन, अन्तरात्मना, श्रद्धावान्, भजते, यः, माम्, सः, मे, युक्ततमः, मतः.

व्युत्पत्तिः—योगः अस्य अस्तीति योगी, तेषां योगिनाम्. श्रद्धा अस्य अस्तीति श्रद्धावान् अतिशयेन युक्तः इति युक्ततमः

समासाः—मयि गत इति मद्गत तेन मद्गतेन । अन्तरश्चासौ आत्मा च इति अन्तरात्मा तेन अन्तरात्मना

અન્વય અને અર્થ - सर्वेषाम् બધા, योगीनाम् યોગી-ઓમા, अपि પણ श्रद्धावान् શ્રદ્ધાયુક્ત, य જે, माम् મને, मद्गतेन મારામા પરોવાયેલા, अंतरात्मना અ તરાત્મા વડે, भजते ભજે છે, स તે, मे મને, युक्ततम સૌથી શ્રેષ્ઠ, मत મનાય છે

ભાવાર્થ --બધા યોગીઓમા પણ જે યોગી અત્ય ત શ્રદ્ધાવાળો હોય, અને મારામા જ સર્વભાવે અ તરાત્માને પરોવીને મને ભજે છે તે મારા અભિપ્રાય પ્રમાણે સૌથી શ્રેષ્ઠ છે ૪૭

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणीत सान्वयबोधिनी टीकोपेतः आत्मसंयम-योगोनाम षष्ठोऽध्यायः ॥



## मध्यम षट्कम्, उपासनाकाण्डम्.

# सप्तमोऽध्यायः ।

## બીજુ ષટ્ક. ઉપાસના પ્રકરણ.

# અધ્યાય સાતમો.

અવતરણિકા.—योगिनामपि सर्वेषा मद्गतेनान्तरात्मना, श्रद्धावान्भजते यो मा स मे युक्ततमोमत ॥

" અર્થાત્ બધા યોગીઓમા પણ મારામાજ લીન અતરાત્માવડે જે યોગી શ્રદ્ધા યુક્ત થઈ મને ભજે છે તે સોથી શ્રેષ્ઠ છે" એ પ્રમાણે ગયા અધ્યાયમા મારામા લીન થએલ અતરાત્માવાળો જે મને ભજેછે—એ પ્રશ્નનુ બીજ નિશ્ચિત કરીને 'કેવાપ્રકારનુ ભગવાનનુ તત્ત્વ છે, અને કેવી રીતે યોગી તેમા અન્તર્ગત આત્માવાળો થાય " એ પ્રમાણે અર્જુન તરફથી બે પ્રશ્નનો સભવ હોવાથી તેના વડે પૂછાયા સિવાયજ પોતાની મેળે કૃપાથી કહેવાને ઇચ્છતા ભગવાન શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે બોલ્યા:—

श्रीभगवानुवाच ।

मय्यासक्तमनाः पार्थ योग युंजन्मदाश्रयः ॥
असशय समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

पदच्छेदः--श्रीभगवान, उवाच, मयि, आसक्तमनाः, पार्थ, योगम्, युञ्जन् मदाश्रयः, असंशयम्, समग्रम्, माम्, यथा, ज्ञास्यसि, तत् शृणु

व्युत्पत्तिः—युञ्जतीति युञ्जन्.

**समासाः**—आसमन्तात् सक्त कम चित्त मन यस्य स आसक्तमना । अहमेव परमेश्वरः आश्रयो यस्य स मदाश्रय । सशयेन विना यथास्यात्तथा असशयम् ।

**અન્વય અને અર્થ**—**पार्थ** હે પાર્થ, **मयि** મારામા **आसक्तमना** લાગેલા અ ત કરણવાળો, **योगम्** યોગનો **युञ्जन्** અભ્યાસ કરતો, **मदाश्रय** હુ જ જેનો પરમ આશ્રય છુ તેવો તુ, **असशयम्** કોઇ પણ જાતની શ કા વિના, **समग्रम्** નાના પ્રકારની સ પત્તિ, બલ શકિત-માનસિક—પ્રગલ્ભતા તથા ઈશ્વરત્વોચિત સામર્થ્ય એશ્વર્યાદિ સ પન્ન એવા, **माम्** મને, **यथा** જેવી રીતે, **ज्ञास्यसि** જાણીશ, **तत्** તે મારા વડે કહેવાતુ, **शृणु** સાભળ

**ભાવાર્થ**—હે અર્જુન ! મારામા ચોટેલા અ ત કરણવાળો અને કર્મયોગનો અભ્યાસ કરતો તેમજ હુ જ જેનો પરમ આશ્રય છુ તેવો તુ કોઇ પણ પ્રકારના સ દેહ વિના નાના

પ્રકારની સંપત્તિ, શારીરિક બલ, માનસિક પ્રગલ્ભતા, તથા ઈશ્વરત્વોચિત સામર્થ્ય વિશેષ, ઐશ્વર્ય ઇત્યાદિ સંપન્ન તથા સંપૂર્ણ એવા મને કેવી રીતે જાણી શકીશ, તે પ્રકાર તું મારી પાસેથી સાંભળ ૧

અવતરણિકા—ઉપરના શ્લોકમાં ભગવાન્ શ્રીકૃષ્ણે અનન્યાશ્રય અને એકાગ્રચિત્ત યોગી પોતાને કેવી રીતે પૂર્ણતાથી જાણી શકે, તે કહેવાની પ્રતિજ્ઞા કરી છે તે પ્રતિજ્ઞાના વિષયનો વિસ્તાર અને સ્વરૂપ નીચે પ્રમાણે કહે છે—

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ॥
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

**पदच्छेदः**—ज्ञानम्, ते, अहम्, सविज्ञानम्, वक्ष्यामि, अशेषतः, यत्, ज्ञात्वा, न, इह, भूयः, अन्यत्, ज्ञातव्यम्, अवशिष्यते.

**व्युत्पत्तिः**—ज्ञायते अनेन इति ज्ञानम. विशेषेण ज्ञानम् इति विज्ञानम्.

**समासाः**—विज्ञानेन सहितं इति सविज्ञानम् । न शेषं यथा स्यात्तथा अशेषतः । ज्ञातुमुचितं ज्ञातव्यम् ।

અન્વય અને અર્થ—**अहम्** હું, **ते** તને, **सविज्ञानम्** પોતાના અનુભવયુક્ત-વિશેષ જ્ઞાન સહીત **इदम्** આ, **ज्ञानम्** જ્ઞાનને, **अशेषतः** સંપૂર્ણતાથી, **वक्ष्यामि** કહીશ, **यत्** જે જ્ઞાન, **ज्ञात्वा** જાણીને, **भूयः** ફરીને, **इह** આ લોકમાં, **ज्ञातव्यम्** જાણવા લાયક બીજું કંઈ, **अवशिष्यते** બાકી રહે **न** નહિ

ભાવાર્થ —હું તને પોતાના અનુભવયુક્ત વિશેષ જ્ઞાન-સહીત એ જ્ઞાનને સંપૂર્ણપણે કહીશ, કે જે જ્ઞાનને પ્રાપ્ત કરીને ફરીથી આ લોકમાં જાણવા લાયક બીજુંકંઇ બાકી રહેતું નથી ૨

અવતરણિકા —ઉક્ત પ્રાસ્તાવિક આત્મા સંબંધી અત્યંત આવશ્યક જ્ઞાન કેટલું દુષ્પ્રાપ્ય છે તે ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે —

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ॥
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

**पदच्छेदः—**मनुष्याणाम्, सहस्रेषु, कश्चित्, यतति, सिद्धये, यतताम्, अपि, सिद्धानाम्, कश्चित्, माम्, वेत्ति, तत्त्वतः.

**व्युत्पत्तिः—**यतति इति यतत्, तेषां यतताम्

**समासाः—**तत्त्वेन सहितं यथा स्यात्तथा इति तत्त्वत

અન્વય અને અર્થ —**मनुष्याणाम्** મનુષ્યોના, **सहस्रेषु** હજારોમાં, **कश्चित्** કોઇ એકાદ, **सिद्धये** સિદ્ધિને-આત્મજ્ઞાનને માટે, **यतति** પ્રયત્ન કરે છે, **यतताम्** યત્ન કરનારા, **सिद्धानाम्** આત્મ-જ્ઞાન પ્રાપ્ત થયેલામાં, **अपि** પણ, **तत्त्वतः** તત્ત્વપૂર્વક-સંપૂર્ણ-યથાવત્-યથાર્થ રીતે, **कश्चित्** કોઈક, **माम्** મને, **वेत्ति** જાણે છે

ભાવાર્થ:—મનુષ્યોની હજારોની સંખ્યામાંથી કોઇ એકાદ આત્મજ્ઞાનની સિદ્ધિને માટે પ્રયાસ કરે છે એવા પ્રયાસ કરનારા-માંથી આત્મજ્ઞાન પ્રાપ્ત થએલામાં પણ યથાર્થ રીતે મને કોઈ-કજ જાણે છે ૩

અવતરણિકા —આત્માની પૂર્ણતા દર્શાવતા પહેલા " પરા " અને " અપરા " એ બે પ્રકૃતિમાની પોતાની આત્માની અપરા પ્રકૃતિ જે આઠ પ્રકારની છે તેનુ વર્ણન કરે છે —

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ॥
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

**पदच्छेदः—भूमिः, आपः, अनलः, वायुः, खम, मनः, बुद्धिः, एव, च, अहंकारः, इति, इयम्, मे, भिन्ना, प्रकृतिः, अष्टधा.**

અન્વય અને અર્થ —भूमि પૃથ્વી, आप પાણી अनल અગ્નિ, वायु વાયુ खम આકાશ, मन મન, च અને, बुद्धिः બુદ્ધિ अहंकार અવિદ્યા-યુક્ત આત્મા, एव પણ इति એ પ્રમાણે, इयम् આ मे મારી, भिन्ना વિભાગને પ્રાપ્ત થયેલી प्रकृति ઐશ્વરી માયાશક્તિ, अष्टधा આઠ પ્રકારની છે

ભાવાર્થ:—પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અવિદ્યાયુક્ત આત્મા—અહંકાર એ પ્રમાણે આ મારી વિભાગને પ્રાપ્ત થએલી ઐશ્વરી માયા-શકિત આઠ પ્રકારની છે ૪

અવતરણિકા —એ પ્રમાણે ઓછા ગૌરવવાળી અપરાપ્રકૃતિનુ વર્ણન કરી, હવેતેનો ઉપસહાર કરતા " પરા " નામની બીજી પ્રકૃતિનુ વર્ણન કરેછે —

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ॥
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

**पदच्छेदः**—अपरा, इयम्, इतः, तु, अन्याम्, प्रकृतिम्, विद्धि, मे, पराम्, जीवभूताम्, महाबाहो, यया, इदम्, धार्यते, जगत्.

**व्युत्पत्तिः**—नजीवः अजीवः, अजीवः जीवः इव भूता जीवभूता तां जीवभूताम्

**समासाः**—न परा अपरा-निकृष्टा-अनर्थकरी संसार-बंधनात्मिका

**અન્વય અને અર્થ**—इयम् આ જે ઉપર કહેવામાં આવી તે, अपरा નિકૃષ્ટ-હલકી-અર્થાત્ સંસારમાં બંધન કરાવનારી છે, इत આનાથી, तु પણ, मे મારી, अन्याम् બીજી, पराम् પ્રકૃષ્ટ-વિશુદ્ધ-શ્રેષ્ઠ, जीवभूताम् ક્ષેત્રજ્ઞ લક્ષણ-વાળી—પ્રાણધારણ નિમિત્તવાળી, प्रकृतिम् પ્રકૃતિને, विद्धि જાણ, यया કે જેના વડે, महाबाहो હે મહાબાહો, इदम् આ जगत् જગત્, धार्यते ધારણ કરાય છે

**ભાવાર્થ**:—આ ઉપર કહેવામા આવી તે પ્રકૃતિ નિકૃષ્ટ અને સંસારમા બન્ધન કરાવનારી છે, આનાથી પણ મારી બીજી વિશુદ્ધ ક્ષેત્રજ્ઞલક્ષણવાળી, પ્રાણધારણ નિમિત્તવાળી પ્રકૃતિને જાણ, કે જેના વડે, હે મહાબાહો ! આ જગત્ ધારણ કરાય છે ૫

અવતરણિકાઃ—" એ પ્રમાણે બન્ને પ્રકૃતિઓથી જગતનુ ચક્ર ચાલે છે તો પછી આપનુ જગત્ પ્રત્યે કારણત્વ કેમ સાબીત થાય " એ પ્રશ્નના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહેછે —

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ॥
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

**पदच्छेदः**—एतद्योनीनि, भूतानि, सर्वाणि, इति, उपधारय, अहम्, कृत्स्नस्य, जगतः, प्रभवः, प्रलयः, तथा.

**व्युत्पत्तिः**—प्रकर्षेण भवति अस्मादिति प्रभवः प्रलीयतेऽनेनेति प्रलयः

**समासाः**—एते परापरे क्षेत्रक्षेत्रज्ञलक्षणे प्रकृती योनी कारणभूते येषां तानि एतद्योनीनि

અન્વય અને અર્થ —**सर्वाणि** બધાં, **भूतानि** પ્રાણિઓ, **एतद्योनीनि** પરા અને અપરા-ક્ષેત્રલક્ષણા ક્ષેત્રજ્ઞ લક્ષણા—પ્રકૃતિ એજ જેમનું કારણ છે, **इति** એમ, **उपधारय** જાણ, **अहम्** હું, **कृत्स्नस्य** સમસ્ત, **जगत** જગતની, **प्रभवः** ઉત્પત્તિ **तथा** તેમજ, **प्रलय** વિનાશ છું

ભાવાર્થ—સ્થાવરજંગમ પ્રાણીમાત્રને મારી એ પરા અને અપરા પ્રકૃતિના પરિણામરૂપ જાણ તેમાં જે જડપ્રકૃતિ 'અપરા' દેહ-શરીર-રૂપે પરિણામ પામેછે તે, અને ચેતના 'પરા' મારા અંશસ્વરૂપે થઈને કર્તા ભોક્તાના અભિમાનવડે દેહોમાં પ્રવેશ કરીને પોતાના કર્મથી ભૂતોને ધારણ કરેછે, તે બન્ને પ્રકૃતિ મારી અને મારાથી ઉત્પન્ન થએલી છે, તેથી હું જ આ સમસ્ત જગત્‌ની ઉત્પત્તિ તેમજ વિનાશ સ્વરૂપ છું ૬

અવતરણિકાઃ—" ઉપર કહેવા પ્રમાણે હું જ માયાથી આ

બધા જગતની ઉત્પતિ સ્થિતિ અને અંતના કારણરૂપ છુ, તેથી વાસ્તવિકમા આ સૃષ્ટિમા મારાથી પર-શ્રેષ્ઠ કોઈ નથી" એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહેછે —

मत्तः परतर नान्यत्किंचिदस्ति धनजय ॥
मयि सर्वमिद प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

पदच्छेदः—मत्तः, परतरम्, न, अन्यत्, किंचित्, अस्ति, धनञ्जय, मयि, सर्वम्, इदम्, प्रोतम्, सूत्रे, मणिगणाः, इव

व्युत्पत्तिः—अतिशयेन परं इति परतरम्.

समासाः—मणेः गणाः इति मणिगणाः

અન્વય અને અર્થ —धनञ्जय હે અર્જુન, मत्त મારાથી, परतरम् શ્રેષ્ઠ-જગત્‌ની સૃષ્ટિ તથા સંહારનુ સ્વતંત્ર કારણ, किंचित् કંઈ, अपि પણ, विद्यते છે, न નહિ, सूत्रे સૂતરના તાતણામા, मणिगणा મણિઓ-ગોળ મણકાઓ, इव જેવી રીતે રહે છે તેવી રીતે, मयि મારામા, इदम् આ, सर्वम् બધુ જગત્, प्रोतम् પરોવાયેલુ છે

ભાવાર્થ —હે અર્જુન જગત્‌ની સૃષ્ટિ કે સંહારનુ સ્વતંત્ર કારણ મારાથી શ્રેષ્ઠ બીજુ કોઈપણ નથી, જેવી રીતે સુતરના તન્તુમા માળાના મણિઓ રહેલા છે તેવી રીતેજ મારામા આ આખુ જગત્ પરોવાયેલુ છે, અર્થાત્ હુ જ મારા આત્મભાવ-વડે સર્વને ધારણ કરૂ છુ. ૭

અવતરણિકા:—જગતની સ્થિતિના હેતુરૂપ પોતાની વિભૂતિનો પાચ શ્લોકથી વિસ્તાર કરેછે —

रसोऽहमप्सु कौंतेय प्रभास्मि शशिसूर्ययोः ॥
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

**पदच्छेदः—**रसः, अहम्, अप्सु, कौन्तेय, प्रभा, अस्मि, शशिसूर्ययोः, प्रणवः, सर्ववेदेषु, शब्दः, खे, पौरुषं, नृषु.

**व्युत्पत्तिः—**प्रकर्षेण भाति अनया इति प्रभा. पुरुषस्य भावः पौरुषम्

**समासाः—**शशी च सूर्यश्च शशिसूर्या तयो शशिसूर्ययो । सर्वे च अमी वेदाश्च इति सर्ववेदा तेषु सर्ववेदेषु

અન્વય અને અર્થ—**कौन्तेय** હે કુતીપુત્ર અર્જુન! **अप्सु** જલમા, **रस** રસ **अहम्** હુ છુ, **शशिसूर्ययोः** ચન્દ્ર અને સૂર્યમા, **प्रभा** રહેલી કાતિ, **अस्मि** હુ છુ, **सर्ववेदेषु** બધા વેદોમા, **प्रणव** પ્રણુવ-ૐકાર હુ છુ, **खे** આકાશમા, **शब्द** શબ્દ, **नृषु** અને પુરૂષોમા, **पौरुषम्** પુરૂષત્વ પણ હુ છુ.

ભાવાર્થ—હે અર્જુન! જલમા સારભૂત પદાર્થ રસ તે હુ છુ અને ચન્દ્ર તથા સૂર્યમા રહેલી કાતિ તે પણ હુ છુ, વળી બધા વેદોમા તેઓનો મૂલભૂત પ્રણુવ ૐ કાર તે હુ છુ, આકાશમા સારભૂત પદાર્થ શબ્દ તે હુ છુ, અને મનુષ્યોમા પુરૂષાર્થ ઉદ્યમ તે પણ હુ છુ ૮

અવતરણિકા:—'મારામા આ સઘળુ જ જગત્ ઓતપ્રોત છે

એ પ્રમાણેના પોતાના વાકયને વિશેષ પ્રમાણિત કરવા માટે પોતાની વિશેષ વ્યાપ્તિ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ॥
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

**पदच्छेदः**—पुण्यः, गन्धः, पृथिव्याम्, च, तेजः, च, अस्मि, विभावसौ, जीवनम्, सर्वभूतेषु, तपः, च, अस्मि, तपस्विषु

**व्युत्पत्तिः**—जीव्यते अनेन इति जीवनम्. तपः अस्य अस्तीति तपस्वी तेषु तपस्विषु

**समासाः**—सर्वाणि च अमूनि भूतानि च सर्वभूतानि तेषु सर्वभूतेषु

અન્વય અને અર્થ—पृथिव्याम् પૃથ્વીમા, पुण्य અવિકૃત મૂલ સ્વરૂપમા, गन्ध સુગંધ, च અને, विभावसौ અગ્નિમા, तेज તેજ, अस्मि હુ છુ, च અને सर्वभूतेषु પ્રાણિમાત્રમા, जीवनम् પ્રાણધારણ-આયુષ્ય, च અને, तपस्विषु તપ કરનારાઓમા तप તપ, अस्मि હુ છુ

ભાવાર્થ:—પૃથ્વીની અંદર રહેલી મૂલસ્વરૂપમા-અવિકૃત ગન્ધતન્માત્રા તે હુ છુ, અગ્નિમા રહેલુ તેજ તે પણ હુ જ છુ. તેમજ પ્રાણીમાત્રમા જીવન-આયુષ્ય તે હુ છુ, તથા તપ કરનારાઓમા તપ તે પણ હુ છુ ૯

અવતરણિકા—" બધા ભૂતો પોતપોતાના કારણસ્વરૂપમા પરોવાયેલા છે, આપનામા નહિ" એવી શંકાના સમાધાનમાં ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહેછે—

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ॥
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥
बलं बलवतामस्मि कामरागविवर्जितम् ॥
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

**पदच्छेदः**—बीजम्, माम्, सर्वभूतानाम्, विद्धि, पार्थ, सनातनम्, बुद्धिः, बुद्धिमताम्, अस्मि, तेजः, तेजस्विनाम् अहम् बलम्, बलवताम्, अस्मि, कामरागविवर्जितम्, धर्माविरुद्धः, भूतेषु, कामः, अस्मि, भरतर्षभ

**व्युत्पत्तिः**—बुद्धिः अस्य अस्तीति बुद्धिमान्, तेषां बुद्धिमतां तेजः अस्य अस्तीति तेजस्वी, तेषां तेजस्विनाम्. बलं अस्य अस्तीति बलवान्, तेषां बलवताम्. काम्यते अनेन इति कामः. रज्यते अस्मिन् इति रागः. विशेषेण वर्जितम् इति विवर्जितम्.

**समासाः**—सर्वाणि च भूतानि च इति सर्वभूतानि तेषां सर्वभूतानाम् । कामश्च रागश्च कामरागौ ताभ्यां विवर्जितं इति कामराग विवर्जितम् । धर्मेण अविरुद्धः इति धर्माविरुद्धः । न विरुद्धः इति अविरुद्धः । भरतानाम् ऋषभ इति भरतर्षभ तत्संबुद्धौ भरतर्षभ ।

અન્વય અને અર્થ—**पार्थ** હે પાર્થ, **माम्** મને, **सर्वभूतानाम्** બધાં પ્રાણિઓનું, **सनातनम्** નિત્ય, **बीजम्** ઉત્પત્તિ કારણ, **विद्धि** જાણ, **बुद्धिमताम्** બુદ્ધિવાળાઓની, **बुद्धि** બુદ્ધિ

अस्मि હું છું, तेजस्विनाम् તેજધારી પુરુષોનું, तेज તેજ, अहम् હું છું बलवताम् બલવાનોનું, कामरागवर्जितम् તૃષ્ણા અને આસક્તિરહીત, बलम् બલ, अस्मि હું છું, भरतर्षभ હે ભરતવંશમાં શ્રેષ્ઠ, भूतेषु પ્રાણિઓમાં, धर्माविरुद्ध ધર્મથી અવિરૂદ્ધ, कामः સ્રીસંગ અભિલાષા, अस्मि હું છું

ભાવાર્થ —હે પાર્થ ! તું મને પ્રાણિમાત્રનું નિત્ય ઉત્પત્તિ કારણ જાણ બુદ્ધિમાન્ પુરૂષોની બુદ્ધિ, તેજધારીઓનું તેજ, બલવાનોનું તૃષ્ણા, અને આસક્તિ રહિત બલ, તેમજ હે ભરત-શ્રેષ્ઠ ! પ્રાણિઓમાં ધર્મથી વિરૂદ્ધ ન હોય તેવી સ્રીસંગાભિલાષા પણ હુંજ છું ૧૦-૧૧

અવતરણિકાઃ—એ પ્રમાણે પોતાને જગત્‌ની પ્રત્યેક વસ્તુમાં વ્યાપ્ત કહીને એજ વાતનો ઉપસંહાર કરેછે —

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ॥
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

पदच्छेदः—ये, च, एव, सात्त्विकाः, भावाः, राजसाः, तामसाः, च, ये, मत्तः, एव, इति, तान्, विद्धि, न, तु, अहम्, तेषु, ते, मयि.

व्युत्पत्तिः—सत्त्वे भवाः इति सात्त्विकाः. रजसः भवाः इति राजसाः तमसः भवाः इति तामसाः. भवन्ति इति ते भावाः

અન્વય અને અર્થઃ—ये જે, सात्त्विका શમદમાદિ સત્ત્વ-ગુણોદ્ભવ, च અને, राजसा હર્ષ--મદાદિ રજોગુણથી

ઉત્પન્ન થયેલા, च તેમજ, तामसा શોક, મોહાદિ તમો-ગુણથી પેદા થયેલા, ये જે, भावा ભાવો છે, मत्त મારાથી, एव જ ઉત્પન્ન થયા છે, इति એ પ્રમાણે, तान् તેમને, विद्धि જાણ, अहम् હું, तेषु તેમા, न નથી, तु પણ, ते તે ભાવો, मयि મારામા છે

ભાવાર્થ —સત્ત્વગુણથી પેદા થએલા શમદમાદિ ભાવો રજોગુણથી થએલા હર્ષમદાદિ ભાવો તેમજ તમોગુણથી થએલા શોકમોહાદિ ભાવોને મારાથીજ ઉત્પન્ન થએલ જાણ હું તે ભાવોમા જીવાત્માની માફક આધીનતાથી વર્તતો નથી, પણ તે સમસ્ત ભાવો મને આધીન-મારામા છે ૧૨

અવતરણિકા —"ઉપર વર્ણવેલી વિભૂતિઓવાળા પરમેશ્વરને આપને આ લોક કેમ જાણતો નથી" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिद जगत् ॥
मोहित नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥

पदच्छेदः—त्रिभिः गुणमयैः, भावैः, एभिः, सर्वम्, इदम्, जगत्, मोहितम्, न, अभिजानाति, माम्, एभ्यः, परम्, अव्ययम्.

व्युत्पत्तिः—गुणाः प्राचुर्येण विद्यन्ते येषु ते गुणमयाः तै गुणमयैः.

समासाः—न विद्यते व्यय यस्य सः अव्ययः त अव्ययम्

અન્વય અને અર્થ —एभि. એ પ્રમાણેના, त्रिभि ત્રણ

પ્રકારના, गुणमयै કામ-લોભાદિ ગુણ-વિકારો-યુકત, भावै ભાવો વડે इदम् આ, सर्वम् આખુ, जगत् જગત્, मोहितम् મોહિત થયેલુ, एभ्य એ ગુણોથી, परम् તદ્દન જૂદા, अव्ययम् અવિનાશીને, माम् મને, अभिजानाति જાણતુ, न નથી

ભાવાર્થ—એ પ્રમાણે કહેલા ત્રણ પ્રકારના સત્ત્વ, રજ, તમ ઈત્યાદિ ગુણોના ભાવો વડે મુગ્ધ આ આખુ જગત્ એ ગુણોથી તદ્દન વ્યતિરિકત અને અવિનાશી એવા મને કોઇપણ રીતે જાણતુ નથી ૧૩

અવતરણિકા—" ત્યારે એ ત્રિગુણાત્મિકા દૈવી-વિષ્ણુની-આપની માયા કેવી રીતે તરી શકાય " એ પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥
मामेव ये प्रपद्यते मायामेतां तरंति ते ॥ १४ ॥

पदच्छेदः—दैवी, हि, एषा, गुणमयी, मम, माया, दुरत्यया, माम्, एव, ये, मपद्यन्ते, मायाम्, एताम्, तरन्ति, ते.

व्युत्पत्तिः—देवस्य इयं दैवी, देवे भवा इति दैवी वा. गुणाः माचुर्येण विद्यन्ते यस्यां सा गुणमयी.

समासाः—दुःखेन अत्ययः अतिक्रमण यस्या सा दुरत्यया

અન્વય અને અર્થ:—एषा એ ઉપર કહેલી, दैवी દેવ-ઇશ્વર સંબંધી, गुणमयी ત્રણ ગુણોવાળી, मम મારી, माया માયા, हि અવશ્ય, दुरत्यया દુઃખ વડે તરી શકાય તેવી છે, ये જેઓ,

माम् મને एव જ, प्रपद्यन्ते શરણે આવે છે, ते તેઓ, एताम् એ, मायाम् માયાને, तरन्ति તરી જાય છે

ભાવાર્થ —એ મારી દૈવી ત્રિગુણાત્મિકા માયા ઘણા દુઃખ વડે પાર પામી શકાય તેવી છે જેઓ મને જ અનન્ય ભક્તિથી શરણે આવે છે તેઓ એ માયાને તરી જાય છે ૧૪

અવતરણિકા.—" અગર આપના શરણથી માયા સુતાર્ય છે તો પછી બધા મનુષ્યો શા માટે આપને શરણે આવતા નથી ? એવી અર્જુનની શંકાના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહેછે —

न मा दुष्कृतिनो मूढाः प्रपद्यते नराधमाः ॥
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

पदच्छेदः—न, माम्, दुष्कृतिनः, मूढाः, प्रपद्यन्ते, नराधमाः, मायया, अपहृतज्ञानाः, आसुरम्, भावम्, आश्रिताः

व्युत्पत्तिः—असुरस्य अयम् आसुरः, तम् आसुरम्.

समासाः—दुष्कृतानि विद्यन्ते येषा ते दुष्कृतिन , अथवा दुष्टानि कृ यानि येषा ते दुष्कृतिन । नरेषु अधमा नराधमा । अपहृत ज्ञान येषा ते अपहृतज्ञानाः ।

અન્વય અને અર્થ.—दुष्कृतिन પાપકર્મો કરવાવાળા, नराधमा પુરૂષોમા અધમ, मूढा અને મૂઢ લોકો, मायया માયા વડે, अपहृतज्ञाना જેમનુ જ્ઞાન હરાઈ ગયુ છે, आसुरम् રાક્ષસી, भावम् ભાવનો, आश्रिता આશ્રય કરીને રહેલા माम् મને, प्रपद्यन्ते શરણે આવતા, न નથી

ભાવાર્થ —પાપકર્મ કરનારાઓ, પુરૂષોમા અધમ અને મૂઢ, તથા માયાવડે જેમનુ જ્ઞાન લુપ્ત થઇ ગયુ છે, તેવાઓ અને આસુરીભાવને પામેલા પુરૂષો મારે શરણે કદી આવતા નથી ૧૫

અવતરણિકા —" પાપાચરણીઓ આપને શરણે આવતા નથી ત્યારે કેવી જાતના મનુષ્યો શરણે આવેછે" એ અર્જુનના સ્વાભાવિક પ્રશ્નના ઉત્તરમા નીચેના શ્લોકમા સુકૃતિઓ જ મારે શરણે આવે છે અને તેના વિશેષે કરીને ચાર પ્રકાર છે એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

चतुर्विधा भजते मा जनाः सुकृतिनोऽर्जुन ॥
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

**पदच्छेदः**—चतुर्विधाः, भजन्ते, माम्, जनाः सुकृतिनः, अर्जुन, आर्तः, जिज्ञासुः, अर्थार्थी, ज्ञानी, च, भरतर्षभ.

**व्युत्पत्तिः**—ज्ञातुमिच्छतीति जिज्ञासुः अत्र वा परत्र वा भोगसाधनभूतं अर्थं अर्थयतीति अर्थार्थी ज्ञान अस्य अस्तीति ज्ञानी.

**समासाः**—चत्वार विधाः प्रकारा येषा ते चतुर्विधा । सुकृतानि विद्यन्ते येषा ते सुकृतिनः ।

અન્વય અને અર્થ – **अर्जुन** હે અર્જુન, **चतुर्विधा** ચાર પ્રકારના, **सुकृतिन** પુણ્યકર્મવાળા, **जना.** મનુષ્યો, **माम्** મને, **भजन्ते** સેવે છે, **आर्त** રોગ-શત્રુ આદિથી ઘેરાયેલો, **जिज्ञासु** આત્મજ્ઞાનની ઇચ્છાવાળો, **अर्थार्थी** આ લોક અને પરલોકમા

ભોગના સાધનરૂપ અર્થની ચાહના કરવાવાળો, च અને, भरतर्षभ હે ભરતશ્રેષ્ઠ, ज्ञानी આત્માના તત્ત્વને જાણનાર

ભાવાર્થ.—હે અર્જુન ! રોગ શત્રુ ઇત્યાદિથી ઘેરાયેલો, આત્મજ્ઞાનની ઇચ્છાવાળો, ભોગના સાધન રૂપ અર્થની ચાહના-વાળો, તેમજ હે ભરતશ્રેષ્ઠ ! આત્માના તત્વને જાણનાર જ્ઞાની, એ પ્રમાણે ચાર પ્રકારના પુણ્યશીલ મનુષ્યો મને ભજે છે ૧૬

અવતણિકા — ' આપને ઉપર કહેલા ચાર પ્રકારના મનુષ્યો જે ભજે છે તે સૌ સમાન છે કે ઉચીનીચી ભૂમિકાના છે " તે અર્જુનની જીજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથી તેઓના સામાન્ય વિશેષ અધિકાર ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે --

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ॥
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥१७॥

**पदच्छेदः**—तेषाम्, ज्ञानी, नित्ययुक्तः, एकभक्तिः, विशिष्यते, प्रियः, हि, ज्ञानिनः, अत्यर्थम्, अहम्, सः, च, मम, प्रियः.

**समासाः**—नित्य युक्त इति नित्ययुक्त । एकस्मिन् वासुदेवे भगवति भक्ति यस्य स एकभक्तिः । अर्थ अतीत्य यथा स्यात्तथा इति अत्यर्थम् ।

અન્વય અને અર્થ:—तेषाम् તેઓમા, नित्ययुक्त સદા સાવધાન ચિત્તથી પ્રત્યેક વસ્તુમા વ્યાપ્ત-ઈશ્વરમા લાગેલો, एकभक्ति એક જ ઇશ્વરમા ભક્તિવાળો, ज्ञानी તત્ત્વજ્ઞાની,

विशिष्यते વિશેષ શ્રેષ્ઠ છે, हि કારણ કે, ज्ञानिन તત્ત્વ-જ્ઞાનીને, अहम હુ, प्रिय પ્રિય છુ, च અને તેથી, स તે, मम મને, अत्यर्थम् અત્યત, प्रियः પ્રિય છે

ભાવાર્થ.—એ ચારે પ્રકારના મનુષ્યોમા સદા સાવધ ચિત્તથી ઇશ્વરમા જોડાએલો અનન્ય ભક્તિવાળો તત્ત્વજ્ઞાનીજ સૌથી શ્રેષ્ઠ છે, કારણ કે તત્ત્વજ્ઞાનીને હુ પ્રિય છુ, અને તેથી તે પણ મને અત્યત પ્રિય છે એમ પરસ્પર સાત્મ્ય સબધ જ્ઞાની સાથે વિશેષ હોઇને તે બધાથી વિશિષ્ટ છે. ૧૭

અવતરણિકા --" ત્યારે આર્ત જીજ્ઞાસુ ઈત્યાદિ સકામ ભક્તો શુ આપને અપ્રિય છે " એવા અર્જુનના પ્રશ્નના ઉતરમા ભગવાન શ્રીકૃષ્ણ કહેછે:--

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ॥
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम ।१८॥

**पदच्छेदः**—उदाराः, सर्वे, एव, एते, ज्ञानी, तु, आत्मा, एव, मे, मतम्, आस्थितः, सः, हि, युक्तात्मा, माम्, एव, अनुत्तमाम्, गतिम्.

**समासाः**—युक्तः आत्मा यस्य सः युक्तात्मा । न विद्यते उत्तमा गतिः यस्या सा अनुत्तमा, ता अनुत्तमाम् ।

અન્વય અને અર્થ --एते એ ચારે પ્રકારના ભક્તો, सर्वे સર્વે, उदारा મહાન્, एव છે જ, तु પરતુ, ज्ञानी તત્ત્વજ્ઞાની आत्मा આત્મા, एव જ છે, मे એ મારો, मतम् નિશ્ચય છે, हि કારણ કે, युक्तात्मा સાવધાન ચિત્તવાળો, स તે, माम्

મને, एव જ, अनुत्तमाम् સર્વથી શ્રેષ્ઠ, गतिम् ગમન કરવા લાયક પદને (પહોચવાને), आस्थित પ્રવૃત્ત થયો છે

ભાવાર્થ—એ બધા ચારે પ્રકારના ભકતો મહાન છે જ પરન્તુ તત્વજ્ઞાની તો મારો આત્મા છે એમ મારો નિશ્ચય છે કારણ કે સદા જોડાયલા ચિત્તવાળો તે સર્વથી શ્રેષ્ઠ ગતિ-ગમન-કરવા લાયક પદને-મને-પહોચવાને પ્રવૃત્ત થયો છે ૧૮

અવતરણિકા—જ્ઞાનીની ફરીને પણ પ્રશસા કરેછે—

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ॥
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

पदच्छेदः—बहूनाम्, जन्मनाम्, अन्ते, ज्ञानवान्, माम, प्रपद्यते, वासुदेवः, सर्वम्, इति, सः, महात्मा, सुदुर्लभः.

व्युत्पत्तिः—ज्ञानं अस्य अस्तीति ज्ञानवान् वसुदेवस्य अपत्य पुमान् इति वासुदेवः दुःखेन लभ्यते इति दुर्लभः, सुष्ठु दुर्लभः इति सुदुर्लभः.

समासाः—महान् च असौ आत्मा च इति महात्मा ।

અન્વય અને અર્થ:—बहूनाम् ઘણા, जन्मनाम् જન્મો, अन्ते વ્યતીત થયા પછી, ज्ञानवान् જ્ઞાની, माम् મને, प्रपद्यते પામે છે, सर्वम् સ્થાવર-જગમ દૃષ્યમાત્ર બધુ જગત્, वासुदेव મારા મય છે, इति એ પ્રમાણે જાણનાર, महात्मा મહાત્મા, सुदुर्लभ ઘણી મુશ્કેલીથી મળે તેવો અર્થાત હજારોમા, કોઈક જ હોય છે

ભાવાર્થ:—ઘણા જન્મો વ્યતીત થયા પછી તત્વજ્ઞાની મનુષ્ય મને પામે છે આ સ્થાવરજ ગમાત્મક જગત્ સમસ્ત મારામય છે એમ જાણનાર ઘણી મોટી સ ખ્યામા કોઈકજ હોય છે, અર્થાત્ આત્માના વ્યાપક અને સમાનભાવની પ્રાપ્તિ થયા વિના પરમ પદની પ્રાપ્તિ થતી નથી, ૧૯

અવતરણિકા —સકામ ભકતો કામનાથી પણ મને પરમેશ્વરને ભજે છે તેઓ પોતાના કામો પ્રાપ્ત કરીને અ તે મુકત થઇ જાય છે, પણ જેઓ અત્ય ત રાજસિક અને તામસિક પ્રકૃતિના તથા કામનાઓથી ઘેરાયેલા છે, તેઓ ક્ષુદ્ર દેવતાઓને ભજે છે અને સ સારની પ્રવૃત્તિમાથી છુટવા પામતા નથી એ પ્રમાણે સકામ અને અન્ય દેવતાઓના ભકતોની અપેક્ષાએ પોતાના ભકતો સકામ છતા પણ ઉદાર-મહાન્-છે તે હકીકત ચાર શ્લોકોથી સાબીત કરે છે:—

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ॥
त त नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥

**पदच्छेदः**—कामैः, तैः, तैः, हृतज्ञानाः, प्रपद्यन्ते, अन्यदेवताः, तम्, तम् नियमम्, आस्थाय, प्रकृत्या, नियताः, स्वया.

**व्युत्पत्तिः**—नितान्त यमः इति नियमः, तम् नियमम्.

**समासाः**—हृत ज्ञान येपा ते हृतज्ञाना । अन्याश्च अमी देवताश्च अन्यदेवता ता अन्यदेवता ।

**અન્વય અને અર્થ**—તૈ તે, તૈ તે, कामै પુત્ર, પશુ, સ્વર્ગ ઈત્યાદિ વિષયક કામો વડે, हृतज्ञाना વિવેક રહીત થયેલા,

तम् તે, तम् તે, नियमम् નિયમનુ, आस्थाय અવલબન કરીને, स्वया પોતાની, प्रकृत्या પ્રકૃતિ-પૂર્વજન્મોપાર્જિત સસ્કાર વિશેષથી नियता બધાએલા, अन्यदेवता બીજા દેવતાઓને प्रपद्यन्ते શરણે જાય છે-ભજે છે

ભાવાર્થ —પુત્ર પશુ સ્વર્ગ ઇત્યાદિ વિષયક તે તે કામો વડે વિવેકરહિત થયેલા, મનુષ્યો મારાથી ભિન્ન દેવતાઓને તે તે દેવતાના જપ, ઉપવાસાદિ નિયમોનુ અવલબન કરીને પૂર્વના સસ્કાર પ્રમાણે વડાએલી પ્રકૃતિથી બધાયેલા ભજે છે ૨૦

અવતરણિકા —' તે તે અન્યદેવતાઓની ભકિતથી તેમનો પ્રસાદ મેળવી સર્વના ઇશ્વર ભગવાન્ વાસુદેવમા આપમા તેમની ભકિત થશે, અને પરિણામે આપના અનુગ્રહથી શુભફલની પ્રાપ્તિ થશે " એમ કદાચ અર્જુન કહે તો તેના ઉત્તરમા અન્ય દેવતાના ભકતોની ગતિનુ વર્ણન ભગવાન્ શ્રીકૃષ્ણ કરે છે —

यो यो या या तनु भक्तः श्रद्धयार्चितुमिच्छति ॥
तस्य तस्याचला श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥

पदच्छेदः—यः, यः, याम्, याम्, तनुम्, भक्तः, श्रद्धया, अर्चितुम्, इच्छति, तस्य, तस्य, अचलाम्, श्रद्धाम्, ताम्, एव, विदधामि, अहम्

व्युत्पत्तिः—न चलतीति अचला ताम् अचलाम्. विशेषेण दधामि इति विदधामि

અન્વય અને અર્થ:—य જે, य જે, याम् જે, याम् જે, तनुम् દેવતાના સ્વરૂપને, श्रद्धया શ્રદ્ધાથી, अर्चितुम्

પૂજવાને, इच्छति ઈચ્છે છે, तस्य તે, तस्य તે સકામ ભક્તની, ताम તે, एव જ, श्रद्धाम् શ્રદ્ધાને, अहम હું, अचलाम् દૃઢ, विदधामि કરૂં છું

ભાવાર્થ—જે જે મનુષ્ય જે જે દેવતાના સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવાની ઈચ્છા કરે છે, તે તે ભક્તની તેજ દેવની મૂર્તિ વિષયક શ્રદ્ધાને હું અચલ-દૃઢ કરૂં છું ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ॥
लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥२२॥

पदच्छेदः—स, तया, श्रद्धया, युक्तः, तस्याः, राधनम्, ईहते, लभते, च, ततः, कामान्, मया, एव, विहितान्, हि, तान्.

व्युत्पत्तिः—राध्यते अनेन इति राधनम् विशेषेण हिताः इति विहिताः तान् विहितान्

અન્વય અને અર્થ—तया તે મે આપેલી, श्रद्धया શ્રદ્ધાથી, युक्त યુક્ત, स તે, तस्या તે દેવતાનું, राधनम् અર્ચન, ईहते કરે છે, च અને, तत તે દેવતાની મૂર્તિ પાસેથી, मया મારા વડે, एव જ, विहितान् નિર્મિત કરાયેલા तान् તે તે મનોરથોને, हि કર્મના ફલના વિભાગને જાણનાર પરમેશ્વર પાસેથી જ, लभते મેળવે છે

ભાવાર્થઃ—મે દૃઢીભૂત કરેલી શ્રદ્ધા વડે યુકત એવો તે અન્યદેવતા ભકત તે દેવતાની અર્ચના કરે છે, અને તે દેવતાની મૂર્તિ પાસેથી કર્મના ફલના વિભાગને જાણનાર અને કર્મફલના,

ઇશ્વર–પરમાત્માથી અર્થાત્ મારાથી જ નિર્મિત કરાયેલા મનોરથોને પ્રાપ્ત કરે છે ૨૨

અવતરણિકા —"જો કે બધી દેવતાઓ મારીજ- સર્વાત્માની- વિભૂતિઓ છે, તેઓનુ આરાધન પણ વાસ્તવિકમા મારૂ જ આરાધન છે, દરેક ઠેકાણે ફલ આપનાર અને પ્રેરણાકરનાર પણ હુ જ છુ, તો પણ સાક્ષાત્ મારા ભકતોને અને અન્ય દેવતાના ભકતોને વસ્તુના વિવેક અવિવેકને લઇને ફલની વિષમતા કેટલી બધી છે " તે ભગવાન્ શ્રીકૃષ્ણ દર્શાવે છે —

अंतवत्तु फल तेषा तद्भवत्यल्पमेधसाम् ॥
देवान्देवयजो याति मद्भक्ता याति मामपि ॥ २३ ॥

पदच्छेदः—अन्तवत्, तु, फलम्, तेषाम्, तत्, भवति, अल्पमेधसाम्, देवान्, देवयजः, यान्ति, मद्भक्ताः, यान्ति, माम्, अपि

व्युत्पत्तिः—अन्तस्य इव इति अन्तवत्.

समासा —देवान् यजन्तीति ते देवयज । अल्पे द्वैते मति येषा ते अल्पमेधस तेषाम् अल्पमेधसाम् ।

અન્વય અને અર્થ —अल्पमेधसाम् ભેદદૃષ્ટિવાળા, तेषाम् તે અન્ય દેવભકતોને, तत् તે, फलम् ફલ, अन्तवत् વિનાશી, भवति થાય છે, तु જ, देवयज દેવોને પૂજનારા, देवान् દેવોને, यान्ति પામે છે, अपि પણ मद्भक्ता મારા ભકતો, माम મને જ, यान्ति પામે છે

ભાવાર્થ —મંદબુદ્ધિથી ભેદદૃષ્ટિવાળાઓને અન્યદેવતાની ભક્તિથી મળતું તે ફલ બીલકુલ નશ્વર છે, દેવોને પૂજનારા દેવોને પામે છે, પણ મારા ભક્તો તો મને જ પામે છે ૨૩

અવતરણિકા —"સમાન પ્રયાસમાં પણ ફલના મોટા અંતરને લઈને બધા મનુષ્યો બીજા દેવતાઓને છોડીને આપને જ કેમ ભજતા નથી" એ પ્રશ્નનો ઉત્તર ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે —

अव्यक्त व्यक्तिमापन्न मन्यते मामबुद्धयः ॥
परं भावमजानतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

**पदच्छेदः**–अव्यक्तम्, व्यक्तिम्, आपन्नम्, मन्यन्ते, माम्, अबुद्धयः, परम्, भावम्, अजानन्तः, मम, अव्ययम्, अनुत्तमम्

**व्युत्पत्तिः**—न जानन्तीति ते अजानन्तः.

**समासाः**—न व्यक्त इति अव्यक्तम् । न विद्यते बुद्धिः येषा ते अबुद्धय । न विद्यते व्यय यस्य सः अव्यय, तम् अव्ययम् । न विद्यते उत्तम यस्मात् स अनुत्तम त अनुत्तमम् ।

અન્વય અને અર્થ —**अव्ययम्** વ્યયરહીત, **अनुत्तमम्** સંપૂર્ણ-સૌથી શ્રેષ્ઠ, **मम** મારા, **परम्** પરમ, **भावम्** સ્વરૂપને **अजानन्त** નહિ જાણતા, **अबुद्धय** વિવેકરહીત મનુષ્યો, **अव्यक्तम्** અપ્રકટને, **माम्** મને **व्यक्तिम्** પ્રકાશને, **आपन्नम्** પામેલો, **मन्यन्ते** માને છે

ભાવાર્થ —અક્ષય અને સંપૂર્ણ એવા મારા પરમાત્મ-સ્વરૂપને નહી જાણતા વિવેક રહિત મનુષ્યો અપ્રકટને મને પ્રગટ થએલો માને છે ૨૪

અવતરણિકા —" તે મંદ બુદ્ધિવાળા મનુષ્યોનુ અજ્ઞાન શા કારણથી છે " તે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને જણાવે છે —

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ॥
मूढोऽय नाभिजानाति लोकोमामजमव्ययम् ॥२५॥

**पदच्छेदः**—न, अहम्, प्रकाशः, सर्वस्य, योगमाया-समावृतः, मूढः, अयम्, न, अभिजानाति, लोकः माम्, अजम् , अव्ययम्.

**व्युत्पत्तिः**—प्रकर्षेण काशते इति प्रकाशः सम्यक् आवृतः इति समावृतः न जायते इति अजः, तम् अजम्.

**समासाः**—योगो गुणाना युक्ति घटन सैव माया इति योगमाया, तया समावृत इति योगमायासमावृत ।

અન્વય અને અર્થ:—**योगमायासमावृत** ગુણોની ઘટના-રૂપી યોગ-માયાથી ઢકાયેલો, **अहम्** હું, **सर्वस्य** સમસ્ત લોકને, **प्रकाश** ઇશ્વરસ્વરૂપથી પ્રકટ, **न** નથી તેથી, **मूढ** મુગ્ધ, **अयम्** આ, **लोक** લોક, **अजम्** કદિ જન્મ ન થાય તેવાને, **अव्ययम** કદિ નાશ-ક્ષય ન થાય તેવાને, **माम्** મને, **अभिजानाति** જાણતો, **न** નથી

ભાવાર્થ:—ગુણોની યુકિત-ઘટના રૂપી યોગમાયાથી આચ્છાદિત એવો હું આ સમસ્ત લોકને ઇશ્વર સ્વરૂપે પ્રકટ નથી, અને

તેથી જ મોહિત થએલો આ સંસાર અજન્મા અને અવિનાશીને મને જરા પણ જાણતો નથી ૨૫

અવતરણિકાઃ—"જે યોગમાયા વડે ઢંકાયેલો લોક મને જાણતો નથી, તે યોગમાયા મારીજ હોવાથી માયાના અધિપતિ અને સર્વેશ્વરને મને કોઇપણ રીતે જ્ઞાનરહિત કરી શક્તી નથી, જેવી રાતે બીજા કોઈપણ માયાજાલથી રમનારને માયા જ્ઞાન છે, તેવીજ રીતે મારા જ્ઞાનને કોઈ પણ રીતે બાધ કરી શકતી નથી તેથી હું તો સંપૂર્ણ ત્રિકાલાબાધિત જ્ઞાનથી યુકત છું એમા કાંઇ પણ સંશય નથી" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ॥
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन॥२६॥

**पदच्छेदः**—वेद, अहम्, समतीतानि, वर्तमानानि, च, अर्जुन, भविष्याणि, च, भूतानि, माम्, तु, वेद, न, कश्चन.

**व्युत्पत्तिः**—सम्यक् अतीतानि इति समतीतानि, वर्तन्ते इति तानि वर्तमानानि भविष्यन्ति इति तानि भविष्याणि.

**અન્વય અને અર્થ**:—**अर्जुन** હે અર્જુન, **समतीतानि** ભૂતકાલમા, થઈ ગયેલા, **च** અને, **वर्तमानानि** ચાલુ સમયમા રહેલા, **च** અને, **भविष्याणि** ભવિષ્યમા થવાના, **भूतानि** એ પ્રમાણે ત્રણે કાલના સ્થાવર જંગમ બધા ભૂતોને, **अहम्** હું, **वेद** જાણું છુ, **कश्चन** કોઇ, **तु** પણ, **माम्** મને, **वेद** જાણતો, **न** નથી

**ભાવાર્થ**:—હે અર્જુન ! ભૂતકાલમા થઈ ગએલા, હાલના

સમયમા રહેલા, તેમજ ભવિષ્યમા થનાર પ્રાણિમાત્રને હુ જાણુ છુ, મને કોઈ પણ જાણતો નથી ૨૬

અવતરણિકા —" ત્યારે ઉત્પન્ન થતા પ્રાણીઓ આપના તત્ત્વને કયા પ્રતિબંધને લઈને જાણતા નથી " એવી અર્જુનની શકાના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે —

इच्छाद्वेषसमुत्थेन द्वद्वमोहेन भारत ॥
सर्वभूतानि समोह सर्गे यांति परतप ॥ २७ ॥

**पदच्छेदः**—इच्छाद्वेषसमुत्थेन, द्वन्द्वमोहेन, भारत, सर्वभूतानि, संमोहम्, सर्गे, यान्ति, परंतप

**व्युत्पत्तिः**--सृज्यन्ते भूतानि अस्मिन्निति सर्गः. सम्यक् मोहः इति संमोहः तम् संमोहम्.

**समासाः**--इच्छा च द्वेषश्च इच्छाद्वेषौ । इच्छाद्वेषाभ्या समुत्तिष्ठतीति इच्छाद्वेषसमुत्थ, तेन इच्छाद्वेषसमुत्थेन । द्वौ द्वौ सह अभिव्यक्तौ इति द्वन्द्व, द्वन्द्वे मोहिता इति द्वन्द्वमोहिताः । सर्वाणि च भूतानि इति सर्वभूतानि । पर तापयतीति परतप, तत्सबुद्धौ परतप ।

અન્વય અને અર્થ —भारत હે ભારત, इच्छाद्वेषसमुत्थेन ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા, द्वन्द्वमोहेन ( શીત, ઉષ્ણ, સુખ, દુઃખ ઇત્યાદિ ) દ્વન્દ્વથી થયેલ અવિવેક વડે, परतप હે પરતપ, सर्वभूतानि બધા પ્રાણિઓ, सर्गे સ્થૂલ દેહની ઉત્પત્તિ વખતે, समोहम् વિવેકની અયોગ્યતાને, यान्ति પામે છે.

ભાવાર્થ —હે ભારત ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા સુખ દુ ખાદિ દ્વન્દ્વથી થએલ અવિવેક વડે, હે પરંતપ ! બધા પ્રાણિઓ સ્થૂલ દેહની ઉત્પત્તિ વખતે વિવેકની અપાત્રતાને અર્થાત્ વિવેકાધતાને પામે છે, અને તેથી મને જાણી શકતા નથી ૨૭.

અવતરણિકાઃ—" ત્યારે સુખદુ ખાદિ દ્વન્દ્વના મોહથી વિમુક્ત થઇને આપને શાસ્ત્ર રીતિ પ્રમાણે આત્મભાવથી કોણ ભજેછે " એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

येषां त्वंतगतं पापं जनाना पुण्यकर्मणाम् ॥
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मा दृढव्रताः ॥ २८ ॥

पदच्छेदः—येषाम्, तु, अन्तगतम्, पापम्, जनानाम्, पुण्यकर्मणाम्, ते, द्वन्द्वमोहनिर्मुक्ताः, भजन्ते, माम्, दृढव्रताः.

समासाः--अन्त गत इति अन्तगतम् । पुण्यानि कर्माणि येषा ते पुण्यकर्माण तेषाम् पुण्यकर्मणाम् । द्वन्द्वै मोह इति द्वन्द्व-मोह , तेन नितान्त मुक्ता इति द्वन्द्वमोहनिर्मुक्ता । दृढानि व्रतानि येषा ते इति दृढव्रता ।

અન્વય અને અર્થ —येषाम् જે, पुण्यकर्मणाम् શુભ કર્મવાળા जनानाम् મનુષ્યોના, पापम् પાપનો, अन्तगतम् નાશ થયેલો છે, ते તેઓ, द्वन्द्वमोहनिर्मुक्ता સુખ–દુ ખાદિ દ્વન્દ્વથી ઉત્પન્ન થતા અવિવેકથી મુક્ત, दृढव्रता અને મજ-બૂત સંકલ્પવાળાઓ, माम् મને, भजन्ते ભજે છે

ભાવાર્થ —જે પુણ્યશીલ મનુષ્યોના પાપો નષ્ટથઇ ગયાં છે,

તેવાઓ દ્વન્દ્વથી ઉત્પન્ન થતા અવિવેકથી રહિત થએલા, અને દૃઢ સંકલ્પવાળાઓ મને ભજે છે ૨૮

અવતરણિકા—" તે પુણ્યશીલ મનુષ્યો આપને કયા હેતુથી સેવે છે " એવી અર્જુનની જીજ્ઞાસા તૃપ્ત કરવા ભગવાન્ શ્રીકૃષ્ણ ભક્તોનો હેતુ નીચે જણાવે છે—

**जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ॥**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम्॥२९॥**

**पदच्छेदः**—जरामरणमोक्षाय, माम्, आश्रित्य, यतन्ति ये, ते, ब्रह्म, तत्, विदुः, कृत्स्नम्, अध्यात्मम्, कर्म, च अखिलम्.

**व्युत्पत्तिः**—आत्मनः संबद्धम् इति अध्यात्मम्.

**समासाः**—जरा च मरण च जरामरणे, ताभ्या मोक्ष इति जरामरणमोक्ष तस्मै जरामरणमोक्षाय । न खिल विद्यते यस्मिन्निति अखिलम् ।

અન્વય અને અર્થ—जरामरणमोक्षाय વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ બન્નેમાથી મુક્ત થવા માટે, माम् મારો, आश्रित्य આશ્રય કરીને, ये જેઓ यतन्ति પ્રયત્ન કરે છે, ते તેઓ, तत् તે, ब्रह्म સૌથી પર-શ્રેષ્ઠ, कृत्स्नम् અને બધુ, अध्यात्मम् આત્મા સબધી, च અને, अखिलम् તેના સાધનરૂપ સમસ્ત, कर्म કર્મને, विदु જાણે છે

ભાવાર્થ—વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ બન્નેમાથી મુક્ત થવા માટે મારો આશ્રય કરીને જેઓ પ્રયત્ન કરે છે, તેઓ તે

સૌથી-શ્રેષ્ઠ બ્રહ્મને, આત્મા સબધી સંપૂર્ણ જ્ઞાનને અને આત્મપ્રાપ્તિના સાધન રૂપ સમસ્ત કર્મને જાણે છે ૨૯

અવતરણિકા —"મરણુ જેવી આપત્તિના સમયે તેઓને આપનુ વિસ્મરણુ થવાનો સભવ છે, તો પછી તેઓ કેવી રીતે સસારથી મુકત થાય?" એ સવાલનો ઉત્તર નીચેના શ્લોકમા આપે છે —

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ॥
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

**पदच्छेदः**—साधिभूताधिदैवम्, माम्, साधियज्ञम्, च, ये, विदुः, प्रयाणकाले, अपि, च, माम्, ते, विदुः, युक्तचेतसः

**व्युत्पत्तिः**—भूतानि अधिकृत्य भवति इति अधिभूतम्. दैवं अधिकृत्य भवति इति अधिदैवम्. यज्ञं अधिकृत्य भवति इति अधियज्ञम् प्रकर्षेण यानं इति प्रयाणम्.

**समासाः**—अधिभूत च अधिदैव च इति अधिभूताधिदैवम्, अधिभूताधिदैवेन सह वर्त्तते इति साधिभूताधिदैवः तम् साधिभूताधिदैवम् । अधियज्ञेन सह वर्त्तते इति साधियज्ञम् । प्रयाणस्य काल इति प्रयाणकाल, तस्मिन् प्रयाणकाले । युक्तानि चेतासि येषा ते युक्तचेतसः ।

**અન્વય અને અર્થ**—साधिभूताधिदैवम् અધિભૂત અને અધિદૈવ સહિત, च અને, અધિયજ્ઞ સહિત, माम् મને, ये

જેઓ, **विदुः** જાણે છે, **ते** તેઓ, **प्रयाणकाले** મરણ વખતે, **अपि** પણ, **च** તેમજ, **युक्तचेतस** સાવધાન-એકાગ્ર ચિત્તવાળાઓ, **माम्** મને, **विदुः** જાણે છે

**ભાવાર્થ**:—અધિભૂત, અધિદૈવ, અને અધિયજ્ઞ સહિત જેઓ મને જાણે છે, તેઓ મરણ વખતે પણ તેમજ સાવધાન ચિત્તવાળા થઇને મને જાણે છે, અને તેથી તેમને મોક્ષપ્રાપ્તિ થવામા કોઇપણ જાતનો સન્દેહ રહેતો નથી અર્થાત્ સાધિભૂતાદિ પદાર્થ-પરબ્રહ્મ-તેમને મૂલથી જ સ્પષ્ટ જણાતો હોય છે ૩૦

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणीत सान्वयबोधिनी टीकोपेतो ज्ञानविज्ञान-योगोनाम सप्तमोऽध्यायः ॥**





# अष्टमोऽध्यायः ।

## અધ્યાય આઠમો.

અવતરણિકા—સાતમા અધ્યાયના અન્તમા " મારો આશ્રય કરીને રહેલા મારા ભકતો, સંપૂર્ણ અધ્યાત્મ શાસ્ત્ર, બ્રહ્મ, સમસ્ત કર્મ, તથા અધિયજ્ઞાદિ સાત પદાર્થોને જાણે છે " ઇત્યાદિ કહેલુ તે સાતે પદાર્થોનુ તત્ત્વજાણવાની ઇચ્છાથી અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણ ચંદ્રને નીચે પ્રમાણે પૂછે છે—

**अर्जुन उवाच ।**

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ॥
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ॥
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

पदच्छेदः—अर्जुनः, उवाच. किम्, तत्, ब्रह्म किम्, अध्यात्मम्, किम्, कर्म, पुरुषोत्तम, अधिभूतं, च, किम्,

प्रोक्तम्, अधिदैवम्, किम्, उच्यते, अधियज्ञः, कथम्, कः, अत्र, देहे, अस्मिन्, मधुसूदन, प्रयाणकाले, च, कथ, ज्ञेयः, असि, नियतात्मभिः.

व्युत्पत्तिः—प्रकर्षेण उक्तम् इति प्रोक्तम्. ज्ञातुं उचितः इति ज्ञेयः

**समासाः**--नितान्त यतः आत्मा येषा ते नियतात्मान, तै नियतात्मभिः ।

અન્વય અને અર્થ —**अर्जुन** અર્જુન, **उवाच** બોલ્યો, **पुरुषोत्तम** હે પુરૂષશ્રેષ્ઠ, **तत्** તે, **ब्रह्म** બ્રહ્મ, **किम्** શુ, **अध्यात्मम्** અધ્યાત્મ, **किम्** શુ, **कर्म** કર્મ, **किम्** શુ, **च** અને, **अधिभूतम्** અધિભૂત, **किम्** શુ, **प्रोक्तम्** કહેવાય છે, અને **अधिदैवम्** અધિદૈવ, **किम्** શુ, **उच्यते** કહેવાય છે, **मधुसूदन** હે મધુસૂદન, **अस्मिन्** આ, **देहे** શરીરમા, **अधियज्ञ** અધિયજ્ઞ, **क** કોણ છે **अत्र** અને આ શરીરમા, **कथम्** કેવી રીતે ચિતિત થાય, **च** અને, **प्रयाणकाले** પ્રાણોત્ક્રમણ સમયે, **निपतात्मभि** નિગ્રહીત-ચિત્તવાળાઓ વડે, **कथम्** કેવી રીતે, **ज्ञेय** આપ જાણવા યોગ્ય. **असि** છો

ભાવાર્થ —અર્જુન બોલ્યા "હે પુરૂષ શ્રેષ્ઠ,! આગળ આપ જે કહી ગયા તે બ્રહ્મ શુ, અધ્યાત્મ એટલે શુ, કર્મ એટલે શુ, અધિભૂત કોને કહેવાય અધિદૈવ તેમજ હે મધુસૂદન, અધિયજ્ઞ વિગેરે સજ્ઞાઓ આ શરીરમા કોને આપી શકાય, અને તે અધિયજ્ઞનુ કેમ ચિન્તન થઇ શકે, તેમજ મૃત્યુ વખતે નિગ્રહીત ચિત્તવાળાઓ વડે આપ કેવી રીતે જાણવા

યોગ્ય છો? ઇત્યાદિ મારા પ્રશ્નોનો કૃપા કરી યોગ્ય ઉત્તર આપો!" ૧-૨

અવતરણિકાઃ—એ પ્રમાણે અર્જુને પૂછેલા સાત પ્રશ્નોનો ઉત્તર ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના ત્રણ શ્લોકમા આપે છે—

**श्रीभगवानुवाच ।**

**अक्षर ब्रह्म परम स्वभावोऽध्यात्ममुच्यते ॥**
**भूतभावोद्भवकरो विसर्गः कर्मसञ्ज्ञितः ॥ ३ ॥**

**पदच्छेदः**—श्रीभगवान् उवाच, अक्षरम्, ब्रह्म, परमम्, स्वभावः, अध्यात्मम्, उच्यते, भूतभावोद्भवकरः, विसर्गः, कर्मसंज्ञितः.

**व्युत्पत्तिः**—न क्षरतीति अक्षरम्, उत्कृष्टत्वेन भवनं इति उद्भवः. आत्मानि अधिकृत्य भवतीति अध्यात्मम्.

**समासाः**—स्वस्य ब्रह्मणः एव अशतो—जीवरूपेण भावः इति स्वभाव । भूताना भाव भूतभाव, तस्य उद्भव इति भूतभावोद्भव, त करोतीति भूतभावोद्भवकर भूतवस्तूत्पत्तिकर । कर्म सञ्ज्ञा यस्य सः इति कर्मसञ्ज्ञित ।

અન્વય અને અર્થ:—**श्रीभगवान्** શ્રીકૃષ્ણચન્દ્ર, **उवाच** બોલ્યા, **अक्षरम्** જેનો કદિ વિનાશ ન થાય તેવુ તે, **परमम्** શ્રેષ્ઠ, **ब्रह्म** બ્રહ્મ છે, **स्वभाव** આત્મા અને શરીરરૂપે વ્યાપ્ત થઈને, પ્રત્યેક પદાર્થમા ફેલાએલ, અને તે બ્રહ્મસ્વરૂપ કરનાર વસ્તુ તે અધ્યાત્મ છે **भूतभावोद्भवकर** પ્રાણિઓની ઉત્પત્તિ અને વિશેષ

વૃદ્ધિ કરનાર, विसर्गः દેવતાના ઉદ્દેશથી દ્રવ્યત્યાગ રૂપી યજ્ઞ. कर्मसञ्ज्ञितं તે કર્મ શબ્દવાચ્ય છે-કહેવાય છે

ભાવાર્થ—ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર બોલ્યા-જે સદા અવિનાશી છે, તે " પરમ બ્રહ્મ " કહેવાય છે, આત્મા, શ્રવણાદિ ઇન્દ્રિયોના સમૂહમા 'અહમ્ ' ભાવથી ભાવિત હોય છે, તેવા ભાસને અદૃશ્ય કરીને પોતાના મૂલ સ્વરૂપનુ ભાન કરાવવુ અર્થાત સ્વભાવને પ્રાપ્ત કરાવવો તે " અધ્યાત્મ " કહેવાય છે પ્રાણિઓની ઉત્પત્તિ અને વિશેષ વૃદ્ધિ કરનાર દેવતોદ્દેશથી દ્રવ્યબલિ ઇત્યાદિ ત્યાગ રૂપી યજ્ઞ તે ' કર્મ ' એમ કહેવાય છે ૩

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ॥
अधियज्ञोऽहमेवात्र देहे देहभृता वर ॥ ४ ॥

पदच्छेदः—अधिभूतम्, क्षरः, भावः, पुरुषः, च, अधिदैवतम्, अधियज्ञः, अहम्, एव, अत्र, देहे, देहभृताम्, वर.

व्युत्पत्तिः--भूतानि अधिकृत्य भवतीति अधिभूतम्. पूर्णमनेन सर्वं इति वा पुरि शेते इति पुरुषः आदित्यान्तर्गतो हिरण्यगर्भः, सर्व प्राणि करणानुग्राहकः, दैवतानि आदित्यादीनि अधिकृत्य चक्षुरादिकरणानि अनुगृह्णाति इति अधिदैवतम् यज्ञं अधिकृत्य भवतीति अधियज्ञः. देहान् बिभ्रति इति ते देहभृतः, तेषां देहभृताम्. व्रियते इति वरः, तत्संबुद्धौ वर.

અન્વય અને અર્થ – देहभृताम् પ્રાણિઓમા, वर શ્રેષ્ઠ અર્જુન, क्षर નશ્વર, भाव ભાવ, દેહાદિ પદાર્થ, अधिभूतम् અધિભૂત કહેવાય છે, च અને, पुरुष ભગવાન્ સૂર્યનારાયણની અ દર રહેલ હિરણ્યગર્ભ-બ્રહ્મા, બધા પ્રાણિઓની ઇંદ્રિ-

યોના પોષક હોઇને, अधिदैवतम् અધિદૈવત કહેવાય છે, अत्र આ, देहे શરીરમા, अधियज्ञः અધિયજ્ઞ-યજ્ઞાભિમાની વિષ્ણુ-દેવતા-યજ્ઞાદિ કર્મ પ્રવર્તક અને ફલદાતા, अहम् હુ, एव જ છુ

ભાવાર્થ —ભૂતોમા શ્રેષ્ઠ હે અર્જુન ! વિનાશી ભાવ દેહાદિ પદાર્થ તે અધિભૂત છે, અને સૂર્યનારાયણમા રહેલ હિરણ્યગર્ભ બ્રહ્મા તે અધિદેવત કહેવાય છે આ શરીરમા યજ્ઞાભિમાની વિષ્ણુદેવતા યજ્ઞાદિ કર્મ પ્રવર્તક અને ફલદાતા અધિયજ્ઞ તે હુ જ છુ ૪

અવતરણિકા —એ પ્રમાણે અર્જુનના છ પ્રશ્નનો ઉત્તર આપી ને હવે સાતમા પ્રશ્નનો ઉત્તર આપે છે —

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ॥
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशय ॥५॥

**पदच्छेदः—**अन्तकाले, च, माम्, एवम्, स्मरन्, मुक्त्वा, कलेवरम्, यः, प्रयाति, सः, मद्भावम्, याति, नास्ति, अत्र, संशयः.

**व्युत्पत्तिः—**स्मरतीति स्मरन्. प्रकर्षेण याति इति प्रयाति. मम भावः इति मद्भावः त मद्भावम्

અન્વય અને અર્થ —अन्तकाले મરણ સમયે माम् મને, एवम् એ પ્રમાણે ઉક્ત લક્ષણોવાળા પરમેશ્વરને, च સદા-નિરતર, स्मरन् યાદ કરતો, कलेवरम् શરીરને, मुक्त्वा છોડીને, य જે, प्रयाति અર્ચિરાદિ યોગીગમ્ય માર્ગથી જાય છે,

**स** તે, **मद्भावम्** મારા ભાવને, **याति** પામે છે, **अत्र** એ વિષ-યમા, **संशयः** સ શય **अस्ति** છે, **न** નહિ

ભાવાર્થઃ—મરણ સમયે ઉપરોકત લક્ષણુવાળા અન્તર્યામી વિષ્ણુને–પરમેશ્વરને–મને નિરતર યાદ કરનાર તે યોગી મારૂ સ્મરણ કરતો શરીર છોડી અર્ચિરાદિ માર્ગથી જાય છે, તે તે અવશ્ય મારા ભાવને–મારા સ્વરૂપને–પામે છે, એમા કઇ પણ સ શય નથી ૫

અવતરણિકાઃ—મૃત્યુ સમયે માત્ર ઇશ્વરનુ જ સ્મરણ કરવાથી તેના સારૂપ્યને પામે છે એમ નથી, પણ જે જે વિષયનુ મૃત્યુ સમયે પ્રાણી ચિન્તન કરે છે, તે તે ભાવને પામે છે, તે વાત ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે —

य य वापि स्मरन्भाव त्यजत्यंते कलेवरम् ॥
त तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

**पदच्छेदः**—यम्, यम्, वा, अपि, स्मरन्, भावम्, त्यजति, अन्ते, कलेवरम्, तम्, तम्, एव, एति, कौन्तेय, सदा, तद्भावभावितः.

**समासाः**—तस्य भाव इति तद्भाव तेन भावित, इति तद्भावभावित ।

અન્વય અને અર્થ—**कौन्तेय** હે કુતીપુત્ર અર્જુન, **वा** અથવા, **यम्** જે, **यम्** જે, **भावम्** ભાવને, **अपि** પણ, **स्मरन्** સ્મરણ કરતો, **अन्ते** છેલ્લી ઘડીએ, **कलेवरम्** શરીરને, **त्यजति** છોડી જાય છે, **सदा** નિરતર, **तद्भावभावित** તે ભાવથી જાગૃત કરાયલો, **तम्** તે, **तम्** તે ભાવને, **एव** જ, **एति** પામે છે.

ભાવાર્થ —હે કૌન્તેય ! અથવા મૃત્યુ સમયે જે કોઇ પણ ભાવનુ સ્મરણ કરતો મનુષ્ય શરીરનો ત્યાગ કરે છે, તે જ ભાવને તે પામે છે કારણ કે તે નિરતર તેવી ભાવનાથી જ ભાવિત હોય છે અર્થાત્ જે ભાવના જીવનસગ્રામમા મુખ્ય રહી હોય છે તે જ સસ્કાર પ્રાબલ્યથી મરતી વખતે પણ પ્રાધાન્યત ઉપસ્થિત થાય છે, અને તેમા જોડાએલા ચિત્તવાળો અવશ્ય તે ભાવને મેળવે છે ૬

અવતરણિકા —પૂર્વસ્મરણાભ્યાસ જનિત અન્ત્ય ભાવના, બીજા દેહની પ્રાપ્તિમા કારણ હોવાથી કર્તવ્યતાનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે —

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ॥
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयः ॥ ७ ॥

**पदच्छेदः**—तस्मात्, सर्वेषु, कालेषु, माम्, अनुस्मर, युध्य, च, मयि, अर्पितमनोबुद्धिः, माम्, एव, एष्यसि, असंशयः

**समासाः**—मनश्च बुद्धिश्च इति मनोबुद्धी अर्पिते मनोबुद्धी येन स अर्पितमनोबुद्धि । न सशय विद्यते अस्मिन् इति असशय ।

અન્વય અને અર્થ :—तस्मात् તેથી, सर्वेषु બધા, कालेषु વખતમા, माम् મને, अनुस्मर યાદ કર, च અને, युध्य–युध्यस्व–યુદ્ધ કર, मयि મારામા, अर्पितमनोबुद्धि અર્પણ કરેલ મન અને બુદ્ધિવાળો, તુ, माम् મને, एव જ, एष्यसि પામીશ, असशय એમા કાઇ પણ સશય નથી

ભાવાર્થ:—તેથી દરેક વખતે તુ મારૂ સ્મરણ કરતો રહે, અને યુદ્ધ કર, મારામા મન અને બુદ્ધિ અર્પણ કરેલો તુ મને જ પામીશ એમા કાઇ પણ સશય નથી ૭

અવતરણિકા—ઉપરોક્ત હકીકતનુ જ વિવરણ કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ॥
परमं पुरुषं दिव्य याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

**पदच्छेद:**—अभ्यासयोगयुक्तेन, चेतसा, न, अन्यगामिना, परमम्, पुरुषम्, दिव्यम्, याति, पार्थ, अनुचिन्तयन्.

**व्युत्पत्ति:**—अन्यं गच्छतीति अन्यगामि तेन अन्यगामिना. दिवि भवः दिव्यः तम् दिव्यम्. अनु चिन्तयतीति अनुचिन्तयन्.

**समासा:**—अभ्यासः एव योगः इति अभ्यासयोग. तेन युक्त इति अभ्यासयोगयुक्त तेन अभ्यासयोगयुक्तेन ।

અન્વય અને અર્થ—**पार्थ** હે પાર્થ, **अभ्यासयोगयुक्तेन** અભ્યાસ-હુ જે ચિત્ત સમર્પણ કરવાનુ કેન્દ્ર છુ તેમા જ સમાન પ્રતીતિ કરી, અન્ય પ્રતીતિઓને અટકાવી ચિત્ત એકાગ્ર કરવાના સાધનની પુનરાવૃત્તિ-તે જ સમાધિ તેના વડે એકાગ્ર થયેલ, **अन्यगामिना** વિષયાન્તરમા જવાના શીલવાળા **न** નહિ, **चेतसा** ચિત્ત વડે, **अनुचिन्तयन्** અનુચિન્તન કરતો, **परमम्** નિરતિશય-પૂર્ણ, **दिव्यम्** દ્યોતનાત્મક સૂર્ય-મડલમાં રહેલ, **पुरुषम्** પુરૂષને, **याति** પામે છે

ભાવાર્થ —હે પાર્થ હુ ! જે ચિત્ત સમર્પણ કરવાનું કેન્દ્ર છુ તેમાજ સમાન પ્રતીતિ કરાવી અન્ય પ્રતીતિઓને અટકાવનાર ચિત્તૈકાગ્ર્યના સાધનની પુનરાવૃત્તિ-અભ્યાસ-તેજ યોગ-સમાધિ-તેના વડે એકાગ્ર અને વિષયાન્તર નિવૃત્ત ચિત્ત વડે શાસ્ત્ર, આચાર્ય ઇત્યાદિના ઉપદેશોનુ ચિન્તન કરતો મનુષ્ય નિરતિશય અને સૂર્યમડલસ્થ પરમ પુરૂષને પામે છે ૮

અવતરણિકાઃ—ફરીને પણ ઉપરોકત અનુચિન્તનીય અને યોગી વડે ગમ્ય પુરૂષનુ જ વર્ણન કરે છે—

कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ॥
सर्वस्य धातारमचिंत्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥

**पदच्छेदः**—कविम्, पुराणम्, अनुशासितारम्, अणोः, अणीयांसम्, अनुस्मरेत्, यः, सर्वस्य, धातारम्, अचिन्त्यरूपम्, आदित्यवर्णम्, तमसः, परस्तात्.

**व्युत्पत्तिः**—पुरा नवम् इति पुराणम्. शास्+तृच्= शास्ति इति शासिता अनुशास्तीति अनुशासिता तं अनुशासितारम्. अतिशयेन अणुः इति अणीयान् तं अणीयांसम् धा+तृच्-दधाति इति धाता, तं धातारम् चिन्तितुं योग्यं इति चिन्त्यम्. अदितेः अपत्य पुमान् इति आदित्यः.

**समासाः**—अचिन्त्य रूप यस्य स अचिन्त्यरूपः तं

अचिन्त्यरूपम् । आदित्यवत्—स्वपरप्रकाशकात्मको वर्णो यस्य स आदित्यवर्णः, त आदित्यवर्णम् ।

અન્વય અને અર્થ—कविम् સર્વજ્ઞ, पुराणम् ચિરન્તન, अनुशासितारम् સર્વનુ શાસન ચલાવનાર, अणोः સૂક્ષ્મથી, अणीयासम् પણ સૂક્ષ્મને, सर्वस्य બધાનો, धातारम् જૂદા જૂદા સ્વરૂપથી પ્રાણિઓને વિભાગ પ્રમાણે આપીને ધારણ કરનાર अचिन्त्यरूपम् કોઈ પણ પ્રકારનુ વ્યષ્ટિ રૂપ ન હોઈને કોઇથી પણ ન ચિન્તન કરી શકાય તેવા आदित्यवर्णम् સૂર્યની માફક નિત્યચૈતન્ય પ્રકાશ, અને, तमस અધકારથી, परस्तात् દૂર એવા પરમ-પુરૂષનુ, य જે, अनुस्मरेत् સ્મરણ કરે

ભાવાર્થ—સર્વજ્ઞ, ચિરન્તન સર્વત્ર નિયતા, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, બધા પ્રાણીઓને ધારણ કરનાર, અચિન્ત્ય સ્વરૂપ, આદિત્યની માફક નિત્ય ચૈતન્ય પ્રકાશ અને અધકારથી-અજ્ઞાનથી-સદતર દૂર એવા જ્ઞાન સ્વરૂપ પરમ પુરૂષનુ જે મનુષ્ય સદા ધ્યાન કરે તે તેને પામે છે ૯

અવતરણિકાઃ—"એવા તે પરમ પુરુષના ચિન્તનમા કયારે પ્રયત્ન-વિશેષ કરવો અને કેવી રીતે તેનુ અનુસ્મરણ થવુ જોઇએ" ઇત્યાદિ ઉપાસના પ્રકારના સાધન સમૂહનો ભગવાન્ શ્રીકૃષ્ણ સ્ફોટ કરે છે—

प्रयाणकाले मनसाऽचलेन
भक्त्या युक्तो योगबलेन चैव ॥
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

**पदच्छेदः**—प्रयाणकाले, मनसा, अचलेन, भक्त्या, युक्तः, योगबलेन, च, एव, भ्रुवोः, मध्ये, प्राणम्, आवेश्य, सम्यक्, सः, तम्, परम्, पुरुषम्, उपैति, दिव्यम्.

**व्युत्पत्तिः**—चलतीति चल, प्रकर्षेण अनिति अनेन इति प्राणः, तं प्राणम्.

**समासाः**—न चल इति अचल तेन अचलेन । योगस्य बल इति योगबलम् तेन योगबलेन ।

**અન્વય અને અર્થ**—**प्रयाणकाले** મરણ વખતે, **अचलेन** સ્ફુરણારહિત, **मनसा** મન વડે, **भक्त्या** ભક્તિથી, **युक्त** યુક્ત **च** અને, **एव** તેમજ, **योगबलेन** સમાધિજન્ય સંસ્કાર કલાપ-જનિત ચિત્તની સ્થિરતા રૂપી લક્ષણવાળું યોગબલ, તે વડે પણ યુક્ત, અર્થાત્ પહેલે હૃદયકમળમાં ચિત્તને વશ કરીને, ત્યાર પછી ઉપર જતી નાડી વડે, પૃથ્વ્યાદિ પંચમહાભૂતોને વશ કરવાના અનુક્રમે, **भ्रुवो** બે ભમરની, **मध्ये** વચ્ચે, **प्राणम्** પ્રાણને, **आवेश्य** સ્થાપીને, **स.** એવો તે યોગી **परम्** સૌથી શ્રેષ્ઠ, **दिव्यम्** પ્રકાશાત્મક, **पुरुषम्** પુરૂષને, **याति** પહોંચે છે

**ભાવાર્થ**—મરણ વખતે સ્ફુરણા રહિત મનવડે, ભક્તિથી તેમજ સમાધિ યોગથી બંધાએલ સંસ્કાર સમૂહ વડે ઉદ્ભવિત ચિત્ત સ્થિરતા રૂપી યોગબલથી યુક્ત એવો તે યોગી, પહેલે હૃદય પુંડરીકમાં ચિત્તને વશ કરીને, ત્યાર પછી ઉર્ધ્વ-ગામિની નાડી વડે પૃથ્વ્યાદિ પંચ મહાભૂતોનો કાબૂ મેળવી બે ભમરની વચ્ચે પ્રાણને ધારણ કરી સૌથી શ્રેષ્ઠ પ્રકાશાત્મક પરમેશ્વરને પહોંચે છે ૧૦

અવતરણિકાઃ—" બ્રહ્મનુ ધ્યાન કરીને તેને પામી શકાય છે એ સિદ્ધ હોવાથી ગમે તે મ ત્રથી તેનુ ધ્યાન કરવામા આવે કે અમુકજ પ્રધાન મ ત્ર નિર્ણિત છે ' એ સ શય ટાળવા ભગવાન્ શ્રીકૃષ્ણ ॐ કાર નુ મહાત્મ્ય નીચેના ત્રણ શ્લોકથી ગાય છે —

यदक्षर वेदविदो वदंति
विशंति यद्यतयो वीतरागाः ॥
यदिच्छंतो ब्रह्मचर्य चरंति
तत्ते पदं सग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

**पदच्छेदः**—यत्, अक्षरम्, वेदविदः, वदन्ति, विशन्ति, यत्, यतयः, वीतरागाः, यत् , इच्छन्तः, ब्रह्मचर्य, चरन्ति, तत्, ते, पदम्, संग्रहेण, प्रवक्ष्ये.

**व्युत्पत्तिः**—वेदान विदन्तीति ते वेदविदः इच्छन्तीति ते इच्छन्तः पद्यते गम्यते इति पदम्

**समासाः**—वीतो रागो येभ्यस्ते वीतरागा । ब्रह्मणि चर्य इति ब्रह्मचर्यम् ।

અન્વય અને અર્થઃ—यत् જે, अक्षरम् અવિનાશીને, वेदविद વેદને જાણનારા, वदन्ति બોલે છે, वीतरागा આસક્તિ-રહીત થયેલા, यतय યોગીઓ, यत જે પદમા, विशन्ति પ્રવેશ કરે છે, यत् જેને, इच्छन्त ચાહતા, ब्रह्मचर्यम् બ્રહ્મ-ચર્યનુ, चरन्ति ગુરૂકુલવાસ કરીને પાલન કરે છે, ते તને, तत् તે, पदम् પદ, सग्रहेण સ ક્ષિપ્તમા, प्रवक्ष्ये કહીશ

ભાવાર્થ —જે અવિનાશી પદને વેદ જાણનારા બ્રાહ્મણો ગાય છે, તથા આસક્તિ રહિત યોગીઓ જે પદમા પ્રવેશ કરે છે, તેમજ જે પદને ઇચ્છતા ગુરૂકુલ વાસકરી બ્રહ્મચર્યનુ પાલન કરે છે, તે જવા લાયક પરમ પદ વિષે હુ તને સક્ષિપ્તમા કહીશ ૧૧

અવતરણિકાઃ—ઉપર પ્રસ્તાવના કરેલ પદનુ સાધન સહિત સ્પષ્ટીકરણ કરે છે —

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ॥
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥

**पदच्छेदः**—सर्वद्वाराणि, संयम्य, मनः, हृदि, निरुध्य, च, मूर्ध्नि, आधाय, आत्मनः, प्राणम्, आस्थित, योगधारणाम्.

**व्युत्पत्तिः**—सम्यक् यम्य इति संयम्य. नितान्तं रुध्य इति निरुध्य ध्रियते अनया इति धारणा

**समासः**—योगस्य धारणा इति योगधारणा ताम् योगधारणाम् ।

અન્વય અને અર્થ —**सर्वद्वाराणि** બધી ઈંદ્રિયોના દ્વારોને, **संयम्य** સયમમા રાખીને, **च** અને, **मन** મનને, **हृदि** હૃદયમા, **निरुध्य** નિરોધ કરીને, **आत्मन** પોતાના, **प्राणम्** પ્રાણને **मूर्ध्नि** મસ્તકમા, **आधाय** ધારણ કરીને, **योगधारणाम्** આત્મવિષય સમાધિ રૂપ સ્થૈર્યનો, **आस्थित** આશ્રય કરીને.

ભાવાર્થ —સર્વ ઇન્દ્રિયોના દ્વારોને સયમમા રાખીને અને મનને હૃદય કમળમા રોકીને તેમજ પોતાના પ્રાણને

મસ્તકમા ધારણ કરીને સમાધિયોગના સ્થૈર્યનો આશ્રય કરીને રહેલો ૧૨

ओमित्येकाक्षर ब्रह्म व्याहरन्मामनुस्मरन् ॥
यः प्रयाति त्यजन्देहं स याति परमा गतिम् ॥१३॥

**पदच्छेदः**—ॐ, इति, एकाक्षरम् ब्रह्म, व्याहरन्, माम, अनुस्मरन्, यः, प्रयाति, त्यजन्, देहम्, सः, याति, परमाम्, गतिम्

**व्युत्पत्तिः**—विशेषेण आहरतीति व्याहरन् अनुस्मरतीति अनुस्मरन् प्रकर्षेण याति इति प्रयाति त्यजति इति त्यजन्.

**समासाः**—एकं च तत् अक्षर च एकाक्षरम् ।

અન્વય અને અર્થ—ॐ ૐકાર, इति એજ, **एकाक्षरम** અદ્વૈત અને અવિનાશી, **ब्रह्म** બ્રહ્મનુ, **व्याहरन्** ઉચ્ચારણ કરતો, **माम्** મને, **अनुस्मरन्** અનુસ્મરણ કરતો, **य** જે, **देहम्** દેહને **त्यजन्** છોડીને, **प्रयाति** પ્રયાણ કરે છે, **स** તે, **परमाम** સોથી શ્રેષ્ઠ **गतिम** ગતિને, **याति** પામે છે

ભાવાર્થ—ૐકાર રૂપી અદ્વૈત અવિનાશી બ્રહ્મનુ ઉચ્ચારણ કરતો અને મારૂ નિરતર ધ્યાન કરતો, જે યોગી દેહને છોડીને પ્રયાણ કરે છે, તે સૌથી શ્રેષ્ઠ મારી ગતિ–મારા ભાવ–ને પામે છે ૧૩

અવતરણિકા—એ પ્રમાણે સતત ધ્યાન પરાયણ યોગીની અત કાલની ગતિનુ વર્ણન કર્યુ, "હવે જેઓ એ પ્રમાણે

વાયુનિરોધ–પ્રાણાયામાદિ-ક્રિયાઓની પૂર્ણતાથી રહિત હોય અને ઊર્ધ્વ નાડીથી પ્રાણોત્ક્રમણ કરવા અસમર્થ હોય, પણ કર્મક્ષયથી જ શરીર છોડી જાય તેવા આપના ભક્તોની શી ગતિ થાય ” તે અર્જુનની જીજ્ઞાસાને પૂર્ણ કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ॥
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥ १४ ॥

**पदच्छेदः**—अनन्यचेताः, सततम्, यो, माम्, स्मरति, नित्यशः, तस्य, अहम्, सुलभः, पार्थ, नित्ययुक्तस्य, योगिनः.

**व्युत्पत्तिः**—सुखेन लभ्यते इति सुलभः. योगः अस्य अस्तीति योगी तस्य योगिनः.

**समासाः**—नास्ति अन्यस्मिंश्चेत यस्य सः अनन्यचेता । नित्य युक्त इति नित्ययुक्त तस्य नित्ययुक्तस्य ।

અન્વય અને અર્થ—अनन्यचेता અનન્ય ચિત્તવાળો य જે, माम् મને, सततम અનવરત, नित्यश લાખો વખત સુધી, स्मरति સ્મરણ કરે છે, **पार्थ** હે પાર્થ, **नित्ययुक्तस्य** નિત્ય એકાગ્ર ચિત્તવાળા, **तस्य** તે, **योगीनः** યોગીને, **अहम्** હું, **सुलभ** સુલભ છુ

ભાવાર્થ:—અનન્યચિત્તવાળો જે યોગી અનવરત અને દીર્ઘકાલ સુધી મારૂ સ્મરણ કરે છે, તે નિત્ય એકાગ્ર ચિત્તવાળા યોગીને હે પાર્થ ! હુ સુલભ છુ. ૧૪

અવતરણિકા—" આપને એ પ્રસ્તુત યોગી સહેલાઇથી મેળવી શકે, તેથી શુ થાય ?" એ અર્જુનના મનોગત પ્રશ્નનો ઉત્તર આપતા ભગવાન્ શ્રીકૃષ્ણુ કહે છે—

**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ॥**
**नाप्नुर्वंति महात्मानः संसिद्धिं परमां गताः॥ १५॥**

**पदच्छेदः**—माम्, उपेत्य, पुनर्जन्म, दुःखालयम्, अशाश्वतम्, न, आप्नुवन्ति, महात्मान , संसिद्धि, परमां, गताः.

**व्युत्पत्तिः**—पुनः तज्जन्म इति पुनर्जन्म आलीयन्ते वस्तूनि अस्मिन्निति आलयम्.

**समासाः**—दुःखाना आलय इति दु खालयम् । न शाश्वत इति अशाश्वतम् ।

અન્વય અને અર્થ:—महात्मान યોગીઓ, माम् મને उपेत्य પહોચીને परमाम् પરમ, सिद्धिम् સિદ્ધિને, गता પામેલા दु.खालयम् દુ ખોના ઘરરૂપ, अशाश्वतम् અવ્યવસ્થિત-નશ્વર-તુચ્છ, पुनर्जन्म પુનર્જન્મને, आप्नुवन्ति પામતા, न નથી.

ભાવાર્થ—એવા મારાભક્ત યોગીઓ મને પામીને અર્થાત પરમ સિદ્ધિને પામેલા, દુ ખોના ઘર રૂપ અને નશ્વર પુનર્જન્મોને પામતા નથી, અર્થાત્ તેઓ જન્મ મૃત્યુના દ્વન્દ્વથી મુક્ત થઈ મારા સ્વરૂપમા અ તર્ગત થઇ જાય છે. ૧૫.

અવતરણિકા:—" મારે શરણે નહી આવનાર અને અન્ય દેવતાના ઉપાસકોને તો પુનર્જન્મ અવશ્ય ભોગવવા પડે છે" એમ શ્રીકૃષ્ણુ અર્જુનને કહે છે—

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ॥
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

**पदच्छेदः**—आब्रह्मभुवनात्, लोकाः, पुनरावर्तिनः, अर्जुन, माम्, उपेत्य, तु, कौंतेय, पुनर्जन्म, न, विद्यते.

**व्युत्पत्तिः**—पुनर्मुहुः आवर्तन्ते विनाशित्वात् इति पुनरावर्तिनः

**समासाः**—ब्रह्मण भुवन इति ब्रह्मभुवनम्, ब्रह्मभुवन अभिव्याप्य इति आब्रह्मभुवनम् तस्मात् आब्रह्मभुवनात् ।

**અન્વય અને અર્થ:**—अर्जुन હે અર્જુન, आब्रह्मभुवनात् બ્રહ્મલોકથી માંડીને બધા, लोकाः સ્વર્ગાદિ લોક પર્યંતનાં, પ્રાણીઓ पुनरावर्तिन ફરીને જન્મ પામવાના સ્વભાવવાળા છે, तु પણ, कौन्तेय હે કૌન્તેય, माम મને, उपेत्य પામીને, पुनर्जन्म પુનર્જન્મ, न નહિ, विद्यते થાય છે

ભાવાર્થ—હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને બધા લોકના પ્રાણીઓ ક્ષીણપુણ્ય થતા ફરીને જન્મ પામવાના સ્વભાવવાળા છે, પણ હે કૌન્તેય ! મને પામીને પુનર્જન્મ થતો નથી ૧૬

અવતરણિકા:—બ્રહ્મલોક સહિત બધા લોક આવર્તનશીલ છે, એ પ્રમાણે ઉપર કહ્યુ, તે હકીકતને કાલના પરિમાણથી સાબીત કરે છે —

सहस्रयुगपर्यतमहर्यद्ब्रह्मणो विदुः ॥
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥

**पदच्छेदः**—सहस्रयुगपर्यन्तम्, अहः, यत्, ब्रह्मणः, विदुः, रात्रिम्, युगसहस्रान्ताम्, ते, अहोरात्रविदः, जनाः.

**समासाः**—सहस्राणि युगानि पर्यन्त पर्यवसान यस्य तत् सहस्रयुगपर्यन्तम् । युगानि सहस्राणि अन्त यस्या सा=युगसहस्रान्ता, ता युगसहस्रान्ताम् । अहश्च रात्रिश्च इति अहोरात्रं, अहोरात्रं विदन्तीति ते अहोरात्रविदः ।

અન્વય અને અર્થ:—**यत्** જે, **ब्रह्मण** બ્રહ્માનો, **अहः** દિવસ છે તે, **सहस्रयुगपर्यन्तम्** સત્ય, ત્રેતા, દ્વાપર, કલિ, એ ચારે યુગની એક હજાર આવૃત્તિ જેવડો, **युगसहस्रान्ताम्** ઉપર પ્રમાણે જ ચારે યુગની એક સહસ્ર આવૃત્તિ જેવડી, **रात्रिम** રાતને, **विदु** જેઓ જાણે છે, **ते** તેઓ, **अहोरात्रविद** દિવસ અને રાતને યથાર્થ જાણનાર, **जना** મનુષ્યો છે

ભાવાર્થ—બ્રહ્માનો દિવસ સત્ય, ત્રેતા, દ્વાપર, કલિ એ ચારે યુગની એક હજાર આવૃત્તિ પર્યન્ત લાંબો છે, અને રાત્રિ પણ એજ પ્રમાણની છે એ પ્રમાણે જેઓ જાણે છે, તેઓજ ખરેખરા રાત્રિ દિવસને જાણનાર મનુષ્યો છે ૧૭

અવતરણિકા:—"એ પ્રમાણે લાંબો વખત સુધી ચાલતા બ્રહ્માના દિવસમા તેમજ રાત્રિમા શુ થાય છે" તે ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે —

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ॥
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसञ्ज्ञके ॥ १८ ॥

**पदच्छेदः**—अव्यक्तात्, व्यक्तयः, सर्वाः, प्रभवन्ति, अहरागमे, रात्र्यागमे, प्रलीयन्ते, तत्र, एव, अव्यक्तसंज्ञके.

**व्युत्पत्तिः**—व्यज्यन्ते इति व्यक्तयः. प्रकर्षेण लीयन्ते इति प्रलीयन्ते प्रकर्षेण भवन्ति इति प्रभवन्ति

**समासाः**—न व्यक्त इति अव्यक्त, तस्मात् अव्यक्तात्। अह्न आगम इति अहरागमः, तस्मिन् अहरागमे। रात्र्या आगम इति रात्र्यागम, तस्मिन् रात्र्यागमे । अव्यक्त संज्ञा यस्य तत् अव्यक्तसंज्ञकं, तस्मिन् अव्यक्तसंज्ञके।

**અન્વય અને અર્થ**:—अहरागमे બ્રહ્માના દિવસની શરૂઆતમા, अव्यक्तात् કારણ-રૂપ બ્રહ્મથી, सर्वा બધા, व्यक्तय સ્થાવર-જંગમ પ્રાણિઓ, प्रभवन्ति ઉત્પન્ન થાય છે, रात्र्यागमे બ્રહ્માની રાત્રિની શરૂઆતમા, तत्र ત્યા, एव જ, अव्यक्तसंज्ञके અવ્યક્ત સંજ્ઞાવાળા કારણ-સ્વરૂપમા, प्रलीयन्ते લીન થઈ જાય છે

**ભાવાર્થ**.—બ્રહ્માના દિવસની શરૂઆતમા કારણ સ્વરૂપ અવ્યક્ત-બ્રહ્મ-માથી બધા સ્થાવર જંગમ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને ફરીને બ્રહ્માની રાત્રિની શરૂઆતમા તેજ અવ્યક્ત સંજ્ઞાવાળા કારણસ્વરૂપ બ્રહ્મમા સમાઈ જાય છે ૧૮

**અવતરણિકા**:—નહી કરેલ કર્ત્તવ્યો કરવા માટે, તેમજ કૃત હિંસાદિ દોષ પરિહાર માટે, તેમજ બન્ધમોક્ષાત્મક શાસ્ત્રની પ્રવૃત્તિની સફલતા માટે, તથા અવિદ્યાદિ ક્લેશથી ઉત્પન્ન થતા કર્મોના વિપાક ભોગવવા માટે પરતંત્ર એવો

આ પ્રાણિ-સમૂહ ઉપર કહ્યા પ્રમાણે વાર વાર ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે, એમ ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે -

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ॥
राज्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

**पदच्छेदः**—भूतग्रामः, सः, एव, अयम्, भूत्वा, भूत्वा, प्रलीयते, राज्यागमे, अवशः, पार्थ, प्रभवति, अहरागमे.

**समासाः**—भूताना चराचरप्राणिना ग्रामः समूह इति भूतग्राम । न वशः इति अवश ।

અન્વય અને અર્થ:—**स** તે, **एव** જ, **अयम्** આ, **भूतग्राम** પ્રાણિઓનો સમૂહ, **भूत्वा** ઉત્પન્ન થઇ **भूत्वा** ઉત્પન્ન થઈને, **राज्यागमे** બ્રહ્માની રાત્રિની શરૂઆતમા, **अवश** કર્માધીન-પરતંત્ર, **प्रलीयते** લય પામી જાય છે, અને **पार्थ** હે પાર્થ ! **अहरागमे** ફરીને દિવસની શરૂઆતમા, **प्रभवति** ઉત્પન્ન થાય છે

ભાવાર્થ —તેજ આ પ્રાણિ સમુદાય વાર વાર ઉત્પન્ન થઈ થઈને બ્રહ્માની રાત્રિની શરૂઆતમા સ્વકર્માધીન-પરતંત્ર-લય પામી જાય છે, અને હે પાર્થ ! ફરીને એજ પ્રમાણે દિવસના આરંભમા ઉત્પન્ન થાય છે એમ અનવરત-અટક્યા સિવાય-નિરંતર પ્રાણિઓનુ ઉત્પત્તિ લયનુ ચક્ર ચાલ્યા કરે છે ૧૯

અવતરણિકા:—આગળ કહેવાયેલ, અવિનાશી બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય "ओमित्येकाक्षर" ब्रह्म ઇત્યાદિ શ્લોકોથી કહ્યો છે, હવે ફરીને પણ તેજ અક્ષર બ્રહ્મના સ્વરૂપનો નિર્દેશ કરવાની

ઇચ્છાથી "આ યોગ માર્ગ વડે આ ગમ્ય સ્થાન છે" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા કહે છે —

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तो व्यक्तात्सनातनः ॥
यः सः सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

**पदच्छेदः**—परः, तस्मात्, तु, भाव , अन्यः, व्यक्तः, अव्यक्तात्, सनातनः, यः, सः, सर्वेषु, भूतेषु, नश्यत्सु, न, विनश्यति.

**व्युत्पत्तिः**—विशेषेण नश्यति इति विनश्यति

**समासाः**—न व्यक्त इति अव्यक्त तस्मात् अव्यक्तात् ।

અન્વય અને અર્થ—**तस्मात्** તે, **अव्यक्तात्** ચરાચરના કારણભૂત અવ્યક્તથી **तु** પણ, **पर** શ્રેષ્ઠ, **अव्यक्त** ઇન્દ્રિયાતીત, **सनातन** નિત્ય, **अन्यः** બીજો, **भाव** ભાવ છે, **य** જે, **स** તે ભાવ, **सर्वभूतेषु** બધા પ્રાણિઓ **नश्यत्सु** નાશ પામતા છતા પણ, **विनश्यति** વિનાશ પામતો, **न** નથી

ભાવાર્થ—ચરાચરના કારણ ભૂત અવ્યક્ત હિરણ્યગર્ભાદિથી પણ શ્રેષ્ઠ, ઇન્દ્રિયાગોચર અને નિત્ય ભાવ-અક્ષર પરબ્રહ્મ છે, કે જેનો પ્રાણિમાત્રનો નાશ થઇ જતાં પણ કદી વિનાશ થતો નથી ૨૦

અવતરણિકાઃ—"બીજા બધા લોકમાથી પ્રાણિઓને જન્મ મરણની આવૃત્તિને આધીન થવુ પડે છે, પણ એ પરમઅવ્યક્ત-બ્રહ્મને જ પામીને પુનરાવૃત્તિ થતી નથી" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ॥
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥

**पदच्छेदः**—अव्यक्तः, अक्षरः, इति, उक्तः, तम्, आहुः, परमाम्, गतिम्, यम्, प्राप्य, न, निवर्तन्ते, तत्, धाम, परमम्, मम

**व्युत्पत्तिः**—व्यज्यते इति व्यक्तः न क्षरतीति अक्षरः. प्रकर्षेण आप्य इति प्राप्य निश्चयेन वर्तन्ते इति निवर्तन्ते.

**समासाः**—न व्यक्त. इति अव्यक्तः ।

અન્વય અને અર્થ —य જે ભાવ, अव्यक्त અતીન્દ્રિય, अक्षर પ્રવેશ-નાશરહિત, इति એમ, उक्त કહેવામા આવ્યો છે, तम् તેને જ, परमाम् શ્રેષ્ઠ, गतिम् ગતિ, आहु કહે છે, यम् જે ભાવને, प्राप्य પામીને, निवर्तन्त ફરીને આવૃત્તિ થાય, છે, न નહિ, तत ते, मम મારૂ, परमम् શ્રેષ્ઠ, धाम સ્થાનપદ—છે

ભાવાર્થ.—જે ભાવ અતીન્દ્રિય અને પ્રવેશ નાશ રહિત કહેવામા આવેલ છે, તેને જ આત્મજ્ઞાનીઓ સૌથી શ્રેષ્ઠ ગતિ કહે છે જે ભાવને પામીને પ્રાણીઓનો સ સારમા પુનરાવૃત્તિ થતી નથી તે મારૂ શ્રેષ્ઠ પદ છે ૨૧

અવતરણિકાઃ—તે પરમ ભાવપુરૂષ-બ્રહ્મની પ્રાપ્તિનો, ઉપાય નીચેના શ્લોકમા બતાવે છે —

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ॥
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥

**पदच्छेदः**—पुरुषः, सः, परः, पार्थ, भक्त्या, लभ्यः, तु, अन्यया, यस्य, अन्तःस्थानि, भूतानि, येन, सर्वम्, इदम्, ततम्.

**व्युत्पत्तिः**—लब्धुं उचितः लभ्यः. अन्तः मध्ये-स्थितानि इति अन्तःस्थानि.

**समासाः**—न विद्यते अन्य यस्या सा अनन्या तया अनन्यया ।

**અન્વય અને અર્થ**—**पार्थ** હે પાર્થ, **स** તે, **पर** નિરતિશય-જેનાથી શ્રેષ્ઠ કોઈ નહિ તેવો—પૂર્ણ, **पुरुष** પુરુષ **अनन्यया** આત્મવિષયક અવ્યભિચારિણી, **तु** અવ્યય, **भक्त्या** ભક્તિ વડે, **लभ्य** મેળવવા લાયક છે, **यस्य** કે જેની **अन्तस्थानि** અંદર રહેલા **भूतानि** પ્રાણિઓ છે, **येन** જે પુરુષ વડે, **इदम्** આ, **सर्वम्** આખુ જગત્, **ततम्** વ્યાપ્ત થયેલુ છે

**ભાવાર્થ**—હે પાર્થ ! તે નિરતિશય-પૂર્ણ-પુરૂષ કે જેની અંદર આ સમસ્ત પ્રાણિસમૂહ રહેલો છે, અને જેના વડે આ આખુ જગત્ વ્યાપ્ત થયેલુ છે, તે અવ્યભિચારિણી ભકિત વડે જ પામવા યોગ્ય છે ૨૨

**અવતરણિકા**—ઇશ્વરમા દત્તચિત્ત યોગીઓનુ મૃત્યુ પછી ફરીને આ લોકમા આવવુ થતુ નથી, એમ આગળ કહેવામા આવ્યુ છે, તે ઉપરથી પૂર્ણતાને ન પહોચેલા અથવા અન્ય દેવ ભકતોની શી ગતિ થાય છે તે જાણવાની સ્હેજે ઇચ્છા થઇ આવે છે, તેથી તે તૃપ્ત કરવા કરવા માટે મરણ સમયના સંવત્સર ઇત્યાદિના બે વિભાગ કરીને યોગીઓની આવૃત્તિ અને અનાવૃતિ જાણવા

સુગમ માર્ગ નીચે બતાવે છે, તેની પોતાને મુખે જ ત્રેવીસમા શ્લોકમા પ્રસ્તાવના કરે છે —

यत्र काले त्वनावृत्ति मावृत्तिं चैव योगिनः ॥
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

**पदच्छेदः**—यत्र, काले, तु, अनावृत्तिम्, आवृत्तिम्, च, एव, योगिनः, प्रयाताः, यान्ति, तम्, कालम्, वक्ष्यामि, भरतर्षभ.

**व्युत्पत्तिः**—प्रकर्षेण याताः इति प्रयाताः

**समासाः**—न आवृत्ति इति अनावृत्ति, ता अनावृत्तिम् ।

અન્વય અને અર્થ—**भरतर्षभ** હે ભરતવંશમા શ્રેષ્ઠ, **यत्र** જે, **काले** સમયમા, **प्रयाता** શરીર છોડીને ચાલ્યા ગયેલા, **योगिन** યોગીઓ, **आवृत्तिम्** જન્મ—મૃત્યુની આવૃત્તિને, **च** અને, **एव** તેમજ, **अनावृत्तिम्** જન્મમૃત્યુની પરપરાને આધીન ન થવુ પડે તે સ્થિતિને, **यान्ति** પામે છે, **तम्** તે, **कालम्** સમયને, **वक्ष्यामि** હુ કહીશ

ભાવાર્થ:—હે ભરતશ્રેષ્ઠ ! જે સમયમા શરીર છોડીને ચાલ્યા ગયેલા યોગીઓ ફરીને જન્મ પામે છે, તેમજ જે કાલમા ગયેલાઓ ફરીને જન્મ પામતા નથી, તે સમય હુ કહીશ ૨૩

અવતરણિકા—પરમ પુરૂષને પહોચવાના દેવયાન અને પિતૃયાન એમ બે માર્ગ છે, તેમાથી દેવયાન કે જે માર્ગે ગયેલા સસારની આવૃત્તિમા પડતા નથી તે માર્ગે જવાનો સમય કહે છે —

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ॥
तत्र प्रयाता गच्छति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥

**पदच्छेदः**—अग्निः, ज्योतिः, अहः, शुक्लः, षण्मासाः, उत्तरायणम्, तत्र, प्रयाताः, गच्छन्ति, ब्रह्म, ब्रह्मविदः, जनाः.

**व्युत्पत्तिः**—ब्रह्म विदन्तीति ते ब्रह्मविदः

**समासाः**—षट् मासा इति षण्मासा । उत्तरे अयन इति उत्तरायणम् ।

**અન્વય અને અર્થ**:—**अग्नि** અગ્નિ-કાલાભિમાની દેવતા **ज्योति** જ્યોતિ દેવતા કાલાભિમાની-દેવતા, **अहः** દિવસાભિમાની દેવતા, **शुक्ल** શુકલપક્ષાભિમાની દેવતા, **षण्मासा** છ માસ, **उत्तरायणम्** ઉત્તરાયણાભિમાની દેવતા, **तत्र** તે તે દેવતાના સાંનિધ્યમા, **प्रयाता** મરેલા, **ब्रह्मविदः** બ્રહ્મને જાણનાર, **जना** મનુષ્યો, **ब्रह्म** બ્રહ્મને જ, **गच्छान्ति** પામે છે

ભાવાર્થ —અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ અને ઉત્તરાયણના છ માસ, એ બધાની અભિમાની દેવતાઓની સાક્ષીમા મૃત્યુ પામેલા આત્મજ્ઞાની યોગીઓ બ્રહ્મને જ પામે છે ૨૪

અવતરણિકા —હવે જે સમયમા મૃત્યુ પામેલા યોગીઓને ફરીને જન્મ લેવો પડે છે, તે આવૃત્તિ માર્ગના પિતૃયાન સમયનુ નિરૂપણ કરે છે —

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ॥
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥

पदच्छेदः—धूमः, रात्रिः, तथा, कृष्णः, षण्मासाः, दक्षिणायनम्, तत्र, चान्द्रमसम्, ज्योतिः, योगी, प्राप्य, न, निवर्तते

व्युत्पत्तिः—चन्द्रमसः इदं इति चान्द्रमसम्.

समासा —दक्षिणे अयन इति दक्षिणायनम् ।

અન્વય અને અર્થ —धूमः ધૂમાભિમાની દેવતા, रात्रि રાત્રિ અભિમાનિની દેવતા, कृष्ण કૃષ્ણપક્ષની અભિમાનિની દેવતા, षण्मासा છ માસ, दक्षिणायनम् દક્ષિણાયનની અભિમાનિની દેવતા, तत्र તે તે દેવતાની સાક્ષિમા મૃત્યુ પામેલો, योगी યોગી, चान्द्रमसम् ચદ્રમા સબધી-સ્વર્ગલોક, ज्योति- પ્રકાશને, प्राप्य પામીને, निवर्तते ફરીને પુણ્ય ક્ષીણ થતા પાછો ફરે છે

ભાવાર્થ —ધૂમાડો, રાત્રિ, કૃષ્ણપક્ષ, તથા દક્ષિણાયનના છ માસ, એ બધાની અભિમાનિની દેવતાઓની સાક્ષીમા શરીર છોડી જનાર યોગી, ચન્દ્રમા સબધી જ્યોતિ સ્વર્ગલોકને પામીને પુણ્યો ક્ષીણ થતે, ફરીને સસારમા આવે છે ૨૫.

અવતરણિકા —ઉપરોકત યોગીના અનાવૃત્તિ અને આવૃત્તિ માર્ગનો ઉપસહાર કરે છે —

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ॥
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ २६ ॥

पदच्छेदः—शुक्लकृष्णे, गती, हि, एते, जगत शाश्वते, मते, एकया, याति, अनावृत्तिम्, अन्यया, आवर्तते, पुनः.

**समासा**—शुक्ला च कृष्णा च इति शुक्लकृष्णे ।

**અન્વય અને અર્થ**—**जगत** આ જગતની, **एते** એ, **शुक्लकृष्णे** શુકલા અને કૃષ્ણા, **गती** બે ગતિઓ, **शाश्वते** નિત્ય, **मते** માનવામા આવેલી છે, **हि** જ, **एकया** એક અર્થાત્ શુકલા ગતિથી, **अनावृत्तिम्** જન્મ-મરણની અનાવૃત્તિને, **याति** પામે છે, **अन्यया** બીજી કૃષ્ણા વડે, **पुन** ફરીને, **आवर्तते** સ સારમા આવે છે

ભાવાર્થ.—આ જગત્‌ની એ પ્રમાણે ઉપરોક્ત જ્ઞાન પ્રકાશકપણાથી મુકિતમાર્ગની ગતિ તે શુકલા, અને શુદ્ધ જ્ઞાનના અભાવથી કર્મમાર્ગની ગતિ તે કૃષ્ણા, એમ બે ગતિઓ નિત્ય માનવામા આવે છે, પહેલી શુકલા જ્ઞાન-વૃત્તિનો આશ્રય કરવાથી સ સારની પુનરાવૃત્તિ નથી, અને બીજી કૃષ્ણા કર્મ-વૃત્તિનો આશ્રય કરવાથી ફરીને સ સારમા આવૃત્તિ થાય છે ૨૬

અવતરણિકા —એ પ્રમાણે બે ગતિનુ વર્ણન કરી હવે તેના જ્ઞાનના ફલની પ્રશ ્ા કરતા કર્મયોગનો ઉપસ હાર કરે છે —

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ॥
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

**पदच्छेदः**—न, एते, सृती, पार्थ, जानन्, योगी, मुह्यति, कश्चन, तस्मात्, सर्वेषु, कालेषु, योगयुक्तः, भव, अर्जुन

**व्युत्पत्तिः**—सर्यते आभ्यां इति सृती. जानातीति जानन्.

**समासाः**—योगेन युक्त इति योगयुक्त ।

**અન્વય અને અર્થ**—पार्थ હે પાર્થ, एते એ બન્ને સ્રૃતી ગતિઓને, जानन् જાણતો, कश्चन કોઈપણ, योगी યોગી, मुह्यति મોહ પામતો, न નથી, तस्मात् તેથી, अर्जुन અર્જુન, सर्वेषु બધા, कालेषु સમયમા, योगयुक्त યોગસહિત-સાવધાન ચિત્તવાળો, भव થા

ભાવાર્થ—હે પાર્થ! એ બન્ને ગતિઓને જાણતો કોઈ પણ યોગી મોહ પામતો નથી, તેથી હે અર્જુન! દરેક વખતે સાવધાન ચિત્તવાળો થઈને નિષ્કામ કર્મનો ઉપાસક થા २७

અવતરણિકા—યોગમા શ્રદ્ધા વધારવા માટે ફરીને તેની પ્રશસા કરે છેઃ—

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ॥
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

**पदच्छेदः**—वेदेषु, यज्ञेषु, तपःसु, च, एव, दानेषु, यत्, पुण्यफलम्, प्रदिष्टम्, अत्येति, तत्, सर्वम्, इदम्, विदित्वा योगी, परम्, स्थानम्, उपैति च, आद्यम्.

**व्युत्पत्तिः**—प्रकर्षेण दिष्टं इति प्रदिष्टम्,

**समासाः**—पुण्यस्य फलं इति पुण्यफलम् ।

અન્વય અને અર્થ —वेदेषु વેદોમા, यज्ञेषु યજ્ઞોમા, तपःसु શરીર શોષણાદિ તપોમા, च અને, दानेषु દાનોમા, एव પણ, यत् જે, पुण्यफलम् પુણ્યના ફલનો, प्रदिष्टम् નિર્દેશ કર્યો છે, तत् તે, सर्वम् સઘળાને, इदम् આ સાત પ્રશ્નના નિર્ણયવાળુ તત્ત્વ, विदित्वा જાણીને, योगी યોગી, अत्येति ઓળગી જાય છે च અને, आद्यम् સૌથી પ્રથમ, परम् શ્રેષ્ઠ, स्थानम् સ્થા-નને, उपैति પામે છે

ભાવાર્થ —વેદ, યજ્ઞ, તપ, દાન ઇત્યાદિમા જે પુણ્યફલ કહેલુ છે, તે સઘળા પુણ્યથી પણ ઉપર કહેલુ તત્ત્વ જાણીને યોગી અધિક પુણ્યશાળી બને છે; તેમજ સૌથી પ્રથમ, સૌથી શ્રેષ્ઠ એવા સ્થાનને પણ યોગી પામે છે ૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत
सान्वयबोधिनीटीकोपेतोमहापुरुष-
योगोनाम अष्टमोऽध्यायः ॥





# नवमोऽध्यायः ।

## અધ્યાય નવમો.

અવતરણિકા—આઠમા અધ્યાયમા સુષુમ્ણા નાડી દ્વારા ધારણા-સમાધિ-યોગ કહ્યો, તેના પાલનથી થતુ ફલ અર્ચિરાદિ માર્ગ વડે કાલાતરે બ્રહ્મપ્રાપ્તિ, છે એમ જણાવ્યુ, હવે સામાન્ય રીતે એમ અર્જુનને શકા થાય કે " ફક્ત એ જ માર્ગથી મુક્તિ છે, અને બીજા કોઈથી નહી ? " તો તેવી શકાના સમાધાનમા કાલાન્તર મુક્તિ સિવાય સદ્યોમુક્તિ-તુરતમા જ મુક્તિ મળે-તે-પણ અહી જ છે એ સદ્યોમુક્તિ વિષે વિશેષ હકીકત કહેવાના ઇરાદાથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

**श्रीभगवानुवाच ।**

इद तु ते गुह्यतम प्रवक्ष्याम्यनसूयवे ॥
ज्ञान विज्ञानसहित यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥

पदच्छेदः—श्रीभगवान्, उवाच, इदम्, तु, ते, गुह्य-

तमम्, प्रवक्ष्यामि, अनसूयवे, ज्ञानम्, विज्ञानसहितम्, यत्, ज्ञात्वा, मोक्ष्यसे, अशुभात्.

व्युत्पत्तिः—अतिशयेन गुह्यं इति गुह्यतमम्. गूहितुं योग्यं इति गुह्यम्. प्रकर्षेण वक्ष्यामि इति प्रवक्ष्यामि ज्ञायते अनेन इति ज्ञानं विशेषेण ज्ञायते अनेन इति विज्ञानम्.

समासाः—न विद्यते असूया यस्य स अनसूयु तस्मै अनसूयवे । विज्ञानेन सहित इति विज्ञानसहितम् । न शुभं इति अशुभ तस्मात् अशुभात् ।

અન્વય અને અર્થ—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા, इदम् આ, तु નિશ્ચયાર્થ જ, ते તને, अनसूयवे ગુણોમા દોષ જોવા તે અસૂયા, તેનાથી રહીતને, गुह्यतमम् અત્યત ગુપ્ત રાખવા લાયક, विज्ञानसहितम् અનુભવયુક્ત, ज्ञानम् જ્ઞાન, प्रवक्ष्यामि હુ કહીશ, यत् જે, ज्ञात्वा જાણીને, अशुभात् અશુભ-સસારથી, मोक्ष्यसे મુક્ત થઇશ

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા-અસૂયાદિ દોષ રહીતને તને, અત્યત ગુપ્ત રાખવા લાયક એવુ આ અનુભવયુકત-વિજ્ઞાન સહિત-જ્ઞાન હુ કહીશ, જેને જાણીને તુ અશુભથી-સંસાર બન્ધનથી મુકત થઇ જઈશ ૧

અવતરણિકાઃ—સદ્યોમુકિત માટે જે ઉત્તમ બ્રહ્મજ્ઞાન કહેવાની ઉપર પ્રસ્તાવના કરી છે, તેજ જ્ઞાનના મહાત્મ્યની પ્રશસા કરે છે—

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ॥
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

**पदच्छेदः**—राजविद्या, राजगुह्यम्, पवित्रम्, इदम्, उत्तमम्, प्रत्यक्षावगमम्, धर्म्यम्, सुसुखम्, कर्तुम्, अव्ययम्.

**व्युत्पत्तिः**—धर्मात् अनपेतं इति धर्म्यम्.

**समासाः**—विद्याना राजा इति राजविद्या। गुह्याना राजा इति राजगुह्यम्। प्रत्यक्षेण सुखादेरिव अवगम यस्य तत् प्रत्यक्षावगमम्। न विद्यते व्यय यस्य तत् अव्ययम्। सुष्ठु, सुख—सुख पूर्वक यथा स्यात्तथा इति सुसुखम्।

અન્વય અને અર્થ—इदम् આ જ્ઞાન જે હવે કહેવામા આવશે તે, राजविद्या બધી વિદ્યાઓમા અતિશય તેજથી રાજા, राजगुह्यम् ગુપ્ત રાખવા જેવા બધા રહસ્યોમા પણ મુખ્ય, पवित्रम् અત્યત પાવન કરનાર, उत्तमम् સૌથી શ્રેષ્ઠ, प्रत्यक्षावगमम् સુખ—દુખોની જેમ પ્રત્યક્ષ પ્રાપ્તિ થાય છે તેમજ આ જ્ઞાનના પણ પ્રત્યક્ષ પ્રાપ્તિ થાય તેવુ, धर्म्यम् ધર્મથી જરા પણ વિરૂદ્ધ નહિ તેવુ, कर्तुम् આચરવાને, सुसुखम् ઘણી જ સ્હેલાઈવાળુ, अव्ययम् અને કદી નાશ ન થાય તેવુ છે

ભાવાર્થ:—હવે જે જ્ઞાન કહેવામા આવશે તે બીજી બધી વિદ્યાઓમા પોતાના વિશેષ તત્ત્વને લઈને મુખ્ય છે, બધા રહસ્યોમાં પણ મુખ્ય, અત્યત પાવન કરનાર, સૌથી શ્રેષ્ઠ, પ્રત્યક્ષ ફલદર્શક, બધા ધર્મો એની જ અતર્ગત હોવાથી કોઈ

પણ રીતે ધર્મથી વિરુદ્ધ નહી તેવુ, આચરણ કરવાને ઘણી સ્હે-લાઇવાળુ તેમજ કદી નાશ ન થાય તેવુ છે ૨

અવતરણિકા —" એવુ ઉત્તમ અને સહેલાઈથી આચરી શકાય તેવુ આત્મજ્ઞાન છે, તો પછી બધા તેને શા માટે સ પાદન કરતા નથી ? " એમ કદાચ અર્જુન પૂછે તો તેના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परतप ॥
अप्राप्य मां निवर्तते मृत्युससारवर्त्मनि ॥ ३ ॥

**पदच्छेदः**—अश्रद्दधानाः, पुरुषाः, धर्मस्य, अस्य, परंतप, अप्राप्य, माम्, निवर्तन्ते, मृत्युसंसारवर्त्मनि.

**व्युत्पत्तिः**—श्रद्दधतीति श्रद्दधानाः. निश्चयेन वर्तन्ते इति निवर्तन्ते. न प्राप्य इति अप्राप्य

**समासाः**—न श्रद्दधाना इति अश्रद्दधाना । मृत्युना युक्त ससार इति मृत्युससार, तस्य वर्त्म इति मृत्युससारवर्त्म, तस्मिन् मृत्युससारवर्त्मनि ।

અન્વય અને અર્થ —परतप હે પરતપ, अस्य આ, धर्मस्य ધર્મના, अश्रद्दधाना અશ્રદ્ધાળુ, पुरुषाः પુરૂષો, माम મને, अप्राप्य ન મેળવીને, मृत्युससारवर्त्मनि મૃત્યુયુક્ત સ સા-રના માર્ગમા निवर्तन्ते અવશ્ય પાછા ફરે છે

ભાવાર્થ —હે પરતપ ! આ પરમ ધર્મ-આત્મજ્ઞાન-મા શ્રદ્ધા નહી રાખનારા પુરુષો, મને ન મેળવીને મૃત્યુવાળા આ

સંસારના માર્ગમાં અવશ્ય પાછા ફરે છે, અર્થાત્ તેમનું જન્મ-મૃત્યુનું ચક્ર કેમે અટકતું જ નથી, તેમની અશ્રદ્ધાનું પરિણામ ભોગવ્યાજ કરવું પડે છે ૩

અવતરણિકા —એ પ્રમાણે ત્રણ શ્લોકથી વિધિમુખે સ્તુતિથી અને નિષેધ મુખે નિન્દાથી જ્ઞાનની પ્રસ્તાવના કરીને હવે તેની વ્યાખ્યા કહેવાનું શરૂ કરે છે—

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ॥**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

**पदच्छेदः**—मया, ततम्, इदम्, सर्वम्, जगत्, अव्यक्तमूर्तिना, मत्स्थानि, सर्वभूतानि, न, च, अहम्, तेषु, अवस्थितः.

**व्युत्पत्तिः**—मयि तिष्ठन्तीति मत्स्थानि.

**समासाः**—न व्यक्ता मूर्ति यस्य स अव्यक्तमूर्तिः, तेन अव्यक्तमूर्तिना । सर्वाणि च अमूनि भूतानि च इति सर्व-भूतानि ।

અન્વય અને અર્થ:—**अव्यक्तमूर्तिना** અપ્રકટ સ્વરૂપવાળા, **मया** મારા વડે, **इदम्** આ, **सर्वम्** બધું, **जगत्** જગત્, **ततम्** વ્યાપ્ત કરવામાં આવ્યું છે, **सर्वभूतानि** બ્રહ્માદિ સ્તંભ પર્યંત બધા પ્રાણિઓ, **मत्स्थानि** મારામાં જ રહેલા છે, **च** પણ, **अहम्** હું, **तेषु** તેઓમાં, **अवस्थित** રહેલો છું, **न** નહિ

ભાવાર્થ:—અપ્રકટ-અતીન્દ્રિય-અકલ્પ્ય એવી મારી મૂર્તિ

વડે આ બધુ જગત્ વ્યાપ્ત થયેલુ છે બ્રહ્માથી માંડીને તૃણના ઝુમખા સુધીના પ્રાણિમાત્ર મારામાજ રહેલા છે, પણ મારાથીજ ઉત્પન્ન કરાયેલા તે પ્રાણીમા હુ રહેલો નથી ૪

અવતરણિકા —પરમેશ્વરની પ્રાણિઓમા સ્થિતિ ન હોવા છતા, પરમેશ્વરમા ભૂતોની સ્થિતિ હોવી એ અસગત જણાય છે, તેથી તે અસંગતિ દોષ દૂર કરવા ભગવાન્ પોતાનુ અસસર્ગિત્વ-સગરહીતપણુ-દર્શાવે છે —

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ॥
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥

**पदच्छेदः**—न, च, मत्स्थानि, भूतानि, पश्य, मे, योगम्, ऐश्वरम्, भूतभृत्, न, च, भूतस्थः मम, आत्मा, भूतभावनः.

**व्युत्पत्तिः**—ईश्वरस्य इदं इति ऐश्वरम्. भूतानि बिभर्ति धारयतीतिभूतभृत्. भूतेषु तिष्ठतीति भूतस्थः भूतानि भावयति पालयतीति भूतभावनः.

અન્વય અને અર્થ —भूतानि બધા પ્રાણિઓ, मत्स्थानि મારામા રહેલા, न નથી, च જ, मे મારા, ऐश्वरम् ઇશ્વર સબધી, योगम् યોગને-મુક્તિને पश्य જો, मम મારો, आत्मा આત્મા, भूतभावन ભૂતોને પોષનાર, भूतभृत् ભૂતોને ધારણ કરનાર, च છતા પણ भूतस्थ ભૂતોમા રહેલો, न નથી

ભાવાર્થ —બધા પ્રાણિઓ મારામા મારી અનાસક્તિને લઈને રહેલા નથી, મારી દિવ્ય ઇશ્વરી અઘટિત-ઘટના પટુતાને તુ

જો, મારો આત્મા ભૂતોને પોષનાર તેમજ ભૂતોને ધારણ કરનાર હોવા છતા પણ ભૂતોમા રહેલો નથી ૫

અવતરણિકા —પરમાત્મા અને ભૂત માત્ર પરસ્પર અત્યંત સંયોગ રહીત હોવા છતા પણ, પરસ્પરના આધાર-આશ્રય-અને આધેય-આશ્રય-લેનાર,-ભાવનુ દૃષ્ટાન્તથી નિરૂપણ કરે છે:—

यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ॥
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

पदच्छेदः—यथा, आकाशस्थितः, नित्यम्, वायुः, सर्वत्रगः, महान्, तथा, सर्वाणि, भूतानि, मत्स्थानि, इति, उपधारय.

व्युत्पत्तिः—आकाशे तिष्ठतीति आकाशस्थितः. सर्वत्र गच्छतीति सर्वत्रगः.

અન્વય અને અર્થ —यथा જેવીરીતે, नित्यम् હમેશા, सर्वत्रग બધી જગાએ ફરનાર महान् મહાન્, वायु પવન, आकाशस्थित આકાશમાજ રહેલો છે, तथा તેવીજ રીતે, सर्वाणि બધા, भूतानि ભૂતો, मत्स्थानि મારામાજ રહેલા છે, इति એમ, उपधारय જાણ

ભાવાર્થ:—જેવી રીતે સદા સમસ્ત-સ્થલગામી મહાન્ વાયુ ત્રણે કાલમા આકાશમા જ રહે છે, તેવી રીતે બધા પ્રાણિઓ મારામા રહેલા છે એમ જાણ ૬

અવતરણિકા:—આકાશમા જેમ વાયુ રહેલ છે તેમ બધા

પ્રાણિઓ સ્થિતિકાલમા મારામા રહેલ છે એમ કહીને હવે સૃષ્ટિના પ્રલય તેમજ ઉત્પત્તિ વખતે પણ તેઓ મારામાજ રહે છે એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ॥**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥**

**पदच्छेदः—सर्वभूतानि, कौन्तेय, प्रकृतिम्, यान्ति, मामिकाम्, कल्पक्षये, पुनः, तानि, कल्पादौ, विसृजामि, अहम्.**

**व्युत्पत्तिः—मम इयं इति मामिका, तां मामिकाम्. विशेषेण सृजामि इति विसृजामि**

**समासाः**—कल्पस्य क्षय इति कल्पक्षय तस्मिन् कल्पक्षये । कल्पस्य आदि इति कल्पादि तस्मिन् कल्पादौ ।

અન્વય અને અર્થ:—**कौन्तेय** હે કૌન્તેય, **कल्पक्षये** પ્રલય કાલમા, **सर्वभूतानि** બધા પ્રાણીઓ, **मामिकाम्** મારી, **प्रकृतिम्** ત્રિગુણાત્મિકા માયાને **यान्ति** પામેછે, **कल्पादौ** સૃષ્ટિવખતે, **पुन** ફરીને, **अहम्** હુ, **तानि** તેમને, **विसृजामि** ઉત્પન્ન કરૂ છુ

ભાવાર્થ —હે કૌન્તેય! પ્રલય વખતે બધા પ્રાણિઓ મારી ત્રિગુણાત્મિકા પ્રકૃતિમા લય પામી જાય છે, અને સૃષ્ટિની શરૂઆતના વખતમા ફરીને હુ તેમને બધાને ઉત્પન્ન કરૂ છુ ૭

અવતરણિકા —"આપ તો અસગ અને નિર્વિકાર છો છતા કેવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ વિગેરે કરો છો!" એ અર્જુનના પ્રશ્નના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે:—

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ॥
भूतग्राममिमं कृत्स्न मवशंप्रकृतेर्वशात् ॥ ८ ॥

**पदच्छेदः**—प्रकृतिम्, स्वाम्, अवष्टभ्य, विसृजामि, पुनः पुनः, भूतग्रामम्, इमम्, कृत्स्नम्, अवशम्, प्रकृतेः, वशात्.

**समासाः**—भूताना ग्राम समुदाय इति भूतग्राम॰ त भूतग्रामम्, न वश इति अवश त अवशम् ।

અન્વય અને અર્થ —स्वाम् પોતાની, प्रकृतिम् પ્રકૃતિને, अवष्टभ्य વશમા રાખીને, प्रकृते પ્રકૃતિની, वशात् આધીનતાથી, अवशम् અસ્વાધીન—પરતત્ર, इमम् આ, भूतग्रामम् ભૂતોના સમુદાયને, पुन पुन ફરી ફરીને, विसृजामि પેદા કરૂ છુ

ભાવાર્થ —હુ મારી પોતાની પ્રકૃતિને વશમા રાખીને, પ્રકૃતિની આધીનતાથી પરતત્ર એવા આ ભૂત સમુદાયને ફરી ફરી સર્જું છુ ૮

અવતરણિકા.—"આપ એ પ્રમાણે નાના પ્રકારના કર્મો કરો છો, તો જીવાત્માની માફક તે તે કર્મો આપને કેમ બન્ધન કરતા નથી?" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે —

न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ॥
उदासीनवदासीन मसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

**पदच्छेदः**—न, च, माम्, तानि, कर्माणि, निबध्नन्ति, धनजय, उदासीनवत्, आसीनम्, असक्तम्, तेषु, कर्मसु.

**व्युत्पत्तिः**—निश्चयेन बध्नन्ति इति निबध्नन्ति उदासीनः इव इति उदासीनवत्. आस्ते इति आसीनः, तं आसीनम्. न सक्तः इति असक्तः, तं असक्तम्.

અન્વય અને અર્થ—धनजय હે ધનજય, च પણ, तानि તે, कर्माणि કર્મો, उदासीनवत् કોઇ તટસ્થ-ઉપેક્ષકની માફક, आसीनम् રહેલાને, तेषु તે, कर्मसु કર્મોમા, असक्तम् ફલની આસક્તિ રહિત-અભિમાન રહિતને, माम् મને, निबध्नन्ति બધન કરતા, न નથી

ભાવાર્થ—હે ધનજય! પણ તે કર્મો તટસ્થની માફક રહેલાને, તથા ફલની આસક્તિ તેમજ કર્તાપણાના અભિમાન રહિતને મને જરા પણ બન્ધન કરતા નથી ૯

અવતરણિકા—"भूतग्रामामिम विसृजामि" તથા "उदासीनवदासीन" એ પરસ્પર વિરૂદ્ધ હકીકત કહી છે, તેથી તેની અસગતિ ટાળવા માટે નીચે પ્રમાણે જગત્ પ્રતિ પોતાનુ વર્તન ભગવાન્ શ્રીકૃષ્ણ સ્પષ્ટ જણાવે છેઃ—

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥
हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥

**पदच्छेदः**—मया, अध्यक्षेण, प्रकृतिः, सूयते, सचराचरम्, हेतुना, अनेन, कौन्तेय, जगत्, विपरिवर्तते.

**व्युत्पत्तिः**—चरतीति चरं, न चरतीति अचरम्. विशेषेण परिवर्तते इति विपरिवर्तते.

**समासः**—चर च अचर च इति चराचरे, चराचराभ्यां सहवर्तमान इति सचराचरम् ।

અન્વય અને અર્થ —**मया** હું, **अध्यक्षेण** નિયતા તરીકે હોઇને, **प्रकृतिः** મારી પ્રકૃતિ, **सचराचरम्** ચૈતન્ય જડ સમસ્ત જગત્, **सूयते** પેદા કરે છે, **कौन्तेय** હે કૌંતેય, **अनेन** આ, **हेतुना** હેતુ-નિમિત્ત-કારણથી જ, **जगत्** જગત્, **विपरिवर્तते** બધી અવસ્થામા પરિણામ પામે છે

ભાવાર્થ —નિયતા-સર્વસત્તા ધારક-તરીકે મારો આશ્રય કરીને પ્રકૃતિ જડ ચૈતન્યાત્મક આ આખા જગતને ઉત્પન્ન કરે છે, હે કૌન્તેય! મનેજ નિમિત્ત ભૂત કરીને આ જગત્ સૃષ્ટિ, સ્થિતિ, લય ઇત્યાદિ અવસ્થાઓમા પરિણામ પામે છે ૧૦

અવતણિકા —"આપજ બધાના અધ્યક્ષ, બધા પ્રાણિઓના નિવાસ સ્થાન, અને સગ રહીત હોવાથી સર્વદા મુક્ત હોવા છતા બધા આપને જ પોતાના આત્મા તરીકે અથવા પરમાત્મા તરીકે કેમ ભજતા નથી" એ અર્જુનના પ્રશ્નના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

अवजानंति मा मूढा मानुषीं तनुमाश्रितम् ॥
पर भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

**पदच्छेदः**—अवजानन्ति, माम्, मूढाः, मानुषीम्, तनुम्, आश्रितम्, परम्, भावम्, अजानन्तः, मम, भूतमहेश्वरम्.

व्युत्पत्तिः—मनुष्यस्य इयं मानुषी, तां मानुषीम्. न जानन्तीति ते अजानन्तः.

**समासाः**—महान् च असौ ईश्वरश्च महेश्वरः, भूताना महेश्वर इति भूतमहेश्वर त, भूतमहेश्वरम् ।

અન્વય અને અર્થ—मूढा અવિવેકીઓ, **भूतमहेश्वरम्** બધા પ્રાણિઓના ઈશ્વરને તથા **मम** મારા, **परम्** સૌથી શ્રેષ્ઠ **भावम्** પરમાત્મ તત્ત્વને, **अजानन्त** નહિ જાણતા, **मानुषीम्** મનુષ્ય સબંધી, **तनुम्** શરીરને, **आश्रितम्** ધારણ કરેલાને, **माम्** મારી, **अवजानन्ति** અવજ્ઞા કરે છે

ભાવાર્થ—અવિવેકીઓ સર્વ પ્રાણિના ઇશ્વરને તથા મારા ઉત્કૃષ્ટ પરમાત્મ-તત્ત્વને ન જાણીને, મનુષ્ય દેહ ધારણ કરેલાની મારી અવજ્ઞા કરે છે ૧૧

અવતરણિકા—ભગવદવજ્ઞા, નિન્દા ઇત્યાદિ જનિત મહા પાપથી હત બુદ્ધિવાળા તે અવિવેકીઓ નિરતર હલકી યોનિમાજ રહેવા લાયક છે એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ॥
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

पदच्छेदः—मोघाशाः, मोघकर्माणः, मोघज्ञानाः, विचेतसः, राक्षसीम्, आसुरीम्, च, एव, प्रकृतिम्, मोहिनीम्, श्रिताः.

व्युत्पत्तिः—राक्षसस्य इयं इति राक्षसी, तां राक्षसीम्.

असुरस्य इयं आसुरी तां आसुरीम्. मोहयतीति मोहिनी, तां मोहिनीम्.

**समासाः**—मोघा निष्फलैव फलप्रार्थना येषां ते मोघाशा । मोघानि व्यर्थानि कर्माणि येषां ते मोघकर्माणः। मोघं ईश्वराप्रतिपादकं ज्ञानं येषां ते मोघज्ञाना । विगतानि चेतांसि येषां ते विचेतसः ।

અન્વય અને અર્થ:—મારી અવજ્ઞાથી તેઓ, **मोघाशा** વ્યર્થ ફળની પ્રાર્થનાવાળાઓ, **मोघकर्माण** નિષ્ફળ ક્રિયાવાળા, **मोघज्ञाना** ઇશ્વરને પ્રતિપાદન ન કરનાર જ્ઞાનવાળા, **विचेतस** તથા વિવેકરહિત ચિત્તવાળાઓ, **च** અને તેથી જ, **राक्षसीम्** રાક્ષસી, **आसुरीम्** આસુરી, **मोहिनीम्** બુદ્ધિને ભ્રષ્ટ કરનારી, **प्रकृति** પ્રકૃતિનો, **आश्रिता** આશ્રય કરીને રહેલા હોય છે, एव જ

ભાવાર્થ:—મારી અવજ્ઞાથી મૂઢ પ્રાણિઓ નિષ્ફલ આશા, નિષ્ફલ કર્મ, તથા નિષ્ફલ કુતર્ક જનિત જ્ઞાનવાળા તથા વિવેક રહિત થયેલા, અને તેથી જ રાક્ષસ સબધી તથા અસુર સબધી તથા બુદ્ધિને ભ્રષ્ટ કરનારી પ્રકૃતિનો આશ્રય કરીને જ રહેલા હોય છે, અર્થાત્ વારવાર રાક્ષસી તથા આસુરી યોનિમાજ તેમને જન્મ લેવો પડે છે ૧૨

અવતરણિકા—" ત્યારે આપને ખાસ કોણ ભજે છે, અને તે કેવી પ્રકૃતિનો આશ્રય કરીને રહેલા હોય છે ? " ઇત્યાદિ અર્જુનની જીજ્ઞાસા પૂર્ણ કરતા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર કહે છે —

महात्मानस्तु मा पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ॥
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

**पदच्छेदः**—महात्मानः, तु, माम्, पार्थ, दैवीम्, प्रकृतिम्, आश्रिताः, भजन्ति, अनन्यमनसः, ज्ञात्वा, भूतादिम्, अव्ययम्

**समासाः**—महान् च असौ आत्मा च येषा ते महात्मानः देवस्य इय इति दैवी ता दैवीम् । अन्यस्मिन् परमेश्वराद्यतिरिक्ते न विद्यते मन येषा ते अनन्यमनस । भूताना आकाशादीना आदिः कारण इति भूतादि त भूतादिम् । न विद्यते व्यय यस्यस अव्यय । त अव्ययम् ।

અન્વય અને અર્થ—तु પણ, पार्थ હે પાર્થ, दैवीम् શમ, દમ, દયા, શ્રદ્ધાદિ લક્ષણ સાત્વિક, प्रकृतिम् પ્રકૃતિમા, आश्रिता રહેલા, महात्मान મહાત્માઓ, भूतादिम् આકાશાદિ ભૂતોના કારણરૂપ, अव्ययम् તથા અવિનાશી, माम् મને, ज्ञात्वा જાણીને, अनन्यमनस મારા સિવાય બીજે કયાય પણ મન નહિ રાખનારા, भजन्ति ભજે છે-સેવે છે

ભાવાર્થ—પણ હે પાર્થ ! શમ, દમ, દયા શ્રદ્ધા ઇત્યાદિ લક્ષણવાળી સાત્વિક પ્રકૃતિમા જ સ્થિત, તથા અનેક જન્મકૃત સુકૃત્યોથી પુનિત તથા ઉદાર આત્માવાળા મહા પુરૂષો આકાશાદિ પચ મહાભૂતના કારણ રૂપ તથા અવિનાશીને મને વાસ્તવિક રીતે જાણીને અનન્ય ચિત્તવાળા થઈને મને ભજે છે૧૩

અવતરણિકા—ઉપરના શ્લોકમા " મહાત્માઓ મને ભજે છે " એમ કહ્યુ તેની પૂર્તિમા તેમનો ભજનનો પ્રકાર નીચેના બે શ્લોકથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ॥
नमस्यतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥

**पदच्छेदः**—सततं, कीर्तयन्तः, माम्, यतन्तः, च, दृढव्रताः, नमस्यन्तः, च, माम्, भक्त्याः, नित्ययुक्तः, उपासते.

**व्युत्पत्तिः**—कीर्तयन्तीति ते कीर्तयन्तः. यतन्ते इति ते यतन्तः. नमस्यन्ति इति ते नमस्यन्तः. नित्यं युक्ताः इति नित्ययुक्ताः.

**समासाः**—दृढानि व्रतानि नियमाः येषा ते दृढव्रता ।

**અન્વય અને અર્થ**:—सततम् સર્વદા, माम् મને, कीर्तयन्त વેદાન્ત શ્રવણ, પ્રણવ-જપ ઇત્યાદિથી ભજન કરતા, च અને, दृढव्रता બ્રહ્મચર્યાદિ દૃઢ-વ્રતધારી, यतन्त ઇન્દ્રિય-સયમ તથા ઈશ્વરપૂજનમા યત્ન કરતા, च તથા, माम् મને भक्त्या ભક્તિપૂર્વક, नमस्यन्त નમન કરતા, नित्ययुक्ता અનવરત—રાતદિવસ—સાવધાન ચિત્તવાળા, उपासते મારી ઉપાસના કરે છે-ભજે છે

ભાવાર્થ.—નિરતર મારૂ કીર્તન કરતા, બ્રહ્મચર્યાદિ દૃઢ વ્રતોને ધારણ કરતા, ઇન્દ્રિયનિગ્રહ તથા મારા પૂજનમા પ્રયત્ન કરતા, તથા મને ભક્તિ પૂર્વક નમન કરતા, તેમજ

અહોરાત્ર યુકત-જાગરૂક-સાવધાન-ચિત્તવાળા થઇને મને ભજે છે ૧૪

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ॥**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥**

**पदच्छेदः**—ज्ञानयज्ञेन, च अपि, अन्ये, यजन्तः, माम्, उपासते, एकत्वेन, पृथक्त्वेन, बहुधा, विश्वतोमुखम्

**व्युत्पत्तिः**—यजन्ते इति यजन्तः एकस्य भावः इति एकत्वम्, तेन एकत्वेन पृथगः भावः इति पृथक्त्वम् तेन पृथक्त्वेन.

**समासः**—विश्वत सर्वत्र मुख स्वरूप यस्य स विश्वतोमुख, त विश्वतोमुखम् । ज्ञानमेव भगवद्विषय यज्ञ इति ज्ञानयज्ञ, तेन ज्ञानयज्ञेन ।

અન્વય અને અર્થ:—**च** અને, **अपि** વળી, **अन्ये** બીજાઓ, **ज्ञानयज्ञेन** જ્ઞાનરૂપી યજ્ઞ વડે, **यजन्त** પૂજતા, **माम्** મને, **उपासते** ઉપાસે છે, **एकत्वेन** કેટલાક એક જ પરમબ્રહ્મ છે એ ભાવથી, ભેદ-રહિત બુદ્ધિ વડે, **पृथक्त्वेन** કેટલાક ઉપાસ્ય—દેવતા અને ઉપાસક—ભકત એ બનેમાં ભેદ-બુદ્ધિ વડે, તથા **विश्वतोमुखम्** આખા વિશ્વમા પોતાની જ મૂર્તિથી વ્યાપીને મને, **बहुधा** વિવિધ પ્રકારે ઉપાસ્ય દેવ-તાઓના ઘણા ભેદથી ભજે છે

ભાવાર્થ:—અને વળી બીજાઓ તો જ્ઞાન રૂપી યજ્ઞવડે અને પૂજતા મારી ઉપાસના કરે છે, વળી કેટલાક એકજ

પરમ બ્રહ્મ છે એમ અદ્વૈત ભાવથી, કેટલાક ઉપાસ્ય ઉપાસક દ્વૈત ભાવથી, અને કેટલાક ઉપાસ્ય દેવતાઓની વિવિધતાથી સર્વવ્યાપી વિશ્વરૂપને મને વિવિધતાથી અનેક સ્વરૂપે ભજે છે ૧૫

અવતરણિકાઃ—" અગર બહુ પ્રકારે આપને ભક્તો ભજે છે, તો પછી તેઓ આપને જ ભજે છે એ કેમ જાણી શકાય ? " એ અર્જુનની શંકાના જવાબમા ભગવાન્ પોતાની સર્વાત્મતા બતાવે છે —

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ॥
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

**पदच्छेदः**—अहम्, क्रतुः, अहम्, यज्ञः, स्वधा, अहम्, औषधम्, मन्त्रः, अहम्, एव, आज्यम्, अहम्, अग्निः, अहम्, हुतम्

**व्युत्पत्तिः**—ओषधेः इदं इति औषधम्. आज्यते इति आज्यम्.

**અન્વય અને અર્થ.**—क्रतु શ્રૌત-યજ્ઞ-અગ્નિષ્ટોમાદિ, अहम् હું यज्ञ સ્માર્ત, વૈશ્વદેવાદિ, अहम् હું, स्वधा પિતૃ-ઓને આપવામા આવતુ અન્ન, अहम् હું, औषधम् ઔષધ અથવા વ પ્રાણિઓને જીવન આપનાર અન્ન अहम् હું, मन्त्र જે વૈદિક ઋચા વડે આહુતિ અપાય છે તે, अहम् હું, एव જ, आज्यम् હવિર્દ્રવ્ય ઘૃત, પાયસ ઇત્યાદિ, अहम् હુ, अग्नि આહવનીયાદિ અગ્નિ हुतम् હોમ, તે પણ હું જ છુ

ભાવાર્થ—શ્રૌત-અગ્નિષ્ટોમાદિ-યજ્ઞ વૈશ્વદેવાદિ સ્માર્ત યજ્ઞ, પિતૃઓની ઉદ્દેશીને આપવામાં આવતુ-અન્ન-સ્વધા પ્રાણિ માત્રને જીવાડનાર અન્ન અથવા વ્યાધિનાશને માટે આપવામા આવતુ ભેષજ જે વૈદિક ઋચાથી આહુતિ અપાય છે તે, ઘૃત પાયસ ઈત્યાદિ હવિષ્ય પદાર્થ, આહુવની-યાદિ અગ્નિ, તથા હોમવામા આવેલુ તે સઘળુ હુ જ છુ, મારા સિવાય બીજુ કઇ પણ નથી બધી જગ્યાએ હુ વ્યાપક છુ ૧૬

पिताहमस्य जगतो माता धाता पितामहः ॥
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

पदच्छेदः—पिता, अहम्, अस्य, जगतः, माता, धाता, पितामहः, वेद्यम्, पवित्रम्, ओंकारः, ऋक्, साम, यजुः, एव, च.

व्युत्पत्तिः—धारयतीति धाता. वेदितु उचितं इति वेद्यम्. पूयते अनेन इति पवित्रम.

**समासाः**—पितु पिता इति पितामहः ।

અન્વય અને અર્થ—अहम् હુ, अस्य આ, जगत જગતનો, पिता પિતા, माता માતા, धाता કર્મફલને આપનાર વિધાતા, पितामह પિતાનો પણ પિતા, वेद्यम् જાણવા લાયક, पवित्रम् પાવન કરનાર, ओंकार પ્રણવ, ऋक् ઋગ્વેદ, साम સામવેદ, च અને, यजु યજુર્વેદ, एव પણ હુ જ છુ

ભાવાર્થ—હુ આ જગતનો પિતા, માતા, વિધાતા, પિતા-

મહ, જાણવા લાયક વસ્તુ, પાવન કરનાર વસ્તુ, પ્રણવ, ઋગ્વેદ, સામવેદ, અને યજુર્વેદ પણ હુ જ છુ ૧૭

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरण सुहृत् ॥
प्रभवः प्रलयः स्थान निधानं बीजमव्ययम् ॥१८॥

पदच्छेदः—गतिः, भर्ता, प्रभुः, साक्षी, निवासः, शरणम्, सुहृत्, प्रभवः, प्रलयः, स्थानम्, निधानम्, बीजम्, अव्ययम्

व्युत्पत्तिः—गम्यते इति गतिः कर्मफलम् बिभर्तीति भर्ता. प्रकर्षेण भवतीति प्रभुः. साक्षाद्द्रष्टा इति साक्षी. निश्चयेन वासः इति निवासः प्रभवति उद्भवति अस्मात् इति प्रभवः. प्रकर्षेण लयः इति प्रलयः तिष्ठन्ति अस्मिन्निति स्थानम्. नितान्त धीयते अस्मिन्निति निधानम्.

અન્વય અને અર્થ:—गति કર્મફલ, भर्ता પોષણ કરનાર, प्रभु નિયતા, साक्षी સાક્ષી, निवास ભોગ-સ્થાન, शरणम् શરણે આવેલાની પીડા હરનાર, सुहृत् પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકાર કરનાર, प्रभव ઉત્પત્તિ સ્થાન, प्रलयः લય, स्थानम् આધાર, निधानम् કર્મફલ સમર્પણ સ્થાન, बीजम् પ્રરોહ કારણ, अव्ययम् અવિનાશી બ્રહ્મ, તે પણ હુ જ છું

ભાવાર્થ—કર્મનુ ફલ પોષણ કરનાર, નિયન્તા, સાક્ષી, ભોગસ્થાન, શરણે આવેલાની પીડા હરનાર, પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકાર કરનાર, ઉત્પત્તિ સ્થાન, લયસ્થાન, આધારસ્થાન,

કર્મના ફલ સમર્પણ કરવાનુ સ્થાન, ઉત્પત્તિનુ મૂલ કારણ, અવિનાશી બ્રહ્મ વિગેરે પણ હુ જ છુ ૧૮

तपाम्यहमहं वर्ष निगृह्णाम्युत्सृजामि च ॥
अमृत चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

**पदच्छेदः**—तपामि, अहम्, अहम्, वर्षम्, निगृह्णामि, उत्सृजामि, च, अमृतम्, च, एव, मृत्युः, च, सत्, असत्, च, अहम्, अर्जुन.

**व्युत्पत्तिः**—नितान्तं गृह्णामि इति निगृह्णामि. न मृतं इति अमृतम्. न सत् इति असत्.

અન્વય અને અર્થ:—अहम् હુ, तपामि આદિત્ય રૂપે થઈને તપુ છુ, वर्षम् વરસાદને, उत्सृजामि છોડુ છુ, च અને, निगृह्णामि આકર્ષણ કરૂં છુ, च અને, अमृतम् જીવન, च અને, मृत्यु મૃત્યુ, एव પણ, सत् સ્થૂલ દૃશ્ય, च અને, असत् સૂક્ષ્મ-અદૃશ્ય એ બધુ, अर्जुन હે અર્જુન, अहम् હુ, एव જ છુ

ભાવાર્થ—સૂર્ય રૂપે જગતને હુ તાપ આપુ છુ વરસાદને વર્ષાઋતુમા હુ જ છોડુ છુ, અને બાકીની ઋતુઓમા હુ જ તેને રોકુ છુ. તેમજ જીવન, નાશ, સ્થૂલ દૃશ્ય, અને સુક્ષ્મ દૃશ્ય, અને સૂક્ષ્મ અદૃશ્ય એ બધુ હે અર્જુન હુ પોતે જ છુ ૧૯

અવતરણિકા:—"ઉપર કહેલા પ્રકારમાથી એક પણ પ્રકાર વડે મને ન ભજતા કેવલ શુષ્ક કર્મ કરનારાઓની શી ગતિ થાય છે" તેનુ વર્ણન ભગવાન શ્રીકૃષ્ણ બે શ્લોકથી કરે છે.

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ॥
ते पुण्यमासाद्य सुरेंद्रलोक-
मश्नति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥

**पदच्छेदः**—त्रैविद्याः, माम्, सोमपाः, पूतपापाः, यज्ञैः, इष्ट्वा, स्वर्गतिं, प्रार्थयन्ते, ते, पुण्यम्, आसाद्य, सुरेन्द्र-लोकम्, अश्नन्ति, दिव्यान, दिवि, देवभोगान

**व्युत्पत्तिः**--सोमं पिबन्तीति सोमपाः. दिवि भवाः इति दिव्याः, तान दिव्यान्. भुज्यन्ते इति भोगाः.

**समासाः**—ऋग्यजु' साम लक्षणा तिस्रः विद्या येषा ते त्रिविद्या, त्रिविद्या एव इति त्रैविद्याः, स्वार्थेतद्धिनः तिस्रो विद्या अधीयन्ते जानन्तीति वा त्रैविद्या । पूतानि पापनि स्वर्ग प्रति बन्ध-कानि येषा ते पूतपापा । स्वर्ग प्रति गति इति स्वर्गति, ता स्वर्गतिम् । सुराणा इन्द्र इति सुरेन्द्र, सुरेन्द्रस्य लोक इति सुरेन्द्र लोक, त सुरेन्द्रलोकम् । देवाना भोग' इति देवभोगा, तान् देवभोगान् ।

**અન્વય અને અર્થ**—**त्रैविद्या** ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ઇત્યાદિ ત્રણ વિદ્યાઓને જાણનાર, **सोमपा** યજ્ઞમા સોમનુ પાન કરનાર, **पूतपापा** નિષ્પાપ થયેલા, **यज्ञै** યજ્ઞો વડે, **माम्** મને ઇન્દ્રસ્વરૂપને, **इष्ट्वा** યજન કરીને, **स्वर्गतिम्** સ્વર્ગ-લોકની ગતિની, **पार्थयन्ते** પ્રાર્થના કરે છે, **ते** તેઓ, **पुण्यम्**

પુણ્યના ફલરૂપ, सुरेन्द्रलोकम् ઈન્દ્રલોકને, आसाद्य પામીને, दिवि સ્વર્ગમાં, दिव्यान् સ્વર્ગીય, देवभोगान् દેવોને ભોગવવા લાયક ભોગોને, अश्नन्ति ભોગવે છે

ભાવાર્થ —ઋગ્, સામ, યજુર્વેદાદિ ત્રણ વિદ્યાઓને જાણનાર, યજ્ઞશિષ્ટ સોમનુ પાન કરનાર, અને વિગતપાપ થએલા, યજ્ઞો વડે મને-ઈન્દ્ર-સ્વરૂપે પૂજીને સ્વર્ગલોકની ગતિની પ્રાર્થના કરે છે, તેઓ પુણ્યના ફલરૂપ ઉત્તમ સ્વર્ગલોકને પામીને દેવોને ભોગવવા લાયક સ્વર્ગીય ભોગોને ભોગવે છે ૨૦

અવતરણિકાઃ—એ પ્રકારે ઘણા કષ્ટથી મેળવેલ સ્વર્ગનો પણ અંતે વિનાશી સ્વભાવ છે એમ કહી તેની અસારતા દર્શાવે છે—

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभंते ॥ २१ ॥

पदच्छेदः—ते, तम्, भुक्त्वा, स्वर्गलोकम्, विशालम्, क्षीणे, पुण्ये, मर्त्यलोकम्, विशन्ति, एवम्, त्रयीधर्मम्, अनुप्रपन्नाः, गतागतं, कामकामाः, लभन्ते.

व्युत्पत्तिः—कामान्कामयन्ते इति कामकामाः.

समासाः—स्वर्गश्चासौ लोकश्च इति स्वर्गलोक, तं स्वर्गलोकम् । मर्त्यश्चासौ लोकश्च इति मर्त्यलोक तं मर्त्यलोकम् ।

त्रयाणां धर्माणां होत्राध्वर्यवौद्गात्राणां, ऋग्यजुःसामाख्य वेदत्रय बोधितानां समाहारस्त्रिधर्मम् तदेव त्रैधर्म्यम् त्रयीधर्मम् इति वा पाठः । गतं च आगतं च गतागतम् ।

**अन्वय अने अर्थ**—ते तेओ सकाम—कर्मवादीओ, **तम्** ते, **विशालम्** विशाल **स्वर्गलोकम्** स्वर्गलोकने, **भुक्त्वा** भोगवीने, **पुण्ये** पुण्य, **क्षीणे** क्षीण थई जतां, **मर्त्यलोकम्** मृत्यु—लोकमां, **विशन्ति** प्रवेश करे छे **एवम्** ए प्रमाणे **त्रयीधर्मम्** त्रणे वेदमां कहेलुं वैदिककर्म, **अनुप्रपन्नाः** अनुकरण करवावाळा, **कामकामाः** कामनाओनी इच्छावाळाओ, **गतागतम्** आवतुं जतुं फळ, **लभन्ते** मेळवे छे

**भावार्थः**—सकाम कर्मवादीओ ते विशाल स्वर्गलोकने भोगवीने, पुण्यो क्षीण थई जतां आ मृत्यु लोकमां फरीने अवतार ले छे, ए प्रमाणे त्रणे वेदोमां कहेलां केवळ वेदोक्त शुष्ककर्म करनाराओ, अने कामनाओनी चाहनावाळाओ पुण्यथी स्वर्ग-प्राप्ति अने पुण्यक्षीण थतां मृत्युलोक प्राप्ति रूपी अर्थ-सिद्धि अने अर्थक्षय रूपी फळ मेळवे छे २१

अवतरणिका— कामनाओनी इच्छावाळाओ तो पोत-पोतानी कामना प्रमाणे कर्मोनुं अनुष्ठान करीने भोगादि आवश्यक वस्तुओ मेळवे छे, पण केवळ निष्काम अने तत्व-ज्ञानीओ जे आपनी उपासना करे, तेओने भोगनी इच्छा तो न होय, छतां पण तेमना शरीरनी स्थितिना कारण रूप योग अने क्षेमनो केवीरीते निवाह थाय ? ” एवा अर्जुनना प्रश्नना जवाबमां भगवान् श्रीकृष्ण कहे छे —

अनन्याश्चिंतयतो मां ये जनाः पर्युपासते ॥
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

**पदच्छेदः**—अनन्याः, चिन्तयन्तः, माम्, ये, जनाः, पर्युपासते, तेषाम्, नित्याभियुक्तानाम्, योगक्षेमम्, वहामि, अहम्.

**व्युत्पत्तिः**—चिन्तयन्तीति ते चिन्तयन्तः परितः सर्वतः अनवच्छिन्नतया उपासते इति पर्युपासते.

**समासाः**—नास्ति अन्य उपास्यः येषां ते अनन्याः । नित्यं अभियुक्ता इति नित्याभियुक्ताः, तेषाम् नित्याभियुक्तानाम् । योगश्च क्षेमश्च इति योगक्षेमम् ।

અન્વય અને અર્થ—**अनन्याः** મારા સિવાય બીજો કોઈ આશ્રય જેમને નથી તેવા, **माम्** મને **चिन्तयन्तः** ચિન્તન કરતા, **ये** જે, **जनाः** મનુષ્યો, **पर्युपासते** કેવળ મારી ઉપાસના કરે છે, **तेषाम्** તેવા, **नित्याभियुक्तानाम्** નિરંતર મારામાં જોડાએલ ચિત્તવાળાઓના, **योगक्षेमम्** નહિ પ્રાપ્ત થયેલ વસ્તુની પ્રાપ્તિ, અને પ્રાપ્ત વસ્તુનું રક્ષણ, **अहम्** હું, **वहामि** વહન કરૂં છું.

ભાવાર્થ—અનન્ય આશ્રયવાળા જે મારા ભકતો મને અનવચ્છિન્નપણે-નિરંતર ભજે છે, તેવા સતત લગ્ન ચિત્તવાળાઓના યોગક્ષેમ-ન પ્રાપ્ત થએલાનું પ્રાપ્ત કરવું, અને પ્રાપ્ત થએલાનું રક્ષણ કરવું તે હું ચલાવું છું. ૨૨

અવતરણિકાઃ—'બીજા દેવતાઓ પણ આપનું જ સ્વરૂપ છે તો તે દેવતાના ભકતો પણ આપને જ ભજે છે, એમ માની શકાય, તો પછી આપના ભકતો અને અન્ય દેવતાના ભકતોમા શો વિશેષ ફરક ?" એવા અર્જુનના પ્રશ્નના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે –

**येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ॥**
**तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥**

**पदच्छेदः**—ये, अपि, अन्यदेवताभक्ताः, यजन्ते, श्रद्धया, अन्विताः, ते, अपि, माम्, एव, कौन्तेय, यजान्ति, अविधिपूर्वकम्

**समासाः**—अन्यश्च देवताश्च इति अन्यदेवता, तासु भक्ता इति अन्यदेवताभक्ता । न विधि इति अविधि अविधि पूर्वं यथास्यात्तथा इति अविधिपूर्वकम् ।

**અન્વય અને અર્થ**—**कौन्तेय** હે કુંતાજીના પુત્ર-અર્જુન, **ये** જેઓ, **अन्यदेवताभक्ता** બીજી દેવતાઓના ભકતો, **अपि** પણ, **श्रद्धया** શ્રદ્ધાથી, **अन्विता** જોડાએલા, **यजन्ते** તેમને પૂજે છે, **ते** તેઓ, **अपि** પણ, **माम्** મને, **एव** જ, **अविधिपूर्वकम्** અજ્ઞાનપૂર્વક, **यजन्ति** પુજે છે

ભાવાર્થ—હે કૌન્તેય ! બીજા દેવતાના ભકતો પણ જેઓ શ્રદ્ધાયુકત મનથી તેમને પુજે છે, તેઓ પણ મને જ અજ્ઞાન પૂર્વક પુજે છે ૨૩

અવતરણિકાઃ—"તેઓ આપને કેવી રીતે અજ્ઞાનપૂર્વક પૂજે છે?" એ પ્રશ્નના જવાબમા ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ—

अहं हि सर्वयज्ञाना भोक्ता च प्रभुरेव च ॥
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४॥

पदच्छेदः—अहम्, हि, सर्वयज्ञानाम्, भोक्ता, च, प्रभुः, एव, च, न, तु, माम्, अभिजानन्ति, तत्त्वेन, अतः, च्यवन्ति, ते.

व्युत्पत्तिः—भुनक्तीति भोक्ता.

અન્વય અને અર્થ—अहम् હુ, हि જ, सर्वयज्ञानाम् બધા યજ્ઞોનો, भोक्ता ભોગવનાર, च અને, प्रभु પ્રભુ, एव પણ છુ, च પાદ પૂરણાર્થ, तु પણ, माम् મને, तत्त्वेन તત્ત્વથી, अभिजानन्ति જાણે છે, न નહિ, अत એથી જ, ते તેઓ, च्यवन्ति પુનરાવર્તન પામે છે

ભાવાર્થ—બધા શ્રૌતસ્માર્ત યજ્ઞોનો તે તે દેવતા સ્વરૂપે ભોગવનાર અને ઇશ્વર પણ હુ જ છુ, પણ અન્ય દેવતાના ઉપાસકો મને તત્વથી જાણતા નથી, તેથી જ તેઓ આ સ સારની આવૃત્તિને પામે છે ૨૪

અવતરણિકા—"આપના શુદ્ધ તત્વના અજ્ઞાનથી અન્ય દેવના ભકતો કર્મના ફલથી ભ્રષ્ટ થાય છે, તો તે તે દેવતાઓનું આરાધન તો બીલકુલ સાર રહિત ગણાય" એવી અર્જુનની માન્યતાને નીચેની વ્યાખ્યાથી સ્પષ્ટ કરે છે—

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ॥
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम्२५

**पदच्छेदः**—यान्ति, देवव्रताः, देवान्, पितॄन्, यान्ति, पितृव्रताः, भूतानि, यान्ति, भूतेज्याः, यान्ति, मद्याजिनः, अपि, माम्.

**समासाः**—देवेषु व्रत नियम येषा ते इति देवव्रता । पितृषु व्रत येषा ते इति पितृव्रता । भूतेषु विनायक मातृगण चतुःषष्टि योगिन्यादिषु इज्या पूजा येषा ते इति भूतेज्याः । मा यष्टु शील येषा ते मद्याजिन ।

**અન્વય અને અર્થ**:—**देवव्रता** ઇન્દ્રાદિ દેવોમા નિયમ-ભક્તિવાળા, **देवान्** દેવોને, **यान्ति** પામે છે, **पितृव्रता** શ્રાદ્ધાદિ ક્રિયાપરાયણ પિતૃભક્તો, **पितॄन्** પિતૃઓને, **यान्ति** પામે છે, **भूतेज्या** ગણપતિ, માતૃકા, યોગિની ઇત્યાદિ ભૂતગણોને પૂજનારા, **भूतानि** ભૂતોને, **यान्ति** પામે છે, **मद्याजिन** મારૂ યજન એ જેમનુ શીલ છે તેવા, **माम्** મને, **अपि** જ, **यान्ति** પામે છે

**ભાવાર્થ**:—દેવોના ભક્તો દેવોને, પિતૃઓના ભક્તો પિતૃઓને, ભૂતોને પૂજનારા ભૂતોને, અને મને પૂજનારા તો મને જ એમ અનુક્રમે પોતપોતાના આરાધ્યને મેળવે છે ૨૫

અવતરણિકા—" મારા ભક્તોને સસારની પુનરાવૃત્તિ ન થવા રૂપ અનન્ત ફલની પ્રાપ્તિ થાય, એટલુ જ નહી,

પણ હુ બહુ સુખપૂર્વક આરાધી શકાઉ તેવો છુ ” એ આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

पत्रं पुष्प फलं तोय यो मे भक्त्या प्रयच्छति ॥
तदह भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

पदच्छेदः—पत्रम्, पुष्पम्, फलम्, तोयम्, यः, मे, भक्त्या, प्रयच्छति, तत्, अहम्, भक्त्युपहृतम्, अश्नामि, प्रयतात्मनः.

व्युत्पत्तिः—प्रकर्षेण यच्छतीति प्रयच्छति.

समासाः—भक्त्या उपहृत इति भक्त्युपहृतम् । प्रकर्षेण यत, आत्मा यस्य स प्रयतात्मा, तस्य प्रयतात्मन ।

અન્વય અને અર્થ:—पत्रम् તુલસીનુ પાદડુ, पुष्पम् ફુલ, फलम् ફલ, तोयम् પાણી, અથવા જે કઈ અનાયાસે મળેલુ, य જે ભકત, मे મને, प्रयच्छति અર્પણ કરે છે, प्रयतात्मन શુદ્ધ બુદ્ધિવાળાનુ, भक्त्युपहृतम् ભક્તિ વડે ભેટ તરીકે કલ્પાયેલુ, तत् તે अश्नामि ગ્રહણ કરૂ છુ.

ભાવાર્થ—તુલસીપત્ર, પુષ્પ, ફલ, અથવા, જલ તેમાનુ એકાદ અથવા અનાયાસે મળી આવેલુ જે કઇ, જે ભકત મને અર્પણ કરે છે, તે શુદ્ધ બુદ્ધિવાળાનુ ભકિતપૂર્વક ભેટ તરીકે કલ્પાયેલુ તે હુ ગ્રહણ કરૂ છુઃ ૨૬

અવતરણિકા—“ પત્ર પુષ્પાદિક પણ ભકિત વડે અર્પણ કરાયેલા હુ ગ્રહણ કરૂ છુ, તો બધુ કર્મ મારામા જ અર્પિત

થાય, તેમજ કરવુ ઉચિત છે" એમ પોતામા ફલની ઈચ્છા અર્પણ કરવાનુ કહે છે અને તેથી શુભાશુભ કર્મફલના બન્ધનોથી છુટી જવાનો માર્ગ ભગવાન્ શ્રીકૃષ્ણ બતાવે છે —

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

पदच्छेदः—यत्, करोषि, यत्, अश्नासि, यत्, जुहोषि, ददासि, यत्, यत्, तपस्यासि, कौन्तेय, तत्, कुरुष्व, मदर्पणम्.

व्युत्पत्तिः—अर्प्यते अनेन इति अर्पणम्

समासाः—मयि अर्पणम् इति मदर्पणम् ।

અન્વય અને અર્થ —कौन्तेय હે કૌન્તેય, यत् જે, करोषि કર્મ તુ કરે, यत् જે કઈ, अश्नासि તુ ખાય, यत् જે, जुहोषि અગ્નિમા હોમે यत् જે કઈ ददासि તુ આપે, यत् જે કઈ तपस्यसि તપ કરે, तत् તે, मदर्पणम् મને જ અર્પણ થાય તેમ, कुरुष्व કર

ભાવાર્થ —હે કૌન્તેય ! જે કઈ કર્મ તુ કરે, જે કઈ ખાય અગ્નિમા જે હોમ કરે, જે આપે, જે તપ કરે, તે સઘળુ મારામા જ અર્પણ કર ૨૭

અવતરણિકાઃ—" એવી રીતે મારામા કર્મ અર્પણ કરવાની બુદ્ધિ રાખવાથી તને શો ફાયદો થશે" તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે-

शुभाशुभफलैरेव मोक्ष्यसे कर्मबंधनैः ॥
सन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

**पदच्छेदः**—शुभाशुभफलैः, एवम्, मोक्ष्यसे, कर्मबन्धनैः, संन्यासयोगयुक्तात्मा, विमुक्तः, माम्, उपैष्यसि.

**व्युत्पत्तिः**—बध्यते अनेन इति बन्धनम्. विशेषेण मुक्तः इति विमुक्तः

**समासाः**—शुभं च अशुभं च इति शुभाशुभे, शुभाशुभे फले येषां तानि शुभाशुभफलानि, तैः शुभाशुभफलैः । कर्माण्येव बन्धनानि इति कर्मबन्धनानि तैः, कर्मबन्धनैः । सन्यासश्चासौ मत्समर्पणतया, कर्मत्वाद्योगश्चासौ इति सन्यासयोगः, तेन युक्तः आत्मा अन्तःकरणं यस्य सः सन्यासयोगयुक्तात्मा ।

અન્વય અને અર્થ—एव એમ કરીને, शुभाशुभफलैः શુભ અને અશુભ ફલવાળા, कर्मबन्धनैः કર્મરૂપી બંધનોથી, मोक्ष्यसे તું છૂટો થઈશ, सन्यासयोगयुक्तात्मा મને કર્મો સમર્પણ કરવા રૂપી સન્યાસ, તથા કર્ત્તવ્યકર્મ કરવા રૂપી કર્મયોગ, એ બંને વડે યુક્ત અંતઃકરણવાળો, विमुक्त જીવતો છતાં જ કર્મબંધનોથી છૂટી ગયેલો, माम् મને, उपैष्यसि શરીર છોડયા પછી પામીશ

ભાવાર્થ—એમ મારામાં કર્મો અર્પણ કરવાથી શુભ અને અશુભ ફલવાળા કર્મ રૂપી બંધનોથી તું મુક્ત થઈશ, અને કર્મફલ સમર્પણ યોગ તેમજ કર્મયોગ એ બંનેના અનુષ્ઠાન યુક્ત ચિત્તવાળો તું જીવતા છતાં જ કર્મ બન્ધનોથી છુટી જઈશ, અને આ શરીર છોડીને અવશ્ય મને પામીશ ૨૮

અવતરણિકા—" આપ ફકત આપના ભકતો ઉપર જ

અનુગ્રહ કરો અને બીજા ઉપર નહિ, તો આપને રાગ દ્વેષવાળા ગણવા કે કેમ ?'' એ અર્જુનના પ્રશ્નના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ॥**
**ये भजंति तु मा भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥**

**पदच्छेदः**—समः, अहम्, सर्वभूतेषु, न, मे, द्वेष्यः, अस्ति, न, प्रियः, ये, भजन्ति, तु, माम्, भक्त्या, मयि, ते, तेषु, च, अपि, अहम्.

**व्युत्पत्तिः**—द्वेष्टुं योग्यः इति द्वेष्यः.

**समासाः**—सर्वाणि च भूतानि च इति सर्वभूतानि, तेषु सर्व भूतेषु ।

અન્વય અને અર્થ —अहम् હુ, सर्वभूतेषु બધા પ્રાણિમા, सम તુલ્ય-સમાન જ છુ, मे મારો, द्वेष्य દ્વેષ-વિષય, अस्ति છે, न નહિ, मे મારો, प्रिय પ્રિય-પણ, न નથી, तु, પણ, ये જેઓ, माम् મને, भक्त्या ભક્તિ વડે, भजन्ति ભજે છે, ते તેઓ, मयि મારામા, च અને, तेषु તેઓમા, अपि પણ, अहम् હુ છુ

ભાવાર્થ —હુ પ્રાણિ માત્રને સમાન છુ મને દ્વેષ કરવા લાયક કે પ્રિય કોઈ પણ નથી, છતા પણ જેઓ મને ભક્તિ પૂર્વક ભજે છે, તેઓ મારામા વર્તે છે, અને હુ પણ સ્વભાવથી જ તેઓમા રહુ છુ અર્થાત્ જેમ અગ્નિ પોતાની પાસે આવેલાની

જ ઠડી ઉરાડે છે, દૂર રહેલાની નહી, તેમજ મને ભજનારા સ્વાભાવિક રીતે જ મારા વિશેષ સબધમા આવે છે તેમાં અગ્નિની માફક કોઈના પર પક્ષપાત નથી, પણ પાસે આવનાર અને ન આવનારના ફલમા અવશ્ય ભેદ રહે છે ૨૯

અવતરણિકા —" મારી ભકિતનુ મહાત્મ્ય તો જો " એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ॥
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥

पदच्छेदः—अपि, चेत्, सुदुराचारः, भजते, माम्, अनन्यभाक्,साधुः एव, स , मन्तव्यः, सम्यक्, व्यवसितः हि, सः.

व्युत्पत्तिः—मन्तुं उचितः इति मन्तव्यः. न अन्यं भजतीति अनन्यभाक्.

समासाः—सुष्टु अत्यन्त दुष्ट आचार आचरण यस्य स सुदुराचार ।

અન્વય અને અર્થ—चेत् અગર, सुदुराचार અત્યત દુષ્ટાચરણવાળો, अपि પણ, अनन्यभाक् અનન્ય ભકિતવાળો થઈને, माम् મને, भजते ભજે, તો, साधु સારા શીલવાળો, एव જ, स તેને, मन्तव्य માનવો જોઈએ, हि કારણ કે, स તે, सम्यक् યથાવત્-સારી રીતે, व्यवसित નિશ્ચયને પ્રાપ્ત થયેલો છે.

ભાવાર્થ —અત્યંત દુરાચરણી મનુષ્ય પણ અનન્ય ભક્તિ-વાળો થઇને અગર મને ભજે, તો તેને શુભવૃત્ત-શીલ-વાળો

જ માનવો, કારણ કે ભગવદ્‌ભકિત રૂપ યથાર્થ નિશ્ચયને તે પ્રાપ્ત થયેલો છે ૩૦

અવતરણિકા:—ભગવદ્‌ભજનના પાકા નિશ્ચયથી અને પ્રભાવથી તે તુરત જ બધા દુરાચારોને છોડી દે છે, અને અનન્ત ફલપ્રાપ્ત કરે છે, એમ કહી ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાની ભકિતનું અપૂર્વ મહાત્મ્ય કહે છે —

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ॥
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

पदच्छेदः—क्षिप्रम्, भवति, धर्मात्मा, शश्वत्, शान्तिम्, निगच्छति, कौन्तेय, प्रतिजानीहि, न, मे, भक्तः, प्रणश्यति.

व्युत्पत्तिः—नितरां गच्छतीति निगच्छति. प्रकर्षेण नश्यतीति प्रणश्यति.

समासाः—धर्मे आत्मा-चित्तं यस्य स धर्मात्मा ।

અન્વય અને અર્થ—क्षिप्रम् તુરત જ, धर्मात्मा ધર્મમાં અંતઃકરણવાળો, भवति થાય છે, शश्वत् નિત્ય, शान्तिम् શાંતિને, निगच्छति પામે છે, कौन्तेय હે કૌન્તેય, प्रतिजानीहि તું નિશ્ચયપૂર્વક જાણ, मे મારો, भक्त ભકત, प्रणश्यति નાશ પામે न નહિ

ભાવાર્થ—તે મારી ભકિતમાં કૃતનિશ્ચય મનુષ્ય તુરતજ ધર્માત્મા થઇ જાય છે, અને નિત્ય શાન્તિને મેળવી લે છે હે કૌન્તેય! તું નિશ્ચયથી જાણ કે મારો ભકત કદાપિ નાશ પામતો નથી ૩૧

અવતરણિકા —“ આચારભ્રષ્ટને મારી ભકિત પવિત્ર કરે છે, એમા શું આશ્ચર્ય ? મારી ભકિત તો દુષ્કુલ અને અધિકાર રહિત મનુષ્યોને પણ સસારમાથી મુકત કરે છે, ” એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्॥३२॥

पदच्छेदः—माम्, हि, पार्थ, व्यपाश्रित्य, ये, अपि, स्युः, पापयोनयः, स्त्रियः, वैश्याः, तथा, शूद्राः, ते, अपि, यान्ति, पराम्, गतिम्

व्युत्पत्तिः—विशेषेण अपाश्रित्य इति व्यपाश्रित्य.

समासाः—पाप योनिः येषा ते पापयोनयः ।

અન્વય અને અર્થ —पार्थ હે પાર્થ, ये જેઓ, पापयोनय પાપ—હલકી જાતિના, अपि પણ, स्त्रिय અર્થાત્ સ્ત્રીઓ, वैश्या વૈશ્યો, शूद्रा શદ્રો, ते તેઓ, अपि પણ, माम् મારો, व्यपाश्रित्य આશ્રય કરીને, पराम् ઉત્કૃષ્ટ, गतिम् ગતિને, यान्ति પામે છે, हि જ

ભાવાર્થ —હે પાર્થ ! હલકી જાતિના મનુષ્યો પણ-અર્થાત સ્ત્રીઓ, વૈશ્યો, અને શૂદ્ર પણ મારો આશ્રય કરીને સૌથી શ્રેષ્ઠ ગતિને અવશ્ય પામે છે ૩૨

અવતરણિકા —“ એમ હોવાથી સદાચારી અને કુલવાન મારા ભકતો પરમ ગતિને પ્રાપ્ત કરે એમા નવાઇ શી ? ” એ આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ॥
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥

**पदच्छेदः**--किम्, पुनः, ब्राह्मणाः, पुण्याः, भक्ताः, राजर्षयः, तथा, अनित्यम्, असुखम्, लोकम्, इमम्, प्राप्य, भजस्व, माम्.

**व्युत्पत्तिः**--प्रकर्षेण आप्य इति प्राप्य

**समासाः**—राजानश्च अमी ऋषयश्च इति राजर्षय । न नित्यः इति अनित्य , त अनित्यम् । न विद्यते सुख यस्मिन्स असुखः, त असुखम् ।

અન્વય અને અર્થ —पुन ત્યારે, पुण्या સુકૃતિ, ब्राह्मणा બ્રાહ્મણો, तथा તેમજ, भक्ता ભક્તો, राजर्षय રાજર્ષિઓ, વિષે તો, किम् શુ કહેવુ ?, अत તેથી, अनित्यम् ક્ષણુ-ભગુર, असुखम् અને સુખરહિત, इमम् આ, लोकम् લોકને, प्राप्य પામીને, माम् મને भजस्व ભજ

ભાવાર્થ --તો પછી પુણ્યશીલ બ્રાહ્મણો, ભક્તો, અને રાજર્ષિઓ વિષે તો શી વાત જ કરવી ? અર્થાત્ તેમની કુલીનતા અને મારૂ ભજન એ બે પરમગતિને કેટલી સ્હેલાઇથી મેળવી આપે છે, તે વિચારી મારો આશ્રય કરવો જોઇએ ઉપર પ્રમાણે પરમ ગતિ સુલભ હોઇને ક્ષણભગુર અને સુખ રહિત એવા આ સસારમા જન્મ પામીને મારૂ જ ભજન કર ૩૩.

અવતરણિકા —ફરીને ભગવાન્ પોતાના ભજનનો પ્રકાર કહેતા ઉપસહાર કરે છે --

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

पदच्छेदः—मन्मनाः, भव, मद्भक्तः, मद्याजी, माम्, नमस्कुरु, माम्, एव, एष्यसि, युक्त्वा, एवम्, आत्मानम्, मत्परायणः

समासाः—मयि मनः यस्य स मन्मनाः । मम भक्तः इति मद्भक्तः । मा यजतीति मद्याजी । अहं एव पर अयन यस्य सः मत्परायणः ।

અન્વય અને અર્થ—मन्मना મારામાં જ મનવાળો, भव થા, मद्भक्त મારો જ ભક્ત થા, मद्याजी મારૂં જ પૂજન કરનારો થા, माम મને જ, नमस्कुरु નમસ્કાર કર, एवम એ પ્રમાણે, आत्मानम् ચિત્તને, युक्त्वा સમાહિત કરીને, मत्परायण હું જ જેનો પરમ-આશ્રય છું તેવો તું, माम् મને, एव જ, एष्यसि પામીશ

ભાવાર્થ—હે અર્જુન ! તું મારામાજ મનવાળો, મારોજ ભક્ત, અને મારૂં જ પૂજન કરનારો થા અને જ નમસ્કાર કર. એ પ્રમાણે ચિત્તને સર્વભાવે મારામાં જ લીન કરીને મારે પરાયણ તું થા, અને તેથીજ અવશ્ય તું મને પામીશ ૩૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत सान्वयबोधिनीटीकोपेतोराजविद्याराजगुह्य योगोनाम नवमोऽध्यायः ॥



# दशमोऽध्यायः ।

## દશમો અધ્યાય.

અવતરણિકા—સાતમા અને આઠમા અધ્યાયમા ભગવાને પોતાનુ ઉપાધિવાળુ-સગુણ-તત્ત્વ, તેમજ સગુણ બ્રહ્મની ઉપાસનામા સહાયભૂત વિભૂતિઓ પણ કહી, નવમા અધ્યાયમાં નિર્ગુણ બ્રહ્મ, અને નિર્ગુણ બ્રહ્મની ઉપાસનામાં સહાયરૂપ વિભૂતિઓ કહી, હવે દશમા અધ્યાયમા સવિશેષ અને નિર્વિશેષ તત્ત્વની ઉપાસનામા ઉપાયરૂપ વિભૂતિઓ તથા, જે જે ભાવમા ઈશ્વર ધ્યાન કરવા યોગ્ય છે તે તે ભાવો, અને પોતાનુ દુર્વિજ્ઞેય તત્ત્વ પણ ફરીને કહેવાની જરૂર માનીને ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે કહેવા લાગ્યા —

**श्रीभगवानुवाच ।**

भूय एव महाबाहो शृणु मे परमं वचः ॥
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

पदच्छेदः—श्रीभगवान्, उवाच. भूयः, एव, महा-

बाहो, शृणु, मे, परमम्, वचः, यत्, ते, अहम्, प्रीयमाणाय, वक्ष्यामि, हितकाम्यया.

व्युत्पत्तिः—प्रीतिं अनुभवतीति प्रीयमाणः तस्मै प्रीयमाणाय. काम्यते अनया इति काम्या.

समासाः--हितस्य काम्या इति हितकाम्या, तया हितकाम्यया.

અન્વય અને અર્થ—श्रीभगवान् શ્રીભગવાન્ उवाच બોલ્યા, महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન, भूय ફરીને, एव પણ, मे મારૂં परमम् ઉત્કૃષ્ટ, वच વચન, शृणु સાંભળ. प्रीयमाणाय સાંભળતા પ્રીતિ અનુભવતા એવા, ते તને, यत् જે, हितकाम्यया હિતની ઇચ્છાથી, वक्ष्यामि હું કહીશ

ભાવાર્થ:—શ્રી ભગવાન્ બોલ્યા—હે મહાબાહો ! ફરીને પણ મારૂં ઉત્તમ વચન, જે હું તારા હિતની ઇચ્છાથી સાંભળવામાં પ્રીતિ અનુભવતા એવા તને કહીશ તે તું સાંભળ ૧

અવતરણિકા:—"આગળ આપનું તત્ત્વ અનેક વખત કહેવાઈ ગયા છતાં ફરીને આપનેજ કહેવાની શી આવશ્યકતા પડી" એ અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપતા ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાનું તત્ત્વ બીજાઓથી અગમ્ય છે એમ કહે છે—

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ॥
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

पदच्छेदः--न, मे, विदुः, सुरगणाः, प्रभवम्, न,

महर्षयः अहम्, आदिः, हि, देवानाम्, महर्षीणाम्, च सर्वशः.

**समासाः**—सुराणा गणाः इति सुरगणा महान्तश्च ऋषयश्च इति महर्षय .

અન્વય અને અર્થ—मे મારી, प्रभवम् ઉત્પત્તિ, सुरगणा દેવતાના સમૂહો, विदु જાણે છે, न નહી, महर्षयः મહર્ષિઓ, न નહીં, देवानाम् દેવોનો, आदि કારણરૂપ, च અને, महर्षीणाम् મહર્ષિઓનુ પણ કારણ, सर्वश બધી રીતે, अहम् હુ, हि જ છુ

**ભાવાર્થ**—ઇન્દ્રાદિ દેવો તેમજ મહર્ષિઓ પણ મારી ઉત્પત્તિ જાણતા નથી, દેવોનુ તેમજ મહર્ષિઓનુ પણ પ્રથમ કારણ હુ જ છુ ૨

અવતરણિકા—"જેઓ મને યથાર્થ સ્વરૂપે જાણે છે તેઓને કેવુ મોટુ ફલ પ્રાપ્ત થાય છે" તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ॥**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

**पदच्छेदः**—यः, माम्, अजम्, अनादिम्, च, वेत्ति, लोकमहेश्वरम्, असंमूढः, सः, मर्त्येषु, सर्वपापैः, प्रमुच्यते.

**व्युत्पत्तिः**—सम्यक् अतीवमूढ इति संमूढः. प्रकर्षेण मुच्यते इति प्रमुच्यते.

**समासाः**—न विद्यते जन्म यस्य स अज , त अजम् । न विद्यते आदि कारण यस्य स अनादि , तम् अनादिम् । महान् च

असौ ईश्वरश्च इति महेश्वरः लोकाना महेश्वरः इति लोकमहेश्वर, तं लोकमहेश्वरम् । सर्वाणि च पापानि च इति सर्वपापानि तै सर्वपापै ।

અન્વય અને અર્થ —य જે, माम् મને, अजम् જન્મરહીત अनादिम् કારણ રહિત, च અને, लोकमहेश्वरम् લોકોના ઇશ્વર રૂપે, वेत्ति જાણે છે, सः તે, मर्त्येषु મર્ત્ય પ્રાણિઓમા, असमूढः મોહરહિત, सर्वपापै બધા પાપથી, प्रमुच्यते મુકત કરાય છે

ભાવાર્થ.—જે મનુષ્ય મને અજન્મા અને અનાદિ તથા સર્વલોકના મહેશ્વર તરીકે જાણે છે, તે બધા મનુષ્યોમા મોહ રહિત થયેલો દરેક જાતના પાપમાથી છુટો થાય છે ૩

અવતરણિકા —ભગવાન્ પોતાનુ લોકેશ્વરપણુ જ સ્પષ્ટ રીતે કહી બતાવે છે —

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ॥
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥ ४ ॥

**पदच्छेदः**—बुद्धिः, ज्ञानम्, असंमोह, क्षमा, सत्यं, दमः, शमः, सुखम्, दुःखम्, भवः, अभावः भयम्, च, अभयम्, एव, च.

**व्युत्पत्तिः**—मुह्यन्ते अनेन इतिमोहः. भवतीति भवः, भावः, भू-भावे घञ्, भूयते अनेन इति भावः. बिभेत्यस्मात् इति भयम्

**समासाः**—सम्यक् मोह इति समोह, न समोह इति असमोह । न भाव इति अभाव । न भय इति अभयम् ।

અન્વય અને અર્થઃ—बुद्धि: સૂક્ષ્મ અર્થનું અવબોધન સામર્થ્ય, ज्ञानम् આત્મજ્ઞાન, असमोह ઉપસ્થિત જાણવા યોગ્ય પદાર્થોમા વિવેકપૂર્વક પ્રવૃત્તિ, क्षमा અપકાર પ્રતિ પણ ચિત્તની અવિકારતા, सत्यम् સત્ય, दमः બાહ્યેન્દ્રિયોપશમ, शम અત - કરણનિગ્રહ, सुखम् સુખ, दुःखम् સ તાપ, भव ઉત્પત્તિ, अभावः નાશ, च અને, भयम् ભય, च અને, अभयम् અભય एव પણ

ભાવાર્થ—બુદ્ધિ, જ્ઞાન, નિર્મૂઢતા, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુ ખ, ઉત્પત્તિ, વિનાશ ભય અને અભય પણ,

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ॥
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

**पदच्छेदः**—अहिंसा, समता, तुष्टिः, तपो, दानम्, यशः, अयशः, भवन्ति, भावाः, भूतानाम्, मत्तः, एव, पृथग्विधाः.

**व्युत्पत्तिः**—समस्य भावः इति समता.

**समासाः**—न हिंसा इति अहिसा। न यश इति अयश। पृथक् नानाविधा प्रकारा येषा ते पृथग्विधा ।

અન્વય અને અર્થ—अहिंसा પ્રાણિઓને કોઇપણ જાતની બાધા ન કરવી તે, समता સમાનદૃષ્ટિ, तुष्टिः પ્રાપ્ત થએલમાં સ તોષ, तप ઇન્દ્રિય સ યમપૂર્વક શરીર પીડા, दानम् યથાશકિત સ વિભાગ, यश યશ, अयश અધર્મજનિત અપકીર્તિ, ઇત્યાદિ भूतानाम् ભૂતોના, भावा ભાવો, मत्त મારાથી, एव જ, भवन्ति થાય છે

ભાવાર્થ —અહિંસા, સમદૃષ્ટિ, સંતોષ, તપ, દાન, **ધર્મ**-જન્ય યશ, અધર્મ જન્ય અપયશ, ઇત્યાદિ પ્રાણિઓના ભાવો મારાથીજ તેમના કર્મના અનુરૂપ થાય છે ૫

અવતરણિકા—ભગવાન્ પોતાના લોક મહેશ્વરપણાની પરંપરા કહે છે—

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ॥**

**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥**

**पदच्छेदः**—महर्षयः, सप्त, पूर्वे, चत्वारः, मनवः, तथा, मद्भावाः, मानसाः, जाताः, येषाम्, लोकः, इमाः, प्रजाः.

**व्युत्पत्तिः**—मनसः जाताः इति मानसाः.

**समासाः**—मदीयो भावः प्रभावो येषु ते मद्भावाः ।

અન્વય અને અર્થ:—**सप्त** સાત, **महर्षय** મહર્ષિઓ, **तथा** તેમજ, **पूर्वे** ભૂતકાલમા થઈ ગએલા, **चत्वार** ચાર, **मनव** મનુઓ, **मद्भावा** મારા પ્રભાવથી યુકત, **मानसा** મનના સંકલ્પથી, **जाताः** ઉત્પન્ન થયા **येषाम्** જેઓનો, **लोकः** આ લોક, **इमा** આ, **प्रजाः** પ્રજાઓ છે

ભાવાર્થ —ભૃગુ પ્રભૃતિ સાત મહર્ષિઓ, અને સાવર્ણિકાદિ ચાર મનુઓ મારા ભાવથી યુકત, અને મારા સંકલ્પથી જન્મેલા છે, જેઓથી આ લોક અને આ પ્રજાઓ વિસ્તાર પામેલી છે ૬

અવતરણિકા—એ પ્રમાણે ભગવાન્ પોતાના સગુણ સ્વરૂપનો પ્રભાવ દર્શાવીને તેના જ્ઞાનનુ ફલ કહે છે—

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ॥
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

**पदच्छेदः**—एताम्, विभूतिम्, योगम्, च, मम, यः, वेत्ति, तत्त्वतः, सः, अविकम्पेन, योगेन, युज्यते, न, अत्र, संशयः.

**व्युत्पत्तिः**—विशेषेण भूतिः इति विभूतिः, तां विभूतिम्. कम्पते इति कम्पः.

**समासाः**—तत्त्वेन सहित यथा स्यात्तथा इति तत्त्वत । विशेषेण कम्प इति विकम्प, न विकम्प इति अविकम्प, तेन अविकम्पेन ।

અન્વય અને અર્થ-**एताम्** એ, **मम** મારી, **विभूतिम्** વિભૂતિને **च** તથા, **योगम्** યોગને, **य** જે, **तत्त्वत** તત્ત્વપૂર્વક, **वेत्ति** જાણે છે, **स** તે **अविकम्पेन** સદા અચલ, **योगेन** યોગવડે, **युज्यते** જોડાય છે, **अत्र** એમા, **सशय** સશય, **न** નથી

ભાવાર્થ—એ મારા વિસ્તારને, તેમજ યોગ-તે તે અર્થ નિર્માણ સામર્થ્યને જે મનુષ્ય યથાર્થ જાણે છે, તે નિરતર અચલ-સારી રીતે જ્ઞાન-સ્થૈર્યરૂપી યોગ સમાધિ-વડે જોડાય છે ૭

અવતરણિકા—ભગવાન્ શ્રીકૃષ્ણ ઉપાસનાનુ સ્વરૂપ નીચેના બે શ્લોકથી જણાવે છે—

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ॥
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

पदच्छेदः—अहम्, सर्वस्य, प्रभवः, मत्तः, सर्वम्, प्रवर्तते, इति, मत्वा, भजन्ते, माम्, बुधाः, भावसमन्विताः.

व्युत्पत्तिः—प्रकर्षेण भवति अस्मात् इति प्रभवः. प्रकर्षेण वर्तते इति प्रवर्तते. बोधन्तीति ते बुधाः.

समासाः—भावेन सम्यक् अन्विता इति भावसमन्विता ।

અન્વયઅને અર્થ —अहम् હું, सर्वस्य આખા જગતનો, प्रभव ઉત્પત્તિ કર્તા છુ, मत्त મારાથી, सर्वम् સ્થિતિ, નાશ, ક્રિયા, તથા ફલ ઈત્યાદિ લક્ષણોવાળુ વિકૃતિ રૂપ આ સમસ્ત જગત્, प्रवर्तते ચાલે છે, इति એ પ્રમાણે મને સર્વાત્મા, સર્વેશ્વર સર્વજ્ઞ, બધાનુ ઉપાદાન-મૂલ-કારણ, સર્વનિયન્તા અને ભજવા લાયક, मत्वा માનીને, भावसमन्विता પરમાર્થ તત્ત્વમા પ્રવેશ રૂપી ભાવયુકત, बुधा પ્રાપ્ત કરેલ છે તત્ત્વપદાર્થ જેમણે તેઓ, माम् મને, भजन्ते ભજે છે

ભાવાર્થ:—હુ આ આખા જગતનુ ઉત્પત્તિ સ્થાન છુ, મારાથીજ આ વિકૃતિ શીલ જગત્ ચાલે છે એમ મને સાભળી, મનન કરી, પરમ તત્ત્વને જાણનારા જ્ઞાનીઓ મને ભજે છે ૮

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ॥
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥

पदच्छेदः—मच्चित्ताः, मद्गतप्राणाः, बोधयन्तः, परस्परम्, कथयन्तः, च, माम्, नित्यम्, तुष्यन्ति, च, रमन्ति, च.

व्युत्पत्तिः—बोधयन्तीति ते बोधयन्तः. कथयन्तीति ते कथयन्तः.

समासाः—मयि चित्त येषा ते मच्चित्ता । मा गता प्राणा चक्षुरादय प्राणा इति मद्गतप्राणा ।

અન્વય અને અર્થ—मच्चित्ताः મારામાજ ચિત્તવાળા, मद्गतप्राणाः તેમજ મારામા અર્પણ કરેલ છે ચક્ષુ ઈત્યાદિ પ્રાણો જેણે, परस्परम् એક બીજાને, बोधयन्तः શ્રુતિ વિગેરેના પ્રમાણોથી બોધ કરાવતા, च અને, माम् મારૂ, कथयन्त કીર્તન કરતા, तुष्यन्ति સતોષ પામે છે, च અને, रमन्ति આનદ મેળવે છે च નિશ્ચયાર્થ

ભાવાર્થ—મારામા અર્પણ કરેલ મન અને પ્રાણવાળા તે મારા ઉપાસકો એક બીજાને મારો બોધ કરાવતા, તેમજ મારૂ કીર્તન કરતા તુષ્ટ થઇને પરમ આનદ મેળવે છે ९

અવતરણિકા—ઉપર કહેલી ઉપાસનાનુ ફલ કહે છે—

तेषा सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ॥
ददामि बुद्धियोग तं येन मामुपयांति ते ॥ १० ॥

पदच्छेदः—तेषाम्, सततयुक्तानाम्, भजताम्, प्रीतिपूर्वकम्, ददामि, बुद्धियोगम्, तम्, येन, माम्, उपयान्ति, ते.

व्युत्पत्तिः—भजन्तीति ते भजन्तः, तेषा भजताम्.

समासाः—सतत युक्ता इति सततयुक्ता तेषा सततयुक्तानाम् । प्रीति पूर्वं यथा स्यात्तथा इति प्रीतिपूर्वकम् ।

અન્વય અને અર્થ—सततयुक्तानाम् નિરંતર આસક્ત મનવાળાને, प्रीतिपूर्वकम् સ્નેહપૂર્વક, भजताम् ભજતા, तेषाम् તેઓને, तम् તે, बुद्धियोगम् બુદ્ધિયોગ, ददामि હુ આપુ છુ, येन જે વડે, ते તેઓ, माम् મને, उपयान्ति પામે છે

ભાવાર્થ:—મારામા નિરંતર જોડાએલા મનવાળા, અને મને પ્રેમપૂર્વક ભજતા એવા તે મારા ભક્તોને હુ મારા તત્ત્વને જાણવા માટે તે બુદ્ધિ-યોગ બક્ષુ છુ, કે જે વડે સહેલાઈથી તેઓ મને પામે છે ૧૦

અવતરણિકા—'મારી પ્રાપ્તિમા વચ્ચે નડતા વિઘ્નોને નાશ કરનાર બુદ્ધિયોગ હુ મારા ભક્તોને આપુ છુ" એવા આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

तेषामेवानुकंपार्थ महमज्ञानजं तमः ॥
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

पदच्छेदः—तेषाम्, एव, अनुकम्पार्थम्, अहम्, अज्ञानजम्, तमः, नाशयामि, आत्म भावस्थ, ज्ञानदीपेन, भास्वता.

व्युत्पत्तिः—अज्ञानात् जायते इति अज्ञानजः, तं अज्ञानजम्. भाः अस्य अस्तीति भास्वान् तेन भास्वता.

समासाः—अनुकम्पायै इद स्यात् इति अनुकम्पार्थम् । आत्मन भाव इति आत्मभाव तास्मिन् तिष्ठतीति आत्मभावसंस्थ । ज्ञान एव दीपः इति ज्ञानदीपः तेन ज्ञानदीपेन ।

અન્વય અને અર્થ—तेषाम् તેઓની, एव જ, अनुकम्पार्थम् દયાની ખાતર, आत्मभावस्थः અંતઃકરણમા રહેલો,

भास्वता પ્રકાશિત, ज्ञानदीपेन જ્ઞાનરૂપી દીવા વડે, अहम् હું, अज्ञानजम् અજ્ઞાન—જન્ય, तमः અંધકાર, नाशयामि નષ્ટ કરૂં છું

ભાવાર્થ—તેમની દયાની ખાતર હું તેમના અંતઃકરણમાં રહેલો, જ્વલંત જ્ઞાન રૂપી દીપક વડે અજ્ઞાનજન્ય અંધકારનો નાશ કરૂં છું ૧૧

અવતરણિકા—ઉપર પ્રમાણે ભગવાન્ વાસુદેવ વડે કહેવાએલી વિભૂતિઓને વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળો અર્જુન, ભગવાનની પ્રશંસા કરતો પૂછવા લાગ્યો—

अर्जुन उवाच ।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ॥
पुरुष शाश्वतं दिव्य मादिदेवमज विभुम् ॥ १२ ॥

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ॥
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

पदच्छेदः—अर्जुनः, उवाच, परम्, ब्रह्म, परम्, धाम, पवित्रम्, परमम्, भवान्, पुरुषम्, शाश्वतम्, दिव्यम्, आदिदेवम्, अजम्, विभुम्. आहुः, त्वाम्, ऋषयः, सर्वे, देवर्षिः, नारदः, तथा, असितः, देवलः, व्यासः, स्वयम्, च, एव, ब्रवीषि, मे.

व्युत्पत्तिः—पूयते अनेन इति पवित्रम् न जायते इति अजः, तं अजम्. विशेषेण भवतीति विभुः, तं विभुम्.

**समासाः**—आदिश्चासौ देवश्च इति आदिदेवः, न आदिदेवम् । देवाना ऋषि इति देवर्षि ।

અન્વય અને અર્થ—अर्जुन અર્જુન, उवाच બોલ્યો, परम् સૌથી શ્રેષ્ઠ, ब्रह्म બ્રહ્મ, परम् સૌથી શ્રેષ્ઠ, धाम સ્થાન, परमम् પરમ, पवित्रम् પવિત્ર, भवान् આપ જ છો, त्वाम् આપને, शाश्वतम् નિત્ય, दिव्यम् દિવ્ય आदिदेवम् સૌથી પ્રથમ દેવ, अजम् અજન્મા, विभुम् વિભવશીલ, એમ देवर्षि દેવર્ષિ, नारद નારદ, असित અસિત, देवल દેવલ, व्यास અને, વ્યાસ, आहु કહે છે, च અને, स्वयम् આપ પોતે, एव એમ જ, मे મને, ब्रवीषि કહો છો

ભાવાર્થ.—અર્જુન બોલ્યો—સર્વોત્કૃષ્ટ બ્રહ્મ, સર્વોત્કૃષ્ટ પદ, અને પરમ પવિત્ર આપ જ છો આપને નિત્ય, દિવ્ય આદિદેવ અજન્મા અને પરમ વૈભવશાળી ઇશ્વર એમ દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ ઇત્યાદિ કહે છે, અને આપ પોતે પણ તેમજ કહો છો ૧૨-૧૩

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ॥
नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥

पदच्छेदः—सर्वम्, एतत्, ऋतम्, मन्ये, यत्, माम्, वदसि, केशव, न, हि, ते, भगवन्, व्यक्तिम्, विदुः, देवाः, न, दानवाः.

અન્વય અને અર્થઃ—यत् જે, माम् મને, वदसि કહો છો, केशव હે કેશવ, एतत् તે, सर्वम् સઘળું, ऋतम् સત્ય,

**मन्ये** માનુ છુ **हि** કારણુ કે, **भगवन्** ઐશ્વર્યાદિ ષડ્-ગુણ સંપન્ન પ્રભો, **ते** આપના, **व्यक्तिम्** પ્રભાવને, **देवा** દેવો **न** નહિ, **दानवा** દાનવો, **न** નહિ, **विदु** જાણે છે

ભાવાર્થ —હે કેશવ ! જે મને આપ કહો છો તે સઘળુ હુ સત્ય માનુ છુ કારણ કે હે ભગવન્ ! આપના પ્રભાવને દેવો અથવા દૈત્યો કોઇ પણ જાણતા નથી ૧૪

અવતરણિકા —"આપ સૌથી પ્રથમ હોવાથી આપ સબધી જ્ઞાન અશક્ય છે, આપ જ આપના સ્વરૂપને જાણી શકો છો વિગેરે અર્જુન કહે છે —

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ॥
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

**व्युत्पत्तिः**—भूतानि भावयति उत्पादयतीति भूत-भावनः, तत्संबुद्धौ भूतभावन.

**समासाः**—पुरुषेषु उत्तमः इति पुरुषोत्तम, तत्संबुद्धौ पुरुषोत्तम । भूतानां ईशः इति भूतेशः, तत्संबुद्धौ भूतेश। देवानां देवः इति देवदेव तत्संबुद्धौ देवदेव । जगतां पतिः इति जगत्पति तत्संबुद्धौ जगत्पते ।

અન્વય અને અર્થ —**पुरुषोत्तम** હે પુરૂષોમા ઉત્તમ, **भूतभावन** હે ભૂતોના ઉત્પાદક **भूतेश** હે ભૂતોના નિયંતા, **देवदेव** હે દેવોના દેવ, **जगत्पते** હે વિશ્વના પાલક, **स्वयम्** પોતાની મેળે, **एव** જ **आत्मना** આત્મા વડે, **आत्मानम्** આત્માને, **वेत्थ** જાણો છો

ભાવાર્થ—હે પુરૂષોત્તમ, હે ભૂતોત્પાદક, હે ભૂતેશ, હે દેવદેવ, હે વિશ્વપાલક! આપ જ પોતાની મેળે પોતાના આત્મા વડે પોતાને જાણો છો. ૧૫

અવતરણિકા.—"અમારા જેવા સામાન્ય પ્રાણિઓને આપની વિભૂતિઓ જાણવાને અશક્ય છે, છતા તે અવશ્ય જાણવા જોગ છે, તેથી કૃપા કરીને આપના સ્વરૂપનો વિસ્તાર આપ જ કહો" એમ અર્જુન વિનતિ કરે છે—

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ॥
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि॥१६॥

**पदच्छेदः**—वक्तुम्, अर्हसि, अशेषेण, दिव्याः, हि, आत्मविभूतयः, याभिः, विभूतिभिः, लोकान्, इमान्, त्वम्, व्याप्य, तिष्ठसि

**व्युत्पत्तिः**—विशेषेण आप्य इति व्याप्य विशेषेण भवन्तीति ते विभूतयः

**समासाः**—न शेष इति अशेषम्, तेन अशेषेण । आत्मन विभूतय इति आत्मविभूतयः ।

અન્વય અને અર્થ—हि તેથી, याभि જે, विभूतिभि વિભૂતિઓ વડે, इमान् આ, लोकान् લોકોને, व्याप्य વ્યાપીને, त्वम आप, तिष्ठसि રહો છો, दिव्या. તે દિવ્ય, आत्मविभूतय આપની વિભૂતિઓ, अशेषेण સંપૂર્ણતાથી, वक्तुम् કહેવાને, अर्हसि યોગ્ય છો.

ભાવાર્થ—તેથી જે વિભૂતિઓ વડે આપ આ લોકને વ્યાપીને રહેલા છો, તે આપની દિવ્ય વિભૂતિઓને સંપૂર્ણતાથી કહેવાને આપ યોગ્ય છો ૧૬

અવતરણિકા—અર્જુન જાણવા લાયક વિભૂતિઓ વિષે પ્રશ્ન કરે છે:—

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ॥
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥

पदच्छेदः—कथम्, विद्याम्, अहम्, योगिन्, त्वाम्, सदा, परिचिन्तयन्, केषु, केषु, च, भावेषु, चिन्त्यः, असि, भगवन्, मया.

व्युत्पत्तिः—परितः चिन्तयतीति परिचिन्तयन्.

અન્વય અને અર્થ—योगिन् હે ઐશ્વર્યસંપન્ન, त्वाम् આપનું, सदा નિરંતર, परिचिन्तयन् સર્વભાવથી ધ્યાન કરતો, अहम् હું, कथम् કેવી રીતે, विद्याम् જાણી શકું ? च અને केषु કયા, केषु કયા, भावेषु ભાવોમાં, भगवन् હે ભગવન્, मया મારાથી, चिन्त्य ધ્યાન થવા યોગ્ય, असि છો

ભાવાર્થ—હે યોગેશ્વર! આપનું નિરંતર સર્વભાવોથી ધ્યાન કરતો હું આપને કેવી રીતે જાણી શકું ? તેમ જ હે ભગવન્, કયા કયા પદાર્થોમાં આપ ખાસ ધ્યાન યોગ્ય છો ? ૧૭

અવતરણિકા:—"સાતમા અને નવમા અધ્યાયમાં વિભૂતિ અને ઐશ્વર્યનું વર્ણન કર્યું છે છતાં પણ ફરીને કેમ પૂછે છે ?" એમ કદાચ ભગવાન્ અર્જુનને પ્રશ્ન કરે તો તેના

જવાબમા અર્જુન, સક્ષેપમા સાભળેલી વિભૂતિઓને વિસ્તારથી સાભળવાની જીજ્ઞાસા દર્શાવે છે—

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ॥
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् १८॥

**पदच्छेदः**—विस्तरेण, आत्मनः, योगम्, विभूतिम्, च, जनार्दन, भूयः, कथय, तृप्तिः, हि, शृण्वतः, न, अस्ति, मे, अमृतम्.

**व्युत्पत्तिः**—शृणोतीति शृण्वन्, तस्य शृण्वतः तृप्यन्ते अनया इति तृप्तिः न मृतं इति अमृतम्

અન્વય અને અર્થ—जनार्दन હે જનાર્દન, आत्मन. આપનો, योगम् ઐશ્વર્યાતિશય, च અને, विभूतिम् વિભૂતિને, भूय ફરીને, विस्तरेण વિસ્તારપૂર્વક, कथय કહો, हि કારણ કે, अमृतम् આપના મુખથી ઝરતુ વાકયામૃત, शृण्वत· સાભળતા, मे મારો, तृप्ति સતોષ, अस्ति છે, न નહિ

ભાવાર્થ—હે જનાર્દન ! આપનો યોગ અને વિભૂતિઓ ફરીને વિસ્તારથી કહો, કારણ કે આપના મુખમાથી ઝરતું વાકયરૂપી અમૃત સાભળતા મને તૃપ્તિ થતી નથી ૧૮

અવતરણિકાઃ—ઉપર પ્રમાણે અર્જુનના પ્રશ્નો સાભળી ભગવાન્ શ્રીકૃષ્ણચદ્ર તેનો ઉત્તર આપે છે—

**श्रीभगवानुवाच ।**

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ॥
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥१९॥

पदच्छेदः—श्रीभगवान्, उवाच. हन्त, ते, कथयिष्यामि, दिव्याः, हि, आत्मविभूतयः, प्राधान्यतः, कुरुश्रेष्ठ, न, अस्ति, अन्तः, विस्तरस्य, मे

समासाः—प्राधान्येन यथा स्यात्तथा इति प्राधान्यतः। कुरूणां श्रेष्ठ इति कुरुश्रेष्ठ तत्संबुद्धौ कुरुश्रेष्ठ।

અન્વય અને અર્થ—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા, हन्त અનુમતિદર્શક અવ્યય कुरुश्रेष्ठ હે કુરુશ્રેષ્ઠ, दिव्या દિવ્ય, आत्मविभूतय પોતાની વિભૂતિઓ, प्राधान्यत મુખ્યત્વે કરીને, ते તને, कथयिष्यामि કહીશ, हि કારણ કે, मे મારી, विस्तरस्य વિભૂતિઓના વિસ્તારનો, अन्त છેડો, अस्ति છે, न નહિ

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા—ખરેખર, હે કુરુશ્રેષ્ઠ! હું મારી દિવ્ય વિભૂતિઓમાંની મુખ્ય મુખ્ય તને કહીશ, કારણ કે મારી વિભૂતિઓના વિસ્તારનો છેડો તો છે જ નહિ ૧૯

અવતરણિકા—હવે ઉપર પ્રમાણે પ્રસ્તાવના કરીને ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાના ઐશ્વર્યનું તથા વિભૂતિઓનું વર્ણન કરે છે—

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ॥
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥

पदच्छेदः—अहम्, आत्मा, गुडाकेश, सर्वभूताशय-

स्थितः, अहम्, आदिः, च, मध्यम, च, भूतानाम्, अन्तः, एव, च.

**समासः**—सर्वाणि च भूतानि इति सर्वभूतानि तेषां आशय इति सर्वभूताशय, तस्मिन् तिष्ठतीति सर्वभूताशयस्थित

અન્વય અને અર્થ:—गुडाकेश હે નિદ્રાને જીતનાર અર્જુન, सर्वभूताशयस्थित પ્રાણિમાત્રના હૃદયપ્રદેશમા રહેલો, आत्मा આત્મા, अहम् હુ છુ, च અને, भूतानाम् ભૂતોનુ, आदि કારણ, च અને, मध्यम् સ્થિતિ, च તેમજ, अन्तः નાશ, अहम् હુ, एव જ છુ

ભાવાર્થ—હે નિદ્રાને જીતનાર અર્જુન ! પ્રાણિમાત્રના હૃદયપ્રદેશમા રહેલો આત્મા તે હુ છુ, વળી ભૂતોનુ મૂલ કારણ, સ્થિતિ અને પ્રલય-નાશ, પણ હુ જ છુ ૨૦

અવતરણિકા:—"ઉપરના મારા ધ્યાનમા ચિત્તની સ્થિરતા ન મેળવનારાઓ, મારા બીજા બાહ્ય ધ્યાનોથી મને જાણે" એવા આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણ આ દશમા અધ્યાયની સમાપ્તિ સુધી પોતાની મુખ્ય વિભૂતિઓ કહે છે—

**आदित्यानामहं विष्णु र्ज्योतिषां रविरंशुमान् ॥**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥**

**पदच्छेदः**—आदित्यानाम्, अहम्, विष्णुः, ज्योतिषाम्, रविः, अंशुमान्, मरीचिः, मरुताम्, अस्मि, नक्षत्राणाम्, अहम्, शशी

**व्युत्पत्तिः—** अदितेः अपत्य पुमान् इति आदित्यः तेषां आदित्यानाम् ज्योतिः अस्य अस्तीति ज्योतिष तेषां ज्योतिषाम् अंशवः अस्य सन्तीति अंशुमान्.

**અન્વય અને અર્થ—** आदित्यानाम् બાર આદિત્યોમા, विष्णुः વિષ્ણુ, अहम् હુ, ज्योतिषाम् પ્રકાશક પદાર્થોમાં, अंशुमान् કિરણોવાળો, सूर्य સૂર્ય, मरुताम् મરૂત નામના દેવગણોમા, मरीचि મરીચિ, नक्षत्राणाम् અશ્વિન્યાદિ નક્ષત્રોમા, शशी ચદ્રમા, अहम् હુ છુ

**ભાવાર્થ—** બાર આદિત્યોમા વિષ્ણુ નામનો આદિત્ય હુ છુ, પ્રકાશક વસ્તુઓમા રશ્મિવાન્ સૂર્ય હુ છુ, મરૂત નામના દેવગણોમા મરીચિ હુ છુ, અને અશ્વિની ઇત્યાદિ નક્ષત્રોમા ચદ્રમા હુ છુ २१

वेदाना सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।

इंद्रियाणा मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

**पदच्छेदः—** वेदानाम्, सामवेदः, अस्मि, देवानाम् अस्मि, वासवः, इन्द्रियाणाम्, मनः, च, अस्मि भूतानाम्, अस्मि, चेतना.

**व्युत्पत्तिः—** वसूनि सन्ति अस्य इति वासवः इन्द्रेण दुर्जयं इति इन्द्रियम्.

**समासाः—** साम्ना वेदः इति सामवेद ।

**અન્વય અને અર્થ—** वेदानाम् વેદોમા, सामवेद સામવેદ

अस्मि હું છું, देवानाम् દેવોમાં, वासव ઇન્દ્ર, अस्मि હું છું, च તથા, इन्द्रियाणाम् ઇન્દ્રિયોમાં, मन મન, अस्मि હું છું, भूतानाम् પ્રાણિઓમાં, चेतना જ્ઞાનશક્તિ, अस्मि હું છું

ભાવાર્થ:—વેદોમાં સામવેદ, દેવોમાં ઇન્દ્ર, ઇન્દ્રિયોમાં મન, અને પ્રાણિઓમાં જ્ઞાનશકિત તે હું છું ૨૨

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ॥
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

पदच्छेदः—रुद्राणाम्, शंकरः, च, अस्मि, वित्तेशः, यक्षरक्षसाम्, वसूनाम्, पावकः, च, अस्मि, मेरुः, शिखरिणाम्, अहम्.

व्युत्पत्तिः—शंकरोतीति शंकरः. शिखरं अस्य अस्तीति शिखरी, तेषां शिखरिणाम्.

समासाः—वित्तानां ईशः इति वित्तेश । यक्षांसि च रक्षांसि च इति यक्षरक्षांसि, तेषां यक्षरक्षसाम् ।

અન્વય અને અર્થ—रुद्राणाम् એકાદશ રૂદ્રોમાં, शंकर શંકર, अस्मि હું છું, च અને, यक्षरक्षसाम् યક્ષો અને રાક્ષસોમાં, वित्तेश ધનાધ્યક્ષ કુબેર, च તથા, वसूनाम् આઠ વસુઓમાં, पावक પાવક નામનો વસુ, अस्मि હું છું, शिखरिणाम् પર્વતોમાં, मेरुः મેરૂ, अहम् હું છું

ભાવાર્થ—અગ્યાર રૂદ્રોમાં શંકર તે હું છું, યક્ષ અને રાક્ષસોમાં કુબેર હું છું આઠ વસુઓમાં અગ્નિ નામનો વસુ હું છું, તથા પર્વતોમાં મેરૂ પર્વત તે હું છું ૨૩

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ॥
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥ २४ ॥

**पदच्छेदः**—पुरोधसाम्, च, मुख्यम्, माम्, विद्धि, पार्थ, बृहस्पतिम्, सेनानीनाम्, अहम्, स्कन्दः, सरसाम्, अस्मि, सागरः.

**व्युत्पत्तिः**—मुखे आदौ भवः इति मुख्यः तं मुख्यम्. सेना नयन्तीति ते सेनान्यः, तेषाम् सेनानीनाम्

**समासाः**—बृहतां पतिः इति बृहस्पतिः तं बृहस्पतिम् ।

**અન્વય અને અર્થ**—पार्थ હે પાર્થ, पुरोधसाम् પુરોહિતોમાં, मुख्यम् સૌથી પ્રધાન, बृहस्पतिम् બૃહસ્પતિ, माम् મને, विद्धि જાણ, च તથા, सेनानीनाम् સેનાધિપતિઓમાં, स्कन्द કુમાર કાર્તિકેય, अहम् હું છું, सरसाम् સ્થિર જલાશયોમાં, सागर સમુદ્ર, अस्मि હું છું

**ભાવાર્થ**.—હે પાર્થ ! પુરોહિતોમાં સૌથી મુખ્ય બૃહસ્પતિ મને જાણ, તથા સેનાધિપતિઓમાં કુમાર કાર્તિકેય હું છું, સ્થિર જલાશયોમાં સમુદ્ર હું છું ૨૪

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ॥
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥

**पदच्छेदः**—महर्षीणाम्, भृगुः, अहम्, गिराम्, अस्मि, एकम्, अक्षरम्, यज्ञानाम्, जपयज्ञः, अस्मि, स्थावराणाम्, हिमालयः.

**સમાસ:**—जप एव यज्ञ इति जपयज्ञ । हिमस्य आलय इति हिमालयः ।

**અન્વય અને અર્થ.**—**महर्षीणाम्** મહાન્ ઋષિઓમાં, **भृगुः** ભૃગુઋષિ, **अहम्** હું છું, **गिराम्** વાચાઓમાં, **एकम्** એક જ **अक्षरम्** અક્ષર—અવિનાશી-ૐકાર, **अस्मि** હું છું **यज्ञानाम्** યજ્ઞોમાં, **जपयज्ञ** જપયજ્ઞ, **अस्मि** હું છું, **स्थावराणाम्** સ્થિતિવાળા પદાર્થોમાં **हिमालय** હિમાલય હું છું

**ભાવાર્થ**—મહાન્ ઋષિઓમાં ભૃગુઋષિ હું છું, વાણીમાં એકાક્ષર ૐકાર હું છું, યજ્ઞોમાં જપયજ્ઞ હું છું, સ્થિર પદાર્થોમાં હિમાલય તે હું છું ૨૫

**अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।**

**गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६॥**

**પદચ્છેદ:**—अश्वत्थः, सर्ववृक्षाणाम्, देवर्षीणाम्, च, नारदः, गन्धर्वाणाम्, चित्ररथः, सिद्धानाम्, कपिलः, मुनिः.

**સમાસ:**—सर्वे च अमी वृक्षाश्च इति सर्ववृक्षाः, तेषां सर्ववृक्षाणाम् देवानां ऋषयः इति देवर्षयः, तेषां देवर्षीणाम् ।

**અન્વય અને અર્થ:**—**सर्ववृक्षाणाम्** બધા વૃક્ષોમાં, **अश्वत्थ** પીપળો, **च** અને, **देवर्षीणाम्** દેવર્ષિઓમાં, **नारदः** નારદ, **गन्धर्वाणाम** ગંધર્વોમાં, **चित्ररथ** ચિત્રરથ, **सिद्धानाम्** જન્મથી જ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્યાદિ પ્રાપ્ત હોય તેવાઓમાં **कपिल** કપિલ, **मुनिः** મુનિ—તે હું છું

**ભાવાર્થ**—બધા વૃક્ષોમાં પીપળો, દેવર્ષિઓમાં નારદ,

ગંધર્વોમા ચિત્રરથ નામનો ગધર્વ, તથા જન્મથી જ પર-મૈશ્વર્યાદિ સપન્ન સિદ્ધ લોકોમા કપિલમુનિ તે હુ છુ ૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ॥
ऐरावतं गजेंद्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

**पदच्छेदः**—उच्चैःश्रवसम्, अश्वानाम्, विद्धि, माम्, अमृतोद्भवम्, ऐरावतम्, गजेन्द्राणाम्, नराणाम्,, च नराधिपम्.

**व्युत्पत्तिः**—शृणोति अनेन इति श्रवः.

**समासाः**—उच्चै श्रवसी यस्य स उच्चै श्रवा, त उच्चै-श्रवसम् । अमृतनिमित्तमथनाद् उद्भव यस्य स अमृतोद्भव, त अमृतोद्भवम् । गजाना इन्द्र इति गजेन्द्र, तेषा गजेन्द्राणाम् । नरान् अधिक पातीति नराधिप, त नराधिपम् ।

અન્વય અને અર્થ—अश्वानाम् ઘોડાઓમા अमृतोद्भवम् અમૃત મેળવવા સારૂ કરવામા આવેલા સમુદ્રમથનમાથી ઉત્પન્ન થયેલ, उच्चैश्रवसम् ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો, गजेन्द्राणाम् મોટા હાથીઓમા, ऐरावतम् ઐરાવત, च અને, नराणाम् મનુષ્યોમા, नराधिपम् નરાધિપતિ-રાજા, माम् મને, विद्धि જાણ

ભાવાર્થ—ઘોડાઓમા અમૃત મથન વખતે સમુદ્ર-માથી નીકળેલ ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો, મોટા હાથીઓમા ઐરાવત નામનો હાથી, અને મનુષ્યોમા રાજા મને જાણ ૨૭

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ॥
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥

पदच्छेदः—आयुधानाम्, अहम्, वज्रम्, धेनूनाम्, अस्मि, कामधुक्, प्रजनः, च, अस्मि, कन्दर्पः, सर्पाणाम्, अस्मि, वासुकिः

व्युत्पत्तिः—कामान् दोग्धीति कामधुक् प्रकर्षेण जनयते इति प्रजनः.

અન્વય અને અર્થ.—आयुधानाम् આયુધોમાં, वज्रम् દધીચિ-ઋષિના હાડકાનું બનાવેલું વજ્ર, अहम् હું છું, धेनूनाम् ગાયોમાં, कामधुक् કામનાઓને આપનારી કામદુધા, अस्मि હું છું, प्रजन પ્રજાની ઉત્પત્તિના હેતુરૂપ, कन्दर्पः કામ, अस्मि હું છું, सर्पाणाम् સર્પોમાં, वासुकि વાસુકિ, अहम હું છું

ભાવાર્થ—આયુધોમાં વજ્ર, ગાયોમાં કામદુધા ગાય, સંભોગપ્રધાન નહિ પરંતુ માત્ર પ્રજાની ઉત્પત્તિના હેતુરૂપ કામદેવ, તથા સર્પોમાં વાસુકિ નામનો સર્પ તે પણ હું છું. ૨૮

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ॥
पितृणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

पदच्छेदः—अनन्तः, च, अस्मि, नागानाम्, वरुणः,

यादसाम्, अहम्, पितॄणाम्, अर्यमा, च, अस्मि, यम, सयमताम्, अहम्.

व्युत्पत्तिः—सम्यक् यमयति इति सयमन्, तेषां सयमताम्,

અન્વય અને અર્થ:—नागानाम् ઝેર-રહિત સર્પોમાં, अनन्त સર્પોનો રાજા શેષ, अस्मि હું છું, च અને. यादसाम् જલચરોમા, वरुण વરૂણ, पितॄणाम् પિતૃઓમા अर्यमा, अस्मि હું છું, च તથા सयमताम् નિયમન કરનારાઓમા, यम યમ, अहम् હું છું

ભાવાર્થ —નિર્વિષ સર્પોમા તેમના રાજા અનન્ત શેષભગવાન્, જલચરોમા તેના રાજા વરૂણ પિતૃઓમા તેના રાજા અર્યમા તથા ધર્મ અધર્મ ઇત્યાદિમા અનુગ્રહ, નિગ્રહ કરનારાઓમા યમરાજ તે હું છું ૨૯

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ॥
मृगाणा च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

पदच्छेदः—प्रह्लादः च, अस्मि, दैत्यानाम्, कालः, कलयताम्, अहम्, मृगाणाम्, च, मृगेन्द्रः, अहम, वैनतेयः च, पक्षिणाम्

व्युत्पत्तिः—दितेः अपत्यानि पुमांसः दैत्याः, तेषां दैत्यानाम्. कलयतीति कलयन्, तेषा कलयताम्. विनतायाः अपत्य पुमान् वैनतेयः पक्षसी अस्य अस्तीति पक्षी, तेषां पक्षिणाम

**समासाः**—मृगाणा इन्द्र इति मृगेन्द्र ।

**અન્વય અને અર્થઃ**—दैत्यानाम् દાનવોમા प्रह्लाद પ્રહ્લાદ अस्मि હુ છુ, च અને, कलयताम गणुना કરનારાઓમા, काल કાલ, अहम् હુ છુ, च તથા मृगाणाम પશુઓમા, मृगेन्द्र. સિહ અથવા વ્યાઘ્ર, अहम् હુ છુ, च અને, पक्षिणाम् પક્ષીઓમા, वैनतेय ગરૂડ હુ છુ

**ભાવાર્થ**:—દૈત્યોમા હિરણ્યકશિપુનો પુત્ર ભકત પ્રહ્લાદ, તથા ગણુના કરનારાઓમા કાલ, પશુઓમા સિહ કે વાઘ, અને પક્ષીઓમા ગરૂડ તે હુ છુ ૩૦

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ॥
झषाणा मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥

**पदच्छेदः**—पवनः, पवताम् अस्मि, रामः, शस्त्रभृताम्, अहम्, झषाणाम्, मकरः, च, अस्मि, स्रोतसाम्, अस्मि, जाह्नवी

**व्युत्पत्तिः**—रमन्ते अस्मिन्निति रामः, पवते इति पवत् तेषा पवताम् शस्त्राणि बिभ्रतीति शस्त्रभृतः, तेषां शस्त्रभृताम्. जह्नोः अपत्यं स्त्री इति जाह्नवी

**અન્વય અને અર્થ**—पवताम् પાવન કરનારી વસ્તુઓમા, पवन પવન अस्मि હુ છુ शस्त्रभृताम् શસ્ત્ર ધારણ કરનારાઓમા, राम રામ, अहम् હુ છુ, झषाणाम् મત્સ્યોમા, मकर મગર, अस्मि હુ છુ, च અને, स्रोतसाम प्रवाહોમા, जाह्नवी ગગા, अस्मि હુ છુ

ભાવાર્થ.—પાવન કરનારી વસ્તુઓમા પવન, શસ્ત્રધારીઓમા રામ, માછલાઓમા મગર, અને પ્રવાહોમા ભગવતીગગા તે હુ છુ ૩૧.

सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ॥
अध्यात्मविद्या विद्याना वादः प्रवदतामहम् ॥३२॥

पदच्छेदः—सर्गाणाम्, आदिः, अन्तः, च, मध्यम्, च, एव, अहम्, अर्जुन, अध्यात्मविद्या, विद्यानाम्, वादः, प्रवदताम्, अहम्

व्युत्पत्तिः—सृज्यन्ते इति सर्गाः, तेषां सर्गाणाम्. आत्मानं अधिकृत्य इति अध्यात्मम् प्रकर्षेण वदतीति प्रवदन्, तेषां प्रवदताम्.

समासाः—अध्यात्मं एव विद्या इति अध्यात्मविद्या ।

અન્વય અને અર્થ—अर्जुन હે અર્જુન, सर्गाणाम् સૃષ્ટિઓની, आदि ઉત્પત્તિ, मध्यम् સ્થિતિ, च અને, अन्त લય, अहम् હુ, एव જ છુ, विद्यानाम् વિદ્યાઓમા, अध्यात्मविद्या આત્મવિદ્યા, प्रवदताम् વાદ કરનારાઓમા, वादः વાદ, अहम् હુ છુ

ભાવાર્થ—હે અર્જુન ! પ્રત્યેક સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તે હુ જ છુ, વિદ્યાઓમા અધ્યાત્મવિદ્યા તે હુ છુ અને વાદ કરનારાઓમા–વાદ જલ્પ અને વિતડા એ ત્રણ વાદના પ્રકારોમા વાદ તે હુ છુ ૩૨

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ॥
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥

पदच्छेदः—अक्षराणाम्, अकारः, अस्मि, द्वन्द्वः, सामासिकस्य, च, अहम्, एव, अक्षयः, कालः, धाता, अहम्, विश्वतोमुखः.

व्युत्पत्तिः—सर्वेषां समासानां समाहारः सामासिक, तस्य सामासिकस्य. क्षीयते इति क्षयः. न क्षयः इति अक्षयः. धारयतीति धाता.

समासाः--विश्वत मुखानि यस्य स विश्वतोमुख ।

અન્વય અને અર્થ—अक्षराणाम् અક્ષરોમા, अकारः અકાર, अस्मि હુ છુ, च અને, सामासिकस्य બધા સમાસોમા, द्वन्द्वः દ્વન્દ્વ નામનો સમાસ હુ છુ, अक्षय જેનો કદિ ક્ષય થાય નહિ તેવો कालः આયુષ્યની ગણના કરનાર, अहम् હુ, एव જ છુ, विश्वतोमुख ચારે બાજુ મુખવાળો, धाता સર્વ કર્મ ફળદાતા, अहम् હુ છુ

ભાવાર્થ—વર્ણમાળામા "અ"કાર, સમાસોમા દ્વન્દ્વ-સમાસ, કદી નાશ ન થાય તેવો કાલ, તેમજ ચોતરફ મુખવાળો સર્વ કર્મફળદાતા વિધાતા પણ હુ છુ ૩૩

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ॥
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा॥३४॥

पदच्छेदः—मृत्युः, सर्वहरः, च, अहम्, उद्भवः, च, भविष्यताम्, कीर्तिः, श्रीः, वाक्, च, नारीणाम्, स्मृतिः, मेधा, धृतिः, क्षमा.

व्युत्पत्तिः—सर्वं हरतीति सर्वहरः. उद्भवति इति उद्भवः भविष्यतीति भविष्यत्, तेषां भविष्यताम्.

અન્વય અને અર્થ—सर्वहर બધી વસ્તુઓનું હરણ કરનાર, मृत्यु કાલ, अहम् હું છું च અને, भविष्यताम् ભવિષ્યમાં ઉત્પન્ન થનારા પ્રાણિઓનો, उद्भव ઉત્કર્ષ હું છું, नारीणाम् સ્ત્રીઓમાં, कीर्ति ધાર્મિકપણાને અંગે ખ્યાતિ, श्री લક્ષ્મી वाक् વાણી, च તથા, स्मृति લાંબા વખત સુધી યાદદાસ્ત मेधा ગ્રન્થ-ધારણશકિત, धृति ધૈર્ય, क्षमा માન અને અપમાનમાં ચિત્તની અવિકારી સ્થિતિ તે હું છું

ભાવાર્થ—સકલ વસ્તુનો નાશ કરનાર મૃત્યુ, અને ભાવિ ઉત્પન્ન થનારા પ્રાણિઓનો ઉત્કર્ષ-અભ્યુદય તે હું છું, વળી સ્ત્રીઓમાં રહેલા અત્યંત ઉત્કૃષ્ટ ગુણો—કીર્તિ લક્ષ્મી, સ્મૃતિ, બુદ્ધિ, ધીરજ અને ક્ષમા તે પણ હું છું ૩૪

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ॥
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

पदच्छेदः—बृहत्साम, तथा, साम्नाम्, गायत्री, छन्दसाम्, अहम्, मासानाम्, मार्गशीर्षः, अहम्, ऋतूनाम्, कुसुमाकरः.

**व्युत्पत्तिः**—गायन्तं त्रायते इति गायत्री मृगशीर्षेण युक्ता पौर्णमासी अस्मिन्निति मार्गशीर्षः.

**समासाः**—कुसुमाना आकर इति कुसुमाकर ।

**અન્વય અને અર્થ**:—तथा તેમજ, साम्नाम् સામવેદની ઋચાઓમા, बृहत्साम બૃહત્સામ "त्वामिद्धि हवामहे" ઇત્યાદિ અતિરાત્રમા છેલ્લુ સ્તોત્ર છે, જેમા ઇન્દ્રની સર્વેશ્વર રૂપે સ્તુતિ કરવામા આવી છે તે બૃહત્સામ સ્તોત્ર, छन्दसाम् ત્રિષ્ટુપ્, જગતી, બૃહતી ઇત્યાદિ છદોમા गायत्री ગાયત્રી, अहम् હુ છુ, मासानाम् વર્ષના બાર મહીનાઓમા, मार्गशीर्ष માગશર મહીનો, अहम् હુ છુ ऋतूनाम् છ ઋતુઓમા વસન્ત ઋતુ તે હુ છુ

ભાવાર્થ—તેમજ સામવેદની ઋચાઓમા બૃહત્સામ ઋચા, છદોમા ગાયત્રી છદ, મહીનાઓમા માગશર મહીનો તથા ઋતુઓમા વસતઋતુ તે હુ છુ ૩૫

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ॥
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्व सत्त्ववतामहम् ३६ ॥

**पदच्छेदः**—द्यूतम्, छलयताम्, अस्मि, तेजः तेजस्विनाम्, अहम्, जयः, अस्मि, व्यवसायः, अस्मि, सत्त्वम्, सत्त्ववताम्, अहम्.

**व्युत्पत्तिः**—छलयतीति छलयन्, तेषां छलयताम्. तेजः अस्य अस्तीति तेजस्वी, तेषां तेजस्विनाम्. जयन्ति

अस्मिन्निति जयः. व्यवसीयते आत्मा अस्मिन्निति व्यवसायः. सतः भावः सत्त्वम्. सत्त्व अस्य अस्तीति सत्त्ववान् तेषां सत्त्ववताम.

અન્વય અને અર્થ:—छलयताम् પરસ્પર ઠગાઈ કરનારાઓનો, द्यूतम् જુગાર, अस्मि હું છું, तेजस्विनाम् તેજધારી પુરૂષોનું, तेज તેજ–પ્રભા, अहम् હું છું जय જયશીલ પુરૂષોનો જય, अस्मि હું છું, व्यवसायः વ્યવસાય કરનારાઓનો અનન્ય વ્યવસાય–ઉદ્યમ, अस्मि હું છું, सत्त्ववताम् બલધારી પુરૂષોનું, सत्त्वम् બલ, अहम् હું છું

ભાવાર્થ—પરસ્પર ઠગાઈ કરનારાઓમાં દ્યૂત હું છું, તેજસ્વી પુરૂષોનું તેજ, જયશીલ પુરુષોનો જય, ઉદ્યમનિષ્ઠોનો અનન્ય ઉદ્યમ, તથા બલવાન્ પુરૂષોનું બલ તે હું છું ૩૬

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ॥
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥

पदच्छेदः—वृष्णीनाम्, वासुदेवः, अस्मि, पाण्डवानाम्, धनंजयः, मुनीनाम्, अपि, अहम्, व्यासः, कवीनाम्, उशनाः, कविः.

व्युत्पत्तिः—वसुदेवस्य अपत्यं पुमान् इति वासुदेवः. धनं जयतीति धनंजय मननं शीलं अस्य इति मुनिः, तेषां मुनीनाम्. कवयन्ते इति कवयः, तेषां कवीनाम्

અન્વય અને અર્થ —वृष्णीनाम् યાદવોમા, वासुदेव શ્રીકૃષ્ણ, अस्मि હુ છુ, पाण्डवानाम् પાડવોમા, धनंजय ધનંજય, मुनीनाम् મનનશીલ-મંત્રદ્રષ્ટા ઋષિઓમા, व्यास ભગવાન્ વેદવ્યાસ, अपि પણ अहम् હુ, कवीनाम् क्रांत-દર્શીઓમા उशना ભગવાન્ શુક્ર, कवि કવિ હુ છુ

ભાવાર્થઃ—યાદવોમા વાસુદેવ, પાડવોમા અર્જુન તથા મુનિઓમા ભગવાન્ વેદવ્યાસ પણ હુ જ છુ, તેમજ क्रांत-દર્શી–ભવિષ્ય ભૂત વિગેરેને જાણનાર–કવિઓમા ભગવાન્ શુક્રાચાર્ય કવિ તે હુ છુ ૩૭

दडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ॥
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

पदच्छेदः—दण्डः, दमयताम्, अस्मि, नीतिः, अस्मि, जिगीषताम्, मौनम्, च, एव, अस्मि, गुह्यानाम्, ज्ञानम्, ज्ञानवताम्, अहम्

व्युत्पत्तिः—दण्डयन्ते अनेन इति दण्डः दमयतीति दमयन तेषां दमयताम् जेतु इच्छान्तीति ते जिगीषवः. मुनेः भावः कर्म वा मौनम् ज्ञान अस्य अस्तीति ज्ञानी, तेषा ज्ञानवताम् गोप्तु योग्यं इति गुह्यं, गुह्य अस्य अस्तीति गुह्यः तेषां गुह्यानाम्.

અન્વય અને અર્થ —दमयताम् શાસન કરનારાઓનુ, दण्ड શાસન-યોગ્ય શિક્ષા, अस्मि હુ છુ, जिगीषताम् જય

પામવાની ઈચ્છાવાળાઓની, नीति જયના ઉપાય રૂપ ન્યાયપુરઃસર પ્રણાલિ अस्मि હું છું, च તથા, गुह्यानाम् રહસ્ય ગુપ્ત રાખવા ચાહનારાઓનું, मौनम् મૂકભાવ, अस्मि હું છું, ज्ञानवताम् તત્ત્વજ્ઞાનીઓનું, ज्ञानम् જ્ઞાન, अहम् હું છું.

ભાવાર્થ:—ઉલટે માર્ગે ચાલનારને શાસન કરનારાઓનો દંડ, જય મેળવવા ઈચ્છનારાઓની ન્યાયપુરઃસર નીતિ, તેમજ રહસ્ય ગુપ્ત રાખવા ચાહનારાઓનું વાચયમ વ્રત–મૂંગાપણું તથા તત્ત્વજ્ઞાનીઓમાં રહેલું તત્ત્વજ્ઞાન, તે બધું હું જ છું ૩૮

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ॥
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम्॥३९॥

पदच्छेदः—यत्, च, अपि, सर्वभूतानाम्, बीजम्, तत्, अहम्, अर्जुन, न, तत्, अस्ति, विना, यत्, स्यात्, मया, भूतम्, चराचरम्

व्युत्पत्तिः—चरतीति चरम् न चरतीति अचरम्.

समासा—सर्वाणि च भूतानि इति सर्वभूतानि तेषां सर्वभूतानाम् । चरं च अचरं च इति चराचरम् ।

અન્વય અને અર્થ:—अर्जुन હે અર્જુન, च વળી, यत् જે, सर्वभूतानाम् પ્રાણિમાત્રનું, बीजम् ઉત્પત્તિનું કારણ, तत् તે, अपि પણ, अहम् હું છું, चराचरम् સ્થાવર-જંગમ—જડ-ચૈતન્ય, भूतम् વસ્તુમાત્ર, यत् જે, मया મારા, विना સિવાય, स्यात् હોય, तत् તે (તેમ), अस्ति છે, न નહિ.

ભાવાર્થ—હે અર્જુન ! વળી સર્વ પ્રાણિનુ જે ઉત્પત્તિનુ કારણ છે તે પણ હુ જ છુ જડ-ચૈતન્ય વસ્તુ માત્ર મારા અસ્તિત્વ સિવાય હોય એમ બને જ નહિ ૩૯

અવતરણિકા—"આખા વિભૂતિયોગનો ઉપસંહાર કરતા વિભૂતિઓનુ સંપૂર્ણ વર્ણન અસંખ્યતાને લઈને થઈ શકે તેમ નથી" તેમ કહે છે—

नातोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ॥
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

**पदच्छेदः**—न, अन्तः, अस्ति, मम, दिव्यानाम्, विभूतीनाम्, परंतप, एषः, तु, उद्देशतः, प्रोक्तः, विभूतेः, विस्तरः, मया.

**व्युत्पत्तिः**—देश-प्रस्तुतार्थ-उत्क्रान्तः यथा स्यात्तथा इति उद्देशतः प्रकर्षेण उक्तः इति प्रोक्तः.

અન્વય અને અર્થ—**परंतप** હે શત્રુઓને તાપ કરનાર અર્જુન, **मम** મારી, **दिव्यानाम्** દિવ્ય ખાસ અંશભૂત, **विभूतीनाम्** વિભૂતિઓનો, **अन्त** છેડો-સમાપ્તિ-ઈતિશ્રી, **अस्ति** છે, **न** નહિ **एष** આ, **विभूते** વિભૂતિનો, **विस्तरः** વિસ્તાર, **मया** મારાથી, **प्रोक्तः** કહેવામા આવ્યો તે, **तु** તો, **उद्देशतः** એક દેશ માત્ર-પ્રસ્તુત અર્થની સામાન્ય સિદ્ધિ પૂરતો છે

ભાવાર્થ—હે પરંતપ ! મારી ખાસ અંશભૂત દિવ્ય વિભૂતિઓની અસંખ્યતાને લઈને તેની ઈતિ શ્રી છે જ નહિ, આ

જે વિભૂતિઓનો વિસ્તાર મારા વડે તને કહેવામાં આવ્યો તે તો માત્ર એકદેશીય-સંક્ષેપથી છે ૪૦

અવતરણિકાઃ—એ પ્રમાણે વિભૂતિઓનું પૃથક્ પૃથક વર્ણન કરીને હવે એક સામટી કહે છે—

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ॥

तत्तदेवावगच्छत्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

पदच्छेदः—यत्, यत्, विभूतिमत्, सत्त्वम्, श्रीमत्, ऊर्जितम्, एव, वा, तत्, तत्, एव, अवगच्छ, त्वम, मम तेजोंऽशसंभवम्.

व्युत्पत्तिः—विभूतिः अस्य अस्तीति तत् विभूतिमत्. श्रीः अस्य अस्तीति तत् श्रीमत्.

समासाः—तेजसः अंश तेजोंऽश तेजोंऽशात् संभवतीति तत् तेजोंऽशसंभवम् ।

અન્વય અને અર્થ—यत् જે, सत्त्वम् વસ્તુમાત્ર, विभूतिमत् ઐશ્વર્યસંપન્ન, श्रीमत् લક્ષ્મી-આઢયતા યુક્ત, वा અથવા, ऊर्जितम् બલવાન, एव જ હોય, तत् તે, तत् તે मम મારા, एव જ, तेजोंऽशसंभवम् તેજના અંશથી ઉત્પન્ન થયેલું છે

ભાવાર્થ—વસ્તુમાત્ર જે કોઈ ઐશ્વર્ય, લક્ષ્મી, અથવા બલયુકત હોય, તે સમસ્તને ખાસ મારા જ તેજના વિભાગથી ઉત્પન્ન થયેલ જાણ ૪૧

અવતરણિકા.—ભગવાન્ સંક્ષેપ, વિસ્તારથી પોતાની વિભૂતિઓનું ઉપર પ્રમાણે વર્ણન કરી ગયા, હવે એટલું બધું એ થોડામાં સમાઇ જવા સાથે સમજાઈ જતું હોય તો આબાલવૃદ્ધ દરેકને પરમાત્માની વિભૂતિઓ એક સાથે જાણવાની તક મળે એવા હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ॥
विष्टभ्याहमिदं कृत्स्न मेकांशेन स्थितो जगत् ॥४२॥

पदच्छेदः—अथवा, बहुना, एतेन, किम्, ज्ञातेन, तव-अर्जुन, विष्टभ्य, अहम्, इदम्, कृत्स्नम्, एकांशेन, स्थितः, जगत्.

समासाः—एकश्चासौ अंशश्च इति एकांशः, तेन एकांशेन ।

અન્વય અને અર્થ—अर्जुन હે અર્જુન, अथवा અથવા एतेन એ, बहुना ઘણું, ज्ञातेन જાણવા વડે કરીને, किम् શું, अहम् હું, इदम् આ, कृत्स्नम् આખા, जगत् જગતને, एकांशेन એક જ મારી કલાથી, विष्टभ्य દૃઢતાથી બાંધીને, स्थित રહેલો છું

ભાવાર્થ—હે અર્જુન ! અથવા એ બધું જાણીને તને શું ? ટુંકામાં હું આખા જગતને દૃઢતાથી મારી એક જ કલા વડે આશ્રય આપીને રહેલો છું ૪૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत सान्वयबोधिनी टीकोपेतोविभूतियोगोनाम दशमोऽध्यायः ॥

---



# एकादशोऽध्यायः ।

## અગીયારમો અધ્યાય.

અનતરણિકા —દશમા અધ્યાયમા ભગવાને કહેલી વિભૂતિઓ સાભળીને તેને અભિનંદન આપતો, તથા જગતના આત્મા, આદિ, પરમ-શ્રેષ્ઠ અને ઈશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા ઈચ્છતો અર્જુન, નીચે પ્રમાણે ચાર શ્લોકથી બોલ્યો —

**अर्जुन उवाच ।**

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसञ्ज्ञितम् ॥
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

पदच्छेदः—अर्जुनः, उवाच मदनुग्रहाय, परमम्, गुह्यम्, अध्यात्मसंज्ञितम्, यत्, त्वया, उक्तम्, वचः, तेन, मोहः, अयम्, विगतः, मम

व्युत्पत्तिः—आत्मानं अधिकृत्य इति अध्यात्मम् अध्यात्मं

इति संज्ञितम् शब्दितं इति अध्यात्मसंज्ञितम् विशेषण गतः इति विगतः.

**समासाः**—मयि अनुग्रह इति मदनुग्रहः तस्मै मदनुग्रहाय ।

અન્વય અને અર્થ —**अर्जुन** અર્જુન, **उवाच** બોલ્યો, **मदनुग्रहाय** મારા ઉપરની અનુકંપાને લઈને, **यत्** જે, **गुह्यम** ગુપ્ત રાખવા લાયક રહસ્ય, **परमम्** શ્રેષ્ઠ, **अध्यात्मसंज्ञितम्** 'અધ્યાત્મ' સંજ્ઞાવાળું, **वच** વચન, **त्वया** આપ વડે, **उक्त** કહેવામાં આવ્યું, **तेन** તે વડે, **अयम्** આ-હું હણનાર છું, અને મારા સગા-વહાલા મારાથી હણાઈ જશે ઈત્યાદિ-**मोह** ભ્રમાત્મક અવિવેક બુદ્ધિ **विगत** દૂર થઇ ગઇ છે

ભાવાર્થ —અર્જુન બોલ્યોઃ—મારા ઉપર અનુકંપા વરસાવવાના હેતુથી અત્યંત ગુપ્ત રાખવા લાયક, શ્રેષ્ઠ, અધ્યાત્મવાદ જે આપે કહ્યો તે વડે મારી આ અવિવેક-બુદ્ધિ દૂર થઇ ગઇ છે ૧

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ॥
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥

पदच्छेदः—भवाप्ययौ, हि, भूतानाम्, श्रुतौ, विस्तरशः, मया, त्वत्तः, कमलपत्राक्ष, माहात्म्यम्, अपि, च, अव्ययम्.

व्युत्पत्तिः—भवन्ति प्राणिनः अस्मिन् इति भव-

**आप्यायन्ते प्राणिनः अस्मिन् इति अप्ययः विस्तरेण यथास्या तथा इति विस्तरशः. महात्मनः भावः माहात्म्यम्**

**समासाः**—कमलस्य पत्रे कमलपत्रे, कमलपत्रे इव अक्षिणी यस्य स कमलपत्राक्ष, तत्सबुद्धौ कमलपत्राक्ष ।

અન્વય અને અર્થ—**भूतानाम्** પ્રાણિઓના, **भवाप्ययौ** ઉત્પત્તિ, વિનાશ, **मया** મે **विस्तरशः** વિસ્તારથી, **त्वत्तः** આપની પાસેથી, **श्रुतौ** સાંભળ્યા, **हि** જ, **च** તથા, **कमलपत्राक्ष** હે કમલના પત્રના જેવી આંખવાળા, **अव्ययम्** નાશ રહિત, **माहात्म्यम्** મહાન ભાવ, **अपि** પણ, (સાંભળ્યો)

ભાવાર્થ—પ્રાણિઓની ઉત્પત્તિ તથા વિનાશ મે આપની પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યા, તેમજ હે કમલના પાદડા જેવી સુંદર આંખવાળા ભગવન્ આપના અખંડ નાશરહિત એવા મહાન્ ભાવને પણ સાંભળ્યો ૨

एवमेतद्यथात्थ त्व मात्मान परमेश्वर ॥
द्रष्टुमिच्छामि ते रूप मैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

**पदच्छेदः**—एवम्, एतत्, यथा, आत्थ, त्वम् आत्मानम् परमेश्वर, द्रष्टुम्, इच्छामि, ते रूपम्, ऐश्वरम् पुरुषोत्तम

**व्युत्पत्तिः**—ईश्वरस्य इदं ऐश्वरम्.

અન્વય અને અર્થ—**परमेश्वर** હે સર્વશ્રેષ્ઠ પ્રભો, **यथा** જેવો, **त्वम्** આપ, **आत्मानम्** આપના આત્માને, **आत्थ** કહે

છો, एतद् તે, एवम् તેવો જ છે, पुरुषोत्तम હે પુરૂષોત્તમ, ते આપના ऐश्वरम् જ્ઞાન, ઐશ્વર્ય, શકિત, બલ, વીર્ય, તેજ ઈત્યાદિથી સંપન્ન, रूपम् રૂપને, द्रष्टुम् જોવાને, इच्छामि ઇચ્છુ છુ

ભાવાર્થ --હે પરમેશ્વર ! આપ જેવો આપના આત્માને કહો છો તેવો જ તે છે, હે પુરૂષોત્તમ, હુ આપના એ ઐશ્વર્યશાલી સ્વરૂપને જોવા ઇચ્છુ છુ ૩

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ॥
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

**पदच्छेदः**—मन्यसे, यदि, तत्, शक्यम्, मया, द्रष्टुम् इति, प्रभो, योगेश्वर, ततः, मे, त्वम्, दर्शय, आत्मानम्, अव्ययम्

**व्युत्पत्तिः**--प्रभवति सृष्टिस्थिति संहार प्रवेश प्रशासनेषु इति प्रभुः, तत्संबुद्धौ प्रभो.

**समासाः**—योगिनः एवयोगाः, तेषां ईश्वरः योगेश्वरः, तत्संबुद्धौ योगेश्वर ।

અન્વય અને અર્થ—प्रभो હે સર્વશકિતમાન, यदि અગર, तत् તે સ્વરુપ, मया મારા વડે, द्रष्टुम् જોવાને, शक्यम् શકય છે, (એમ) मन्यसे આપ માનતા હો, तत તો, योगेश्वर હે યોગીઓના અધિપતિ त्वम् આપ, अव्ययम् અવિનાશી, आत्मानम् આપનુ સ્વરૂપ, मे મને, दर्शय બતાવો

ભાવાર્થ:-હે પ્રભો ! અગર હું આપના તે સ્વરૂપને જોવાને શક્તિમાન્ અથવા પાત્ર છું એમ આપ માનતા હો, તો હે યોગેશ્વર ! આપના તે અવિનાશી સ્વરૂપનું મને દર્શન કરાવો ૪

અવતરણિકા—એ પ્રમાણે અત્યંત ભક્ત અર્જુન વડે પ્રાર્થિત ભગવાન શ્રીકૃષ્ણ તેને આશ્વાસન આપતા તથા તેની દિદૃક્ષા તૃપ્ત કરતા નીચેના ચાર શ્લોકોથી તેને પ્રોત્સાહન આપતા બોલ્યા --

श्रीभगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥

पदच्छेदः—श्रीभगवान, उवाच. पश्य, मे, पार्थ, रूपाणि, शतशः अथ, सहस्रशः, नानाविधानि, दिव्यानि, नानावर्णाकृतीनि, च

व्युत्पत्तिः—शतैः शतैः यथा स्यात्तथा इति शतशः, सहस्रैः सहस्रैः यथा स्यात्तथा इति सहस्रशः

**समासाः**—नाना अनेका विधा प्रकारा येषां तानि नानाविधानि । वर्णाश्च आकृतयश्च इति वर्णाकृतय, नानावर्णाकृतय येषां तानि नानावर्णाकृतीनि ।

અન્વય અને અર્થ – पार्थ હે પાર્થ, नानाविधानि અનેક પ્રકારના, च તથા, नानावर्णाकृतीनि અનેક રંગ અને આકારવાળા, मम મારા, दिव्यानि અલૌકિક, शतशः સેંકડાઓની

સંખ્યા વડે, अथ અને, सहस्रश હજારોની સંખ્યા વડે रूपाणि રૂપોને, पश्य જો

ભાવાર્થ—હે અર્જુન! અનેક પ્રકારના તેમજ જૂદા જૂદા રંગ અને આકૃતિવાળા મારા અલૌકિક અસંખ્ય સ્વરૂપોને તું જો ૫

पश्यादित्यान्वसून्रुद्रा नश्विनौ मरुतस्तथा ॥
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

पदच्छेदः—पश्य, आदित्यान्, वसून्, रुद्रान्, अश्विनौ, मरुतः, तथा, बहूनि, अदृष्टपूर्वाणि, पश्य, आश्चर्याणि, भारत,

समासाः—न दृष्टानि इति अदृष्टानि, अदृष्टानि पूर्वं यानि तानि अदृष्टपूर्वाणि ।

અન્વય અને અર્થ—आदित्यान् બાર સૂર્ય, वसून् આઠ વસુઓ, रुद्रान् એકાદશ રૂદ્ર, अश्विनौ બે અશ્વિનીકુમાર मरुत ઓગણપચાસ વાયુ, तथा તથા, भारत હે ભારત अदृष्टपूर्वाणि પહેલા કદિ નહિ જોવાયેલા, बहूनि ઘણા, आश्चर्याणि આશ્ચર્યોને पश्य જો

ભાવાર્થ—હે ભરતવંશોત્પન્ન અર્જુન! આદિત્યદેવતા વસુદેવતા, રૂદ્રદેવતા અશ્વિનીકુમારો તથા વાયુદેવતા તેમજ પહેલા કદી જોવામા ન આવેલા એવા ઘણા અદ્ભૂત આશ્ચર્યોને પણ જો ૬

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ॥
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

पदच्छेदः—इह, एकस्थम्, जगत्, कृत्स्नम्, पश्य, अद्य, सचराचरम्, मम, देहे, गुडाकेश, यत्, च, अन्यत्, द्रष्टुम्, इच्छसि

व्युत्पत्तिः—एकस्मिन् तिष्ठतीति एकस्थम् चरतीति चरम् न चरतीति अचरम्,चरं च अचरं च इति चराचरे, चराचराभ्यां सहवर्तमानं इति सचराचरम्.

समासाः—गुडाकाया ईश इति गुडाकेश, तत्सबुद्धौ गुडाकेश

અન્વય અને અર્થ—गुडाकेश હે નિદ્રાને જીતનાર અર્જુન, अद्य આજ, मम મારા, देहे શરીરમાં, इह અહીં જ, एकस्थम् એક જ ઠેકાણે રહેલું, सचराचरम् સ્થાવર-જંગમ, कृत्स्नम् સમસ્ત, जगत् વિશ્વ च તેમજ, यत् જે, अन्यत् બીજું કાંઈ પણ, द्रष्टुम् જોવાને, इच्छसि ઇચ્છતો હો (તે સઘળું), पश्य જો

ભાવાર્થ—હે નિદ્રાને જીતનાર અર્જુન ! આ વખતેજ મારા શરીરમાં અહીં એક જ ઠેકાણે રહેલ સ્થાવર-જંગમાત્મક સમસ્ત વિશ્વને, તેમજ બીજું પણ જે કંઇ જોવાને ઇચ્છતો હો તે સઘળું તું જો ૭

અવતરણિકા.—એ પ્રમાણે કહેવાથી અર્જુન પોતાની

# શ્રીમદ્ભગવદ્ગીતા

## વિશ્વરૂપદર્શન.




पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥

પુરંદરે પાઠક પ્રિન્ટીંગ પ્રેસ, મુંબઈ-૪

આખો વડે જોવા લાગ્યો પણ કાંઈ વિશેષ ન દેખાતાં ખિન્ન થયેલા અર્જુનને ભગવાન્ નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ—

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ॥
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

पदच्छेदः--न, तु, माम्, शक्यसे, द्रष्टुम्, अनेन, एव, स्वचक्षुषा, दिव्यम्, ददामि, ते, चक्षुः, पश्य, मे, योगम्, ऐश्वरम्.

व्युत्पत्तिः—ईश्वरस्य अयं इति ऐश्वरः, तं ऐश्वरम्

समासाः—स्वस्य चक्षु स्वचक्षुः, तेन स्वचक्षुषा ।

અન્વય અને અર્થ—तु પણ, अनेन આ, एव જ स्वचक्षुषा તારી પોતાની આંખો વડે, माम् મને, द्रष्टुम् જોવાને, शक्यसे શક્તિમાન્, न નથી, ते તને, दिव्यम् અલૌકિક-જ્ઞાનાત્મક, चक्षु ચક્ષુ ददामि હું આપું છું (તે વડે,) मे મારા, ऐश्वरम् ઐશ્વર્ય-શક્તિશાળી, योगम् વિશ્વને આશ્રય આપવા રૂપ લક્ષણવાળા સામર્થ્યને, पश्य જો

ભાવાર્થ:—પણ આ તારા પોતાના જ ચર્મચક્ષુ વડે મારા એ અલૌકિક સ્વરૂપને જોવાને તું શક્તિ ધરાવતો નથી, તેથી હું તને જ્ઞાનચક્ષુ આપું છું કે જે વડે મારા ઐશ્વર્યશીલ સામર્થ્યને તું જો ૮

અનતરણિકા—ઉપરનું વૃત્તાંત સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ નીચેના ૭ શ્લોકથી કહે છે—

संजय उवाच ।

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरि. ॥
दर्शयामास पार्थाय परम रूपमैश्वरम ॥ ९ ॥

पदच्छेदः—सजयः, उवाच एवम्, उक्त्वा, ततः, राजन्, महायोगेश्वरः, हरिः, दर्शयामास, पार्थाय, परमम्, रूपम्, ऐश्वरम्.

व्युत्पत्तिः—ईश्वरस्य इदं इति ऐश्वरम्

समासाः—योगाना ईश्वर इति योगेश्वर महान् चासौ योगेश्वरश्च इति महायोगेश्वर ।

અન્વય અને અર્થ—सञ्जय સજય उवाच બોલ્યો, राजन् હે રાજા ધૃતરાષ્ટ્ર, महायोगेश्वर યોગીઓના ઈશ્વર, हरि ભગવાન્ શ્રીકૃષ્ણચદ્ર, एवम् એ પ્રમાણે, उक्त्वा કહીને, तत ત્યાર પછી, पार्थाय અર્જુનને, परमम् પોતાનુ શ્રેષ્ઠ, ऐश्वरम् ઈશ્વરી, रूपम् સ્વરૂપ, दर्शयामास દેખાડયુ

ભાવાર્થ—સજય બોલ્યો—હે રાજા ધૃતરાષ્ટ્ર! મહાયોગેશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે એમ કહીને તેને પોતાના પરમ વિશ્વરૂપના દર્શન કરાવવા લાગ્યા ૯

અવતરણિકા—સજય તે અદ્ભુત વિશ્વરૂપનુ વર્ણન કરે છે—

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ॥
अनेकदिव्याभरण दिव्यानेकोद्यतायुधम ॥ १० ॥

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ॥
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥

**पदच्छेदः**—अनेकवक्त्रनयनम्, अनेकाद्भुतदर्शनम्, अनेकदिव्याभरणम्, दिव्यानेकोद्यतायुधम्, दिव्यमाल्याम्बरधरम्, दिव्यगन्धानुलेपनम्, सर्वाश्चर्यमयम्, देवम्, अनन्तम्, विश्वतोमुखम्.

**समासाः**—न एक इति अनेकम् । अनेकानि वक्त्राणि नयनानि च यस्मिन् तत् अनेकवक्त्रनयनम् । अनेकानि अद्भुतानि दर्शनानि यस्मिन् तत् अनेकाद्भुतदर्शनम् । अनेकानि दिव्यानि आभरणानि यस्मिन् तत् अनेकदिव्याभरणम् । दिव्यानि अनेकानि उद्यतानि आयुधानि यस्मिन् तत् दिव्यानेकोद्यतायुधम् । माल्यानि—पुष्पमयानि रत्नमयानि च अम्बराणि च इति माल्याम्बराणि, दिव्यानि माल्याम्बराणि ध्रियन्ते येन सः दिव्यमाल्याम्बरधरः, तं दिव्यमाल्याम्बरधरम् । दिव्यः गन्धः अस्य अस्तीति दिव्यगन्धः, दिव्यगन्धस्य अनुलेपनं यस्य सः दिव्यगन्धानुलेपनः तं दिव्यगन्धानुलेपनम् । सर्वाणि आश्चर्याणि च इति सर्वाश्चर्याणि, सर्वाश्चर्याणि प्राचुर्येण विद्यन्ते यस्मिन् स सर्वाश्चर्यमयः, तं सर्वाश्चर्यमयम् । न विद्यते अन्तः यस्य स अनन्तः, तं अनन्तम् । विश्वतः मुखानि यस्य स विश्वतोमुखः, तं विश्वतोमुखम् ।

**અન્વય અને અર્થ**—अनेक-वक्त्रनयनम् અસંખ્ય મુખ અને આંખોવાળું अनेकाद्भुतदर्शनम् અસંખ્ય અલૌકિક દર્શ-

વાળુ अनेकदिव्याभरणम् અસંખ્ય દિવ્ય ભૂષણોવાળુ, दिव्यानेकोद्यतायुधम् દિવ્ય અને અગણિત અસ્ત્રો ઉગામેલા છે જેમાં તેવું, તે હતું, दिव्यमाल्याम्बरधरम् દિવ્ય પુષ્પની તેમજ રત્નોની માળાઓ અને વસ્ત્રો ધારણ કરેલા, दिव्यगन्धानुलेपनम् દિવ્ય સુગંધી દ્રવ્યોથી લેપ કરાયેલા, सर्वाश्चर्यमयम् બધી જાતના આશ્ચર્યોવાળા, अनन्तम् જેનો કદી અંત ન આવી શકે તેવા, विश्वतोमुखम् ચોતરફ મુખવાળા, देवम् દેવ શ્રીકૃષ્ણને અર્જુને જોયા

ભાવાર્થ—તે સ્વરૂપ અસંખ્ય મુખ અને આંખવાળુ, અગણિત વિસ્મયકારક દૃશ્યોવાળુ, અસંખ્ય દિવ્ય ભૂષણોવાળુ, દિવ્ય અને અગણિત અસ્ત્રો ઉગામેલા છે તેવુ હતુ તે સ્વરૂપને ધારણ કરતા, તથા દિવ્ય પુષ્પની તેમજ રત્નની માળાઓ ધારણ કરતા, દિવ્ય સુગંધી પદાર્થોથી લેપ કરાયેલા, બધી જાતના આશ્ચર્યોવાળા, અનંત તથા ચોતરફ મુખવાળા, દેવ-ભગવાન્ શ્રીકૃષ્ણને અર્જુને નિહાળ્યા ૧૦-૧૧

અવતરણિકા—ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રના વિશ્વ--રૂપની દીપ્તિ-કાંતિ-તેજ-કેટલા પ્રમાણમાં હતી તેની ઉપમા આપે છે—

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ॥
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

पदच्छेदः—दिवि, सूर्यसहस्रस्य, भवेत्, युगपत्, उत्थिता, यदि, भाः, सदृशी, सा, स्यात्, भासः, तस्य, महात्मनः.

**समासाः**—सूर्याणां सहस्रं इति सूर्यसहस्रं, तस्य सूर्य-सहस्रस्य । महान् आत्मा यस्य स महात्मा, तस्य महात्मनः ।

અન્વય અને અર્થઃ—दिवि અંતરિક્ષમાં सूर्यसहस्रस्य ...ક હજાર સૂર્યની, भा કાંતિ, यदि અગર, युगपत् એક ...થે, उत्थिता ઉદય પામેલી, भवेत् હોય તો, सा તે, तस्य ... महात्मनः વિશ્વાત્માની भासः કાંતિની, सदृशी સરખી ...ાત્ થાય

**ભાવાર્થ**--અંતરિક્ષમાં હજાર સૂર્યની એક સાથે ઉદય ...મેલી કાંતિ અગર ઝળકી નીકળે, તો કદાચ તે ...ત્માની દીપ્તિની બરોબર થાય ૧૨

અવતરણિકા—'ભગવાને પહેલાં કહેલ હતું કે—...ैकस्थं जगत्कृत्स्नं "મારા શરીરમાં રહેલા આ સમસ્ત ...ગત્ને તું જો" ઇત્યાદિ તે વસ્તુસ્થિતિનો અર્જુને જ્ઞાન-...ક્ષુ મેળવીને વાસ્તવિકમાં પ્રત્યક્ષ અનુભવ કર્યો" એમ ...જય ધૃતરાષ્ટ્ર પ્રતિ કહે છે—

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ॥**
**अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥ १३ ॥**

**पदच्छेदः**—तत्र, एकस्थम्, जगत्, कृत्स्नम्, प्रवि-भक्तम्, अनेकधा, अपश्यत्, देवदेवस्य, शरीरे, पाण्डवः, तदा.

**व्युत्पत्तिः**—एकस्मिन्तिष्ठतीति एकस्थम् प्रकर्षेण ...भागशः भक्तं इति प्रविभक्तम्. अनेके प्रकाराः यथा स्युः ...था अनेकधा

**समासः**—દેવાના દેવ इति देवदेव, तस्य देवदेवस्य ।

અન્વય અને અર્થ—**तदा** તે વખતે, **पाण्डव** અર્જુન, **देवदेवस्य** દેવોના પણ દેવ-ઈશ્વરના, **शरीरे** શરીરમા, **तत्र** ત્યા, જ **एकस्थम्** એક જ જગ્યાએ રહેલ, **अनेकधा** અનેક પ્રકારે, **प्रविभक्तम्** દેવ, પિતૃ મનુષ્યાદિ ભેદો વડે વિશિષ્ટ ભાગલાઓવાળુ, **कृत्स्नम्** સમસ્ત, **जगत्** જગત્, **अपश्यत्** જોતો હવો

ભાવાર્થ—તે વખતે અર્જુન દેવના પણ દેવ શ્રીકૃષ્ણચંદ્રના શરીરમા ત્યા જ એક જ જગ્યાએ રહેલ તથા દેવ, પિતૃ, મનુષ્યાદિ ભેદો વડે અનેક પ્રકારે વિશિષ્ટ ભાગો વડે વહેચાયેલા આ સમસ્ત જગત્‌ને જોતો હવો ૧૩

અવતરણિકા—"વિશ્વરૂપ ધારણ કરેલા ભગવાન્‌ને તેમજ તેમા અતર્ગત વિભાગશીલ જગત્‌ને જોયા પછી અર્જુને શુ કર્યુ," એ પ્રશ્નના જવાબમા સજય ધૃતરાષ્ટ્રને અર્જુનની પ્રવૃત્તિ કહી સભળાવે છે—

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ॥
प्रणम्य शिरसा देवं कृताजलिरभाषत ॥ १४ ॥

**पदच्छेदः**—ततः, सः, विस्मयाविष्टः, हृष्टरोमा, धनंजयः, प्रणम्य, शिरसा, देवम्, कृतांजलिः, अभाषत

**व्युत्पत्तिः**—विस्मयेन आसमन्तात् विष्टः व्याप्तः इति विस्मयाविष्टः प्रकर्षेण नम्य इति प्रणम्य.

**समासाः**—हृष्टानि रोमाणि यस्य सः हृष्टरोमा । कृता अंजलिः येन स कृताञ्जलिः ।

અન્વય અને અર્થ—**ततः** ત્યાર પછી, **विस्मयाविष्ट** વિસ્મયથી વ્યાપ્ત, **हृष्टरोमा** પુલકિત રૂંવાટીવાળો **धनंजय** અર્જુન, **देवम्** ભગવાન્ શ્રીકૃષ્ણને, **शिरसा** મસ્તક વડે, **प्रणम्य** પ્રણામ કરીને **कृतांजलिः** હાથની રચેલી છે અંજલિ જેણે તેવો, **अभाषत** બોલ્યો.

**ભાવાર્થ**—ત્યાર પછી વિસ્મયથી વ્યાપ્ત થયેલો તથા પુલકિત રોમાંચવાળો અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને મસ્તકથી ખૂબ નમીને હાથનો સંપુટ વાળીને બોલ્યો. ૧૪

અવતરણિકા—અર્જુન પ્રત્યક્ષ જોવામાં આવતાં વિશ્વ-રૂપ-દર્શનનો અનુભવ કહેતાં ભગવાનની સ્તુતિ બત્રીસ શ્લોકથી કરે છે--

**अर्जुन उवाच ॥**

पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथा भूतविशेषसंघान् ॥
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

**पदच्छेदः**—अर्जुनः, उवाच. पश्यामि, देवान्, तव, देव, देहे, सर्वान्, तथा, भूतविशेषसंघान्, ब्रह्माणम्, ईशम्, कमलासनस्थम्, ऋषीन्, च, सर्वान्, उरगान्, च, दिव्यान्.

**समासः**—भूतानां विशेषा इति भूतविशेषाः भूतविशेषाणां सङ्घाः इति भूतविशेषसङ्घाः, तान् भूतविशेषसङ्घान् । कमलस्य आसनं इति कमलासनं कमलासने स्थितः इति कमलासनस्थः तं कमलासनस्थम् ।

**અન્વય અને અર્થ**—**अर्जुन** અર્જુન, **उवाच** બોલ્યો **देव** હે દેવ, **तव** આપના, **देहे** શરીરમાં, **सर्वान्** બધા, **देवान्** દેવોને, **तथा** તેમજ **भूतविशेषसङ्घान्** પ્રાણિઓના વિશિષ્ટ જથાઓને, **कमलासनस्थम्** કમલના આસન પર બેઠેલા **ईशम्** પ્રજાપતિ **ब्रह्माणम्** બ્રહ્માને, **च** તથા **सर्वान्** બધા, **ऋषीन्** ઋષિઓને, **च** તેમજ **दिव्यान्** દિવ્ય **उरगान्** સર્પોને. **पश्यामि** હું જોઉ છું

**ભાવાર્થ**—અર્જુન બોલ્યો હે દેવ! આપના શરીરમાં હું બધા દેવોને, જરાયુજ અંડજ ઇત્યાદિ વિશિષ્ટ પ્રાણિઓના સમૂહોને, તથા કમલના આસન પર બેઠેલા પ્રજાપતિ બ્રહ્માને તેમજ સઘળા વસિષ્ઠાદિ ઋષિઓને તથા દિવ્ય એવા વાસુકિ વિગેરે નાગોને જોઉ છુ ૧૫

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरूप ॥ १६ ॥

**पदच्छेदः**—अनेकबाहूदरवक्त्रनेत्रम्, पश्यामि, त्वाम्, सर्वतः, अनन्तरूपम्, न, अन्तम्, न, मध्यम्, न, पुनः, तव, आदिम्, पश्यामि, विश्वेश्वर, विश्वरूप

व्युत्पत्तिः—ईष्टे इति ईश्वरः

**समासाः**—अनेके बाहव उदराणि नत्राणि च यस्य स अनेकबाहूदरवक्त्रनेत्र, त अनेकबाहूदरवक्त्रनत्रम् । न विद्यते अन्त अस्य रूपस्य इति अनन्तरूप, तद् अस्यास्तीति अनन्तरूप, त अनन्तरूपम् । विश्वाना ईश्वर इति विश्वेश्वर तत्संबुद्धौ विश्वेश्वर । विश्व एव रूप यस्य स विश्वरूप तत्संबुद्धौ विश्वरूप ।

**અન્વય અને અર્થ**—**अनेकबाहूदरवक्त्रनेत्रम्** અસંખ્ય હાથ, પેટ, મુખ તથા નેત્રવાળાને, **सर्वतः** ચોતરફથી, **अनन्तरूपम्** અપરિમિત સ્વરૂપને, **त्वाम्** આપને **पश्यामि** હું જોઉં છું **विश्वेश्वर** હે વિશ્વના અધિપતિ, **विश्वरूप** હે વિશ્વરૂપ, **तव** આપના, **अन्तम्** છેડાને, **न** નહિ, **मध्यम्** મધ્યાવસ્થાને, **न** નહિ, **पुनः** ફરીને, **आदिम्** શરૂઆતને, **पश्यामि** હું જોઉં છું

ભાવાર્થ—અસંખ્ય હાથ પેટ મુખ તથા નેત્રવાળા તથા ચોતરફથી અપરિમિત સ્વરૂપવાળાને આપને હું જોઉં છું. હે વિશ્વના અધિપતિ ! હે વિશ્વસ્વરૂપ ભગવન્ ! આપના અંતને અથવા મધ્યાવસ્થાને હું જોતો નથી, પણ વળી ફરીને આપની પુનરાવૃત્તિને હું જોઉં છું ૧૬

किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ॥
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् ॥
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

**पदच्छेदः**—किरीटिनम्, गदिनम्, चक्रिणम्, च, तेजोराशिम्, सर्वतः, दीप्तिमन्तम्, पश्यामि, त्वाम् दुर्निरीक्ष्यम्, समन्तात्, दीप्तानलार्कद्युतिम्, अप्रमेयम्

**व्युत्पत्तिः**--किरीटं अस्य अस्तीति किरीटी, तं किरीटिनम्. गदा अस्य अस्तीति गदी तं गदिनम् चक्रं अस्य अस्तीति चक्री, तं चक्रिणम्. दीप्तिः अस्य अस्तीति दीप्तिमान् तं दीप्तिमन्तम् प्रमातुं शक्यः इति प्रमेयः, न प्रमेयः अप्रमेयः, तं अप्रमेयम्. दुःखेन निरीक्षितुं योग्यः इति दुर्निरीक्ष्यः, तं दुर्निरीक्ष्यम्.

**समासा**—तेजसां राशिः इति तेजोराशिः, तं तेजोराशिम्। दीप्तश्च अनलश्चासौ अर्कश्च इति दीप्तानलार्कः, दीप्तानलार्कस्य इव द्युतिः अस्य अस्तीति दीप्तानलार्कद्युतिः, तं दीप्तानलार्कद्युतिम्।

અન્વય અને અર્થ.—**किरीटिनम्** મસ્તકમાં કિરીટવાળા, **गदिनम्** હાથમાં ગદાવાળા, **च** તથા, **चक्रिणम्** એક હાથમાં ચક્રવાળા, **तेजोराशिम्** તેજના પુંજરૂપ, **सर्वतः** ચોતરફથી **दीप्तिमन्तम्** કાંતિવાળા, **दुर्निरीक्ष्यम्** ઘણા કષ્ટથી પ્રત્યક્ષ કરી શકાય તેવા, **दीप्तानलार्कद्युतिम्** સળગાવેલા અગ્નિ અને સૂર્યના જેવી પ્રભાવાળા, **अप्रमेयम्** જેનું માપ ન કરી શકાય તેવા **त्वाम्** આપને, **पश्यामि** હું જોઉં છું

ભાવાર્થ—કિરીટ, ગદા, ચક્ર ઈત્યાદિ આયુધો ધારણ કરેલા તેજના પુંજરૂપ, ચોતરફથી ઝળહળતી કાંતિવાળા, અતિ તેજથી ઘણા કષ્ટ વડે જોઈ શકાય તેવા, સળગાવેલા

અગ્નિ અને સૂર્યનારાયણના જેવી પ્રભાવાળા, તથા પ્રમાણુ-રહિત એવા આપને હુ જોઉ છુ ૧૭

અવતરણિકા —"આપનુ આ અદ્દભુત સ્વરૂપ જોઈને હુ નીચે પ્રમાણે અનુમાન કરૂ છુ" એમ અર્જુન શ્રીકૃષ્ણ પ્રતિ કહે છે—

त्वमक्षर परम वेदितव्यं
त्वमस्य विश्वस्य पर निधानम् ॥
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

व्युत्पत्तिः—न क्षरतीति अक्षरम् वेदितु उचितं इति वेदितव्यम् नितान्तं धीयते अस्मिन्निति निधानम्.

समासाः—न विद्यते व्यय यस्य स अव्यय'। शाश्वत श्चासौधर्मश्च इति शाश्वतधर्म , त गोपायतीति शाश्वतधर्मगोप्ता ।

અન્વય અને અર્થ—त्वम् આપ, अक्षरम् જેનો કદિ ક્ષય થાય નહિ તેવુ, परमम् સર્વોત્કૃષ્ટ, वेदितव्यम् જાણવા યોગ્ય બ્રહ્મ છો, त्वम् આપ, अस्य આ, विश्वस्य જગતના, परम् સર્વોત્કૃષ્ટ, निधानम् આશ્રય છો, त्वम् આપ, अव्ययः નાશરહિત, शाश्वतधर्मगोप्ता સનાતન ધર્મનુ રક્ષણ કરનાર, सनातन ચિરતન-પુરાણા, पुरुष પુરુષ, त्वम् આપ, मे મારા, मत માનેલા છો

ભાવાર્થ—આપ અક્ષર, ઉત્કૃષ્ટ, જાણવા યોગ્ય બ્રહ્મ છો, આપ જ આ જગતના મોટા આશ્રય છો, નાશ-

રહિત, સનાતન ધર્મનું રક્ષણ કરનાર તેમજ પુરાણ-પુરૂષ મારાથી આપ જ મનાયલા છો ૧૮

अनादिमध्यातमनंतवीर्य-
मनंतबाहुं शशिसूर्यनेत्रम् ॥
पश्यामि त्वा दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिद तपंतम् ॥ १९ ॥

**पदच्छेदः**—अनादिमध्यान्तम्, अनन्तवीर्यम्, अनन्तबाहुम्, शशिसूर्यनेत्रम्, पश्यामि, त्वाम्, दीप्तहुताशवक्त्रम्, स्वतेजसा, विश्वम्, इदम्, तपन्तम्

**व्युत्पत्तिः**—तपतीति तपन्, तं तपन्तम्

**समासाः**—न विद्यते आदि मध्य अन्त यस्य स अनादिमध्यान्त, तं अनादिमध्यान्तम् । न विद्यते अन्त अस्य इति अनन्तम्, अनन्त च तत् वीर्य च यस्य स अनन्तवीर्यः, त अनन्तवीर्यम् । न विद्यते अन्त येषा ते अनन्ताः अनन्ता बाहव यस्य सः अनन्तबाहु त अनन्तबाहुम् । शशिश्च सुर्यश्च इति शशिसूर्यौ शशिसूर्यौ इव नेत्राणि यस्य स शशिसूर्यनेत्रः, त शशिसूर्यनेत्रम् । दीप्तश्चासौ हुताशनश्च इति दीप्तहुताशन, (हुत अश्नातीति हुताशन) दीप्तहुताशनस्य इव वक्त्र यस्य स दीप्तहुताशनवक्त्र, त दीप्तहुताशनवक्त्रम् । स्वस्य तेजः इति स्वतेज, तेन स्वतेजसा ।

અન્વય અને અર્થ—अनादिमध्यान्तम् જેની શરૂઆત, મધ્યાવસ્થા કે અંત નથી તેવા, अनन्तवीर्यम् અપરિમિત

વીર્યવાળા, **अनन्तबाहुम्** અસંખ્ય હાથવાળા, **शशिसूर्यनेत्रम** ચંદ્ર અને સૂર્યના જેવા નેત્રોવાળા, **दीप्तहुताशवक्त्रम्** સળગાવેલા અગ્નિના જેવા મુખવાળા, **स्वतेजसा** પોતાના તેજથી, **इदम्** આ, **विश्वम्** જગતને, **तपन्तम्** તપાવતા, **त्वाम्** આપને, **पश्यामि** જોઉં છું

ભાવાર્થ—આદિ મધ્ય કે અંત્યાવસ્થા ઇત્યાદિથી રહિત અપરિમિત બલવાળા અસંખ્ય હાથવાળા ચંદ્ર અને સૂર્યના જેવી આંખોવાળા, પ્રદીપ્ત કરેલા અગ્નિના મુખ જેવા જ્વલંત મુખવાળા, તેમજ પોતાના તેજથી આ આખા જગતને તપાવતા એવા આપને હું જોઉં છું ૧૯

> द्यावापृथिव्योरिदमतर हि
> व्याप्त त्वयैकेन दिशश्च सर्वाः ॥
> दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेद
> लोकत्रयं प्रव्यथित महात्मन् ॥ २० ॥

**पदच्छेदः**—द्यावापृथिव्यो, इदम्, अन्तरम्, हि, व्याप्तम्, त्वया, एकेन, दिशः, च, सर्वाः, दृष्ट्वा, अद्भुतम्, रूपम्, उग्रम्, तव, इदम्, लोकत्रयम्, प्रव्यथितम्, महात्मन्.

**व्युत्पत्तिः**—विशेषेण आप्तं इति व्याप्तम्. **प्रकर्षेण** व्यथितं इति प्रव्यथितम्.

**समासाः**—द्यौश्च पृथिवी च द्यावापृथिवी, तयोः द्यावा-

पृथिव्यो । त्रयाणां समाहारः इति त्रयम् । लोकानां त्रयं इति लोकत्रयम् । महान् च असौ आत्मा च यस्य स महात्मा, तत्सम्बुद्धौ महात्मन् ।

અન્વય અને અર્થ—**द्यावापृथिव्यो** આકાશ અને પૃથ્વીનુ, **इदम्** આ, **अन्तरम्** અંતરાલ, **त्वया** આપ, **एकेन** એક જ વડે, **व्याप्तम्** વ્યાપ્ત થઇ ગયુ છે, **च** તથા, **सर्वाः** બધી, **दिशः** દિશાઓ, (વ્યાપ્ત થઇ છે,) **हि** જેથી, **तव** આપનુ, **इदम्** આ **अद्भुतम्** અલૌકિક, **उग्रम्** ઉગ્ર, **रूपम्** સ્વરૂપ, **दृष्ट्वा** જોઇને, **महात्मन्** હે ઉદાર ચરિત ભગવન્, **लोकत्रयम्** સ્વર્ગ, મૃત્યુ પાતાલ, એ ત્રણે લોક, **प्रव्यथितम्** ભયભીત થઇ ગયા છે

ભાવાર્થ—અંતરિક્ષ અને પૃથ્વી વચ્ચેનુ આ સઘળુ અંતર તેમજ સર્વ દિશાઓ આપ એકલાથી જ વ્યાપ્ત થઇ ગયા છે, જેથી આપના આ અલૌકિક ઉગ્ર સ્વરૂપને જોઇને હે બૃહચ્ચરિત ! ત્રણે લોક ભયભીત થઇ ગયા છે ૨૦

અવતરણિકા—યુદ્ધના આરંભમા વિષાદ ઉત્પન્ન થતી વખતે અર્જુને કહ્યુ હતુ "**यद्वा जयेम यदि वा नो जयेयु**" અર્થાત્ 'એ પણ અમે જાણતા નથી કે અમે તેમને જીતશુ કે તેઓ અમને જીતશે ?" ઇત્યાદિ ભગવાનનુ વિરાટસ્વરૂપ તે સંશયની નિવૃત્તિ કરે છે, તે જોઇને અર્જુન નીચે પ્રમાણે પોતાની દૃષ્ટિનો અનુભવ કહે છે—

अमी हि त्वां सुरसंघा विशंति
केचिद्भीताः प्रांजलयो गृणंति ॥

स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः
स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

**पदच्छेदः**—अमी, हि, त्वाम्, सुरसंघाः, विशन्ति, केचित्, भीताः प्राञ्जलयः गृणन्ति, स्वस्ति, इति, उक्त्वा, महर्षिसिद्धसंघाः, स्तुवन्ति, त्वाम्, स्तुतिभिः, पुष्कलाभिः,

**व्युत्पत्तिः**—सुष्ठु अस्तीति स्वस्ति. स्तूयते अनेन इति स्तुतिः, ताभिः स्तुतिभिः.

**समासाः**—सुराणां संघाः इति सुरसंघाः । प्रकर्षेण अञ्जलयः येषां ते प्राञ्जलयः । महर्षयश्च सिद्धाश्च इति महर्षिसिद्धाः ; तेषां संघाः इति महर्षिसिद्धसंघाः ।

અન્વય અને અર્થ:—**हि** કારણ કે, **अमी** આ, **सुरसंघाः** પૃથ્વીનો ભાર હરવા દેવો રૂપે અવતરેલા બધા ક્ષત્રિયો **विशन्ति** આપના મુખમાં પ્રવેશ કરે છે, **केचित्** કેટલાક **भीताः** ભયભીત થયેલા **प्राञ्जलयः** હાથના સંપુટો વાળીને ઉભેલા, **गृणन्ति** સ્તુતિ કરે છે, **महर्षिसिद्धसंघाः** મહર્ષિઓ અને સિદ્ધોના સમૂહો, **त्वाम्** આપનું, **पुष्कलाभिः** સંપૂર્ણ, **स्तुतिभिः** સ્તુતિઓ વડે, **स्तुवन्ति** સ્તવન કરે છે

ભાવાર્થ—કારણ કે આ પૃથ્વીનો ભાર ઉતારવા દેવરૂપે અવતરેલા આ બધા ક્ષત્રિયો આપના મુખમાં પ્રવેશ કરે છે, કેટલાક ભયભીત થયેલા હાથ જોડીને આપની સ્તુતિ કરે છે, મહર્ષિઓ અને સિદ્ધોના સમૂહો આપનું સંપૂર્ણ સ્તુતિઓ વડે સ્તવન કરે છે ૨૧

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ॥
गंधर्वयक्षासुरसिद्धसघा ॥
वीक्षते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

**पदच्छेदः**—रुद्रादित्याः, वसवः, ये च, साध्याः, विश्वे, अश्विनौ, मरुतः, च, उष्मपाः, च, गन्धर्वयक्षासुरसिद्ध-संघाः, वीक्षन्ते, त्वाम्, विस्मिताः, च, एव, सर्वे

**व्युत्पत्तिः**—ऊष्माण पिबन्तीति ऊष्मपाः*

**समासः**—रुद्राश्च आदित्याश्च इति रुद्रादित्या । गन्धर्वाश्च यक्षाश्च असुराश्च सिद्धाश्च इति गन्धर्वयक्षासुरसिद्धाः, तेषा संघा इति गन्धर्वयक्षासुरसिद्धसघा ।

**અન્વય અને અર્થ**:—रुद्रादित्या એકાદશ રુદ્ર, દ્વાદશ આદિત્ય, वसव અષ્ટ વસુ, च તથા, साध्या સાધ્ય, विश्वे વિશ્વેદેવ, अश्विनौ અશ્વિનીકુમાર, मरुत ઓગણપચાસ વાયુઓ, च તથા, उष्मपा પિતૃઓ, च તથા, गन्धर्वयक्षासुरसिद्ध-

---

*यावदुष्ण भवेदन्न यावदश्नन्ति वाग्यता ।
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणा ॥

જ્યા સુધી શ્રાદ્ધમા પિતૃઓ માટે તૈયાર કરેલુ અન્ન ઉષ્ણ હોય, અને જ્યા સુધી બ્રાહ્મણો વાણીને નિયમમા રાખીને અર્થાત્ મુગે મોઢે ખાય છે તેમજ જ્યા સુધી હવિષ્યાન્નના ગુણદોષનુ વિવેચન કરવામા ન આવ્યુ હોય ત્યા સુધી જ પિતૃઓ અન્નનો ઉપભોગ કરે છે

सङ्घाः હાહા, હૂહૂ ઇત્યાદિ ગંધર્વો, કુબેરાદિ યક્ષો, વિરોચન પ્રભૃતિ અસુરો, કપિલાદિ સિદ્ધોના ટોળાઓ, सर्वे બધાઓ, त्वाम् આપને, विस्मिता વિસ્મય પામેલા, एव જ, वीक्षन्ते જુએ છે, च સમુચ્ચયાર્થ

ભાવાર્થ.—રૂદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, વાયુઓ, પિતૃઓ, ગંધર્વો, યક્ષો, અસુરો, સિદ્ધો ઇત્યાદિ બધા દેવોના ટોળાઓ, આશ્ચર્યચકિત થયેલા જ આપને જુએ છે ૨૨

અવતરણિકા —' આપના એવા વિશાટસ્વરૂપથી હું તેમજ બધા લોકો ગભરાઈએ છીએ " એમ અર્જુન પોતાની દશા ત્રણ શ્લોકથી જણાવે છે —

रूप महत्ते बहुवक्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम् ॥
बहूदर बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥२३॥

पदच्छेदः—रूपम्, महत्, ते, बहुवक्त्रनेत्रम्, महाबाहो, बहुबाहूरुपादम्, बहूदरम्, बहुदंष्ट्राकरालम्, दृष्ट्वा, लोकाः, प्रव्यथिताः, तथा, अहम्.

व्युत्पत्तिः—प्रकर्षेण व्यथिताः इति प्रव्यथिताः.

समासः—बहूनि वक्त्राणि नेत्राणि च यस्मिन् तत्

बहुवक्त्रनेत्रम् । बहव बाहवः उरव पादाश्च यस्मिन् तत् बहु-बाहूरुपादम् । बहूनि उदराणि यस्मिन् तत् बहूदरम् । बहुभिर्दंष्ट्राभि कराल इति बहुदंष्ट्राकरालम् ।

અન્વય અને અર્થ—महाबाहो હે મોટા બાહુવાળા ભગવન્, बहुवक्त्रनेत्रम् ઘણા મુખ અને નેત્રોવાળું, बहुबाहूरुपादम् ઘણા હાથ, પગ, અને સાથળોવાળું, बहूदरम् ઘણા પેટવાળું बहुदंष्ट्राकरालम् અનેક દાઢો વડે વિકરાળ, ते આપના, रूपम् રૂપને, दृष्ट्वा જોઈને,, लोका બધા લોકો, तथा તેમજ, अहम् હું, प्रव्यथिता ભયથી પીડિત 'થયા છીએ

ભાવાર્થ—હે મહાબાહો ! ઘણા મુખ અને નેત્રવાળું તથા ઘણા હાથ, પગ અને જાંઘોવાળું, અનેક દાઢોથી વિકરાળ દેખાતું, એવું આપનું સ્વરૂપ જોઇને સમસ્ત લોક તેમજ હું અત્યંત ભયથી વ્યથા પામ્યા છીએ ૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ॥
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥

पदच्छेदः—नभः स्पृशम्, दीप्तम्, अनेकवर्णम्, व्यात्ताननम्, दीप्तविशालनेत्रम्, दृष्ट्वा, हि त्वाम्, प्रव्यथितान्तरात्मा, धृतिम्, न, विन्दामि, शमम्, च, विष्णो.

व्युत्पत्तिः—नभः स्पृशतीति नभस्पृशम्

**समासाः**—अनेके वर्णा यस्य स अनेकवर्ण, त अनेकवर्णम् । विशेषेण आत्तानि आननानि यस्य सः व्यात्तानन, त व्यात्ताननम् । दीप्तानि विशालानि नेत्राणि यस्य सः दीप्तविशालनेत्र, त दीप्तविशालनेत्रम् । प्रकर्षेण व्यथित अन्तरात्मा यस्य स. प्रव्यथितान्तरात्मा, अन्तश्चासौ आत्मा च इति अन्तरात्मा ।

અન્વય અને અર્થ.—**नमस्पृशम्** આકાશને સ્પર્શ કરતા, **दीप्तम्** જ્વલ ત, **अनेकवर्णम्** અનેક વર્ણવાળા, **व्यात्ताननम्** ફાડેલા મુખવાળા, **दीप्तविशालनेत्रम्** ચળકાટ મારતા પહોળા નેત્રોવાળા, **विष्णो** હે વિષ્ણુ ભગવન્, **त्वाम्** આપને, **दृष्ट्वा** જોઈને, **प्रव्यथितान्तरात्मा** ભયથી વ્યથિત અ તરાત્માવાળો હુ, **धृतिम्** ધીરજ, **च** અને, **शमम्** અ ત કરણની શાતિ, **विन्दामि** મેળવતો **न** નથી

ભાવાર્થ:—આકાશને સ્પર્શ કરતી ઉંચાઇવાળા, કાતિવાળા, વિકસિત કરેલા મુખવાળા, જ્વલ ત વિશાળ આખોવાળા હે ભગવન્ વિષ્ણો ! આપને જોઇને ભયથી વ્યથિત અ તરાત્માવાળો હુ ધીરજ અથવા અ ત કરણની શાન્તિ મેળવી શકતો નથી ૨૪

दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥२५॥

**पदच्छेदः**—दंष्ट्राकरालानि, च, ते, मुखानि, दृष्ट्वा,

एव, कालानलसंनिभानि, दिशः, न, जाने, न, लभे, च, शर्म, प्रसीद, देवेश, जगन्निवास.

**समासाः**—दंष्ट्राभिः करालानि इति दंष्ट्राकरालानि। काल एव अनलः कालानलः, तस्य संनिभानि इति कालानलसंनिभानि, तानि कालानलसंनिभानि। देवानां ईशः देवेशः, तत्संबुद्धौ देवेश। जगतां निवासः इति जगन्निवासः, तत्संबुद्धौ जगन्निवास।

અન્વય અને અર્થ:—दंष्ट्राकरालानि દાઢો વડે વિકરાળ च તથા, कालानलसंनिभानि પ્રલયકાલના અગ્નિના જેવા ते આપના मुखानि મુખોને, दृष्ट्वा જોઈને, एव જ, दिशः દિશાઓ, जाने ઓળખતો, न નથી च તેમજ शर्म સુખ लभे પ્રાપ્ત કરતો न નથી, देवेश હે દેવોના ઈશ્વર, जगन्निवास હે જગતના આશ્રયભૂત પરમેશ્વર, प्रसीद પ્રસન્ન થાઓ.

ભાવાર્થ—દાઢોથી વિકરાળ, તેમજ પ્રલયકાલના અગ્નિના જેવા આપના મુખોને જોઈને જ હું દિશાઓને ભૂલી ગયો છું, અને ક્યાંય પણ સુખ વળતું નથી, હે દેવોના પણ દેવ! તેમજ જગતના આશ્રયરૂપ પરમાત્મન્! આપ પ્રસન્ન થાઓ. ૨૫

અવતરણિકા—"જેમનાથી મને પરાજય પામવાની શંકા આપનું વિશ્વરૂપ જોયા પહેલાં હતી, તે હવે નિવૃત્ત થઈ ગઈ છે કારણ કે"—ઇત્યાદિ આશયથી અર્જુન પાંચ શ્લોકોથી ભગવાનની પ્રત્યક્ષ અનુભૂત સત્તા, તથા પોતાના અનુભવનું વર્ણન કરે છે—

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥

वक्त्राणि ते त्वरमाणा विशंति
दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु
संदृश्यते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥

**पदच्छेदः**—अमी, च, त्वाम्, धृतराष्ट्रस्य, पुत्राः, सर्वे, सह, एव, अवनिपालसंघैः, भीष्मः, द्रोणः, सूतपुत्रः, तथा, असौ, सह, अस्मदीयैः, अपि, योधमुख्यैः, वक्त्राणि, ते, त्वरमाणाः, विशन्ति, दंष्ट्राकरालानि, भयानकानि, केचित्, विलग्नाः, दशनान्तरेषु, संदृश्यन्ते, चूर्णितैः, उत्तमांगैः

**व्युत्पत्तिः**—अस्माकं इमे इति अस्मदीयाः, तैः अस्मदीयैः युध्यन्ते इति योधाः मुखे–आदौ–भवतीति मुख्यः. त्वरयन्तीति ते त्वरमाणाः. बिभेति अस्मात् इति भयानकं, नानि भयानकानि विशेषेण लग्नाः इति विलग्नाः दश्यते अनेन इति दशनः सम्यक् दृश्यन्ते इति संदृश्यन्ते

**समासाः**—अवनिं पालयन्तीति ते अवनिपाला तेषां

सघाः अवनिपालसघा , तै अवनिपालसघैः । योधाना मुख्य योधमुख्य तै योधमुख्यैः । सूतस्य पुत्र इति सूतपुत्र । दंष्ट्राभि करालानि इति दष्ट्राकरालानि । दशनाना अन्तराणि इति दशनान्तराणि, तेषु दशनान्तरेषु । उत्तम च तत् अग च इति उत्तमाग, तै उत्तमागै ।

અન્વય અને અર્થ —अमी આ, धृतराष्ट्रस्य ધૃતરાષ્ટ્રના पुत्रा દુર્યોધનાદિક પુત્રો, च તથા, भीष्म ભીષ્મ, द्रोण દ્રોણાચાર્ય, तथा તેમજ, असौ આ, सूतपुत्र સારથિપુત્ર કર્ણ अवनिपालसघै અન્ય પૃથ્વીપતિઓના ટોળાઓ તથા, योधमुख्यै યોદ્ધાઓમાં મુખ્ય, अस्मदीयै અમારા આ ધૃષ્ટદ્યુમ્ન, શિખડિ પ્રભૃતિ યોદ્ધાઓની अपि પણ सह સહિત, त्वरमाणाः બહુ જ ત્વરા કરતા, दष्ट्राकरालानि દાઢો વડે વિકરાળ, भयानकानि ભય ઉપજાવે તેવા, ते આપના, मुखानि મુખોમા, विशन्ति પ્રવેશ કરે છે, केचित् તેમાના કેટલાક, दशनान्तरेषु દાતની વચ્ચેના અતરાલમા, विलग्ना અત્યત ચોટી ગયેલા, चूर्णितै ભૂકો થઇ ગયેલા, उत्तमांगै મસ્તકો વડે सन्दृश्यन्ते સારી રીતે જોઇ શકાય છે

ભાવાર્થ:—ધૃતરાષ્ટ્રના આ દુર્યોધનાદિક પુત્રો, ભીષ્મ, દ્રોણ, તેમજ આ (અભિમાની) કર્ણ, બીજા કેટલાક રાજાઓ જે આ યુદ્ધમા ભાગ લેવા આવેલા છે તેઓ, અમારા પણ મુખ્ય-વિશિષ્ટ-યોદ્ધાઓ સહિત, ઉતાવળે આપના દાઢો વડે વિકરાળ અને ભયાનક મુખોમા પ્રવેશ કરે છે, તેમાંના કેટલાક તો દાતોની વચ્ચેના અતરાલમા ચોટી ગયેલા તથા

પોતાના ચૂરેચૂરા થઈ ગયેલા મસ્તકો વડે સારી રીતે જોઈ શકાય છે ૨૬-૨૭

અનતરણિકા —"અમારા તેમજ કૌરવોના મુખ્ય યોદ્ધાઓ આપના મુખમા પ્રવેશ કરે છે" એમ ઉપરના શ્લોકમ અર્જુને પોતાનો અનુભવ જણાવ્યો છે હવે તે યોદ્ધાઓ કેવી રીતે ભગવાનના મુખમા પ્રવેશે છે તેનુ દૃષ્ટાત નીચેના બે શ્લોકોથી કહે છે —

यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा
विशंति वक्त्राण्यभिविज्वलंति ॥ २८ ॥

**पदच्छेदः**—यथा, नदीनाम्, बहवः, अम्बुवेगाः, समुद्रम्, एव, अभिमुखाः, द्रवन्ति, तथा, तव, अमी, नरलोकवीराः, विशन्ति, वक्त्राणि, अभिविज्वलन्ति.

**व्युत्पत्तिः**—अभितः सर्वतः विशेषेण ज्वलतीति अभिविज्वलत्, तानि अभिविज्वलन्ति

**समासाः**—अम्बूना वेगा इति अम्बुवेगा । अभि-प्रति मुखानि येषा ते अभिमुखा । नराणा लोकः इति नरलोक, नरलोकस्य वीरा इति नरलोकवीरा ।

અન્વય અને અર્થ —यथा જેમ, नदीनाम् નદીઓના, बहव અનેક, अम्बुवेगा પાણીના પ્રવાહો, समुद्रम् સમુદ્રને,

एव જ, अभिमुखा प्रति મુખવાળા, द्रवन्ति વહેતા વહેતા પ્રવેશ કરે છે, तथा તેમ अमी આ नरलोकवीरा મનુષ્યલોકના શૂરવીરપુરૂષો, तव આપના अभिविज्वलन्ति ચોતરફથી અત્યંત પ્રકાશવાળા, वक्त्राणि મુખોને, विशन्ति પ્રવેશે છે

ભાવાર્થ—જેવી રીતે નદીઓના અનેક જલપ્રવાહો સમુદ્ર તરફ જ મુખ રાખીને વહેતા તેમા પ્રવેશ કરે છે, તેવી જ રીતે આ મનુષ્યલોકના વીર-યોદ્ધાઓ આપના ચોતરફથી પ્રકાશવાળા મુખોમા પ્રવેશે છે ૨૮

यथा प्रदीप्त ज्वलन पतगा
विशति नाशाय समृद्धवेगाः
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

पदच्छेदः—यथा, प्रदीप्तम, ज्वलनम्, पतङ्गाः, विशन्ति, नाशाय, समृद्धवेगाः, तथा, एव, नाशाय, विशन्ति, लोकाः, तव, अपि, वक्त्राणि, समृद्धवेगाः

व्युत्पत्तिः—प्रकर्षेण दीप्त इति प्रदीप्तम् ज्वलति अनेन इति ज्वलनः तं ज्वलनम्

समासाः—सम्यक् ऋद्धः वेग येषा ते समृद्धवेगाः ।

અન્વય અને અર્થ—यथा જેવી રીતે प्रदीप्तम् અત્યંત બળતા, अग्निम् અગ્નિમા समृद्धवेगा ઘણી ઉગ્ર ગતિવાળા, पतङ्गा પતંગીયાઓ, नाशाय મરણને માટે, विशन्ति પ્રવેશ

કરે છે, तथा તેવી રીતે एव જ, तव આપના, वक्त्राणि મુખોમા, अपि પણ, समृद्धवेगा ઉત્કૃષ્ટ ગતિમાન્, लोकाः લોકો, नाशाय નાશને માટે, विशन्ति પ્રવેશ કરે છે

ભાવાર્થ—જેવી રીતે સળગતા અગ્નિમા ઉગ્ર ગતિવાળા પતંગીયાઓ કેવલ પોતાના નાશને માટે જ પડે છે, તેવી રીતે જ આપના મુખોમા પણ આ લોકો શીઘ્ર ગતિવાળા થઈને નાશને માટે પ્રવેશ કરે છે ૨૯

અવતરણિકા—યુદ્ધ કરવાની ઈચ્છાવાળા રાજાઓની દશા કહીને તે સ્થિતિમા ભગવાન્ની તેમજ તેમની સ્થિતિનુ ચિત્ર અર્જુન દર્શાવે છે.—

लेलिह्यसे ग्रसमानः समता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्र
भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥

पदच्छेदः—लेलिह्यसे, ग्रसमानः, समन्तात्, लोकान्, समग्रान्, वदनैः, ज्वलद्भिः, तेजोभिः, आपूर्य, जगत्, समग्रम्, भासः, तव, उग्राः, प्रतपन्ति, विष्णो

व्युत्पत्तिः—ग्रसते इति ग्रसमानः ज्वलन्तीति ते ज्वलन्ति, तैः ज्वलद्भिः. प्रकर्षेण तपन्ति इति प्रतपन्ति. अग्रेण सह इति समग्रम्

અન્વય અને અર્થ—ज्वलद्भिः પ્રકાશિત वदनैः મુખો

વડે, **समग्रान्** સર્વ, **लोकान्** લોકોને, **ग्रसमान** મુખમાં ગટક કરી જતા (આપ) **समन्तात्** ચોતરફ, **लेलिह्यसे** જીભ વડે આસ્વાદ લ્યો છો, **विष्णो** હે વિષ્ણુભગવન્, **तव** આપની, **उग्रा** અસહ્ય, **भासः** દીપ્તિ, **तेजोभिः** પોતાના તેજ વડે, **समग्रम्** સમસ્ત, **जगत्** વિશ્વને, **आपूर्य** વ્યાપીને, **प्रतपन्ति** તપાવી રહી છે

ભાવાર્થ—પ્રકાશિત મુખો વડે સર્વ લોકોને મુખમાં ગટક કરી જતા, આપ જીભ વડે ચોતરફથી જાણે તેમનો આસ્વાદ લેતા હો–ચાટતા હો–તેમ દેખાઓ છો હે જગત્-પાલક વિષ્ણો! આપની ઉગ્ર કાંતિ પોતાના તેજ વડે આખા વિશ્વને વ્યાપીને બાળી રહી છે ૩૦

અવતરણિકાઃ—એ પ્રમાણે અર્જુન પોતાની દૃષ્ટિનો અનુભવ કહીને તથા માનસિક વ્યથાથી આકુલવ્યાકુલ થઇને આ 'ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર' જ છે એ ભૂલી જઇને પૂછવા લાગ્યો—

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवंतमाद्य
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

**पदच्छेदः**—आख्याहि, मे, कः, भवान्, उग्ररूप:, नमः, अस्तु, ते, देववर, प्रसीद. विज्ञातुम्, इच्छामि, भवन्तम्, आद्यम्, न, हि, प्रजानामि, तव, प्रवृत्तिम्.

व्युत्पत्तिः—प्रकर्षेण सीद इति प्रसीद विशेषेण ज्ञातुं इति विज्ञातुम्. आदौ भवं इति आद्यम्. प्रकर्षेण जानामि इति प्रजानामि. प्रकृष्टा वृत्तिः इति प्रवृत्ति. व्रियते इति वरः

समासाः—उग्रं रूपं यस्य सः उग्ररूपः । देवानां वरः इति देववरः, तत्सम्बुद्धौ देववर ।

અન્વય અને અર્થ—उग्ररूप ઉગ્રસ્વરૂપવાળા, भवान् આપ, क કોણ છો, मे મને, आख्याहि કહો, देववर હે દેવશ્રેષ્ઠ, ते આપને, नमः નમસ્કાર, अस्तु હજો, प्रसीद પ્રસન્ન થાઓ, भवन्तम् આપના, आद्यम् આદિ કારણને, विज्ञातुम् જાણવાને, इच्छामि ઇચ્છુ છુ, हि કારણ કે, तव આપની, प्रवृत्तिम् પ્રવૃત્તિને, जानामि જાણતો, न નથી

ભાવાર્થઃ—હે ભગવન્! ઉગ્રસ્વરૂપવાળા આપ કોણ છો? તે મને કહો હે દેવશ્રેષ્ઠ! આપને નમસ્કાર હજો, પ્રસન્ન થાઓ, આપના આદિ કારણને ખાસ કરીને હુ જાણવા માગુ છુ, કારણ કે હુ આપની પ્રવૃત્તિથી અજ્ઞાત છુ ૩૧.

અવતરણિકા.—આ પ્રમાણે પ્રાર્થિત ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને જવાબ આપે છે—

श्रीभगवानुवाच ।

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

**पदच्छेदः**—श्रीभगवान्, उवाच, कालः, अस्मि, लोकक्षयकृत्, प्रवृद्धः, लोकान्, समाहर्तुम्, इह, प्रवृत्तः, ऋते, अपि, त्वाम्, न, भविष्यन्ति, सर्वे, ये, अवस्थिताः, प्रति, अनीकेषु, योधाः

**व्युत्पत्तिः**—प्रकर्षेण वृद्धः इति प्रवृद्धः सम्यक् आसमन्तात् हर्तुं इति समाहर्तुम प्रकर्षेण वृत्तः इति प्रवृत्तः, युध्यन्ते इति ते योधाः

**समासाः**—लोकाना क्षयः इति लोकक्षयः, त करोतीति लोकक्षयकृत् । अनीकानि अनीकानि प्रति इति प्रत्यनीकानि, तेषु प्रत्यनीकेषु ।

અન્વય અને અર્થ—**श्रीभगवान्** શ્રીભગવાન્, **उवाच** બોલ્યા, **लोकक्षयकृत्** (હુ) લોકોનો ક્ષય કરનાર, **प्रवृद्ध** મહાન, **काल** કાળ, **अस्मि** છુ, **लोकान्** લોકોને, **समाहर्तुम** સહાર કરવાને, **इह** અહી, **प्रवृत्त** પ્રવૃત્ત થયેલો છુ, **त्वाम** તારા, **ऋते** સિવાય, **अपि** પણ, **प्रत्यनीकेषु** પ્રત્યેક સૈન્યમા **ये** જે, **योद्धाः** યોદ્ધાઓ, **अवस्थिता** સ્થિર થઈને ઉભેલા છે તેઓ, **भविष्यन्ति** રહેશે, **न** નહિ

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા—હુ લોકોનો નાશ કરનાર મહાન કાળ છુ, લોકોનો સહાર કરવા અહી હુ પ્રવૃત્ત થયો છુ તુ યુદ્ધ ન કરે તો પણ બન્ને સૈન્યમા જે યોદ્ધાઓ યુદ્ધ માટે ઉભેલા છે તેઓ જીવતા રહેશે નહિ, અર્થાત્ અગર તુ તેમને અવધ્ય માની હણીશ નહિ,

તો પણ કાલસ્વરૂપ એવો હુ તેમને ગ્રસી જઈશ, એટલે તેમનુ અસ્તિત્વ તારી અનુકંપા ઉપર આધાર રાખતુ નથી ૩૨

અવતરણિકાઃ—' તુ યુદ્ધ નહિ કરીશ તો પણ તેઓ તો જીવતા રહેવાના નથી એ ચોકકસ છે, તો પછી સ્વધર્મ ભ્રષ્ટતાનુ પાતક, અપકીર્તિ, અર્થહાનિ, વિગેરે બધા અનર્થો છોડી યશ પ્રાપ્તિ તેમ જ ઈષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરવા તૈયાર થા " એમ અર્જુનને ભગવાન્ શ્રીકૃષ્ણ એ શ્લોકથી ઉત્તેજીત કરે છે—

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व

जित्वा शत्रून्भुङ्क्ष्व राज्य समृद्धम् ।

मयैवैते निहताः पूर्वमेव

निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

**पदच्छेदः**—तस्मात्, त्वम्, उत्तिष्ठ, यशः, लभस्व, जित्वा, शत्रून्, भुंक्ष्व, राज्यम्, समृद्धम्, मया, एव, एते, निहताः, पूर्वम, एव, निमित्तमात्रम्, भव, सव्यसाचिन्.

**व्युत्पत्तिः**—राज्ञः भावः कर्म वा राज्यम्. सम्यक् ऋद्धं इति समृद्धम् निश्चयेन हताः इति निहताः निमित्त मात्रा यथास्यात्तथा निमित्तमात्रम्.

**समासाः**—सव्येन वामहस्तेन सचितु सधातु शीलमस्य स सव्यसाची, तत्सबुद्धौ सव्यसाचिन ।

અન્વય અને અર્થ—तस्मात् તેથી, त्वम् તુ, उत्तिष्ठ યુદ્ધ કરવાને ઉભો થા, यश યશ, लभस्व પ્રાપ્ત કર, शत्रून् શત્રુઓને, जित्वा જીતીને, समृद्धम् આબાદ, राज्यम् રાજ્યને, भुङ्क्ष્व ભોગવ, एते એ દુર્યોધનાદિક, पूर्वं પહેલાથી, एव જ, मया મારા વડે, निहता હણાઇ ચૂકયા છે, *सव्यसाचिन् હે સવ્યસાચી, निमित्तमात्रम् ( તુ તો ) નિમિત્ત-દેખીતા કારણરૂપ-માત્ર, भव થા

ભાવાર્થ:—તેથી હે અર્જુન! તુ યુદ્ધ માટે ઉભો થા યુદ્ધમા ભીષ્મ-દ્રોણાદિ મહારથીઓઓને જીતીને યશ મેળવ. તેમજ દુર્યોધનાદિ કટકરૂપ દુશ્મનોને જીતીને નિષ્કટકરાજ્ય ભોગવ એ દુર્યોધનાદિકો મારા વડે પહેલાથી જ હણા-યેલા છે હે સવ્યસાચી! તુ તો માત્ર દેખાવના કારણ-રૂપ થા ૩૩

द्रोण च भीष्मं च जयद्रथ च
कर्ण तथान्यानपि योधवीरान् ।
मया हतास्त्वं जहि मा व्यथिष्ठा
युद्ध्यस्व जेतासि रणे सपत्नान् ॥ ३४ ॥

---

* उभौ मे दक्षिणौ पाणी गाण्डीवस्य विकर्षण ।
तेन देवमनुष्येषु सव्यसाचीति मा विदु ॥

श्रीमहाभारत

અર્થ—' મારો જમણો અને ડાબો બને હાથ ગાડીવ ધનુ-ષ્યન અનુસધાનમા ચાલે છે, તેથી દેવ તેમજ મનુષ્યોમા મને ' સવ્યસાચી ' એમ કહે છે

મહાભારત

**पदच्छेदः**—द्रोणम्, च, भीष्मम्, च, जयद्रथम्, च, कर्णम्, तथा, अन्यान्, अपि, योधवीरान, मया, हतान्, त्वम्, जहि, मा, व्यथिष्ठाः, युद्धयस्व, जेता, असि, रणे, सपत्नान्.

**व्युत्पत्तिः**—समानः पतिः यस्य तत् सपत्नम्,सपत्नस्य भावः सापत्न्यम्, सापत्न्य अस्य अस्तीति सपत्नः, तान् सपत्नान्.

**समासाः**—योधाना वीरा इति योधवीराः, तान् योधवीरान् ।

અન્વય અને અર્થ – **द्रोणम्** ધનુર્વેદના આચાર્ય દ્રોણ, **च** તથા, **भीष्मम्** સ્વચ્છન્દ મૃત્યુ પામવાવાળા પિતામહ ભીષ્મ, **च** તેમજ, **जयद्रथम्** જેનો પિતા તપશ્ચર્યા કરે છે, અને જેણે વરદાન મેળવ્યુ છે કે "મારા પુત્રનુ મસ્તક જે કોઈ જમીન પર પાડે, તેના જ મસ્તકના સો ટુકડા થઈ જાય" તેનો પુત્ર જયદ્રથ, **च** તથા, **कर्णम्** ઇન્દ્રની અમોઘ સાગવાળો કર્ણ, **तथा** તેમજ, **अन्यान्** બીજા **अपि** પણ, **योधवीरान्** યોદ્ધાઓમા વીર જે કોઈ હોય, **मया** મારા વડે, **हतान्** હણાયેલાને, **त्वम्** તુ, **जहि** હણ, **व्यथिष्ठा**. તેમનાથી બીક રાખ, **मा** નહિ, **युद्धयस्व** યુદ્ધ કર, **रणे** યુદ્ધના મેદાનમા, **सपत्नान्** શત્રુઓને, **जेता** તુ જીતનાર, **असि** થઈશ

ભાવાર્થ —દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ તેમજ બીજા પણ મુખ્ય વીર યોદ્ધાઓ છે, તેમને મારા વડે પહેલેથી જ હણાયેલાઓને તુ હણ તેમનાથી ભય રાખવા જરા પણ કારણ નથી યુદ્ધ કર યુદ્ધના મેદાનમા શત્રુઓને તુ અવશ્ય

જીતીશ, અર્થાત્ દિવ્યશક્તિધારી એ મહા પુરૂષોનો મે પહેલેથી જ ઘાટ વડી મૂકયો છે, તેમના દિવ્ય પ્રભાવોનો પ્રતિકાર પહેલેથી જ રચાઇ ચૂકયો છે, નાહક ગભરાવાનું કંઈ કારણ નથી ૩૪

અવતરણિકા—'ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે એમ અર્જુનને જવાબ આપ્યા પછી શું થયું" તે ધૃતરાષ્ટ્રની જિજ્ઞાસાને તૃપ્ત કરવા સંજય કહે છે—

**संजयउवाच ।**

एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

**पदच्छेदः**—संजयः, उवाच, एतत्, श्रुत्वा, वचनम् केशवस्य, कृतांजालिः, वेपमानः, किरीटी, नमस्कृत्वा, भूयः, एव आह, कृष्णम्, सगद्गदम्, भीतभीतः, प्रणम्य

**व्युत्पत्तिः**—वेपते इति वेपमानः किरीटः अस्य अस्तीति किरीटी, कर्षयतीति कृष्णः, तं कृष्णम् भीतादपि भीतः इति भीतभीतः प्रकर्षेण नम्य इति प्रणम्य

**समासाः**—कृतः अंजलिः येन सः कृताञ्जलिः । गद्गदेन सहितं यथा स्यात्तथा इति सगद्गदम् ।

અન્વય અને અર્થ—सञ्जय સંજય, उवाच બોલ્યો. केशवस्य ભગવાન્ કેશવનું, एतत् એ, वचनम् વચન, श्रुत्वा સાંભળીને, किरीटी મુકુટધારી અર્જુન, कृताञ्जलि કરેલી છે હાથની અંજલિ જેણે તે, वेपमान થરથર ધ્રૂજતો, नमस्कृत्वा નમસ્કાર કરીને, भीतभीत ઘણો જ બીધેલો, प्रणम्य અત્યંત નમ્ર થઈને, सगद्गदम् કંઠ રૂંધાઇ જતો હોય તેવી વાણી વડે, भूय ફરીને, एव પણ, कृष्णम् કૃષ્ણચંદ્રને, आह કહેવા લાગ્યો

ભાવાર્થ—સંજય બોલ્યો—ભગવાન્ વાસુદેવનું એ પ્રમાણેનું વાક્ય સાંભળીને મુકુટધારી અર્જુન પ્રણામાર્થે હાથનો સંપુટ વાળીને ઉભેલો, થરથર ધ્રૂજતો, ભગવાનને નમસ્કાર કરીને, અત્યંત બીધેલો, ખૂબ નમ્રભાવથી પ્રણામ કરીને, ફરીને પણ ગદ્ગદ વાણી વડે શ્રીકૃષ્ણચંદ્રને કહેવા લાગ્યો ૩૫

અવતરણિકા—અગ્યાર શ્લોકો વડે અર્જુન ભગવાનની સ્તુતિ કરતો બોલ્યો—

अर्जुन उवाच ।

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति
सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ॥ ३६ ॥

पदच्छेदः—अर्जुनः, उवाच, स्थाने, हृषीकेश, तव,

प्रकीर्त्या, जगत्, प्रहृष्यति, अनुरज्यते, च, रक्षांसि, भीतानि, दिशः, द्रवन्ति, सर्वे, नमस्यन्ति, च, सिद्धसंघाः

व्युत्पत्तिः--प्रकर्षेण हृष्यति इति प्रहृष्यति.

समासाः—प्रकृष्टाचासौ कीर्तिश्च इति प्रकीर्ति, तया प्रकीर्त्या । सिद्धाना सघा इति सिद्धसघा ।

અન્વય અને અર્થ—अर्जुन અર્જુન, उवाच બોલ્યે हृषीकेश હે ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ, तव આપના, प्रकीर्त्या વિશિષ્ટ મહાત્મ્યના કીર્તનથી, जगत् વિશ્વ, प्रहृष्यति અત્યત હર્ષ પામે છે च અને, अनुरज्यते અનુરાગ પામે છે, भीतानि બીધેલા, रक्षांसि રાક્ષસો, दिश દિશાઓમા द्रवन्ति પલાયન કરે છે, च તથા सर्वे બધા, सिद्धसघा કપિલાદિ સિદ્ધાના ટોળાઓ, नमस्यन्ति નમસ્કાર કરે છે स्थाने તે સઘળુ યોગ્ય જ છે, અપ્રસ્તુત નથી

ભાવાર્થ—અર્જુન બોલ્યો—હે હૃષીકેશ! આપના વિશિષ્ટ—માહાત્મ્ય—કીર્તનથી આખુ જગત્ અત્યત હર્ષ તેમજ અનુરાગને પામે છે તે યોગ્ય જ—પ્રસ્તુત છે ભય પામેલા રાક્ષસો દિશાઓમા પલાયન કરી જાય છે, તે પણ ઘટિત જ છે, તેમજ બધા કપિલાદિ સિદ્ધાના ટોળાઓ આપને નમસ્કાર કરે છે, તે સઘળુ વ્યાજબી જ છે ૩૬

અવતરણિકા.—ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રથી ઉપર પ્રમાણે થવાનો હેતુ દર્શાવી અર્જુન તેમની સ્તુતિ કરે છે—

कस्माच्च ते न नमेरन्महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।

अनत देवेश जगन्निवास
त्वमक्षर सदसत्तत्परं यत् ॥ ३७ ॥

**पदच्छेदः**—कस्मात्, च, ते न, नमेरन, महात्मन, गरीयसे, ब्रह्मणः, अपि, आदिकर्त्रे, अनन्त, देवेश, जगन्निवास, त्वम्, अक्षरम्, सत्, असत्, तत्परम्, यत्.

**व्युत्पत्तिः**—अतिशयेन गुरुः इति गरीयान्, तस्मै गरीयसे.

**समासाः**—आदिश्चासौ कर्ता च इति आदि कर्ता, तस्मै आदि कर्त्रे न विद्यते अन्त यस्य स अनन्त, तत्सबुद्धौ अनन्त। देवाना ईश देवेश, तत्सबुद्धौ देवेश। जगता निवासः इति जगन्निवास, तत्सबुद्धौ जगन्निवास । न क्षरतीति अक्षरम्। अस्तीति सत्, न सत् इति असत्, ताभ्या पर इति तत्परम्।

અન્વય અને અર્થ—महात्मन् હે મહાત્મન્, अनन्त અંતરહિત, देवेश દેવોના દેવ, जगन्निवास હે જગતના આધારરૂપ, गरीयसे અત્યંત શ્રેષ્ઠ, ब्रह्मण બ્રહ્માના, अपि પણ, आदिकर्त्रे આદિ કર્તારૂપ, ते આપને, ते તેઓ, कस्मात् શા માટે, नमेरन् નમન કરે, न નહિ, अक्षरम् અવિનાશી, सत व्यक्त, असत् અવ્યક્ત तत्परम् તે બન્નેથી પર, यत જે, તે પણ त्वम् આપ જ છો.

ભાવાર્થ:—હે પરમોદાર ચિત્ત, અનન્ત, દેવોના પણ દેવ, હે તથા જગતના આધાર, અત્યંત શ્રેષ્ઠ તેમજ બ્રહ્માના પણ આદિ કર્તારૂપ, તથા હે એવા આપને તેઓ શા માટે નમન કરે નહિ ?

અવિનાશી વ્યક્ત તથા અવ્યક્ત તેમજ તે બંનેથી પર પણ જે પદાર્થ છે તે આપ જ છો. ૩૭

અનતરણિકા:—ફરીને પણ અર્જુન ભગવાનની સ્તુતિ કરે છે—

> त्वमादिदेवः पुरुषः पुराण-
> स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
> वेत्तासि वेद्य च परं च धाम
> त्वया ततं विश्वमनन्तरूप ॥ ३८ ॥

**पदच्छेदः**—त्वम्, आदिदेवः, पुरुषः, पुराणः, त्वम्, अस्य, विश्वस्य, परम्, निधानम्, वेत्ता, असि, वेद्यम्, च, परम्, च, धाम, त्वया, ततम्, विश्वम्, अनन्तरूप.

**व्युत्पत्तिः**—पुरौ शेते इति पुरुषः पुरा नवः इति पुराणः निधीयते अस्मिन् इति निधानम् वेत्तीति वेत्ता वेत्तुं उचित वेद्यम्.

**समासाः**—आदिश्चासौ देवश्च इति आदिदेव । अनन्तानि रूपाणि यस्य सः अनन्तरूप , तत्सम्बुद्धौ अनन्तरूप ।

અન્વય અને અર્થ—**त्वम्** આપ, **आदिदेव** દેવોના પણ આદિદેવ છો તેથી જ, **पुराण** શરીરના નાશથી પણ નાશ ન પામતા શાશ્વત, **पुरुष** પુરુષ, **त्वम्** આપ છો, **अस्य** આ, **विश्वस्य** જગતનું, **परम्** છેલ્લું **निधानम्** લયસ્થાન, ( આપ છો ) **वेत्ता** જાણનાર, **च** તથા, **वेद्यम्** જાણવા યોગ્ય, **असि** આપ છો, **च** તેમજ, **परम्** પરમ, **धाम** મોક્ષપદ—

**કૈવલ્ય**, ( આપ જ છો, ) **अनन्तरूप** હે અપરિમિત સ્વરૂપ, **विश्वम्** આખુ જગત્, **त्वया** આપના વડે, **ततम्** વ્યાપ્ત થયેલુ છે

**ભાવાર્થ**—આપ દેવોના પણ આદિદેવ છો, અને તેથી જ શાશ્વત-પુરૂષ અને આ વિશ્વનુ લયસ્થાન પણ આપ જ છો, દૃશ્યમાત્રના જાણનાર, અને જાણવા લાયક પણ આપ જ છો, તેમજ પરમ-કૈવલ્યપદ તે પણ આપ છો હે અપરિમિત સ્વરૂપ! આ આખુ વિશ્વ આપનાથી જ સર્વત્ર વ્યાપ્ત થયેલુ છે ૩૮

**અવતરણિકા**—એ પ્રમાણે સમષ્ટિમા ભગવાનનો આવિર્ભાવ કહીને, હવે દેવોની વ્યષ્ટિમા પણ તેનો ભાવ કહે છે, અને સર્વ દેવાત્મક હોવાથી દરેક દેવના ઉપાસકો વડે ભગવાન જ નમસ્કાર યોગ્ય છે, એમ સ્તુતિ કરતો અર્જુન પોતે પણ નમસ્કાર કરે છે—

वायुर्यमोऽग्निर्वरुणः शशांक·
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

**पदच्छेदः**—वायुः, यमः, अग्निः, वरुणः, शशाङ्कः, प्रजापतिः, त्वम्, प्रपितामहः, च, नमः, नमः, ते, अस्तु, सहस्रकृत्वः, पुनः, च, भूयः, अपि, नमः, ते.

**व्युत्पत्तिः**—वातीति वायुः. यमयतीति यमः अंगति

ऊर्ध्वं गच्छतीति अग्निः, अश्नाति इति वा अग्निः वारयति जलरूपेण वरुणः, वृ+उनन्

**समासाः**—शश अङ्के यस्य स शशाङ्कः । प्रजाना पतिः इति प्रजापतिः । पितुः पिता इति पितामहः प्रकृष्ट श्चासौ पितामहश्च इति प्रपितामहः ।

અન્વય અને અર્થ—*वायुः વાયુ, यमः યમ, अग्निः અગ્નિ, वरुणः વરુણ, शशाङ्कः ચન્દ્રમા, प्रजापतिः પ્રજાપતિ બ્રહ્મા, च તથા, प्रपितामहः પિતાના પણ પિતા, त्वम् આપ જ છો, ते આપને, सहस्रकृत्वः હજારો વખત, नमः નમસ્કાર, अस्तु હજો, च અને, पुनः ફરીને, अपि પણ, ते આપને नमः નમસ્કાર, नमः નમસ્કાર, ( હજો )

ભાવાર્થ—વાયુ યમ, અગ્નિ, વરૂણ, ચન્દ્રમા, બ્રહ્મા અને તેમના પણ દાદા આપ જ છો, આપને હજારો વખત નમસ્કાર હજો, અને ફરીને પણ આપને નમસ્કાર હો ૩૯

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनन्तवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

---

* आवहः प्रवहश्चैव संवहश्चोद्वहस्तथा ।
विवहाख्यः परिवहः परावहः इति क्रमात् ॥

આવહ, પ્રવહ, સંવહ, ઉદ્વહ વિવહ, પરિવહ, પરાવહ એ પ્રમાણે નામ એક એકથી વિશિષ્ટ વાયુ છે

**पदच्छेदः**—नमः, पुरस्तात्, अथ, पृष्ठतः, ते नमः, अस्तु, ते, सर्वतः, एव, सर्व, अनन्तवीर्य, अमितविक्रमः, त्वम्, सर्वम्, समाप्नोषि, ततः असि, सर्वम्.

**व्युत्पत्तिः**–सम्यक् आप्नोषि इति समाप्नोषि

**समासाः**—अनन्तं वीर्यं यस्य सः अनन्तवीर्यः तत्सम्बुद्धौ अनन्तवीर्य । न मितः विक्रमः यस्य सः अमितविक्रमः ।

અન્વય **અને અર્થ**—તે આપને, **पुरस्तात्** સામેથી, **अथ** અને, **पृष्ठतः** પછવાડેથી, **नमः** નમસ્કાર, **सर्व** હે સર્વરૂપ, **ते** આપને, **सर्वतः** ચારે તરફથી, **एव** પણ, **नमः** નમસ્કાર, **अस्तु** હજો, **अनन्तवीर्य** હે અનંત સામર્થ્યવાન્ **त्वम्** આપ, **अनन्तविक्रमः** અપાર પરાક્રમશીલ છો, **सर्वम्** સમસ્ત વિશ્વને, **समाप्नोषि** વ્યાપ્ત કરીને રહેલા છો, **ततः** તેથી, **सर्वः** સર્વાત્મા, **असि** છો.

ભાવાર્થ—આપને સામેથી તેમજ પાછળથી નમસ્કાર હજો હે સર્વરૂપ! આપને સઘળી દિશાઓમાંથી નમસ્કાર હજો હે અપરિમિત પરાક્રમશાળી પ્રભો! આપનું પરાક્રમ અપાર છે આખા વિશ્વને વ્યાપીને આપ રહેલા છો તેથી આપ સર્વાત્મા છો ૪૦

અવતરણિકા—ભગવાનનું આવું અદ્ભુત સ્વરૂપ તથા પ્રભાવ અગાઉ જોયેલો કે સાંભળેલો ન હોવાથી, પહેલાં ઉદ્ધતાઈથી સામાન્ય મિત્ર સમજી કંઈ અપરાધ કરવામાં આવ્યો હોય તો તે તે અપરાધની અર્જુન નીચેના બે શ્લોકથી માફી યાચી રહ્યો છે —

सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं
मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

पदच्छेदः—सखा, इति, मत्वा, प्रसभम्, यत्, उक्तम्, हे, कृष्ण, हे, यादव, हे, सखा, इति, अजानता, महिमानम्, तव, इदम्, मया, प्रमादात्, प्रणयेन, वा, अपि. यत्, च, अवहासार्थम्, असत्कृतः, असि, विहारशय्यासनभोजनेषु, एकः, अथवा, अपि, अच्युत, तत्, समक्षम्, तत्, क्षामये, त्वाम्, अहम्, अप्रमेयम्.

व्युत्पत्तिः—यदोः अपत्यं पुमान् यादवः, तत्संबुद्धौ यादव न जानातीति अजानन्, तेन अजानता. माद्यन्ते अस्मिन्निति मादः विहरति अस्मिन् इति विहारः. शेते अस्या इति शय्या. आसीदति अस्मिन् इति आसनम् भुज्यते इति भोजनम्. प्रमातुं शक्य प्रमेयः अक्ष्णोः समं इति समक्षः.

**समासाः**—प्रकृष्ट श्चासौ मादश्च इति प्रमाद, तस्मात् प्रमादात् । प्रकृष्ट श्चासौ नयश्च इति प्रणय, तेन प्रणयेन । अवहासाय इद यथा स्यात्तथा अवहासार्थम् । न सत्कृत इति असत्कृत । विहारश्च शय्या च आसन च भोजन च इति विहारशय्यासनभोजनानि, तेषु विहारशय्यासनभोजनेषु । न च्युतः इति अच्युतः । न प्रमेय. इति अप्रमय, त अप्रमेयम् ।

**અન્વય અને અર્થ**—**तव** આપના, **महिमानम्** માહાત્મ્યને, તેમજ **इदम्** આ વિશ્વરૂપને, **अजानता** ન જાણતા એવા મારા વડે, **सखा** સમાન વયના છીએ, **इति** એમ. **मत्वा** માનીને, **प्रमादात्** ચિત્તની અસ્થિરતાથી, **वा** અથવા, **प्रणयेन** સ્નેહથી, **अपि** પણ, **प्रसभम्** તિરસ્કારપૂર્વક, **हे कृष्ण** હે કૃષ્ણ **हे यादव** હે યાદવ, **हे सखा** હે સખા, **इति** એ પ્રમાણે, **यत्** જે કંઈ, **मया** મારા વડે, **उक्तम्** કહેવામાં આવ્યું હોય, **च** તથા, **विहारशय्यासनभोजनेषु** ક્રીડા, શયન, આસન તથા ભોજન વિગેરેમા, **एक** એકલા **अथवा** અથવા, **तत्समक्षम्** તે મિત્રોની હાજરીમા, **अवहासार्थम्** ઉપહાસ-મશ્કરી માટે. **यत्** જે કંઈ, **असत्कृत** તિરસ્કારવામા આવ્યા, **असि** હો, **अच्युत** હે અચ્યુત-વિકારરહિત, **तत्** તે સઘળું, **अप्रमेयम्** પ્રમાણ-રહિત, **त्वाम्** એવા આપને, **अहम्** હું, **क्षामये** ક્ષમાપન કરાવુ છુ

ભાવાર્થ.--આપના માહાત્મ્યને તેમજ આ વિશ્વરૂપને હુ જાણતો ન હોવાથી, સમાન વયના છીએ એમ માનીને મે ચિત્તની અસ્થિરતાથી અથવા અનુરાગથી પણ તિરસ્કાર પૂર્વક 'હે કૃષ્ણ, હે યાદવ, હે સખા'' ઇત્યાદિ એ પ્રમાણે

જે કંઈ કહ્યું હોય, તેમજ ક્રીડા, શયન, આસન તથા ભોજન વિગેરેમા એકાંતમા તેમજ મિત્રોની હાજરીમા ઉપહાસ માટે જે કંઈ આપની અવજ્ઞા કરી હોય, તે સઘળાની હે અચ્યુત, પ્રમાણરહિત એવા આપની પાસે હું ક્ષમા યાચું છું ૪૧-૪૨

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥ ४३ ॥

**पदच्छेदः**—पिता, असि, लोकस्य, चराचरस्य, त्वम्, अस्य, पूज्यः, च, गुरुः, गरीयान्, न, त्वत्समः, अस्ति, अभ्यधिकः, कुतः, अन्यः, लोकत्रये, अपि, अप्रतिमप्रभाव.

**व्युत्पत्तिः**—पाति रक्षति इति पिता. चरतीति चरम्. न चरतीति अचरम् पूजितुं योग्यः इति पूज्यः. गृणाति इति गुरुः अतिशयेन गुरुः इति गरीयान्.

**समासाः**—चर च अचर च इति चराचर, तस्य चराचरस्य । तव समः इति त्वत्सम । अभि–भृश–अधिकः इति अभ्यधिक । त्रयाणां समाहारः इति त्रयम्, लोकानां त्रय इति लोकत्रय, तस्मिन् लोकत्रये । प्रतिमीयते यया सा प्रतिमा । न विद्यते प्रतिमा यस्य स अप्रतिम, अप्रतिमश्चासौ प्रभावश्च यस्य सः अप्रतिमप्रभावः, तत्सबुद्धौ अप्रतिमप्रभा । ।

અન્વય અને અર્થ—अस्य આ, चराचरस्य ચૈતન્ય અને જડ, लोकस्य લોકોના, पिता પિતા, असि આપ છો, पूज्य પૂજા કરવા યોગ્ય, च તેમજ, गुरु ધર્મ, તથા બ્રહ્મનો ઉપદેશ આપનાર, गरीयान् એથી પણ વિશેષ મોટા (છો), अप्रतिमप्रभाव હે અનુપમ પ્રભાવવાળા लोकत्रये આ ત્રણ લોકમા, अपि પણ, त्वत्सम આપના સમાન अस्ति છે, न નહિ, अन्य બીજો, अभ्यधिक વિશેષ સરસ, कुत કયાથી.

ભાવાર્થ—આ ચરાચર જગત્‌ના આપ પિતા, પૂજા યોગ્ય, ગુરુ, તેમજ ગુરૂથીએ પણ વિશેષ મહાન્ છો હે અનુપમ પ્રભાવવાળા! આ ત્રણ લોકમા પણ આપની બરોબરી કરનાર કોઇ નથી, તો પછી બીજો કોઈ આપનાથી વધારે શ્રેષ્ઠ તો કયાથી હોઈ શકે? ૪૩

અવતરણિકા—"अप्रतिमप्रभाव" ઇત્યાદિ વાકયોથી ભગવાન્‌નો પૂર્ણ પ્રભાવ વર્ણવી હવે તે પ્રભાવને અર્જુન પોતાની નમ્ર વન્દના કરે છે—

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

पदच्छेदः—तस्मात्, प्रणम्य, प्रणिधाय, कायम्, प्रसादये, त्वाम्, अहम्, ईशम्, ईड्यम्, पिता, इव, पुत्रस्य, सखा, इव, सख्युः, प्रियः, प्रियायाः, अर्हसि, देव, सोढुम्.

व्युत्पत्तिः—प्रकर्षेण नम्य इति प्रणम्य प्रकर्षेण नीचै र्धृत्वा इति प्रणिधाय चीयते अस्मिन् अस्थ्यादिकं इति कायः, तं कायम् ईडितुं योग्यः इति ईडयः, तं ईडयम्. पुतः त्रायते इति पुत्रः. समान ख्यायते जनैः इति सखा. प्रीणाति इति प्रियः

અન્વય અને અર્થ—तस्मात् તેથી, प्रणम्य નમન કરીને, कायम् શરીરને, प्रणिधाय દંડવત્-પ્રણામની માફક ભૂમિ ઉપર રાખીને, ईशम् ઐશ્વર્યસંપન્ન, ईडयम् સ્તુતિ કરવા લાયક, त्वाम् આપને, अहम् હું, प्रसादये પ્રસન્ન કરાવું છું, पिता પિતા, पुत्रस्य પુત્રના, (અપરાધોને) इव જેમ, सखा મિત્ર, सख्युः મિત્રના, (અપરાધોને) इव જેમ, प्रिय પતિ, प्रियायाः ધર્મપત્નીના અપરાધોને જેમ, તેમ, देव હે દેવ सोढुम् (મારા અપરાધોને) સહન કરવાને, अर्हसि યોગ્ય છો

ભાવાર્થ—આપ અનંત, દિવ્ય, તેમજ ઈશ્વર હોવાથી આપને નમસ્કાર કરીને, તથા શરીરને દંડવત્ ધારણ કરી રાખીને, સમસ્ત ઐશ્વર્યશાળી તેમજ સ્તુતિ કરવા લાયક એવા આપને હું પ્રસન્ન થવા પ્રાર્થના કરૂં છું, જેમ પિતા પુત્રના, મિત્ર મિત્રના, અને પતિ પ્રિયાના અપરાધોને સહન કરે છે, તેમ હે દેવ! આપ પણ મારા અપરાધોને સહન કરવા યોગ્ય છો ૪૪

અવતરણિકા—એ પ્રમાણે ક્ષમા પ્રાર્થી હવે વિશ્વ-રૂપદર્શનથી થએલી વ્યથાને દૂર કરવાના હેતુથી ફરીને તે સૌમ્ય, અસલ ચાર ભુજાવાળું સ્વરૂપ જોવાની અભિલાષાથી અર્જુન બોલ્યો—

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे।
तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

पदच्छेदः—अदृष्टपूर्वम्, हृषितः, अस्मि, दृष्ट्वा, भयेन, च, प्रव्यथितम्, मनः, मे, तत्, एव, मे, दर्शय, देव, रूपम्, प्रसीद, देवेश, जगन्निवास.

व्युत्पत्तिः—पूर्वं न दृष्टं इति तादृशं अदृष्टरूपम्. प्रकर्षेण व्यथितं इति प्रव्यथितम्. मन्यते अनेन इति मनः.

समासाः—देवाना ईश देवेशः, तत्सबुद्धौ देवेश । जगता नितान्त वासः इति जगन्निवास, तत्सबुद्धौ जगन्निवास ।

અન્વય અને અર્થ:—अदृष्टपूर्वम् પૂર્વે કદિ નહિ જોયેલા એવા આ વિશ્વરૂપને, दृष्ट्वा જોઇને, हृषितः હુ ઘણો આનંદ પામેલ, अस्मि છુ, च પણ, भयेन વિકરાલ રૂપ જોવાથી થયેલા ભય વડે, मे મારૂ, मन મન, प्रव्यथितम् અત્યત વ્યાકુલ થયેલુ છે, देव હે દેવ, तत् તે, एव જ, रूपम् રૂપ, मे મને, दर्शय દેખાડો, देवेश હે દેવના પણ ઇશ્વર, जगन्निवास હે જગત્‌ના આધાર, प्रसीद પ્રસન્ન થાઓ

ભાવાર્થ—પૂર્વે કદિ નહિ જોયેલા એવા આપના આ વિશ્વરૂપને જોઇને હુ અત્યત હર્ષ પામ્યો છુ, પણ વિકરાલ રૂપને જોવાથી થયેલા ભય વડે મારૂ મન અત્યંત વ્યાકુલ થઇ ગયુ છે હે દેવ! ફરીને તે જ આપના સ્વરૂ-

પના મને દર્શન કરાવો. હે દેવોના પણ ઈશ્વર! હે જગ-દાધાર! આપ પ્રસન્ન થાઓ ૪૫

અવતરણિકા:—"ઉપરના શ્લોકમા તે જ સ્વરૂપનુ મને દર્શન ફરીને કરાવો" એમ અર્જુને કહ્યુ છે, હજી પણ તે સ્વરૂપ એટલે કયુ તેનુ વર્ણન આપતા પોતાની ઇચ્છા સ્પષ્ટ દર્શાવે છે—

किरीटिनं गदिन चक्रहस्त-
मिच्छामि त्वा द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

**पदच्छेदः**—किरीटिनम्, गदिनम्, चक्रहस्तम्, इच्छामि, त्वाम्, द्रष्टुम्, अहम्, तथा, एव, तेन, एव, रूपेण, चतुर्भुजेन, सहस्रबाहो, भव, विश्वमूर्ते

**समासाः**—किरीट अस्य अस्तीति किरीटी, त किरीटिनम् । गदा अस्य अस्तीति गदी, त गदिनम् । चक्र हस्ते यस्य सः चक्रहस्त , त चक्रहस्तम् । चत्वारो भुजाः यस्य सः चतुर्भुज , तेन चतुर्भुजेन । सहस्र बाहव यस्य सः सहस्रबाहुः, तत्सबुद्धौ सहस्रबाहो । विश्वं मूर्तिः यस्य सः विश्वमूर्तिः, तत्सबुद्धौ विश्वमूर्ते ।

અન્વય અને અર્થ—किरीटिनम् મસ્તક ઉપર મુકુટ ધારણ કરેલા, गदिनम् ગદાવાળા, चक्रहस्तम् તથા હાથમાં ચક્ર ધારણ કરેલા, त्वाम् આપને, तथा તેમ, एव જ,

द्रष्टुम् જોવાને, इच्छामि હું ઇચ્છું છું, सहस्त्रबाहो હે હજાર ભુજાવાળા, विश्वमूर्ते વિશ્વરૂપી, चतुर्भुजेन ચાર ભુજાવાળા, तेन તે, एव જ, रूपेण સ્વરૂપથી, भव ( યુકત ) થાઓ.

ભાવાર્થ:—મસ્તક ઉપર મુકુટ હાથમા ગદા તેમજ ચક્ર ધારણ કરેલા એવા આપને હું તેવા જ જોવા ઇચ્છું છું હે હજાર ભુજાવાળા તથા વિશ્વરૂપી ભગવન્ ! ફરીને આપ તે જ ચાર હાથવાળા સ્વરૂપથી યુકત થાઓ ૪૬

અવતરણિકા—અર્જુનને બીધેલો જાણીને, પોતાના વિશ્વરૂપનો સંકોચ કરી લઇને, પ્રિય વચનોથી અર્જુનની આશ્વાસના કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ બોલ્યા —

श्रीभगवानुवाच ।

मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्य
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

पदच्छेदः—श्रीभगवान् उवाच, मया, प्रसन्नेन, तव, अर्जुन, इदम्, रूपम्, परम्, दर्शितम्, आत्मयोगात्, तेजोमयम्, विश्वम्, अनन्तम्, आद्यम्, यत्, मे, त्वत्, अन्येन, न, दृष्टपूर्वम्.

व्युत्पत्तिः—तेजः प्राचुर्येण विद्यते यस्मिन्तत् तेजोमयम्. आदौ भवं इति आद्यम्. पूर्वं दृष्टं इति तादृशं दृष्टपूर्वम्.

**समासा:**--आत्मन योगः इति आत्मयोग, तस्मात् आत्मयोगात् । न विद्यते अन्तः यस्य तत् अनन्तम् ।

અન્વય અને અર્થ:--श्रीभगवान् શ્રીભગવાન, उवाच બોલ્યા, अर्जुन હે અર્જુન, परम् શ્રેષ્ઠ, तेजोमयम् તેજના અબારથી ભરેલુ, आद्यम् આદિમા થયેલુ, अनन्तम् અંતરહિત, विश्वम् સમસ્ત વિશ્વ-મય इदम् આ, रूपम् વિશ્વરૂપ, प्रसन्नेन પ્રસન્ન થયેલા मया મારા વડે, आत्मयोगात् ઐશ્વર્યના સામર્થ્યથી, तव તને, दर्शितम् બતાવવામા આવ્યુ, मे મારૂં यत् જે સ્વરૂપ, त्वत् તારાથી, अन्येन બીજાએ, दृष्टपूर्वम् પહેલા જોયેલુ, न નથી

ભાવાર્થ:—શ્રીભગવાન્ બોલ્યા—હે અર્જુન! અત્યંત શ્રેષ્ઠ, તેજના અબારથી ભરેલુ, આદ્ય, સમસ્ત અને અંતરહિત સમસ્ત વિશ્વમય એવુ આ મારૂ રૂપ મે તારા ઉપર પ્રસન્ન થઈને મારા ઐશ્વર્યના સામર્થ્યથી તને દેખાડયુ, એ સ્વરૂપ તારા સિવાય બીજા કોઇએ પહેલા જોયેલુ નથી ૪૭

અવતરણિકા—"મારા એવા વિશ્વરૂપ-દર્શનથી તું ખરેખર કૃતાર્થ થઈ ગયો" એમ વિરાટ-સ્વરૂપની પ્રશસા કરતા તેની દુર્લભતા જણાવે છે—

न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

**पदच्छेदः**—न, वेदयज्ञाध्ययनैः, न, दानैः, न, च, क्रियाभिः, न, तपोभिः, उग्रैः, एवंरूपः, शक्यः, अहम्, नृलोके, द्रष्टुम्, त्वत्, अन्येन, कुरुप्रवीर.

**व्युत्पत्तिः**—अधीयते इति अध्ययनम्, दीयते इति दानम्, तैः दानैः, क्रियन्ते इति क्रियाः, ताभिः क्रियाभिः, तप्यते इति तपः, तैः तपोभिः

**समासाः**—वेदाश्च यज्ञाश्च इति वेदयज्ञाः, तेषां अध्ययनं इति वेदयज्ञाध्ययनं, तैः वेदयज्ञाध्ययनैः । एवं रूपं यस्य सः एवंरूपः । नृणां लोकः इति नृलोकः, तस्मिन् नृलोके । प्रकृष्टः चासौ वीरश्च इति प्रवीरः, कुरूणां प्रवीरः इति कुरुप्रवीरः, तत्सबुद्धौ कुरुप्रवीर ।

અન્વય અને અર્થ—**कुरुप्रवीर** હે કુરુકુલવીર, **एवंरूपः** એવા રૂપવાળો, **अहम्** હું, **वेदयज्ञाध्ययनैः** વેદ તથા મીમાંસા કલ્પાદિ યજ્ઞ-ગ્રંથોના અધ્યયનથી, **दानैः** દાનથી, **क्रियाभिः** કર્મથી, **उग्रैः** ઉગ્ર, **तपोभिः** તપો વડે, **त्वत्** તારાથી, **अन्येन** બીજા વડે, **नृलोके** આ મનુષ્ય-લોકમાં, **द्रष्टुम्** જોવાને, **शक्यः** શક્ય **न** નથી

ભાવાર્થ—હે કુરુવંશના વીર સુભટ! એવા રૂપવાળો હું વેદ, મીમાંસા, કલ્પાદિ ગ્રંથોના અધ્યયનથી, દાનથી, કર્મોથી કે દુશ્ચર તપોથી પણ, તારા સિવાય બીજા કોઈને આ મનુષ્યલોકમાં સુલભતાથી પ્રત્યક્ષ થતો નથી

અનતરણિકા—'વિશ્વરૂપ-દર્શનની એ પ્રમાણે મહત્તા' આઈને હવે તે જ રૂપથી તને ભય થયો હોય તો, તે

સ્વરૂપનો હું ઉપસંહાર કરૂં છું, તું ફરીને સ્વસ્થ થા એવા આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूप घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभी· प्रीतमना· पुनस्त्व
तदेव मे रूपमिद प्रपश्य ॥ ४९ ॥

**पदच्छेदः**—मा, ते, व्यथा, मा, च, विमूढभावः, दृष्ट्वा, रूपम्, घोरम्, इदृक्, मम, इदम्, व्यपेतभीः, प्रीतमना पुनः, त्वम् तत्, एव, मे, रूपम्, इदम, प्रपश्य

**व्युत्पत्तिः**—विशेषेण मूढः इति विमूढः, प्रकर्षेण पश्य इति प्रपश्य

**समासाः**—विमूढश्चासौ भावश्च इति विमूढभावः । विशेषेण अपगामा यस्मात् स व्यपेतभी । प्रीत मन यस्य स प्रीतमना ।

**અન્વય અને અર્થ**—मम મારૂં, ईदृक् આ પ્રકારનું, इदम् આ घोरम् ભયંકર रूपम् રૂપ, दृष्ट्वा જોઈને, ते તને, व्यथा પીડા, मा ન થાઓ, च તેમજ, विमूढभाव વ્યાકુલચિત્ત, मा ન થાઓ, व्यपेतभी ભયરહિત તથા, प्रीतमनाः પ્રસન્ન મનવાળો થઈને, त्वम् તું, पुन ફરીને, तत् ત, एव જ, मे મારા, इदम् આ रूपम् સ્વરૂપને, प्रपश्य સારી રીતે જો

**ભાવાર્થ**—મારૂ આ પ્રકારનુ આ ભયંકર સ્વરૂપ જોઈને તને પીડા કે વ્યાકુલભાવ ન થાઓ નિર્ભીક તેમજ

પ્રસન્નચિત્ત થઈને તું ફરીને મારા તે જ મૂળ સ્વરૂપને સારી રીતે જો ૪૯

અવતરણિકા —"એ પ્રમાણે ભગવાને ફરીને પોતાના અસલ સ્વરૂપને ધારણ કર્યું" એ વૃત્તાંત સંજય ધૃતરાષ્ટ્રને કહે છે —

**संजय उवाच ।**

**इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा**
**स्वकं रूपं दर्शयामास भूयः ।**
**आश्वासयामास च भीतमेनं**
**भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥**

पदच्छेदः—संजयः, उवाच. इति, अर्जुनम्, वासुदेवः, तथा, उक्त्वा, स्वकम्, रूपम्, दर्शयामास, भूयः आश्वासयामास, च, भीतम्, एनम्, भूत्वा, पुनः, सौम्यवपुः, महात्मा

व्युत्पत्तिः—वसुदेवस्य अपत्य पुमान इति वासुदेवः. स्वस्य इदं इति स्वकम्.

समासा —सौम्य वपुः यस्य सः सौम्यवपुः । महान् च सौ आत्मा च यस्य स महात्मा ।

અન્વય અને અર્થ:—सञ्जय સંજય, उवाच બોલ્યો, इति એ પ્રમાણે वासुदेव ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર, अर्जुनम्

અર્જુનને, तथा તેવી રીતે, उक्त्वा કહીને भूय ફરીને स्वकम् પોતાનુ મૂલ, रूपम् સ્વરૂપ दर्शयामास દેખાડયુ, च અને, सौम्यवपु શાત શરીરવાળા, भूत्वा થઈને, महात्मा મહાત્મા વાસુદેવ, भीतम् બીધેલા, एनम् એવા તે અર્જુનને, आश्वासयामास આશ્વાસન આપવા લાગ્યા

ભાવાર્થ —સજય બોલ્યો--એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રે તેવી રીતે કહીને, ફરીથી અર્જુનને તે જ પોતાનુ મૂલ સ્વરૂપ દેખાડયુ તથા પ્રથમની પેઠે શાત મૂર્તિવાળા થઈને તે મહાત્મા વાસુદેવે બીધેલા અર્જુનને આશ્વાસન આપ્યુ ૫૦

અવતરણિકા —એ પ્રમાણે ભગવાન્ વડે આશ્વાસન પામેલો અર્જુન નીચે પ્રમાણે બોલ્યો --

अर्जुन उवाच ।

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः॥५१॥

पदच्छेदः—अर्जुनः, उवाच दृष्ट्वा, इदम्, मानुषम्, रूपम्, तव, सौम्यम्, जनार्दन, इदानीम्, अस्मि, संवृत्तः, सचेताः, प्रकृतिम्, गतः

व्युत्पत्तिः—मनुष्यस्य इदं इति मानुषम् सोमः देवता अस्य इति सौम्यम्, सोमस्य इद वा सौम्यम्. सम्यक् वृत्तः इति संवृत्तः

**समासाः**—चेतसा सहवर्तमान इति सचेता ।

અન્વય અને અર્થ—**अर्जुन** અર્જુન, **उवाच** બોલ્યો—**जनार्दन** હે જનાર્દન, **तव** આપનુ, **इदम्** આ, **सौम्यम्** શાંત, **मानुषम्** મનુષ્યની આકૃતિવાળુ, **रूपम्** રૂપ **दृष्ट्वा** જોઇને, **इदानीम्** હવે, **सचेता** સ્વસ્થ—ચિત્ત, **प्रकृतिम्** પ્રકૃતિને, **गत** પામેલો, **संवृत्त** થયો, **अस्मि** છુ

ભાવાર્થ—અર્જુન બોલ્યો—હે જનાર્દન ! આપનુ આ શાંત મનુષ્યાકૃતિ સ્વરૂપ જોઇને હવે હુ સ્વસ્થચિત્ત થયો, અને સ્વભાવમા સ્થિર થયો છુ ૫૧

અવતરણિકા—એ પ્રમાણે અર્જુનનુ કહેવુ સાંભળી પોતે કરેલા અતિ દુર્લભ અનુગ્રહની મહત્તા બતાવતા ભગવાન્ શ્રીકૃષ્ણ ચાર શ્લોકથી કહે છે—

**श्रीभगवानुवाच ।**

**सुदुर्दर्शमिदं रूप दृष्टवानसि यन्मम ॥**
**देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥ ५२ ॥**

**पदच्छेदः**—श्रीभगवान, उवाच सुदुदर्शम्, इदम्, रूपम्, दृष्टवान्, असि, यत्, मम, देवाः, अपि, अस्य, रूपस्य, नित्यम्, दर्शनकाङ्क्षिणः.

**व्युत्पत्तिः**—दृश्यते इति दर्शनम्. दर्शनं काङ्क्षन्ते इति दर्शनकाङ्क्षिणः.

**समासाः**—सुष्ठु दुःखेन दर्शनं अस्य इति सुदुर्दर्शम् ।

અન્વય અને અર્થ.—श्रीभगवान् શ્રીભગવાન્ उवाच બોલ્યા, यत् જે, मम મારૂં, रूपम् વિશ્વરૂપ, दृष्टवान् તેં જોયું, असि છે, इदम् તે આ રૂપ सुदुर्दर्शम् ઘણા કષ્ટથી જોઇ શકાય તેવું છે देवा ઇન્દ્રાદિ દેવો, अपि પણ, नित्यम् હમેશા, अस्य આ, रूपस्य વિશ્વ—રૂપના, दर्शनकाङ्क्षिण દર્શનની આકાંક્ષાવાળાઓ છે

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા—તે જે મારૂં વિશ્વરૂપ જોયું તે આ વિશ્વરૂપ ઘણા કષ્ટથી જોઇ શકાય તેવું છે, ઇન્દ્રાદિક દેવો પણ નિરંતર આ સ્વરૂપના દર્શનની આકાંક્ષા રાખે છે ૫૨

અવતરણિકા—વેદ, યજ્ઞ, તપ, દાન ઇત્યાદિ ઉપાયે, હોવા છતાં પણ ઉક્ત સ્વરૂપવાળા ભગવાન જોઇ શકાય નહિ, તો બીજા કયા ઉપાયથી પામી શકાય, તે સાધનનો સ્ફોટ કરે છે—

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ॥
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

पदच्छेदः—न, अहम्, वेदैः, न, तपसा, न, दानेन, न, च, इज्यया, शक्यः, एवंविधः, द्रष्टुम्, द्रष्टवान, असि, माम्, यथा भक्त्या, तु अनन्यया, शक्यः, अहम्, एवंविधः, अर्जुन, ज्ञातुम्, द्रष्टुम्, च, तत्त्वेन, प्रवेष्टुम्, च परंतप.

व्युत्पत्तिः—इज्यन्ते देवताः अस्यां इति इज्या, तया इज्यया प्रकर्षेण वेष्टुं इति प्रवेष्टुम्

समासाः—एवंविध–प्रकार–यस्य स एवंविधः । न विद्यते अन्यः यस्या सा अनन्या, तया अनन्यया । पर शरीरस्थ शत्रुसमुदाय तापयतीति परतपः, तत्सबुद्धौ परतप ।

અન્વય અને અર્થ—एवंविध એ પ્રકારનો यथा જેવી રીતે, माम् મને, दृष्टवान् તે જોયેલો, असि છે, તેવી રીતે, अहम् હું, वेदै वेदो वडे न नहि, तपसा तप वडे न नहि, दानेन दान वडे, न नहि च तेमज, इज्यया यज्ञ वडे, न नही द्रष्टुम् जोवाने शक्य सुलभ, न नथी तु परंतु, अर्जुन हे अर्जुन, एवंविध એ પ્રકારે વિશ્વરૂપધારી, अहम् હું, अनन्यया અનન્ય, भक्त्या ભક્તિ વડે, ज्ञातुम् જાણવાને, द्रष्टुम् સાક્ષાત્કાર કરવાને, च તથા, तत्त्वेन તત્ત્વપૂર્વક, प्रवेष्टुम् પ્રવેશ કરવાને, परंतप હે પરંતપ शक्य સુલભ છું

ભાવાર્થ—એ પ્રકારે જેવી રીતે તે મને જોયેલો છે, તેવી રીતે હું વેદ, તપ, દાન તેમજ યજ્ઞો વડે પણ જોવાને સુલભ નથી, પરંતુ હે અર્જુન, એ પ્રકારે વિશ્વરૂપધારી હું જાણવાને, સાક્ષાત્કાર કરવાને તથા તત્ત્વપૂર્વક મારામાં પ્રવેશ કરવાને અર્થાત્ મોક્ષને માટે હે પરંતપ! હું અનન્ય-ભક્તિ વડે જ સુલભ છું ૫૩-૫૪

અવતરણિકાઃ—હવે સમસ્ત ભગવદ્ગીતા શાસ્ત્રનો સાર-રૂપ અર્થ–તેમજ પરમકલ્યાણ–મોક્ષરૂપ અર્થનું ખાસ કરીને આચરણ કરવાનો આદેશ કરે છે—

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ॥
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥ ५५ ॥

**पदच्छेदः**—मत्कर्मकृत्, मत्परमः, मद्भक्तः, सङ्गवर्जितः, निर्वैरः, सर्वभूतेषु, यः, सः, माम्, एति, पाण्डव.

**समासाः**—मदर्थं कर्म इति मत्कर्म, तत् करोतीति मत्कर्मकृत् । अहं एव परमः परा गतिः यस्य सः मत्परमः । मम भक्तः इति मद्भक्तः । सङ्गेन वर्जितः इति सङ्गवर्जितः । निर्गतं वैरं यस्मात् स निर्वैरः ।

અન્વય અને અર્થ—**पाण्डव** હે પાંડુપુત્ર **यः** જે મનુષ્ય, **मत्कर्मकृत्** મારી પ્રીતિને માટે જ કર્મ કરે છે, **मत्परमः** મને પોતાની પરમગતિ માને છે, **मद्भक्तः** મારૂં જ ભજન કરે છે, **सङ्गवर्जितः** આસક્તિરહિત રહે છે, **सर्वभूतेषु** પ્રાણિમાત્રમાં, **निर्वैरः** વૈરરહિત થઇ જાય છે **सः** તે **माम्** મને, **एति** પામે છે

ભાવાર્થ—હે પાંડુપુત્ર અર્જુન! જે મનુષ્ય મારી પ્રસન્નતા ખાતર જ કર્મ કરે છે, મને જ પોતાની છેલ્લી ગતિ માને છે, મારૂં જ ભજન કરે છે, તેમજ દરેક વસ્તુમાંથી આસક્તિરહિત થઇ જાય છે તથા પ્રાણિમાત્રમાં ભગવદ્દૃષ્ટિથી સમાનતા રાખી હિંસાશૂન્ય બને છે તે મનુષ્ય મને અવશ્ય પામે છે ૫૫

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत सान्वयबोधिनी टीकोपेतो विश्वरूपदर्शनयोगोनाम एकादशोऽध्यायः ॥

---



# द्वादशोऽध्यायः ।

## બારમો અધ્યાય.

અવતરણિકા —" બીજા અધ્યાયથી શરૂ કરીને વિભૂતિ-યોગ એટલે દશમા અધ્યાય પર્યંત, સમસ્ત વિશેષણ-નિર્મુકત, અક્ષર, પરમાત્મા બ્રહ્મનો ઉપાસના પ્રકાર આપે કહ્યો, તથા તે તે પ્રકરણોમા સાથે સાથે જ સર્વ યોગેશ્વર સર્વજ્ઞ, સાત્ત્વિક-ઉપાધિ સહ ઇશ્વરનો અર્થાત્ આપનો ઉપાસના પ્રકાર પણ કહ્યો છે, વળી 'વિશ્વરૂપ' અધ્યાયમાં ઈશ્વરી, આદ્ય, સમસ્ત જગતના આત્મારૂપ એવુ વિશ્વરૂપ બતાવ્યુ, અને ઉપાસના માટે જ આપે "मत्कर्मकृन्मत्परमः" ઇત્યાદિ કહ્યુ, હુ આ બન્ને-અર્થાત્ એક તો સર્વોપાધિમુકત સર્વવ્યાપક અક્ષર-બ્રહ્મની ઉપાસના, અને બીજો સાત્ત્વિક ઉપાધિ સહવર્તમાન વ્યકત પરમેશ્વરની ઉપાસના-માર્ગમાથી જે ખાસ વિશિષ્ટ-પ્રધાન હોય તે પ્રધાનમાર્ગને જાણવાની ઇચ્છાથી આપને પૂછુ છુ" ઉપરોકત ઉદ્દેશથી અર્જુન ભગ-વાન્ શ્રી કૃષ્ણને પૂછે છે —

अर्जुन उवाच ॥

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ॥
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

**पदच्छेदः**—अर्जुनः, उवाच. एवम्, सततयुक्ताः, ये, भक्ताः, त्वाम्, पर्युपासते, ये, च, अपि, अक्षरम्, अव्यक्तम्, तेषाम्, के, योगवित्तमाः.

**व्युत्पत्तिः**—क्षरतीति क्षरम् अतिशयेन योगं विदन्ति इति ते योगवित्तमाः

**समासाः**—न क्षरं इति अक्षरम्। न व्यक्त इति अव्यक्तम्।

અન્વય અને અર્થ—एवम् એ પ્રમાણે, 'मत्कर्मकृत्' ઇત્યાદિ પદ્ધતિ પ્રમાણે, सतत નિરંતર, युक्ता સાવધાનચિત્તે લાગેલા, ये જે, भक्ता ભક્તો, त्वाम् આપને, पर्युपासते ઉપાસે છે, च તથા, ये જેઓ, अक्षरम् અવિનાશી, अव्यक्तम् ઇન્દ્રિયોથી અગોચરને, (ઉપાસે છે) तेषाम् તે બંનેમાં, योगवितमा વિશિષ્ટ યોગને જાણનાર, के કોણ?

ભાવાર્થ—એ પ્રમાણે આપને જ અર્થે કામ કરનારા નિરંતર સાવધાન ચિત્તે લાગેલા, જે ભક્તો આપની ઉપાસના કરે છે, તે, તથા જેઓ અવિનાશી અને ઇંદ્રિયોથી અગમ્ય પરમ-બ્રહ્મને ઉપાસે છે, તે બંનેમાથી વિશિષ્ટ યોગને જાણનાર કોણ? ૧

અવતરણિકા—ઉપરોકત અર્જુનના પ્રશ્નના જવાબમાં ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનનો સગુણબ્રહ્મની ઉપાસનામા જ

અધિકાર જોઈને, અધિકાર પ્રમાણે જ રહસ્ય અને સાધનો બતાવાય તેથી તે પ્રથમ માર્ગ—એટલે સગુણ-ઉપાસના—ની પ્રશંસા કરે છે—

श्रीभगवानुवाच ।

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ॥
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

पदच्छेदः—श्रीभगवान्, उवाच. मयि, आवेश्य, मनः, ये, माम्, नित्ययुक्ता, उपासते, श्रद्धया, परया, उपेताः, ते, मे, युक्ततमाः, मताः.

व्युत्पत्तिः—मन्यते अनेन इति मनः नित्यं युक्ताः इति नित्ययुक्ताः अतिशयेन युक्ताः इति युक्ततमाः.

અન્વય અને અર્થ—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા, मयि મારામાં, मन મનને, आवेश्य સારી રીતે એકાગ્ર કરીને, नित्ययुक्ताः નિરંતર મારામાં સજ્જ રહેલા, परया શ્રેષ્ઠ, श्रद्धया શ્રદ્ધાથી, उपेता યુક્ત થઈને, ये જેઓ, माम् મને, उपासते ઉપાસે છે, ते તેઓ, मे મારા, युक्ततमा અત્યંત શ્રેષ્ઠ, मता માનવામાં આવેલા છે

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા—મારામાં જ મનને સારી રીતે એકાગ્ર કરીને, નિરંતર મારે પરાયણ રહેલા, તેમ જ અપ્રતિમ-લોકોત્તર-શ્રદ્ધાથી યુક્ત થઈને જેઓ મારી ઉપાસના કરે છે, તેઓને જ હું અતીવ શ્રેષ્ઠ માનું છું ૨.

અવતરણિકા — " ત્યારે નિર્વિશેષણ, સર્વોપાધિમુકત અવ્યકત-બ્રહ્મની ઉપાસના કરનારાઓનો દરજ્જો કેવો હોઈ શકે ?" એ કહેવાની ઇચ્છાથી ભગવાન્ શ્રીકૃષ્ણ ત્રણ શ્લોકથી, નિર્ગુણ-ઉપાસનાની કઠિનતા તેમજ સગુણ-ઉપાસનાની સહેલાઈ બતાવે છે —

ये त्वक्षरमनिर्देश्य मव्यक्त पर्युपासते ॥
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचल ध्रुवम ॥ ३ ॥
सनियम्येंद्रियग्राम सर्वत्र समबुद्धयः ॥
ते प्राप्नुवति मामेव सर्वभूतहिते रता. ॥ ४ ॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ॥
अव्यक्ता हि गतिर्दुःख देहवद्भिरवाप्यते ॥ ५ ॥

पदच्छेदः—ये, तु, अक्षरम्, अनिर्देश्यम्, अव्यक्तम्, पर्युपासते, सर्वत्रगम्, अचिन्त्यम्, च, कूटस्थम्, अचलम्, ध्रुवम्, सनियम्य, इन्द्रियग्रामम्, सर्वत्र, समबुद्धयः, ते, प्राप्नुवन्ति, माम्, एव, सर्वभूतहिते, रताः. क्लेशः, अधिकतरः, तेषाम्, अव्यक्तासक्तचेतसाम, अव्यक्ता, हि, गतिः, दुःखम्, देहवाद्भिः, अवाप्यते.

व्युत्पत्तिः—क्षरतीति क्षरम् निर्देष्टु शक्यते इति निर्देश्यम् व्यज्यते स्म इति व्यक्तम्. परि समन्ताद् उपासते इति पर्युपासते. सर्वत्र गच्छतीति सर्वत्रगम्. चिन्तितुं योग्यं इति

चिन्त्यम्, कूटे माया प्रपञ्चे स्थितं इति कूटस्थम् चलतीति चलम् सम्यक् नियमेन यम्य इति सनियम्य क्लेशयतीति क्लेशः प्रकर्षेण आप्नुवन्ति इति प्राप्नुवन्ति अतिशयेन अधिकः इति अधिकतरः देहः अस्य अस्तीति देहवान् तैः देहवद्भिः.

**समासाः**—न क्षर इति अक्षरम् । न निर्देश्यं इति अनिर्देश्यम् । न व्यज्यते स्म इति अव्यक्तम् । न चिन्त्य इति अचिन्त्यम् । न चल इति अचलम् । इन्द्रियाणां ग्राम इति इन्द्रियग्राम, तं इन्द्रियग्रामम् । समा बुद्धि येषां ते समबुद्धय । सर्वाणि च भूतानि च इति सर्वभूतानि, तेषां हितं इति सर्वभूतहित, तस्मिन् सर्वभूतहिते । अव्यक्ते आसक्त चेतः येषां ते अव्यक्तासक्तचेतस, तेषां अव्यक्तासक्तचेतसाम् ।

અન્વય અને અર્થ—तु પણ, सर्वत्र બધી વસ્તુમા समबुद्धय સમાન-બુદ્ધિવાળા, सर्वभूतहिते પ્રાણિમાત્રના હિતમા, रता લાગેલા, इन्द्रियग्रामम् કર્મેન્દ્રિય તથા જ્ઞાનેન્દ્રિયોના સમુદાયને, सनियम्य સારી રીતે કાબુમા રાખીને, ये જેઓ, अक्षरम् અવિનાશી, अनिर्देश्यम् અવર્ણનીય, अव्यक्तम् રૂપહીન, सर्वत्रगम् બધી જગ્યાએ વ્યાપ્ત, च તથા, अचिन्त्यम् ચિંતનમા ન આવી શકે તેવા, कूटस्थम् માયા પ્રપંચના ઢગલા પર સ્થિત, अचलम् નિશ્ચલ, ध्रुवम् નિત્ય-બ્રહ્મને, पर्युपासते શ્રવણ મનન નિદિધ્યાસનથી ઉપાસે છે, ते તેઓ, माम् મને, एव જ, प्राप्नुवन्ति પામે છે, પરતુ अव्यक्तासक्त-चेतसाम् અવ્યક્ત-નિર્વિશેષ બ્રહ્મમા લગાડેલ મનવાળાઓને, तेषाम् તેઓને, क्लेशः પીડા अधिकतरः ઘણી વધારે, ( અનુભવવી પડે છે ), हि કારણ કે, देहवद्भिः દેહાભિમાનવાળા પ્રાણિઓ વડે, अव्यक्ता

નિર્વિશેષ-નિરાકાર-બ્રહ્મ સબંધિની, गति નિષ્ઠા, दुःखम् ઘણું દુઃખપૂર્વક, अवाप्यते પ્રાપ્ત થાય છે

ભાવાર્થ—પણ બધી વસ્તુમા સમાન બુદ્ધિવાળા સમસ્ત પ્રાણિઓના કલ્યાણમા મચેલા, ઇન્દ્રિયોના સમુદાયને સારી રીતે વશમા રાખીને જેઓ અવિનાશી, અવર્ણનીય, શબ્દાદિથી અગોચર સર્વવ્યાપી, તેમજ અચિંત્ય, માયા-પ્રપચના ઢગ પર સ્થિત, નિશ્ચલ તથા નિત્યબ્રહ્મને, શ્રવણ મનન, નિદિધ્યાસનાદિથી ઉપાસે છે, તેઓ પણ મને જ પામે છે, પરતુ નિર્વિશેષ બ્રહ્મમા લગાડેલ મનવાળાઓને-તેમને ગ્લાનિ ઘણી વિશેષ થાય છે, કારણ કે દેહાભિમાન-વાળા પ્રાણિઓને નિર્વિશેષ-નિરાકારબ્રહ્મ સબંધિની નિષ્ઠા, ઘણા દુ.ખપૂર્વક પ્રાપ્ત થાય છે ૩-૪-૫

અવતરણિકા—'મારા ભક્તોને તો મારા અનન્ય શરણથી મારી કૃપા વડે અનાયાસે મોક્ષરૂપી અર્થની સિદ્ધિ થાય છે" એમ ભગવાન્ નીચેના બે શ્લોકથી જણાવે છે.—

ये तु सर्वाणि कर्माणि मयि सन्यस्य मत्पराः ॥
अनन्येनैव योगेन मा ध्यायत उपासते ॥ ६ ॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ॥
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

पदच्छेदः—ये, तु, सर्वाणि, कर्माणि, मयि, संन्यस्य, मत्पराः, अनन्येन, एव, योगेन. माम्, ध्यायन्तः, उपासते,

तेषाम्, अहम्, समुद्धर्ता, मृत्युसंसारसागरात्, भवामि, न-चिरात्, पार्थ, मयि, आवेशितचेतसाम्

व्युत्पत्तिः—सम्यक् न्यस्य इति सन्यस्य ध्यायन्ति इति ध्यायन्तः सम्यक् ऊर्ध्वं धर्ता इति समुद्धर्ता

**समासाः**—अहं परं येषां ते मत्पराः । न विद्यते अन्यद् आलम्बनं यस्य सः अनन्यः, तेन अनन्येन । मृत्युना युक्तः ससार इति मृत्युससार, सः एव सागरः इति मृत्युससारसागर-तस्मात् मृत्युससारसागरात् । आवेशितं चेतः येषां ते आवेशित-चेतसः, तेषां आवेशितचेतसाम् ।

અન્વય અને અર્થ—तु પણ, ये જેઓ, सर्वाणि બધા कर्माणि કર્મોને, मयि મારામા, सन्यस्य અર્પણ કરીને मत्पराः મને જ પોતાનો પરમ-આશ્રય માનનારા, अनन्येन અનન્ય, योगेन સમાધિ યોગ વડે, एव જ, माम् મારૂ ध्यायन्तः ચિન્તન કરતા, उपासते ઉપાસે છે, तेषाम् તેમનો તથા मयि મારામા, आवेशितचेतसाम् સર્વ પ્રકારે પ્રવિષ્ટ ચિત્તવાળાઓનો, पार्थ હે પાર્થ, मृत्युससारसागरात् મૃત્યુ-યુક્ત સસારરૂપી સાગરમાથી नचिरात् શીઘ્ર, समुद्धर्ता સદ-તર ઉદ્ધાર કરનાર, अहम् હુ, भवामि જ છુ

ભાવાર્થ—પણ જેઓ પોતાના બધા કર્મોને મારામા અર્પણ કરીને, મને જ પોતાનો પરમ આશ્રય માનીને અનન્ય સમાધિ યોગ વડે જ મારૂ ચિન્તન કરતા મને ઉપાસે છે, તેમનો તથા મારામા જ સર્વ પ્રકારે પ્રવિષ્ટ-

ચિત્તવાળાઓનો, હે પાર્થ ! આ મૃત્યુયુક્ત સંસારરૂપી સાગરમાંથી તુરત ઉદ્ધાર કરનાર હું સદૈવ તૈયાર જ છું ૬-૭

અવતરણિકાઃ—"મારી ઉપાસના જ વિશિષ્ટ ફલવાળી છે, તેમ ઉપરના શ્લોકોથી સિદ્ધ હોઇને, મારી ગતિ માટે જ પ્રયત્ન કરવો જોઇએ" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે-

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ॥
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥

पदच्छेदः—मयि, एव, मनः आधत्स्व, मयि, बुद्धिम्, निवेशय, निवसिष्यसि, मयि, एव, अत, ऊर्ध्वम्, न, संशयः

व्युत्पत्तिः—निश्चयेन वेशय इति निवेशय. निश्चयेन वसिष्यसि इति निवसिष्यसि.

અન્વય અને અર્થઃ—मयि મારામાં, एव જ, मन મન, आधत्स्व રાખ, मयि મારામાં, बुद्धिम् બુદ્ધિ, निवेशय પ્રવેશ કર, अत તેથી, ऊर्ध्वम् શરીરના પતન પછી, मयि મારામાં एव જ, निवसिष्यसि નિશ્ચયપૂર્વક રહીશ, संशय સંશય, न નથી

ભાવાર્થ—તું મારામાં જ મન રાખ, તેમ જ મારામાં બુદ્ધિ જોડી રાખ, એથી આ શરીર છુટયા પછી તું મારામાં જ મારા આત્મા રૂપે અવશ્ય નિવાસ કરીશ એમાં કંઈ પણ સંશય નથી ૮

અવતરણિકા—"એ પ્રમાણે વાણી અને બુદ્ધિથી મારામાં તલ્લીન થઈ જવાનું, જેનાથી ન બની શકે તેવા—

ઓને મારી પ્રાપ્તિ માટે એક ઉપાયના આચરણની શકિતના અભાવમા ઉત્તરોત્તર બીજા ઉપાયો પણ છે" એ પ્રમાણે ચાર શ્લોકથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે —

अथ चित्त समाधातु न शक्नोषि मयि स्थिरम् ॥
अभ्यासयोगेन ततो मामिच्छाप्तु धनजय ॥ ९ ॥

**पदच्छेदः—अथ, चित्तम्, समाधातुम्, न, शक्नोषि, मयि, स्थिरम्, अभ्यासयोगेन, ततः, माम्, इच्छ, आप्तुम्, धनजय.**

**व्युत्पत्तिः—सम्यक् आधातु इति समाधातुम्**

**समासः**—अभ्यासश्चासौ योगश्च इति अभ्यासयोगः तेन अभ्यासयोगेन ।

અન્વય અને અર્થ.—**अथ** એ પ્રમાણે જેમ મે કહ્યું તેવી રીતે અગર, **मयि** મારામા, **चित्तम्** ચિત્તને **स्थिरम्** અચલતાથી, **समाधातुम्** સ્થાપવાને, **शक्नोषि** શકિતમાન્ હોય, **न** નહિ, **ततः** તો, **धनजय** હે અર્જુન, **अभ्यासयोगेन** ચિત્તનો ચોતરફથી નિગ્રહ કરીને એક જ લક્ષ્યભૂત પદાર્થ પર ફરી ફરીને સ્થાપવુ તેનુ નામ અભ્યાસ, તે અભ્યાસ રૂપી ચિત્તૈકાગ્રતા-યોગ વડે, **माम्** મને, **आप्तुम्** પ્રાપ્ત કરવાને, **इच्छ** ઈચ્છા કર

**ભાવાર્થ**—એ પ્રમાણે જેમ મે કહ્યુ તેવી રીતે અગર મારામા ચિત્તને અચલતાથી સ્થાપવાને તુ શકિતમાન્ ન

હોય, તો હે અર્જુન! અભ્યાસરૂપી સમાધિયોગ વડે મને પ્રાપ્ત કરવાની ઈચ્છા કર ૯

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ॥
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

**पदच्छेदः**—अभ्यासे, अपि, असमर्थः, असि, मत्कर्मपरमः, भव, मदर्थम्, अपि, कर्माणि, कुर्वन्, सिद्धिम् अवाप्स्यसि

**व्युत्पत्तिः**—करोतीति कुर्वन् अव-समीपम्-शीघ्रम्-आप्स्यसि इति अवाप्स्यसि

**समासाः**—न समर्थ इति असमर्थ । मम कर्म इति मत्कर्म, मत्कर्म एव परम यस्य स मत्कर्मपरम । मम अर्थं यथा स्यात्तथा इति मदर्थम् ।

અન્વય અને અર્થ*—**अभ्यासे** અભ્યાસમા, **अपि** પણ, **असमर्थ** અશક્ત, **असि** હોય, **मत्कर्मपरम** મારા માટે જ કર્મ કરનારો થા, **मदर्थम्** મારે માટે, **कर्माणि** કર્મો, **कुर्वन्** કરતો, **अपि** પણ, **सिद्धिम्** સિદ્ધિને **अवाप्स्यसि** તુરત પામીશ

---

* श्रवण कीर्तनं विष्णो स्मरण पादसेवनम् ।
अर्चन वन्दन दास्य सख्यमात्मनिवेदनम् ॥

ભગવાન્ વિષ્ણુની નવધા ભક્તિ—અર્થાત્ વિષ્ણુના ગુણાનુવાદનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણના પૂજન, પ્રણિપાત, દાસભાવ, સખ્યાભાવ, અને આત્મસમર્પણ એમ વિષ્ણુની નવધાભક્તિથી વિષ્ણુને અર્પણ બધા કર્મ જે કરે છે તે કર્મના બન્ધનમા પડતો નથી

ભાવાર્થ:—એ પ્રમાણે પુન પુન અભ્યાસમા પણ જો તુ અશકત હોય તો મારે માટે જ કર્મ કરનારો થા, મારે અર્થે કર્મ કરવાથી પણ તુ તુરત સિદ્ધિને પામીશ ૧૦

અવતરણિકા.—મને ઉદ્દેશીને કર્મો કરવાને પણ તુ અશક્ત હો તો બીજો ઉપાય કહુ છુ —

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ॥
सर्वकर्मफलत्याग ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

**पदच्छेदः**—अथ, एतत, अपि, अशक्तः, असि, कर्तुम्, मद्योगम्, आश्रितः, सर्वकर्मफलत्यागम्, ततः, कुरु, यतात्मवान्.

**व्युत्पत्तिः**—आ-समन्तात्-श्रित इति आश्रितः.

**समासाः**—न शक्त इति अशक्त । मम योग इति मद्योग , तमद्योगम् । सर्वाणि च कर्माणि च इति सर्वकर्माणि, तेषा फल इति सर्वकमफल, तस्य त्याग इति सर्वकर्मफलत्यागः, तं सर्वकर्मफलत्यागम् । यतश्चासौ आत्मा च यतात्मा, यतात्मा अस्य अस्तीति यतात्मवान् ।

અન્વય અને અર્થ—अथ અને, एतत् એ, अपि પણ, कर्तुम् કરવાને अशक्त. તુ અશકત, असि હોય, तत तो, मद्योगम् મને શરણે આવવા રૂપ યોગનો, आश्रित' આશ્રય કરીને, यतात्मवान् નિગૃહીત ચિત્ત થઇને, सर्वकर्मफलत्यागम् બધા કરવા લાયક કર્મોના ફલનો ત્યાગ, कुरु કર.

ભાવાર્થ—અને એ પણ કરવાને તુ અશક્ત હોય, તો મારા શરણુ રૂપી યોગનો આશ્રય કરીને નિગૃહીત ચિત્તપૂર્વક બધા કરવા લાયક કર્મોના ફલનો ત્યાગ કર ૧૧

અવતરણિકા—ઉપર પ્રમાણે ઉત્તરોત્તર મોક્ષપ્રાપ્તિના ઉપાયો બતાવતા, સૌથી સુકર માર્ગ-કર્મના ફલનો ત્યાગ કહ્યો હવે ફરીને ઉપર કહેલા બધા માર્ગોનો ઉપસહાર કરીને સર્વના તારતમ્યરૂપ ફલત્યાગ-માર્ગની પ્રશસા કરે છે —

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यान विशिष्यते ॥
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥१२॥

**पदच्छेदः**—श्रेयः, हि, ज्ञानम्, अभ्यासात्, ज्ञानात्, ध्यानम्, विशिष्यते, ध्यानात्, कर्मफलत्यागः, त्यागात्, शान्तिः अनन्तरम्

**व्युत्पत्तिः**—विशेषेण शिष्यते इति विशिष्यते. धीयते अनेन इति ध्यानम्. त्यज्यते अनेन इति त्यागः.

**समासा**—न अन्तर यथा स्यात्तथा इति अनन्तरम् । कर्मणा फल इति कर्मफलं तस्य त्याग इति कर्मफलत्याग ।

અન્વય અને અર્થ—**अभ्यासात्** અપૂર્ણ જ્ઞાનરહિત અભ્યાસથી, **ज्ञानम्** આત્મનિશ્ચયરૂપ જ્ઞાન, **श्रेय** વધારે પ્રશસા-પાત્ર છે, **ज्ञानात्** જ્ઞાનથી, **ध्यानम्** જ્ઞાનપૂર્વક ધ્યાન-ચિન્તન **विशिष्यते** વિશેષ શ્રેષ્ઠ છે, **ध्यानात्** ચિંતનથી, **कर्मफलत्याग**

કર્મોના ફલની ઇચ્છાનો ત્યાગ, (વિશિષ્ટ છે) हि કારણ કે त्यागात् ત્યાગથી, अनन्तरम् જરા પણ કાલક્ષેપ વિના તુરત' शान्ति સસારમાથી ઉપરમ-અટકી જવુ તે, શાશ્વત બ્રાહ્મી શાતિ થાય છે

ભાવાર્થ:—સપૂર્ણ જ્ઞાન તથા વિવેકરહિત અભ્યાસથી આત્મનિશ્ચયરૂપ જ્ઞાન અધિક પ્રશસ્ત છે જ્ઞાનથી ધ્યાન વધારે શ્રેષ્ઠ છે ધ્યાનથી કર્મોના ફલની ઇચ્છાનો ત્યાગ અધિક છે કારણ કે સર્વ કર્મના ફલની વાસનાના ત્યાગ પછી તુરતજ શાશ્વતબ્રાહ્મી શાતિ આપોઆપ પ્રાપ્ત થાય છે ૧૨

અનતરણિકા—ઉપરના વકતવ્યમા આત્મા અને ઇશ્વરનો ભેદ લક્ષ્યમા રાખીને, વિશ્વરૂપ પરમાત્મામા ચિત્તની સમાધિરૂપ યોગ, તેમજ ઇશ્વરની ખાતર કર્મો તથા અનુષ્ઠાન પણ સૂચવ્યા, 'अथैतदप्यशक्तोऽसि" એ શ્લોકથી અજ્ઞાનના કાર્યને સૂચવીને, ભેદરહિત દૃષ્ટિવાળા અક્ષરબ્રહ્મના ઉપાસકને જે કર્મયોગ સેવવો યોગ્ય નથી, તેમજ કર્મયોગીને અક્ષરોપાસના ઇષ્ટ થતી નથી એ હકીકત "ते प्राप्नुवन्तिमामेव-सर्वभूतहितेरताः" ઇત્યાદિ વચનોથી કહી, વળી અક્ષરબ્રહ્મની ઉપાસના કરનારાઓને કૈવલ્ય-પરમ આનદ-મોક્ષની પ્રાપ્તિમા સ્વતત્રતા છે તેમ કહ્યુ, અને ઇતર માર્ગાવલબીઓ પોતાના મોક્ષમા પોતે સ્વતત્ર નથી—"तेषामहं समुद्धर्ता" ઇત્યાદિ વચનોથી એ પ્રતીત થાય છે, કારણ કે ઇશ્વરમા અભેદ-દૃષ્ટિથી જોનારા તેઓ ઇશ્વર સ્વરૂપ જ થયેલા તે અક્ષર-બ્રહ્મના ઉપાસકો પોતે જ બ્રહ્મસ્વરૂપ છે, એટલા માટે તેમનો ઉદ્ધાર કેઈ બીજી શક્તિથી થાય છે એ કહેવુ અસગત છે વળી આત્મા અને ઈશ્વરને સારી રીતે જાણ્યા

પછી કોઈપણ મુમુક્ષુ સત્ત્વ, રજ, તમ ઇત્યાદિ ગુણોના ભાવોને આધીન થાય એ પણ બનવા જોગ નથી, તેથી ભેદ દૃષ્ટિવાળા અર્જુન પ્રતિ જ પૂર્વોક્ત કર્મયોગનો ઉપદેશ કરેલો છે, તેથી હવે ભેદ દૃષ્ટિરહિત, પાપ-પુણ્યની અપેક્ષા રહિત, રાગદ્વેષરહિત, અક્ષરબ્રહ્મના સાચા ઉપાસકોની એ આનંદમય ગતિની પ્રાપ્તિના કારણભૂત લક્ષણો રૂપી ધર્મનો સમૂહ નીચે કહેવામાં આવે છે જે જાણીને બ્રહ્મની ઉપાસનાના સાધન-કલાપનો સ્પષ્ટ ચિતાર દરેક મુમુક્ષુ કર્મયોગીની આંખ આગળ તરી આવે છે, એથી પૂર્ણતાને ન પામેલો એ કર્મયોગી પણ, દૃષ્ટાંતથી અદ્વૈતદર્શીના લક્ષણો સમજી તેનું અનુકરણ કરે એવા હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે અક્ષર-ઉપાસકના લક્ષણોનું આઠ શ્લોકથી વર્ણન કરે છે—

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ॥
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ॥
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥

पदच्छेदः—अद्वेष्टा, सर्वभूतानाम्, मैत्रः करुणः, एव, च, निर्ममः, निरहङ्कारः, समदुःखसुखः, क्षमी, संतुष्टः, सततम्, योगी, यतात्मा, दृढनिश्चयः, मयि, अर्पितमनोबुद्धिः, यः, मद्भक्तः, सः, मे, प्रियः.

**व्युत्पत्तिः**—न द्वेष्टि इति अद्वेष्टा मित्रम् एव इति मैत्रः करुणा अस्य अस्तीति करुणः मम इति भावः ममः. क्षमा अस्य अस्तीति क्षमी.

**समासाः**—सर्वाणि च भूतानि च इति सर्वभूतानि, तेषां सर्वभूतानाम् । निर्गतः ममः यस्मात् स निर्ममः । निर्गतः अहंप्रत्ययो यस्मात् सः निरहङ्कारः । दुःखं च सुखं च इति दुःखसुखे, समे तुल्ये दुःखसुखे यस्य स समदुःखसुखः । यतः असौ आत्मा च यस्य स यतात्मा । दृढश्चासौ निश्चयश्च यस्य सः दृढनिश्चयः । मनश्च बुद्धिश्च इति मनोबुद्धी, अर्पिते मनोबुद्धी येन सः अर्पितमनोबुद्धिः । मम भक्तः इति मद्भक्तः ।

અન્વય અને અર્થ—**यः** જે પુરુષ, **सर्वभूतानाम्** બધા પ્રાણિઓનો, **अद्वेष्टा** જરા પણ દ્વેષ ન કરનાર, **मैत्रः** બધાની સાથે મિત્રની માફક વર્તનાર, **च** તથા, **करुणः** કરુણાળુ, **एव** જ, **निर्ममः** મમત્વરહિત, **निरहङ्कारः** અહંકાર રહિત, **समदुःखसुखः** દુઃખ તથા સુખ જેને તુલ્ય થઈ ગયા છે તેવો, **क्षमी** ક્ષમાવાન્, **सन्तुष्टः** આજીવિકા અર્થે જે કંઈ મળે તેથી સંતોષી **सततम्** નિરંતર, **योगी** યોગાભ્યાસમાં લાગેલો, **यतात्मा** નિગ્રહીત ચિત્તવાળો **दृढनिश्चयः** આત્મતત્ત્વ મેળવવામાં દૃઢનિશ્ચયવાળો, **मयि** મારામાં, **अर्पितमनोबुद्धिः** અર્પણ કરેલ છે મન અને બુદ્ધિ જેણે તે, **मद्भक्तः** મારો ભક્ત, **मे** મને, **प्रियः** પ્રિય છે

ભાવાર્થ—જે પુરુષ પોતાને ઉદ્વેગ કરનાર પ્રાણિઓ તરફ પણ અર્થાત્ સર્વ પ્રાણિઓ તરફ દ્વેષ-શત્રુભાવ રાખતો

ન હોય, સર્વની સાથે મિત્રની માફક વર્તન કરતો હોય સર્વના પર કરુણા રાખતો હોય, તથા મમત્વ અને અહંકારના મદથી રહિત હોય, દુખ અને સુખ જેણે સમાન ગણ્યા છે, તથા જે પોતાનો દ્રોહ કરનારના ઉપર પણ ક્ષમા રાખનારો છે, અનાયાસ પ્રાપ્ત દ્રવ્યથી સંતોષ માનનારો, નિરંતર યોગાભ્યાસમા લાગેલો, મનને નિગ્રહમા રાખનાર, આત્મતત્ત્વમા દૃઢનિશ્ચયવાન્, મારામા જ મન તથા બુદ્ધિને સમર્પણ કરી આપેલ એવો હોય તે મારો ઉપાસક મને પ્રિય છે ૧૩-૧૪

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ॥
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥

**पदच्छेदः**—यस्मात्, न, उद्विजते, लोकः, लोकात्, न, उद्विजते, च, यः, हर्षामर्षभयोद्वेगैः, मुक्तः, यः, सः, च, मे प्रियः

**समासः**—हर्षश्च अमर्षश्च भयं च उद्वेगश्च इति हर्षामर्षभयोद्वेगाः, तैः हर्षामर्षभयोद्वेगैः ।

અન્વય અને અર્થ—**यस्मात्** જે પુરુષથી, **लोक** લોક, **उद्विजते**, ઉદ્વેગ પામતા નથી, **च** તેમજ, **यः** જે, **लोकात्** લોકોથી **उद्विजते** ઉદ્વેગ પામતો, **न** નથી, **च** તથા, **हर्षामर्षभयोद्वेगैः** હર્ષ, અદેખાઈ, ભય અને ચિંતા એ સઘળાથી, **मुक्त** મુક્ત હોય, **सः** તે **मे** મને, **प्रिय** પ્રિય છે

ભાવાર્થ—જેનાથી આ લોક ઉદ્વેગ પામતો નથી, તેમજ જે આ લોકથી પણ ઉદ્વિગ્ન થતો નથી, તથા હર્ષ ઈર્ષ્યા, ભય અને ચિત્તક્ષોભ ઈત્યાદિ વિકારોથી મુક્ત છે તે જ મને પ્રિય છે ૧૫

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ॥
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

**पदच्छेदः**—अनपेक्षः, शुचिः, दक्षः, उदासीनः गत व्यथः, सर्वारम्भपरित्यागी, यः, मद्भक्तः, सः, मे, प्रियः

**व्युत्पत्तिः**—आरभ्यन्ते इति आरम्भाः.

**समासाः**—न विद्यते अपेक्षा यस्य स अनपेक्ष । गता, व्यथा यस्मात् स गतव्यथ । सर्वे च अमी आरम्भाश्च इति सर्वा-रम्भाः, तान् परि सर्वतः त्यक्तुं शीलं अस्य अस्तीति सर्वारम्भ-परित्यागी । मम भक्त इति मद्भक्त ।

અન્વય અને અર્થ—य જે પુરુષ, अनपेक्ष દેહ ઈન્દ્રિય, વિષયાદિ અપેક્ષાના વિષયોમા અપેક્ષા-સ્પૃહારહિત હોય, शुचि બાહ્યાભ્યન્તર શૌચ સપન્ન, दक्षः પ્રાપ્ત થયેલા કાર્યને, યથાયોગ્ય નિવેડો કરવાનુ સામર્થ્ય, રાખતો હોય उदासीनः પક્ષ-પાતરહિત-તટસ્થ, गतव्यथ ચિત્તની પીડાઓ રહિત, सर्वा-रम्भपरित्यागी આ લોક અને પરલોકમા ફલ ભોગવવા માટે કરવામા આવતા કર્મોનો પરિત્યાગ કરનાર, मद्भक्त મારો ભક્ત, मे મને, प्रियः પ્રિય છે

ભાવાર્થ.—જે પુરુષ નિસ્પૃહ, પવિત્ર, ચપલ, પક્ષપાત-રહિત માનસિક વ્યથાઓથી રહિત, ફલભોગની ઇચ્છાથી કામ્યકર્મોનો પરિત્યાગશીલ હોય તે મારો ભકત મને પ્રિય છે ૧૬

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ॥
शुभाशुभपरित्यागी भक्तिमान्य स मे प्रियः ॥१७॥

**पदच्छेदः**—यः, न, हृष्यति, न, द्वेष्टि, न, शोचति, न, काङ्क्षति, शुभाशुभपरित्यागी, भक्तिमान्, यः, सः, मे, प्रियः.

**समासाः**—शुभ च अशुभ च इति शुभाशुभे, शुभाशुभे परित्यक्तु शील अस्य अस्तीति शुभाशुभ परित्यागी। भक्ति अस्य अस्तीति भक्तिमान्।

અન્વય અને અર્થ —**य** જે પુરુષ, **हृष्यति** ઇષ્ટપ્રાપ્તિમા હર્ષ પામતો, **न** નથી, **द्वेष्टि** અનિષ્ટ પ્રાપ્તિમા દ્વેષ કરતો, **न** નથી, **शोचति** પ્રિયના વિયોગમા શોક કરતો, **न** નથી, **काङ्क्षति** ન પ્રાપ્ત વસ્તુની આકાક્ષા કરતો, **न** નથી, **शुभाशुभपरित्यागी** શુભ અને અશુભ અર્થાત્ પુણ્યપાપનો પરિત્યાગ કરનાર, **भक्तिमान्** ભકિતવાળો હોય, **स** તે, **मे** મને, **प्रिय** પ્રિય છે

ભાવાર્થ —જે પુરુષ ઇષ્ટ પ્રાપ્ત થતા હર્ષ પામતો નથી, કે અનિષ્ટ પ્રાપ્ત થતા ક્રોધે ભરાતો નથી, પ્રિય વસ્તુના વિયોગથી શોક કરતો નથી, અપ્રાપ્તને પ્રાપ્ત કર-

વાની ઇચ્છા કરતો નથી તથા પુણ્યપાપ સઘળાનો જેણે પરિત્યાગ કર્યો છે, તેવો ભક્તિમાન્ પુરુષ મને પ્રિય છે ૧૭

समः शत्रौ च मित्र च तथा मानापमानयोः ॥
शीतोष्णसुखदुःखेषु समः सगविवर्जितः ॥ १८ ॥
तुल्यनिंदास्तुतिर्मौनी सतुष्टो येनकेनचित् ॥
अनिकेत॰ स्थिरमति र्भक्तिमान्ये प्रियो नरः ॥१९॥

**पदच्छेदः**—समः, शत्रौ, च, मित्रे, च, तथा, मानापमानयोः, शीतोष्णसुखदुःखेषु, समः, सङ्गविवर्जितः, तुल्य-निन्दास्तुतिः, मौनी, संतुष्टः, येनकेनचित् अनिकेतः, स्थिरमतिः, भक्तिमान, मे, प्रियः, नरः

**व्युत्पत्तिः**—शातयनीति शत्रुः, तस्मिन् शत्रौ. मौनं अस्य अस्तीति मौनी. मुने र्भावः कर्म वा इति मौनम्.

**समासाः**—मानश्च अपमानश्च इति मानापमानौ, तयोः मानापमानयोः । शीत च उष्ण च सुख च दु खं च इति शीतोष्ण-सुखदु खानि, तेषु शीतोष्णसुखदु खेषु । सङ्ग विशेषेण वर्जितः येन स सङ्गविवर्जित । निन्दा च स्तुतिश्च निन्दास्तुती, निन्दास्तुती तुल्ये यस्य स तुल्यनिन्दास्तुति । न विद्यते निकेतः यस्य सः अनिकेत । स्थिरा चासौ मतिश्च यस्य स स्थिरमति ।

અન્વય અને અર્થ—शत्रौ શત્રુમા, च તેમજ, मित्रे મિત્રોમા, सम तुल्य હોય, तथा તેમજ, मानापमानयो માન

અને અપમાનમા પણ સમાન હોય, **शीतोष्णसुखदुःखेषु** ટાઢુ, ઉનુ, સુખદુઃખ ઈત્યાદિમા, **समः** જે સમાન છે, **सङ्गविवर्जितः** કોઈ પણ વસ્તુમા આસકિત નહિ રાખનાર, **तुल्यनिन्दास्तुतिः** પોતાની નિંદા અને પ્રશંસા જેને સમાન લાગે છે, **मौनी** વાચાને નિયમમા રાખનાર, **येनकेनचित्** જે કંઈ અનાયાસ પ્રાપ્ત થઇ આવે તે વડે, **संतुष्टः** પ્રસન્ન, **अनिकेतः** કોઇ નિશ્ચિત આશ્રય ઘર જેને વિદ્યમાન નથી તેવો, **स्थिरमतिः** પરબ્રહ્મ વિષયક મતિ જેની સ્થિર છે તે, **भक्तिमान्** ભકિતવાળો, **नरः** પુરુષ, **मे** મને, **प्रियः** પ્રિય છે

ભાવાર્થ.—શત્રુ તેમજ મિત્ર, તથા માન અને અપમાન, તેમજ ટાઢુ, ઉનુ, સુખદુઃખ ઈત્યાદિમા જેનુ વર્તન સમાન થઇ ગયુ હોય તે, વસ્તુમાત્રમાથી આસકિતને જેણે તિલાંજલિ આપી હોય તે, પારકા વડે થયેલી પોતાની નિંદા તેમજ સ્તુતિ જેને સમાન છે, જે પોતાની વાણીને નિયમમા રાખે છે તે, કોઈ પણ પ્રકારના નિશ્ચિત આશ્રયરહિત, બ્રહ્મમા સ્થિર બુદ્ધિવાળો, તેવો ભકિતમાન્ પુરુષ મને પ્રિય છે ૧૮-૧૯

અવતરણિકાઃ—ઉપર કહેવાએલા મુક્તના લક્ષણોનો ઉપસંહાર કરતા મુમુક્ષુને સાધનરૂપે કહે છે —

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ॥
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः॥२०॥

**पदच्छेदः**—ये, तु, धर्म्यामृतम्, इदम्, यथा उक्तम्, पर्युपासते, श्रद्दधानाः, मत्परमाः, भक्ताः, ते, अतीव, मे, पियाः.

**व्युत्पत्तिः—धर्माद् अनपेतं धर्म्यम् श्रद्दधति इति ते श्रद्दधानाः.**

**समासाः**—धर्म्यं च तत् अमृतं च इति धर्म्यामृतम्। अहमेव परम निरतिशया गति येषा ते मत्परमा ।

અન્વય અને અર્થ —**तु** ઉપર કહેવામા આવેલાથી જુદા પ્રકારના પણ, **ये** જેઓ, **इदम्** આ, **धर्म्यामृतम्** અમૃત તુલ્ય ધર્મ, **यथा** જેવી રીતે, **उक्तम्** કહેવામા આવ્યુ (તેમ,) **पर्युपासते** આચરે છે, **श्रद्दधाना** અત્યત શ્રદ્ધાળુ, **मत्परमा** હુ જ જેની સૌથી શ્રેષ્ઠ ગતિ છુ તેવા, **ते** તે, **भक्ताः** ભકતો **मे** મને, **अतीव** ઘણા જ, **प्रिया** પ્રિય છે

ભાવાર્થ —ઉપરોક્ત અક્ષરોપાસકોથી ભિન્ન મનુષ્યો પણ જેઓ આ અમૃત તુલ્ય ધર્મનુ જેની રીતે કહેવામા આવ્યુ તેમ આચરણ કરે છે, તથા જેઓ અત્યત શ્રદ્ધાળુ છે તેમજ મને જ પોતાની પરમગતિ માને છે, તેવા તે મારા ભકતો પણ મને અતિશય પ્રિય છે ૨૦





## ज्ञानषट्कम्

# त्रयोदशोऽध्यायः ।

## ત્રીજુ ષટ્ક, જ્ઞાનપ્રકરણ.

## અધ્યાય તેરમો

**અવતરણિકા**—સાતમા અધ્યાયમા ઈશ્વરની બે પ્રકૃતિ કહેવામા આવી છે એક તો ત્રિગુણાત્મિકા, આઠ પ્રકારની ભિન્ન અને સસારના હેતુરૂપ હેવાથી અપરા નામની પ્રકૃતિ, અને બીજી જીવભૂત—ક્ષેત્રજ્ઞ લક્ષણવાળી—ઈશ્વરાત્મિકા—પરા નામની પ્રકૃતિ છે, એ બે પ્રકૃતિથી ઈશ્વર જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણરૂપ બને છે, હવે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ લક્ષણવાળો બે પ્રકૃતિના નિરૂપણથી તે પ્રકૃતિના અધિપતિ ઈશ્વરના તત્ત્વનો નિશ્ચય પણ થઇ જાય એ હેતુથી આ ક્ષેત્રાધ્યાયની શરૂઆત કરવામા આવે છે વળી બારમા અધ્યાયમા 'अद्वेष्टासर्वभूतानाम्' ઇત્યાદિ શ્લોકોથી બારમા અધ્યાયની સમાપ્તિ સુધી તત્ત્વજ્ઞાનીઓ અને સન્યાસીઓ કેવી રીતે વર્તે છે તે કહ્યુ, પરતુ જે તત્ત્વજ્ઞાનથી તેઓ

તેમા કહેવામા આવેલા ધર્મોનુ આચરણ કરે છે, અને ભગવાનના પ્રિય થાય છે તેવા તત્ત્વજ્ઞાનનુ કોઇ સ્વરૂપ કહેવામા આવ્યુ નથી તેથી ઇશ્વર સબધી જ્ઞાનની રૂપ-રેખાનો સ્પષ્ટ ચિતાર આપવાના હેતુથી આ અધ્યાયની શરૂઆત કરવામા આવે છે—

**श्री भगवानुवाच ॥**

इद शरीरं कौतेय क्षेत्रमित्यभिधीयते ॥
एतद्यो वेत्ति त प्राहुः क्षेत्रज्ञ इति तद्विद. ॥ १ ॥

**पदच्छेदः**—श्रीभगवान्, उवाच इदम्, शरीरम्, कौन्तेय, क्षेत्रम्, इति, अभिधीयते, एतत्, यः, वेत्ति, तम्, प्राहुः, क्षेत्रज्ञः, इति, तद्विदः.

**व्युत्पत्तिः**—क्षिणोति आत्मानमविद्यया त्राति तं विद्यया इति क्षेत्रम्. क्षीयते नश्यति क्षरति इति अपक्षीयते अतः अपि क्षेत्रम क्षेत्रवदस्मिन्कर्मफल निष्प-द्यते इति वा क्षेत्र वेत्ति विजानाति आपादतल मस्तकं, ज्ञानेन विषयी करोति, स्वाभाविकेन ओपदशिकेन वा वेदनेन विषयी-करोति विभागशः इति क्षेत्रज्ञः प्रकर्षेण आहु. इति प्राहुः

**समासः**—तौ–क्षेत्रक्षेत्रज्ञौ–विदन्ति इति तद्विद ।

**અન્વય અને અર્થ.**—कौन्तेय હે કુતીપુત્ર અર્જુન, इदम् આ, शरीरम् દેહેન્દ્રિય સમૂહ-શરીર, क्षेत्रम् ક્ષેત્ર,

अभिधीयते કહેવાય છે, एतत् એને, य જે, वेत्ति જાણે છે, तम् તેને क्षेत्रज्ञ પગથી મસ્તક પર્યન્ત શરીરને જાણનારા અથવા જ્ઞાનથી શરીરને પ્રત્યક્ષ જાણે છે અથવા સ્વાભાવિક કે ઉપદેશજન્ય પ્રમાણો વડે 'આ શરીર આ આત્મા' એમ વિભાગપૂર્વક જાણે છે-તે ક્ષેત્રજ્ઞ, इति એ પ્રમાણે तद्विदः ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને જાણનારાઓ प्राहु કહે છે

ભાવાર્થ.—હે કુંતીપુત્ર અર્જુન! આ શરીરને ક્ષેત્ર કહેવામા આવે છે, તથા આ શરીરને જે આત્માનાત્મ ભેદથી જાણે છે તેને ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ બન્નેને જાણનારા જ્ઞાનીઓ, ક્ષેત્રજ્ઞ કહે છે ૧

અવતરણિકા—એ પ્રમાણે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું લક્ષણ કહેવામા આવ્યું, 'માત્ર એટલી જ વ્યાખ્યાથી એ બન્ને જાણવા લાયક છે કે શું?' એવા પ્રશ્નના જવાબમા જરા વિસ્તારપૂર્વક ભગવાન્ શ્રીકૃષ્ણ તેમના લક્ષણો કહે છે.—

क्षेत्रज्ञ चापि मा विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयो ज्ञानं यत्तज्ज्ञान मत मम ॥ २ ॥

क्षेत्रज्ञम्, च, आपि, माम्, विद्धि, सर्वक्षेत्रेषु, भारत, क्षेत्रक्षेत्रज्ञयोः, ज्ञानम्, यत्, तत्, ज्ञानम्, मतम्, मम.

पदच्छेदः—क्षेत्रं जानातीति क्षेत्रज्ञ, तं क्षेत्रज्ञम्. ज्ञायते अनेन इति ज्ञानम्

समासाः—सर्वाणि च क्षेत्राणि च इति सर्वक्षेत्राणि, तेषु सर्वक्षेत्रेषु । क्षेत्र च क्षेत्रज्ञश्च इति क्षेत्रक्षेत्रज्ञौ, तयो क्षेत्रक्षेत्रज्ञयोः ।

અન્વય અને અર્થ—भारत હે ભારત, च વળી, सर्वक्षेत्रेषु સમસ્ત ક્ષેત્રોમા, क्षेत्रज्ञम् ક્ષેત્રજ્ઞ, अपि પણ, माम् મને, विद्धि જાણ, क्षेत्रक्षेत्रज्ञयो ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ, यत् જે, ज्ञानम् જ્ઞાન, तत् તે, જ ज्ञानम् જ્ઞાન છે, એમ मम મારૂં, मतम् માનવુ છે

ભાવાર્થ—હે ભારત! વળી બધા ક્ષેત્રો—શરીરો—માં ક્ષેત્રજ્ઞ તો મને જ જાણ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ સબધી જે જ્ઞાન તે જ ખરૂ જ્ઞાન છે એમ મારો મત છે. ૨

અનતરણિકા—'इदं शरीरम्' ઇત્યાદિ વાકયથી શરૂ કરેલા આ અધ્યાયની અનુક્રમણિકા નીચેના શ્લોકમા કહે છે, તથા ચોવીસ પ્રકારના ભેદોથી ભિન્ન પ્રકૃતિ એજ 'क्षेत्र' એ કહેવાનો અભિપ્રાય હોવા છતા, શરીરને બધા ચોવીસે તત્વોનો સમૂહ જાણી ક્ષેત્ર કહ્યુ છે, તેથી હવે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના વિસ્તારથી તે સઘળાનો વિવેક કહે છે—

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ॥
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

पदच्छेदः—तत्, क्षेत्रम्, यत्, च, यादृक्, च, यद्विकारि, यतः, च, यत्, सः, च, यः, यत्प्रभावः, च, तत्, समासेन, मे, शृणु

समासाः—ये विकाराः अस्य तत् यद्विकारि । ये प्रभावाः उपाधिकृताः शक्तयः यस्य स यत्प्रभावः ।

અન્વય અને અર્થ —यत् જે કહેવામા આવેલુ तत् તે क्षेत्रम् ક્ષેત્ર यादृक् પોતાના ધર્મોથી જે પ્રકારનુ, च તથા, यद्विकारि જે વિકારોવાળુ છે, च તેમજ, यत જે વિકારમાથી, यत જે છે તે સઘળુ, च તેમજ, स તે ક્ષેત્રજ્ઞ य જે સ્વરૂપનો છે, च તેમજ, यत्प्रभाव જે શકિતઓથી સપન્ન છે, तत् તે સઘળુ, समासेन સક્ષેપથી, मे મારા થકી शृणु સાભળ

ભાવાર્થ —ઉપર નિર્દિષ્ટ તે આ ક્ષેત્ર, પોતાના ધર્મોથી જે પ્રકારનુ, જે વિકારોવાળુ, તેમજ જે વિકારોમાથી ઉત્પન્ન થયેલુ છે તથા જે સ્વરૂપનુ છે તેમજ ઉકત ક્ષેત્રજ્ઞ જે સ્વરૂપનો છે, તથા જે શક્તિઓથી સપન્ન છે, તે બધુ તુ ટુકામા મારા થકી સાભળ ૩

અવતરણિકાઃ—તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ સ્વરૂપ જે હવે કહેવામા આવશે, તે પુરાણા સપ્રદાયની પરપરાથી પ્રશસ્ય છે, એમ કહી સાભળનારને તેમા રસ ઉપજાવવા માટે તેની સ્તુતિ કરે છે —

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ॥
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

पदच्छेदः—ऋषिभिः, बहुधा, गीतम्, छन्दोभिः, विविधैः, पृथक्, ब्रह्मसूत्रपदैः, च, एव, हेतुमद्भिः, विनिश्चितैः ।

व्युत्पत्तिः—विशेषेण विधाः प्रकाराः येषा तानि विविधानि, तैः विविधैः सूच्यते एभिः इति सूत्राणि,

**पद्यते–गम्यते–ज्ञायते एभिः इति पदानि, सूत्राणि च पदानि च इति सूत्रपदानि, ब्रह्मणः सूत्रपदानि इति ब्रह्मसूत्रपदानि, तैः ब्रह्मसूत्रपदैः हेतुः अस्य अस्तीति हेतुमत्, तैः हेतुमद्भिः. विशेषेण निश्चितानि इति विनिश्चितानि, तैः विनिश्चितैः**

**અન્વય અને અર્થ**—**ऋषिभि** વસિષ્ઠ વિગેરે ઋષિઓ વડે **बहुधा** ઘણા પ્રકારે **गीतम्** કહેવાયલુ છે તેમજ **विविधै** નાના પ્રકારના, **छन्दोभि** ઋગ, યજુ, સામ ઈત્યાદિ વેદમત્રો વડે **पृथक्** પ્રત્યેક શાખામા જુદી તરહથી **गीतम्** ગાવામા આવેલુ છે, **च** તથા, **विनिश्चितै** અત્યત નિશ્ચયપૂર્વકના, **हेतुमद्भि** પ્રમાણ-પુરસરના **ब्रह्मसूत्रपदे** બ્રહ્મનુ સક્ષેપમા વર્ણન કરતા સૂત્રો તેમજ પદો વડે, **एव** પણ, **गीतम्** ગવાયેલુ છે

ભાવાર્થ.--ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞનુ એ સ્વરૂપ વસિષ્ઠાદિ મહર્ષિઓએ અનેક પ્રકારે કહેલુ છે, તેમજ ઋગ્વેદાદિ વેદોના મત્રો વડે પ્રત્યેક શાખામા જુદી તરહથી અર્થાત્ અનેક રૂપે કહેવામા આવેલુ છે તથા નિશ્ચય તેમજ હેતુ-પુરસરના બ્રહ્મસૂચક સૂત્રો અને પદો વડે પણ એ ગાવામા આવેલુ છે ૪

અવતરણિકા—હવે ક્ષેત્રનુ સ્વરૂપ બે શ્લોકથી કહે છે, બીજા શ્લોકમા જેને વૈશેષિક મતવાળાઓ આત્માના ધર્મો કહે છે, તે પણ મનના જ ધર્મો હોવાથી ક્ષેત્રધર્મો જ છે તેથી તેનો પણ સાથે જ નિર્દેશ કરે છે—

**महाभूतान्यहकारो बुद्धिरव्यक्तमेव च ॥**
**इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥ ५ ॥**

इच्छा द्वेषः सुख दुःख सघातश्चेतना धृति ॥
एतत्क्षेत्र समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

**पदच्छेदः**—महाभूतानि, अहंकार, बुद्धिः, अव्यक्तम्, एव, च, इन्द्रियाणि, दशैकम्, च, पञ्च, च, इन्द्रियगोचराः, इच्छा, द्वेषः, सुखम्, दुःखम्, सघातः, चेतना, धृतिः, एतत्, क्षेत्रम्, समासेन, सविकारम्, उदाहृतम्.

**व्युत्पत्तिः**—न व्यज्यते स्म इति अव्यक्तम् देहेन्द्रियाद्याकारेण संहन्यते सोऽय सघातः देहेन्द्रियाणि ध्रियन्ते यया सा धृतिः

**समासाः**—महान्ति च तानि भूतानि च महाभूतानि । दश च एक च इति दशैकम् । इन्द्रियाणा गोचराः इति इन्द्रियगोचराः । विकारेण सहवर्तमान सविकारम् ।

અન્વય અને અર્થ.—**महाभूतानि** પૃથ્વી, પાણી, તેજ, વાયુ આકાશ ઇત્યાદિ પાચ મહાભૂતો **अहंकार** મહાભૂતોના કારણરૂપ અહંકાર **बुद्धि** વિજ્ઞાનાત્મક મહત્ તત્ત્વ, **च** તથા, **अव्यक्तम्** તેનુ પણ કારણ મૂલ પ્રકૃતિ **एव** જ, **दशैकम्** અગ્યાર **इन्द्रियाणि** ઇન્દ્રિયો—પાચ જ્ઞાનેન્દ્રિય શ્રોત્ર, ત્વક્, ચક્ષુ જિહ્વા, નાસિકા–પાચ કર્મેન્દ્રિય—વાણી, હસ્ત, પાદ ગુદા, શિશ્ન અને અગ્યારમુ મન **च** તથા, **पञ्च** પાંચ, **इन्द्रियगोचरा** ઇન્દ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ ઇત્યાદિ વિષયો, કુલ મળીને ચોવીસ તન્માત્રા, તથા **इच्छा**

સુખ અથવા સુખના સાધનમા સ્પૃહા द्वेष. દુખ અથવા દુખની પ્રાપ્તિમા અણગમો-વિરોધતા તે, सुखम् અનુકૂલ વસ્તુસ્થિતિ, दुःखम् પ્રતિકૂલ વસ્તુસ્થિતિ, सघात. દેહ, તથા ઇન્દ્રિયોનો સમુદાય-શરીર चेतना જ્ઞાનાત્મિકા મનોવૃત્તિ, धृति જે વૃત્તિથી ખિન્ન થયેલા શરીરેન્દ્રિયોને ધારણ કરવામા આવે છે તે, एतत् એ, क्षेत्रम् ક્ષેત્ર, सविकारम् મહત્ તત્ત્વાદિ વિકાર સહિત समासेन ટુકાણમાં, उदाहृतम् કહ્યુ

ભાવાર્થ —પચમહાભૂત, મહદહકાર, બુદ્ધિ, મૂલ પ્રકૃતિ અગ્યાર ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના શબ્દ સ્પર્શાદિ પાચ વિષયો એમ કુલ્લે મળીને ચોવીસ તત્ત્વો, તથા ઇચ્છા, દ્વેષ, સુખ, દુખ, શરીર, જ્ઞાનાત્મિકા ચૈતન્યવૃત્તિ, ધૃતિ ઇત્યાદિ ( એ પણ અતકરણના ધર્મો હોવાથી ક્ષેત્રના પિડ રૂપે જ છે ) એ પ્રમાણે આ ક્ષેત્ર તેના મહત તત્ત્વાદિ વિકારો સહિત ટુકાણમા તને કહ્યુ ૫-૬

અવતરણિકા.—ક્ષેત્રજ્ઞ કે જેનુ વર્ણન હવે કરવામાં આવશે, તથા શક્તિઓ સહિત જેના પરિજ્ઞાનથી અમૃતત્વ પ્રાપ્ત થાય છે, તે જ્ઞેય પદાર્થને આગળ ચાલતા કહેશે. હમણા તો તે ક્ષેત્રજ્ઞના જ્ઞાનમા રહેલા સાધનોના સમૂહનો પાચ શ્લોકથી સ્પષ્ટ ઉલ્લેખ કરે છે —

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ॥
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

पदच्छेदः—अमानित्वम्, अदम्भित्वम्, अहिंसा,

क्षान्तिः, आर्जवम्, आचार्योपासनम्, शौचम्, स्थैर्यम्-आत्मविनिग्रहः

व्युत्पत्तिः—मानः अस्य अस्तीति मानी, मानिनः भावः मानित्वम् दम्भः अस्य अस्तीति दम्भी, तस्य भावः दम्भित्वम्–स्वधर्मप्रकटीकरण दम्भित्वम्. ऋजोः भावः इति, आर्जवम् शुचेर्भावः कर्म वा इति शौचम् स्थिरस्य भावः इति स्थैर्यम् विशेषेण नितान्त गृह्यते अनेन इति विनिग्रह

समासाः—न मानित्वम् इति अमानित्वम् । न दम्भित्वम् इति अदम्भित्वम् । न हिंसा इति अहिंसा । आचार्यस्य उपासनम् इति आचार्योपासनम् । आत्मन विनिग्रह इति आत्मविनिग्रहः ।

અન્વય અને અર્થ —अमानित्वम् આત્મશ્લાઘાનો અભાવ, अदम्भित्वम् ખોટા ઢોંગનો અભાવ, अहिंसा પારકાને પીડા ન કરવી, क्षान्ति બીજો કોઇ અપરાધ કરે તો પણ ચિત્તમાં વિકારનો અભાવ, आर्जवम् સરળતા, आचार्योपासनम् ગુરુની સેવા, शौचम् બાહ્ય-આભ્યંતર શૌચ, स्थैर्यम् સ્થિરભાવ–એકનિષ્ઠા, आत्मविनिग्रह શરીરનો સંયમ

ભાવાર્થ —આત્મશ્લાઘાનો અભાવ, દંભનો અભાવ, અહિંસા, ક્ષમા, સરલતા, ગુરૂની સેવા, બાહ્ય તથા આભ્યંતર શૌચ, સ્થિરભાવ, શરીરનો સંયમ તથા—૭

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ॥
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

**पदच्छेदः**—इन्द्रियार्थेषु, वैराग्यम्, अनहंकारः, एव, च, जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्.

**व्युत्पत्तिः**—विगतः रागः यस्मात् सः विरागः, विरागस्य भावः इति वैराग्यम्

**समासाः**—इन्द्रियाणाम् अर्थाः इति इन्द्रियार्थाः, तेषु इन्द्रियार्थेषु । अहंकारस्य अभावः इति अनहंकारः । जन्म च मृत्युश्च जरा च व्याधयश्च दुःखानि इति जन्ममृत्युजराव्याधिदुःखानि, तेषु दोषानुदर्शनम् इति जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् दोषस्य अनुदर्शनम् इति दोषानुदर्शनम् अथवा दुःखानि एव दोषः तस्य अनुदर्शनम्, जन्ममृत्युजराव्याधिषु दुःखदोषानुदर्शनम् इति जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ।

અન્વય અને અર્થ - इन्द्रियार्थेषु ઇન્દ્રિયોના વિષયોમા, वैराग्यम् વિરક્તિ, च તથા, अनहंकार ગર્વનો સર્વથા અભાવ, एव જ जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા, મસ્તકરોગાદિ શરીરપીડા, તથા આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક ઇત્યાદિ દુઃખોમા પ્રત્યેકમા દોષનુ અનુદર્શન કરવુ તે

ભાવાર્થ.—ઇંદ્રિયોના વિષયોમા વૈરાગ્ય, અહંકારરહિતપણુ, જન્મ, મૃત્યુ, જરા, પીડાઓ તથા આધ્યાત્મિકાદિ દુઃખો એ પ્રત્યેકમા સંપૂર્ણ રીતે દોષની સંભાવના કરવી તે—૮

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ॥
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

**पदच्छेदः**—असक्तिः, अनभिष्वङ्गः, पुत्रदारगृहादिषु, नित्यम्, च, समचित्तत्वम्, इष्टानिष्टोपपत्तिषु

**व्युत्पत्तिः**—समं च तत् चित्तं च इति समचित्तं, तस्य भावः इति समचित्तत्वम्

**समासाः**—न सक्तिः इति असक्तिः । अभिषु अङ्गः इति अभिष्वङ्गः अभिष्वङ्गस्य अभाव इति अनभिष्वङ्गः । पुत्राः दाराश्च गृहाणि च आदौ येषां ते पुत्रदारगृहादयः, तेषु पुत्रदारगृहादिषु । इष्टानि च अनिष्टानि च इति इष्टानिष्टानि, तेषां उपपत्तयः इति इष्टानिष्टोपपत्तयः, तेषु इष्टानिष्टोपपत्तिषु ।

અન્વય અને અર્થ —**असक्तिः** આસક્તિ નિમિત્ત વિષયોમાં જરા પણ પ્રીતિનો અભાવ, **पुत्रदारगृहादिषु** પુત્ર, સ્ત્રી, ઘર, (ઇષ્ટમિત્રો) વગેરેમાં **अनभिष्वङ्गः** અનન્ય આત્મભાવનો અભાવ, **च** તથા **इष्टानिष्टोपपत्तिषु** ઇષ્ટ અથવા અનિષ્ટ સંપ્રાપ્તિમાં, **नित्यम्** સદા, **समचित्तत्वम्** ચિત્તનો સમાન ભાવ

ભાવાર્થ—વિષયોમાં અપ્રીતિ, પુત્ર, સ્ત્રી, ઇષ્ટમિત્રાદિમાં આત્મભાવલક્ષણા બુદ્ધિનો અભાવ—અર્થાત્ તેમને સુખે સુખી અને તેમને દુઃખે દુઃખી એ પ્રકારની વિક્રિયાનો પોતામાં અભાવ તથા ઇષ્ટ કે અનિષ્ટની પ્રાપ્તિ વખતે ચિત્તનો સર્વદા સમાન ભાવ— ૯

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ॥
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

**पदच्छेदः**—मयि, च, अनन्ययोगेन, भक्तिः, अव्यभिचारिणी, विविक्तदेशसेवित्वम्, अरतिः, जनसंसदि.

**समासाः**—न विद्यते अन्य आश्रय यस्य सः अनन्य, अनन्यश्चासौ योगश्च इति अनन्ययोग, तेन अनन्ययोगेन । विदिषेषु अभिचरण शीलम् अस्याः इति व्यभिचारिणी, न व्यभिचारिणी इति अव्यभिचारिणी । विविक्तश्चासौ देशश्च इति विविक्तदेशः, त सेवितुं शीलम् अस्य इति विविक्तदेशसेवी, तस्य भाव विविक्तदेशसेवित्वम् । न रति इति अरति । जनाना प्राकृतिकाना संसद् इति जनसंसद्, तस्या जनसंसदि ।

**અન્વય અને અર્થ**—च તથા, अनन्ययोगेन અનન્ય સમાધિ વડે, मयि મારામા अव्यभिचारिणी બીજા બીજાઓનો આશ્રય લેવા જવાની ટેવ વિનાની, भक्ति ભક્તિ, विविक्तदेशसेवित्वम् તદ્દન એકાંત દેશના નિવાસનુ સેવન, जनसंसदि તત્વજ્ઞાનવિમુખ, સંસ્કારશૂન્ય મનુષ્યોની મંડળીમાં, अरति પ્રીતિનો અભાવ

**ભાવાર્થ**—તથા પરાશ્રયનિરપેક્ષ સમાધિયોગથી મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાંતદેશ—સેવન, તથા તત્વજ્ઞાનશૂન્ય પ્રાકૃત મનુષ્યોની મંડળીમા પ્રીતિનો અભાવ—૧૦

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ॥
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥११॥

**पदच्छेदः**—अध्यात्मज्ञाननित्यत्वम्, तत्त्वज्ञानार्थदर्शनम्, एतत् ज्ञानम्, इति, प्रोक्तम्, अज्ञानम्, यत्, अतः, अन्यथा

**व्युत्पत्तिः**—तस्य भावः इति तत्त्वम्

**समासाः**—आत्मानम् अधिकृत्य इति अध्यात्मम् । अध्यात्मं च तत् ज्ञानं च इति अध्यात्मज्ञानम् । तस्मिन् नित्यस्य भावः इति अध्यात्मज्ञाननित्यत्वम् । तत्त्वस्य ज्ञानम् इति तत्त्वज्ञानम्, तस्य अर्थः तत्त्वज्ञानार्थः, तस्यदर्शनम्—आलोचनम्—इति तत्त्वज्ञानार्थदर्शनम्

અન્વય અને અર્થ -अध्यात्मज्ञाननित्यत्वम् આત્મા સંબંધી જ્ઞાનની નિત્યપરાયણતા, तत्त्वज्ञानार्थदर्शनम् તત્ત્વજ્ઞાનનો અર્થ-મોક્ષ-તેનું પૂર્ણ આલોચન-મનન, एतत् એ સઘળું અર્થાત્ 'अमानित्वम्'થી લઈને 'तत्त्वज्ञानार्थदर्शनम्' સુધીનાને ज्ञानम् જ્ઞાન, इति એમ, प्रोक्तम् ખાસ કહેવામાં આવ્યું છે, अतः એનાથી, अन्यथा બીજું, यत् જે, તે સઘળું अज्ञानम् અજ્ઞાન જ છે

ભાવાર્થ.—અધ્યાત્મજ્ઞાનનું નિત્ય પરિસેવન, તત્ત્વ-જ્ઞાનના પરિણામરૂપ મોક્ષનું આલોચન, ઇત્યાદિ એ 'अमानित्वम्'થી લઈને 'तत्त्वज्ञानार्थदर्शनम्' સુધી જે કહેવામાં આવ્યું તે બધું 'જ્ઞાન' કહેવાય છે, એ ઉપરોક્ત વર્ણનથી જૂદું બીજું જે કંઈ હોય તે અજ્ઞાન જ છે ૧૧.

અવતરણિકા —" ઉપરોકત જ્ઞાનસાધન વડે 'જ્ઞેય' જાણવા યોગ્ય શું છે?" એવી આકાંક્ષાના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ છ શ્લોકથી કહે છે —

ज्ञेय यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ॥
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

**पदच्छेदः**—ज्ञेयम्, यत्, तत्, प्रवक्ष्यामि, यत्, ज्ञात्वा, अमृतम्, अश्नुते, अनादिमत्, परम्, ब्रह्म, न, सत् तत्, न, असत्, उच्यते

**व्युत्पत्तिः**—ज्ञातुम् उचितुम् इति ज्ञेयम् प्रकर्षेण वक्ष्यामि इति प्रवक्ष्यामि न म्रियते स्म इति अमृतम् अस्ति इति सत्.

**समासाः**—आदिः अस्य अस्तीति आदिमत्, न आदिमत् इति अनादिमत् । न सत् इति असत्.

અન્વય અને અર્થ —यत् જે, ज्ञेयम् જાણવા લાયક બ્રહ્મ, यत् જેને, ज्ञात्वा જાણીને મનુષ્ય, अमृतम् અમૃત-મોક્ષને, अश्नुते અનુભવે છે, तत् તેને प्रवक्ष्यामि હું કહીશ, अनादिमत् અનાદિ, परम् નિરતિશય, તે ब्रह्म બ્રહ્મ, तत् તે, न ન, सत् પ્રધાન પરમાણુવત્, न ન, असत् શૂન્યવત્, (એ પ્રમાણે) उच्यते કહેવાય છે

ભાવાર્થ —હવે જે જાણવા લાયક બ્રહ્મ, કે જેને જાણીને મનુષ્ય અમૃતત્વને-મોક્ષને પામે છે, તે વિષે હું યથાર્થ કહીશ આદિ રહિત અને સૌથી પર તે બ્રહ્મ છે, તે સત્ અથવા અસત્ કંઈપણ વાસ્તવિક રીતે કહી શકાતું નથી ૧૨

सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ॥
सर्वतःश्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

**पदच्छेदः**—सर्वतःपाणिपादम्, तत्, सर्वतोऽक्षिशिरोमुखम्, सर्वतःश्रुतिमत्, लोके, सर्वम्, आवृत्य, तिष्ठति

**समासाः**—सर्वतः पाणयः पादाश्च यस्य तत् सर्वतःपाणिपादम् । सर्वतः अक्षीणि शिरांसि मुखानि च यस्य तत् सर्वतोऽक्षिशिरोमुखम् । सर्वतः श्रुतिः यस्य तत् सर्वतःश्रुतिमत् ।

અન્વય અને અર્થ—सर्वतःपाणिपादम् ચોતરફ હાથ અને પગવાળું, सर्वतोऽक्षिशिरोमुखम् ચોતરફ આંખો, મસ્તકો અને મુખોવાળું, सर्वतःश्रुतिमत् ચોતરફ શ્રવણેન્દ્રિયવાળું, तत् તે બ્રહ્મ, लोके લોકને વિષે सर्वम् બધાને, आवृत्य સારી રીતે વ્યાપીને, तिष्ठति નિર્વિકારપણે સ્થિતિ ધરાવે છે

ભાવાર્થ—ચોતરફ હાથ અને પગ તથા આંખ, મસ્તક, મુખ તેમજ શ્રવણેન્દ્રિયવડે યુક્ત તે બ્રહ્મ આ પ્રાણિસમૂહમાં બધામાં વ્યાપ્ત થઇને નિર્વિકારપણે રહેલું છે ૧૩

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ॥
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

**पदच्छेदः**—सर्वेन्द्रियगुणाभासम्, सर्वेन्द्रियविवर्जितम्, असक्तम्, सर्वभृत्, च, एव, निर्गुणम्, गुणभोक्तृ, च.

व्युत्पत्तिः--सर्वं बिभर्तीति सर्वभृत् गुणान् भुनक्ति इति गुणभोक्तृ

**समासाः**--सर्वाणि च तानि इन्द्रियाणि च इति सर्वेन्द्रियाणि, सर्वेन्द्रियाणि च गुणाश्च इति सर्वेन्द्रियगुणाः, तान् आभासयति इति सर्वेन्द्रियगुणाभासम्। सर्वाणि च इन्द्रियाणि च इति सर्वेन्द्रियाणि, तै विशेषेण वर्जितम् इति सर्वेन्द्रियविवर्जितम्। न सक्तम् इति-असक्तम्। निर्गता गुणाः यस्मात् तत् निर्गुणम्।

અન્વય અને અર્થ—**सर्वेन्द्रियगुणाभासम्** બધી ઇન્દ્રિયો તથા તેના શ્રવણ મનન ઇત્યાદિ ગુણોને પ્રકાશ આપનાર, છતાં **सर्वेन्द्रियविवर्जितम्** બધી ઇન્દ્રિયોથી રહિત છે, **असक्तम्** સંગશૂન્ય, **च** છતાં **एव** પણ, **सर्वभृत** બધા પ્રાણિમાત્રને ધારણ કરનાર છે, **निर्गुणम्** ગુણરહિત, **च** છતાં, **गुणभोक्तृ** ગુણોને ભોગવનાર છે

ભાવાર્થ—સઘળી ઇન્દ્રિયો તથા તેના શ્રવણ મનન ઇત્યાદિ ગુણોને પ્રકાશ આપનાર, છતાં તે બ્રહ્મ ઇન્દ્રિયોથી રહિત છે, કોઇનો પણ સંગ ન રાખતાં છતાં પ્રાણિમાત્રનું આધારભૂત છે, વળી તે સત્ત્વાદિગુણોથી રહિત હોવા છતાં ગુણોને ભોગવનાર છે ૧૪

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ॥
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥१५॥

**पदच्छेदः**—बहिः, अन्तः, च, भूतानाम्, अचरम्,

चरम्, एव, च, सूक्ष्मत्वात्, तत्, अविज्ञेयम्, दूरस्थम्, च, अन्तिके, च, तत्

व्युत्पत्तिः—चरतीति चरम् सूक्ष्मस्य भावः सूक्ष्मत्वं, तस्मात् सूक्ष्मत्वात्. न विशेषेण ज्ञातुम् अर्हम् इति अविज्ञेयम्. दूरे तिष्ठतीति दूरस्थम्.

અન્વય અને અર્થ—तत् તે બ્રહ્મ, भूतानाम् પ્રાણિઓની बहिः બહાર તેમજ, अन्तः અંદર વ્યાપી રહેલું છે તેમજ अचरम् સ્થાવર ભૂતસમૂહ, च તથા, चरम् જંગમ પ્રાણિસમુદાય एव પણ છે तत् તે બ્રહ્મ, सूक्ष्मत्वात् અત્યંત સૂક્ષ્મપણાને લઇને, अविज्ञेयम् સ્પષ્ટ રીતે જ્ઞાન થવા યોગ્ય નથી च તેમજ, दूरस्थम् અજ્ઞાનીઓને તે દૂર હોવા છતાં પણ, अन्तिके જ્ઞાનીઓને તો બ્રહ્મમાં તન્મયતાને લઇને તદ્દન નજીક જ છે

ભાવાર્થ—તે પરમબ્રહ્મ પ્રાણિમાત્રની બહાર તેમજ અંદર વ્યાપી રહેલું છે, વળી સ્થાવર તથા જંગમ પ્રાણિ-સમૂહ પણ તે જ છે, તથા તે બ્રહ્મ અતિ સૂક્ષ્મ હોવાથી સ્પષ્ટ રીતે જાણી શકાતું નથી વળી તે બ્રહ્મ અજ્ઞા-નીઓથી દૂર હોવા છતાં, પણ જ્ઞાનીઓને તેમની બ્રહ્મમાં તન્મયતાને લઇને તદ્દન નજીક છે ૧૫

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ॥
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

**पदच्छेदः**—अविभक्तम्, च, भूतेषु, विभक्तम्, इव, च, स्थितम्, भूतभर्तृ, च, तत्, ज्ञेयम्, ग्रसिष्णु, प्रभविष्णु, च.

**व्युत्पत्तिः**—विशेषेण भक्तम् इति विभक्तम् भूतानि बिभर्ति इति भूतभर्तृ

**समासाः**—न विभक्तम् इति अविभक्तम् । ग्रसन शील यस्य तत् ग्रसिष्णु । प्रभवन शील यस्य तत् प्रभविष्णु ।

અન્વય અને અર્થ—**च** અને **भूतेषु** પ્રાણિઓમાં **अविभक्तम्** ન વહેંચાયલું, **च** છતાં **विभक्तम्** વહેંચાયલાં, **इव** જેવું **स्थितम्** રહેલું છે, **च** વળી, **तत्** તે બ્રહ્મ, **भूतभर्तृ** પ્રાણિઓને પોષણ આપી ધારણ કરનાર, **च** તથા **ग्रसिष्णु** પ્રલયકાળ વખતે ગ્રસી જનાર, **प्रभविष्णु** તથા ઉત્પત્તિ કરવાના સામર્થ્યવાળું છે

ભાવાર્થ—વળી તે બ્રહ્મ પ્રાણિઓમાં વહેંચાયલું ન હોવા છતાં વહેંચાયેલા જેવું રહેલું છે, તેમજ તે બ્રહ્મ પ્રાણિઓને પોષણ આપી ધારણ કરનાર પ્રલય વખતે ગ્રસી જનાર તથા તેમની ઉત્પત્તિ કરવાના સામર્થ્યવાળું છે ૧૬

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ॥
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥१७॥

**पदच्छेदः**—ज्योतिषाम्, अपि, तत्, ज्योतिः, तमसः, परम्, उच्यते, ज्ञानम्, ज्ञेयम्, ज्ञानगम्यम्, हृदि, सर्वस्य, विष्ठितम्

**व्युत्पत्तिः**—विशेषेण स्थितम् इति विष्ठितम, ज्ञातुम् उचितम इति ज्ञेयम

**समासाः**—ज्ञानेन गन्तु-प्राप्तु शक्यम् इति ज्ञानगम्यम् ।

**અન્વય અને અર્થ:**—**ज्योतिषाम्** સૂર્યાદિ પ્રકાશમાન પદાર્થોમા, **अपि** પણ, **तत्** તે બ્રહ્મ જ **ज्योति** પ્રકાશ છે, **तमस** અધકાર-અવિવેકરૂપી અજ્ઞાનથી, **परम्** ન સ્પર્શ કરાયેલુ **उच्यते** કહેવાય છે, **ज्ञानम्** બુદ્ધિમા વ્યક્ત થતુ જ્ઞાન તે, **ज्ञेयम** જાણવા લાયક વસ્તુ તે, અને **सर्वस्य** પ્રાણિમાત્રના **हृदि** હૃદયમા, **विष्ठितम्** વિશેષ પ્રકારે અર્થાત્ નિયતા સ્વરૂપે રહેલુ તે બ્રહ્મ છે

**ભાવાર્થ.**—સૂર્યાદિ પ્રકાશમાન પદાર્થોમા પણ તે બ્રહ્મ જ પ્રકાશસ્વરૂપ છે, વળી તે અવિવેક રૂપી અજ્ઞાનના અધકારથી અત્યત દૂર—અસ્પૃષ્ટ એમ કહેવાય છે જે વડે જાણી શકાય તે જ્ઞાન, જાણવા યોગ્ય—જ્ઞેય તે, તથા પ્રાણિમાત્રના હૃદયમા નિયતા સ્વરૂપે સ્થિત તે તે બ્રહ્મ જ છે ૧૭

અનતરશ્ચિન્તા —ઉપરના શ્લોકોમા કહેલી વિગતોનો ઉપસહાર કરે છે.—

इति क्षेत्र तथा ज्ञान ज्ञेय चोक्त समासत ॥
मद्भक्त एतद्विज्ञाय मद्भावायेपपद्यते ॥ १८ ॥

**पदच्छेदः**—इति, क्षेत्रम्, तथा, ज्ञानम्, ज्ञेयम्, च, उक्तम् समासतः,मद्भक्तः एतत्, विज्ञाय, मद्भावाय, उपपद्यते

**व्युत्पत्तिः—विशेषेण ज्ञात्वा इति विज्ञाय.**

**समासाः**—समासेन यथा स्यात्तथा इति समासम. । मम भक्त इति मद्भक्त । मम भाव इति मद्भाव तस्मै मद्भावाय ।

અન્વય અને અર્થ—इति એ પ્રમાણે, क्षेत्रम् "महा-भूतानि" એ શ્લોકથી "सघातश्चेतनाधृति" સુધી ક્ષેત્રનુ વર્ણન કર્યુ, તે-ક્ષેત્ર तथा તેમજ, ज्ञानम् "अमानित्वम्" થી લઈને 'तत्त्वज्ञानार्थदर्शनम्" સુધી કહેલુ જ્ઞાન, च તથા ज्ञेयम् "ज्ञेययत्तत्"થી શરૂ કરીને "तमस परमुच्यते" સુધી જ્ઞેય એમ, समासत સક્ષેપથી, उक्तम् દરેકની વ્યાખ્યા કરવામાં આવી मद्भक्त મારો ભકત, एतत् એ, ज्ञात्वा જાણીને, मद्भावाय મારા ભાવને, उपपद्यते પામે છે

ભાવાર્થ—એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન, તેમજ જ્ઞેયનુ સક્ષિપ્તમા વર્ણન કર્યુ મારો ભકત એ જાણીને મારા ભાવને અર્થાત્ મોક્ષને પામે છે ૧૮

અવતરણિકા—સાતમા અધ્યાયમા ઇશ્વરે પોતાની બે પ્રકારની પરા ક્ષેત્રલક્ષણા અને અપરા ક્ષેત્રજ્ઞલક્ષણા પ્રકૃતિ, તથા 'एतद्योनीनि" "એ બને જ ભૂતમાત્રના બીજ કારણ છે," ઇત્યાદિ કહ્યુ છે, પ્રાણિમાત્રના મૂલ કારણરૂપે તે બે પ્રકૃતિ કેવી રીતે છે તે વિષે હવે નીચે પ્રમાણે સ્પષ્ટ કરે છે—

**प्रकृति पुरुष चैव विद्ध्यनादी उभावपि ॥**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥**

**पदच्छेदः—प्रकृतिम्, पुरुषम्, च, एव, विद्धि, अनादी, उभौ, अपि, विकारान्, च, गुणान्, च, एव, विद्धि, प्रकृतिसम्भवान्.**

**समासाः**—न विद्यते आदिर्ययो तौ अनादी । प्रकृते – माया-सम्भव यषा ते प्रकृतिसम्भवाः, तान् प्रकृतिसम्भवान् ।

અન્વય અને અર્થ—**प्रकृतिम्** પ્રકૃતિને, **च** અને, **पुरुषम्** પુરૂષને **उभौ** બન્નેને, **अपि** પણ, **अनादी** આદિરહિત **एव** જ, **विद्धि** તુ જાણ, **च** અને, **विकारान्** વિકારોને, **च** તથા **गुणान्** ગુણોને **प्रकृतिसम्भवान्** પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા **एव** જ, **विद्धि** તુ જાણ

ભાવાર્થ—પ્રકૃતિ તથા પુરુષ એ બન્નેને તુ આદિરહિત જાણ, પણ બુદ્ધિ શરીર અને ઇન્દ્રિયોના વિકારો, અને સુખ દુઃખ મોહાદિ ગુણોને તો પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલા જાણ ૧૯

અવતરણિકા—પ્રકૃતિજન્ય ગુણો અને વિકારો કયા છે એ જાણવાની ઇચ્છાને તૃપ્ત કરતા, તેમનુ વર્ણન કરી પ્રકૃતિનુ સંસાર પ્રતિ કારણ દર્શાવે છે—

कार्यकारणकर्तृत्वे हेतु प्रकृतिरुच्यते ॥
पुरुष सुखदुःखाना भोक्तृत्वे हेतुरुच्यते ॥ २०॥

**पदच्छेदः—कार्यकारणकर्तृत्वे, हेतुः, प्रकृतिः, उच्यते, पुरुषः, सुखदुःखानाम्, भोक्तृत्वे, हेतुः, उच्यते**

**व्युत्पत्तिः**—भोक्तुः भावः इति भोक्तृत्वं, तस्मिन् भोक्तृत्वे कर्तुः भावः इति कर्तृत्वम्.

**समासाः**—कार्यं च करणानि च इति कार्यकरणानि, तेषां कर्तृत्वम् इति कार्यकारणकर्तृत्वं, तस्मिन् कार्यकारणकर्तृत्वे

અન્વય અને અર્થ—कार्यकारणकर्तृत्वे કાર્ય—શરીર, અને કારણ–જ્ઞાનેન્દ્રિયપંચક, કર્મેન્દ્રિયપંચક તથા મન, બુદ્ધિ અને અહંકાર એ તેર કારણો–સાધનોના કર્તાપણામાં, हेतु કારણ प्रकृति પ્રકૃતિ, उच्यते કહેવાય છે, सुखदुःखानाम् સુખ અને દુઃખોના, भोक्तृत्वे ભોક્તાપણામાં, हेतु હેતુ, पुरुषः પુરુષ, उच्यते કહેવાય છે

ભાવાર્થ—કાર્ય-શરીર અને કારણ ઇન્દ્રિયો એ બંનેના કર્તાપણામાં પ્રકૃતિ કારણરૂપે કહેવામાં આવે છે, અને સુખ તેમજ દુઃખો ઈત્યાદિના ભોક્તાપણામાં આ પુરુષ કારણરૂપે કહેવાય છે ૨૦

અવતરણિકાઃ—પુરુષનું સુખદુઃખોમાં ભોક્તાપણું—સંસારિપણું ઉપરના શ્લોકમાં કહ્યું, તે કયા નિમિત્તથી છે તેનું કારણ દર્શાવે છે—

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ॥
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

**पदच्छेदः**—पुरुषः, प्रकृतिस्थः, हि, भुङ्क्ते, प्रकृतिजान्, गुणान्, कारणम्, गुणसङ्गः, अस्य, सदसद्योनिजन्मसु.

**व्युत्पत्तिः**—प्रकृतौ तिष्ठतीति प्रकृतिस्थः. प्रकृत्याः जायन्ते इति प्रकृतिजाः, तान् प्रकृतिजान्

**समासाः**—गुणेषु सङ्गः इति गुणसङ्ग । सत्याश्च असत्याश्च सत्यासत्याः ताश्च योनय इति सदसद्योनय, तासु जन्मानि इति सदसद्योनिजन्मानि, तेषु सदसद्योनिजन्मसु

**અન્વય અને અર્થ**—हि કારણ કે, पुरुष ભોકતા પુરુષ, प्रकृतिस्थ અવિદ્યાલક્ષણા પ્રકૃતિમા રહેલો, प्रकृतिजान् પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા गुणान् ગુણોને, भुङ्क्ते ભોગવે છે, અને सदसद्योनिजन्मसु સારી અને ખરાબ યોનિઓમા જન્મ થવાનુ, कारणम् કારણ, अस्य આ પુરૂષનો, गुणसङ्ग ગુણો—દેહ, ઇન્દ્રિય, વિષય ઇત્યાદિ જોડેનો સગ છે

ભાવાર્થ—પુરુષ સુખદુખોનો ભોકતા છે, કારણ કે એ પુરુષ અવિદ્યાલક્ષણા પ્રકૃતિમા રહેલા પ્રકૃતિજન્ય ગુણોને ભોગવે છે તેનો સારી અને નરસી યોનિમા જન્મ થવાનુ કારણ પણ તેનો દેહ, ઇન્દ્રિય અને તેના વિષયો સાથેનો સગ જ છે ૨૧

અવતરણિકા:—એ પ્રકારે પ્રકૃતિના વશમા રહેવાથી પ્રકૃતિના જ અવિવેકથી પુરૂષને સસાર છે, પણ વાસ્તવિક રીતે તેને કઇ પણ નથી, એવા આશયથી તેના સ્વરૂપનુ વર્ણન કરે છે—

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ॥
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥

**पदच्छेदः**—उपद्रष्टा, अनुमन्ता, च, भर्ता, भोक्ता, महेश्वरः, परमात्मा, इति, च, अपि, उक्तः, देहे, अस्मिन्, पुरुषः, परः

**व्युत्पत्तिः**—उप-समीपस्थः-पश्यतीति उपद्रष्टा. अनु-पश्चात्-मन्यत इति अनुमन्ता बिभर्तीति भर्ता.

**समासाः**—महाश्चासौ ईश्वरश्च इति महेश्वरः । परमश्चासौ आत्मा च इति परमात्मा

અન્વય અને અર્થ —अस्मिन् આ, देहे શરીરમાં રહેલો पर સૌથી પરમ-અવ્યક્તથી પણ પર पुरुष પરમાત્મા પ્રકૃતિના ગુણોનો, उपद्रष्टा અત્યંત સંનિધિમાં રહી સાક્ષાત્ દ્રષ્ટા—સાક્ષી अनुमन्ता કાર્યકારણ પ્રવૃત્તિઓમાં પોતે પ્રવૃત્ત ન હોવા છતાં પણ પ્રવૃત્ત હોય તેમ અનુકૂલ च તથા, भर्ता દેહ, ઇન્દ્રિય મન બુદ્ધિ ઇત્યાદિ બધા-જે ચૈતન્યના આભાસમાત્ર છે, તેમને પોતાની સત્તા તેમજ સ્ફૂરણાથી ધારણ કરનાર-પોષણ કરનાર, भोक्ता નિત્ય ચૈતન્યસ્વરૂપથી બુદ્ધિના સુખ, દુઃખ મોહવાળા બધા વિષયોને, વિભાગ-પૂર્વક ભોગવનાર, महेश्वर સર્વાત્મા અને સ્વતંત્ર હોવાથી મહાન્ ઈશ્વર, च તથા, परमात्मा પરમાત્મા इति એમ, अपि પણ, उक्त કહેવાય છે

ભાવાર્થ —આ શરીરમાં રહેલો સૌથી પરમ પુરુષ પ્રકૃતિના ગુણોનો દ્રષ્ટા, અનુમોદક, ધારણ કરનાર, ભોગવ-નાર, મહેશ્વર તેમજ પરમાત્મા કહેવાય છે, અર્થાત્ તે પરમ પુરુષ જ સર્વ સત્તાધારક છે ૨૨

અવતરણિકા—એ પ્રમાણે પ્રકૃતિ તથા પુરુષના વિવેકનું જેને જ્ઞાન હોય તેવાની પ્રશંસા કરે છે—

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ॥
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥

पदच्छेदः—यः, एवम्, वेत्ति, पुरुषम्, प्रकृतिम्, च गुणैः, सह, सर्वथा, वर्तमानः अपि, न, सः, भूयः, अभिजायते.

व्युत्पत्तिः—वर्तते इति वर्तमानः.

અન્વય અને અર્થ—य જે મનુષ્ય, एवम् એ પ્રમાણે, पुरुषम् પુરુષ, च અને, प्रकृतिम् પ્રકૃતિને, गुणै તેના ગુણો અને વિકારો, सह સહિત वेत्ति જાણે છે, स તે सर्वथा સર્વ પ્રકારે, वर्तमान વર્તતો હોવા છતા, अपि પણ, भूय ફરીને, न-अभिजायत જન્મ પામતો નથી

ભાવાર્થ—જે મનુષ્ય એ પ્રમાણે પુરુષ તથા પ્રકૃતિના તેના ગુણ અને વિકારો સહિત જાણે છે, તે દરેક રીતે સંસારમા વર્તતો હોવા છતા પણ પ્રકૃતિ-પુરુષના વિવેકથી ફરીને જન્મ પામતો નથી ૨૩

અવતરણિકા—"આત્મ—દર્શન" માટે બીજા બીજા ઉપાયો દર્શાવે છે—

ध्यानेनात्मनि पश्यति केचिदात्मानमात्मना ॥
अन्ये साख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

**पदच्छेदः**— ध्यानेन, आत्मनि, पश्यन्ति, केचित्, आत्मानम्, आत्मना, अन्ये, सांख्येन, योगेन, कर्मयोगेन, च, अपरे.

**व्युत्पत्तिः**—ध्यायति अनेन इति ध्यानम्, तेन ध्यानेन.

**समासाः**—कर्मवयोगः इति कर्मयोगः, तेन कर्मयोगेन

અન્વય અને અર્થ—केचित् કેટલાક, ध्यानेन શબ્દ, સ્પર્શાદિ ઈંદ્રિયોના વિષયોમાંથી ઈંદ્રિયોને મન તરફ ખેંચીને તથા મનને પૃથક્ ચૈતન્ય-પરમાત્મામાં એકાગ્રતાથી લગાડીને જે ચિંતન કરવામાં આવે તે ધ્યાન કહેવાય છે-તે ધ્યાન વડે अन्ये બીજા કોઈ, सांख्येन સાંખ્ય—સત્ત્વ, રજ, તમ એ ગુણો મારા વડે જોવાય છે હું તેમનાથી જુદો છું, તે ગુણોના વ્યવસાયનો સાક્ષિમાત્ર, તેમજ ગુણોથી રહિત આત્મા છે એવો જાતનું જે ચિંતન તે વડે, च તથા, अपरे બીજા કેટલાક, कर्मयोगेन ઈશ્વરને અર્પણ કરવાની બુદ્ધિથી કરવામાં આવતું કર્મ તે જ યોગ, તેનાથી, आत्मना આત્મા વડે, आत्मानम् આત્માને, आत्मनि આત્મામાં—પોતામાં, पश्यन्ति જુએ છે

ભાવાર્થ—કેટલાક મનુષ્યો ધ્યાનથી, કેટલાક સાંખ્યથી અને બીજા કેટલાએક ઇશ્વરાર્પણ—કર્મયોગથી આત્માના જ જ્ઞાનથી, આ અખંડ આત્માને પોતામાં જ જુએ છે ૨૪.

અવતરણિકા—અત્યંત મંદ અધિકારવાળા મુમુક્ષુઓના આત્મદર્શનનો ઉપાય કહે છે—

अन्ये त्वेवमजानंतः श्रुत्वाऽन्येभ्य उपासते ॥
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

**पदच्छेदः**—अन्ये, तु, एवम्, अजानन्तः श्रुत्वा, अन्येभ्यः, उपासते, ते, अपि च, अतितरन्ति, एव, मृत्युम्, श्रुतिपरायणाः

**व्युत्पत्तिः**—न जानन्ति ते अजानन्तः

**समासाः**—श्रुतिः श्रवणं परम् अयनं साधनं येषां ते श्रुतिपरायणाः ।

અન્વય અને અર્થ—तु પરંતુ, अन्ये બીજા કેટલાક, एवम् ઉપર કહેલા ઉપાયોમાંથી એક પણ ઉપાય વડે યથોક્ત આત્માને, अजानन्त ન જાણતા, अन्येभ्य આચાર્યો પાસેથી, श्रुत्वा સાંભળીને, उपासते શ્રદ્ધાળુ થઇ ચિંતન કરે છે, च અને તેથી श्रुतिपरायणाः મોક્ષમાર્ગની પ્રવૃત્તિમાં શ્રવણ એજ જેમનું પરમ સાધન છે, એવા ते તેઓ, अपि પણ, मृत्युम् મૃત્યુ—મૃત્યુયુક્ત સંસારને, अतितरन्ति ઓળંગી જાય છે, एव જ

ભાવાર્થ.—પરંતુ બીજા કેટલાક ઉપર કહેલા ઉપાયોમાંથી એક પણ ઉપાય વડે યથોક્ત આત્માને નહિ જાણનારાઓ આચાર્યો પાસેથી સાંભળીને શ્રદ્ધાપૂર્વક તે આત્માનું ચિંતન કરે છે તેથી મોક્ષમાર્ગની પ્રવૃત્તિમાં શ્રવણ એજ જેમનું પરમ સાધન છે એવા તેઓ પણ મૃત્યુયુક્ત આ સંસારને અવશ્ય તરી જાય છે ૨૫

અવતરણિકા —"ક્ષેત્રજ્ઞ—અદ્વિતીય ઇશ્વરવિષયક જ્ઞાન એ મોક્ષનુ સાધન છે જેને જાણીને પ્રાણી અમૃત અનુભવે છે" ઇત્યાદિ કહ્યુ છે તે શા હેતુથી કહેલુ છે? તે હેતુ કહેવા માટે શ્લોકનો આરભ કરે છે —

यावत्सजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ॥
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

**पदच्छेदः**—यावत्, सजायते, किंचित्, सत्त्वम्, स्थावरजङ्गमम्, क्षेत्रक्षेत्रज्ञसयोगात्, तत्, विद्धि, भरतर्षभ.

**व्युत्पत्तिः**—सम्यक् जायते इति संजायते सतः भावः इति सत्त्वम्.

**समासाः**—स्थावर च जङ्गम च इति स्थावरजङ्गमम् । क्षेत्र च क्षत्रज्ञश्च इति क्षत्रक्षेत्रज्ञौ, तयोः सयाग क्षत्रक्षत्रज्ञसयोगः, तस्मात् क्षत्रक्षत्रज्ञसयोगात्.

અન્વય અને અર્થ:—यावत् જે સમસ્ત, सत्त्वम् પ્રાણિસમૂહ स्थावरजङ्गमम् જડ અને ચૈતન્ય किंचित કઇ પણ, सजायते ઉત્પન્ન થાય છે तत् તે બધુ, भरतर्षभ હે ભરતશ્રેષ્ઠ, क्षेत्रक्षेत्रज्ञसयोगात् ક્ષેત્ર-પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞ-પુરૂષના સયોગથી ઉત્પન્ન થાય છે એમ विद्धि તુ જાણ

ભાવાર્થ—જે સમસ્ત પ્રાણિસમૂહ કે જેમા સ્થાવર-જગમ કઇ પણ પેદા થાય છે, તે સઘળાને હે ભરતશ્રેષ્ઠ! ક્ષેત્ર-પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞ-પુરુષના સયોગથી જ ઉત્પન્ન થયેલાં

જાણ અર્થાત્ પ્રાણિમાત્રની ઉત્પત્તિ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંબંધને આધીન હોવાથી ક્ષેત્રજ્ઞાત્મક પરમાત્મા સિવાય આ પ્રાણિસમૂહનો લોપ છે, એમ ઐક્યજ્ઞાન થવાથી પ્રાણિમાત્રમાં ઐક્ય તથા સમદૃષ્ટિ થાય છે, અને તેથી જ મુક્તિ સુલભ છે ૨૬

અવતરણિકા—આત્માના સમ્યગ્દર્શનનું ફલ 'न सभूयोऽभिजायते' ઇત્યાદિ વચનો વડે કહ્યું છે, તથા તે દર્શનના પરિણામે અવિદ્યાદિ સંસારના કારણની નિવૃત્તિ દ્વારા પુનર્જન્મનો અભાવ કહ્યો છે જન્મનું કારણ અવિદ્યાનિમિત્તક ક્ષેત્રક્ષેત્રજ્ઞનો સંયોગ છે, તેથી એ અવિદ્યાની નિવૃત્તિ કરાવનાર બ્રહ્મનું વર્ણન પણ કર્યું, તોપણ ફરીને બીજા શબ્દોમાં તેનું વર્ણન કરે છે—

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥२७॥

**पदच्छेदः**—समम्, सर्वेषु, भूतेषु, तिष्ठन्तम्, परमेश्वरम्, विनश्यत्सु अविनश्यन्तम्, यः, पश्यति, सः, पश्यति.

**व्युत्पत्तिः**—तिष्ठतीति तिष्ठन्, तं तिष्ठन्तम्. विशेषेण नश्यतीति विनश्यत्, तेषु विनश्यत्सु. न विनश्यतीति अविनश्यन्, तम् अविनश्यन्तम्.

**समासाः**—परमश्चासौ ईश्वरश्च इति परमेश्वर त परमेश्वरम्

અન્વય અને અર્થઃ—य જે મનુષ્ય, सर्वेषु સર્વ, विनश्यत्सु નાશવંત, भूतेषु ભૂતોમાં, अविनश्यन्तम् અવિનાશી परमेश्वरम् પરમેશ્વરને, समम् સમાનપણે, तिष्ठन्तम् રહેલો, पश्यति જુએ છે, स તે, पश्यति જુએ છે

ભાવાર્થ—જે મનુષ્ય સર્વ નાશવંત પ્રાણિઓમાં અવિનાશી પરમેશ્વરને સમાનપણે રહેલો જુએ છે તે જ ખરી રીતે જુએ છે ૨૭

અવતરણિકા—સમ્યક્ દર્શનના ફલનું વર્ણન કરે છેઃ—

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ॥
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम्॥२८॥

पदच्छेदः—समम्, पश्यन्, हि, सर्वत्र, समवस्थितम्, ईश्वरम्, न, हिनस्ति, आत्मना, आत्मानम्, ततः, याति, पराम्, गतिम्.

व्युत्पत्तिः—पश्यतीति पश्यन् अव-समीपे-स्थितम् इति अवस्थितम्. सम्यक् अवस्थितम् इति समवस्थितम्.

અન્વય અને અર્થ—हि કારણ કે, જે મનુષ્ય, सर्वत्र સર્વ પ્રાણીમાં, समवस्थितम् સમાનપણે રહેલા ईश्वरम् ઈશ્વરને, समम् સમાનભાવથી, पश्यन् જુએ છે તે, आत्मना આત્મા વડે, आत्मानम् આત્માને न-हिनस्ति હણતો નથી, અને ततः ત્યાર પછી पराम् પરમ गतिम् ગતિને, याति પામે છે

ભાવાર્થ—કેમ કે જે મનુષ્ય સર્વ પ્રાણીમાં સમાનપણે રહેલા ઈશ્વરને સમાનભાવથી જુએ છે તે પોતાના

આત્મા વડે પોતાના આત્માનો નાશ-અધઃપતન-કરતો નથી અને એવા જ્ઞાનના પરિણામે મોક્ષની પરમ ગતિને પામે છે ૨૮

અવતરણિકા—"સર્વભૂતસ્થ ઈશ્વરને સમતાથી જોતો મનુષ્ય આત્માથી આત્માનો નાશ કરતો નથી" એમ કહ્યું છે તે વાસ્તવિક નથી, કારણ કે "સુખદુઃખાદિ પોતાના ગુણો, તથા પોતાના ધર્મ અધર્માદિ કર્મોની ભિન્નતાથી પ્રત્યેક દેહમા ભિન્નપરમાણુવિશિષ્ટ આત્માઓમા કેવી રીતે સામ્ય-દર્શન થઈ શકે?" એવી શકા કરીને તેના પરિહારમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે--

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ॥
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

पदच्छेदः--प्रकृत्या, एव, च, कर्माणि, क्रियमाणानि, सर्वशः, यः, पश्यति, तथा, आत्मानम्, अकर्तारम्, सः, पश्यति.

व्युत्पत्तिः--क्रियन्ते अहर्निशं तानि क्रियमाणानि.

समासाः—न करोतीति अकर्ता, त अकर्तारम्

અન્વય અને અર્થ:—प्रकृत्या यः જે મનુષ્ય ભગવાનની ત્રિગુણાત્મકા માયા વડે, एव જ, બીજા વડે નહિ च અને सर्वश સર્વ પ્રકારે, कर्माणि કર્મો, क्रियमाणानि કરવામા આવે છે એમ, तथा તથા, आत्मानम् આત્માને, अकर्तारम् અકર્તા, पश्यति જુએ છે, स તે, पश्यति જુએ છે

ભાવાર્થઃ—ભગવાનની ત્રિગુણાત્મિકા માયા જ સર્વ પ્રકારે બધા કર્મો કરે છે, પણ બીજો કોઇ કરતો નથી, એવી રીતે, તથા આત્માને સર્વ ઉપાધિરહિત–અકર્તા જુએ છે તે જ વાસ્તવિક રીતે જુએ છે અર્થાત્ આત્મા ભિન્ન પરમાણુવિશિષ્ટ કે કર્તા ભોક્તા નથી, પરંતુ પ્રકૃતિ જ આત્માની સત્તાથી બધું તંત્ર ચલાવે છે, એથી આત્મા નિર્લેપ અને નિર્વિકાર તથા સમાન થાય છે, અને તેથી તેમાં આત્મજ્ઞાનીઓ સામ્યદર્શન કરી શકે છે ૨૯

અવતરણિકાઃ—ફરીને પણ તે જ સમ્યક્-દર્શનનો મહિમા બીજા શબ્દોથી કહે છે --

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ॥
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

पदच्छेदः--यदा, भूतपृथग्भावम्, एकस्थम्, अनुपश्यति, ततः, एव, च, विस्तारम्, ब्रह्म, संपद्यते, तदा.

व्युत्पत्तिः—एकस्मिन् तिष्ठतीति एकस्थम् विशेषण तारः इति विस्तारः सम्यक् पद्यत इति संपद्यते.

समासाः—भूतानां पृथग्भाव इति भूतपृथग्भावः, तं भूतपृथग्भावम्

અન્વય અને અર્થ—यदा જ્યારે, આ મુમુક્ષુ, भूतपृथग्भावम् પ્રાણિઓમાં રહેલા ભિન્નત્વને, एकस्थम् એક જ આત્મામાં રહેલું, च તથા, ततः તે આત્માથી, एव જ, विस्तारम्

ઉત્પત્તિ અથવા વિકાસને, अनुपश्यति જુએ છે, तदा તે વખતે ब्रह्म બ્રહ્મસ્વરૂપ, सपद्यते થઈ જાય છે

ભાવાર્થ—જ્યારે આ મુમુક્ષુ પ્રાણિઓના ભિન્નત્વને એક જ આત્મામા રહેલુ તેમજ તે આત્મામાથી જ સર્વ વિકાસ-ઉત્પત્તિ જુએ છે, ત્યારે જ તે સાક્ષાત્ બ્રહ્મરૂપ થઈ જાય છે ૩૦

અવતરણિકા:—" એક જ આત્માના સર્વ દેહમા અસ્તિત્વ "થી તેનામા દોષોનો સબધ થાય એવી શકાના પરિહારમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે--

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ॥
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ ३१ ॥

पदच्छेदः--अनादित्वात्, निर्गुणत्वात्, परमात्मा, अयम्, अव्ययः शरीरस्थः, अपि कौन्तेय, न, करोति, न, लिप्यते

व्युत्पत्तिः—शरीरे तिष्ठतीति शरीरस्थः

समासाः—न विद्यते आदिः कारणं यस्य तत् अनादि, अनादेः भाव इति अनादित्वं, तस्मात् अनादित्वात् । निर्गता गुणा यस्मात् तत् निर्गुणम्, निर्गुणस्य भाव इति निर्गुणत्वं, तस्मात् निर्गुणत्वात् । न विद्यते व्ययः यस्य स अव्ययः ।

અન્વય અને અર્થ—अयम् આ, परमात्मा પરમાત્મા, अनादित्वात् અનાદિભાવથી, અને निर्गुणत्वात् ગુણોરહિત-

ભાવથી, अव्यय ક્રિયા અને વ્યયરહિત છે અને તેથી, शरीरस्थ શરીરમાં રહેલો છતાં, अपि પણ, कौन्तेय હે કૌન્તેય, न करोति કંઈ પણ કરતો નથી તેમજ न-लिप्यते લેપાતો નથી

ભાવાર્થ —આ પરમાત્મા અનાદિ અને ગુણરહિત-ભાવોથી ક્રિયા અને વ્યયથી રહિત છે, અને એથી જ શરીરમાં રહેલો હોવા છતાં પણ કંઈ કરતો નથી તેમજ કશાથી લેપાતો પણ નથી. ૩૧

અનતરણિકા—ઉપરના શ્લોકમાં 'न करोति न लिप्यते "આત્મા કંઈ કરતો નથી તેમજ લેપાતો નથી" એ વાતને નીચેના દૃષ્ટાંતથી સમજાવે છે—

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ॥
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

पदच्छेदः—यथा, सर्वगतम्, सौक्ष्म्यात्, आकाशम्, न उपलिप्यते, सर्वत्र, अवस्थितः, देहे, तथा, आत्मा, न उपलिप्यते.

व्युत्पत्तिः—सूक्ष्मस्य भावः इति सौक्ष्म्यं तस्मात् सौक्ष्म्यात्

समासाः—सर्वस्मिन् गतम् इति सर्वगतम्

અન્વય અને અર્થ:—यथा જેવી રીતે, सर्वगतम् બધામાં વ્યાપ્ત થયેલું, आकाशम् આકાશ, सौक्ष्म्यात् સૂક્ષ્મતાને લઈને, न-उपलिप्यते લેપાતું નથી तथा તેવી રીતે, आत्मा

આત્મા, सर्वत्र સર્વ દેહોમા, अवस्थित રહેલો હોવા છતાં પણ, न-उपलिप्यते લેપાતો નથી

ભાવાર્થ —જેવી રીતે ચોતરફ વ્યાપ્ત થયેલુ છતાં આકાશ પોતાની સૂક્ષ્મતા-બારીકીથી લેપાતુ નથી તેવી જ રીતે આ આત્મા પ્રાણિમાત્રના શરીરોમા રહેલો હોવા છતા પણ કશાથી લિપ્ત થતો નથી ૩૨

અવતરણિકાઃ—ફકત અસગ સ્વભાવથી જ આત્માનો લેપ થતો નથી, એટલુ જ નહિ પણ પોતાના પ્રકાશક-પણાથી પ્રકાશ્યધર્મી સૂર્યાદિથી પણ તે લેપાતો નથી. એમ દૃષ્ટાંતથી જણાવે છે—

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ॥
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

पदच्छेदः—यथा, प्रकाशयति, एकः, कृत्स्नम् लोकम्, इमम्, रविः, क्षेत्रम्, क्षेत्री, तथा, कृत्स्नम्, प्रकाशयति, भारत.

व्युत्पत्तिः—प्रकर्षेण काशयति इति प्रकाशयति. क्षेत्रम् अस्य अस्तीति क्षेत्री

અન્વય અને અર્થ —यथा જેવી રીતે, एक એક, रवि-સૂર્ય, इमम् આ, कृत्स्नम् સમસ્ત, लोकम् લોકને, प्रकाशयति પ્રકાશિત કરે છે, तथा તેવી રીતે, भारत હે ભારત, क्षेत्री આ આત્મા, कृत्स्नम् સમસ્ત, क्षेत्रम् ક્ષેત્રરૂપી શરીરોને प्रकाशयति પ્રકાશિત કરે છે

ભાવાર્થઃ—જેવી રીતે આ એકજ સૂર્યનારાયણ સમસ્ત લોકને પ્રકાશ આપે છે તેવી રીતે હે ભારત! આ પરમાત્મા સમસ્ત ક્ષેત્રરૂપી શરીરોને પ્રકાશિત કરે છે ૩૩

અવતરણિકા—આખા અધ્યાયનો અર્થ ઉપસંહાર કરતા નીચેના શ્લોકથી કરે છે—

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ॥
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

पदच्छेदः—क्षेत्रक्षेत्रज्ञयोः एवम्, अन्तरम् ज्ञानचक्षुषा, भूतप्रकृतिमोक्षम्, च ये, विदुः यान्ति ते परम्

समासाः—क्षेत्रं च क्षेत्रज्ञश्च इति क्षेत्रक्षेत्रज्ञौ तयोः क्षेत्रक्षेत्रज्ञयोः। ज्ञानम् एव चक्षुः इति ज्ञानचक्षुः तेन ज्ञानचक्षुषा। भूतानां प्रकृतिः इति भूतप्रकृतिः तस्याः मोक्षः इति भूतप्रकृतिमोक्षः, तं भूतप्रकृतिमोक्षम्

અન્વય અને અર્થ—एवम् એ પ્રમાણે—જેવી રીતે વ્યાખ્યા કરી તેમ, क्षेत्रक्षेत्रज्ञयोः ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો, अन्तरम् ભેદ च તેમજ, भूतप्रकृतिमोक्षम् ભૂતમાત્રના ઉપાદાન કારણરૂપ-ત્રિગુણાત્મિકા અવિદ્યાલક્ષણા પ્રકૃતિમાંથી મોક્ષના ઉપાયને ये જેઓ विदुः જાણે છે, ते તેઓ, परम् પરમાર્થ તત્ત્વ બ્રહ્મને, यान्ति પામે છે

ભાવાર્થ—ઉપર કરેલી વ્યાખ્યા પ્રમાણે જેઓ શરીર-આદિ અને આત્માના તફાવતને, તથા ભૂતમાત્રના ઉપાદાન કારણરૂપ ત્રિગુણાત્મિકા અવિદ્યાલક્ષણા પ્રકૃતિમાંથી છૂટવાના ઉપાયને

જાણે છે, તેઓ પરમાર્થતત્ત્વ-બ્રહ્મને પામે છે અર્થાત્ પુનર્જન્મ ધારણ કરતા નથી ૩૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिक प्रणीत
सान्वयबोधिनी टीकायुतः प्रकृतिपुरुष-
विवेकयोगो नाम त्रयोदशोऽध्यायः.





# चतुर्दशोऽध्यायः ।

## અધ્યાય ચૌદમો

અવતરણિકા —આ જગત્‌મા ઉત્પન્ન થતી સર્વ વસ્તુઓ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સચોગથી જ ઉત્પન્ન થાય છે એમ કહેવામા આવ્યુ તેને જ સારી રીતે સ્પષ્ટ કરવાના હેતુથી "परं भूयः" ઇત્યાદિ શ્લોકોથી કહેવાનુ શરૂ કરે છે, અથવા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ જગત્પ્રતિ કારણુત્વ ઈશ્વરની આધીનતા હેઠળ છે, પણ જેમ સાખ્ય વાદીઓ તેમને સ્વતત્ર માને છે તેમ નથી, એ અર્થ, તેમજ પુરુષનો પ્રકૃતિ સાથે ઐકયાધ્યાસ, પુરુષ-આત્મા-નો ગુણોમા સગ, એ સસારનુ કારણ કહેવાયુ છે, હવે તેના સ્પષ્ટીકરણમા કયા ગુણમા તેનો કેવી રીતે સગ છે કેટલા ગુણો છે, અને કેવી રીતે આત્માનુ બધન કરે છે, ગુણોમાથી મુકત કેમ થવાય, અને મુકત થયેલાના લક્ષણો કેવા હોય ઇત્યાદિ કહેવુ જોઇએ એવા હેતુથી ભગવાન શ્રીકૃષ્ણ કહે છે —

## श्रीभगवानुवाच ।

पर भूयः प्रवक्ष्यामि ज्ञानाना ज्ञानमुत्तमम् ॥
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥

पदच्छेदः—श्रीभगवान्, उवाच, परम्, भूयः, प्रवक्ष्यामि ज्ञानानाम्, ज्ञानम् उत्तमम्, यत्, ज्ञात्वा, मुनयः, सर्वे, पराम्, सिद्धिम्, इतः, गताः.

व्युत्पत्तिः—प्रकर्षेण वक्ष्यामि इति प्रवक्ष्यामि. सिध्यन्ति कार्याणि यस्यां सा सिद्धिः तां सिद्धिम्.

અન્વય અને અર્થ—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા ભૂયઃ ફરીને હવે, ज्ञानानाम् બધી જાતના જ્ઞાનોમાં, उत्तमम् ઉત્તમ, परम् પરમ, ज्ञानम् જ્ઞાન, यत् જેને ज्ञात्वा જાણીને, सर्वे સર્વે मुनयः મનનશીલ મુનિઓ, इतः આ લોકમાંથી, पराम् પરમ सिद्धिम् સિદ્ધિને, गताः પામેલા છે તે, प्रवक्ष्यामि હું કહીશ

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા—ફરીથી હવે બધા જ્ઞાનમાં ઉત્તમ એવું પરમ જ્ઞાન કે જેને જાણીને બધા મનનશીલ મુનિઓ આ લોકમાંથી પરમબ્રહ્મ સંબંધી સિદ્ધિને પામ્યા છે, તે હું તને કહીશ. ૧

અવતરણિકા—એવી એ પરમસિદ્ધિનું ઉપમારહિતપણું—અનન્ય શ્રેય-અર્થાત્ જ્ઞાનના પરિણામનો કર્મના પરિણામ સાથેનો તફાવત દર્શાવે છે—

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ॥
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥ २ ॥

पदच्छेदः—इदम् ज्ञानम् उपाश्रित्य, मम, साधर्म्यम्, आगताः, सर्गे, अपि, न, उपजायन्ते, प्रलये, न, व्यथन्ति, च.

व्युत्पत्तिः—धर्मेण सह वर्तमानः सधर्मः, सधर्मस्य भावः इति साधर्म्यम्. प्रकर्षेण लयः इति प्रलयः, तस्मिन् प्रलये सृज्यन्त अस्मिन् इति सर्गः, तस्मिन् सर्गे

અન્વય અને અર્થ इदम् આ ज्ञानम् જ્ઞાનનો, उपाश्रित्य અત્યંત આશ્રય કરીને રહેલાઓ, मम મારા साधर्म्यम् સમાન રૂપને, आगताः પ્રાપ્ત થયા છે, सर्गे સૃષ્ટની શરૂઆતના વખતમા अपि પણ, उपजायन्ते ઉત્પન્ન થતા, न નથી च તેમજ, प्रलये સૃષ્ટિના નાશ વખતે પણ, व्यथन्ति વ્યથા પામતા, न નથી

ભાવાર્થ—આ જ્ઞાનનો આશ્રય કરીને કેટલાક મારા રૂપ-સાયુજ્ય મોક્ષ-ને પામ્યા છે, અને એવા મારા રૂપમા મળી ગયેલા તત્ત્વજ્ઞાનીઓ સૃષ્ટિની શરૂઆતમા ઉત્પન્ન થતા નથી, અર્થાત્ તેમને જન્મ લેવો પડતો નથી, તેમજ સૃષ્ટિના વિનાશકાલે પણ મૃત્યુ સબધી પીડા પામતા નથી મતલબ કે જન્મમરણના અસહ્ય બધનોમાથી તેઓ મુક્ત થઈ જાય છે ૨

અવતરણિકા—ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સયોગ જ પ્રાણિઓની ઉત્પત્તિનુ કારણ છે તે નીચે કહે છે—

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ॥
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥

**पदच्छेदः**—मम, योनिः, महद्ब्रह्म, तस्मिन्, गर्भम् दधामि, अहम्, संभवः, सर्वभूतानाम्, ततः, भवति, भारत.

**व्युत्पत्तिः**—भवतीति भवः, सम्यक् भवः इति संभवः

**समासाः**—महत् च तत् ब्रह्म च इति महद्ब्रह्म ।

અન્વય અને અર્થ—**मम** મારી, **योनि** ત્રિગુણાત્મિકા માયા-પ્રકૃતિ **महद्ब्रह्म** સર્વ કાર્યમાં વિશિષ્ટ હોવાથી મહત્ અને પોતાના વિકારોને પોષણ કરવાથી બ્રહ્મ એ પ્રમાણે મહદ્ બ્રહ્મ છે, **तस्मिन्** તે મહદ્ બ્રહ્મ—યોનિ—પ્રકૃતિમાં **अहम्** હું, **गर्भम्** હિરણ્યગર્ભ-બ્રહ્માના જન્મનું બીજ, **दधामि** નાખું છું, **भारत** હે ભારત, **ततः** બ્રહ્માની ઉત્પત્તિ દ્વારા, **सर्वभूतानाम्** સર્વ પ્રાણિઓની, **संभव** ઉત્પત્તિ, **भवति** થાય છે

ભાવાર્થ—મારી ત્રિગુણાત્મિકા પ્રકૃતિ તે મહદ્ બ્રહ્મ છે, તે મહદ્ બ્રહ્મ-યોનિ-માં હું બ્રહ્માના જન્મનું બીજ રોપું છું, હે ભારત! તે બ્રહ્માની ઉત્પત્તિ દ્વારા સર્વ પ્રાણિઓની ઉત્પત્તિ થાય છે ૩

અનતરણિકાઃ—' ઉપર જણાવેલ કારણ પ્રમાણે હિરણ્યગર્ભ દ્વારા ભૂતમાત્રની ઉત્પત્તિ છે એમ કેમ કહી શકાય? દેવાદિ તથા વિશિષ્ટ જાતિઓમાં અને વિશિષ્ટ દેહોમાં બીજા કારણોથી પણ ઉત્પત્તિ થાય છે " તેવી શંકાના

પરિહારમા પ્રકૃતિ તે યોનિ અને ગર્ભાધાન કર્તા તે હું એવો ક્રમ દરેક વખતે દરેક બનાવમા માનવો જોઇએ " એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે –

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ॥
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

**पदच्छेदः**—सर्वयोनिषु, कौन्तेय, मूर्तयः, संभवन्ति, याः, तासाम्, ब्रह्ममहत्, योनिः, अहम्, बीजप्रदः, पिता.

**व्युत्पत्तिः**—सम्यक् भवन्ति इति संभवन्ति.

**समासाः**—सर्वाश्च योनयश्च इति सर्वयोनयः, तासु सर्वयोनिषु । ब्रह्म च तत् महत् च इति ब्रह्म-महत् । बीजं प्रकर्षेण ददातीति बीजप्रदः ।

**અન્વય અને અર્થ**:—**कौन्तेय** હે કોંતેય, **सर्वयोनिषु** દેવ, પિતૃ, મનુષ્ય, પશુ, મૃગાદિ સર્વ યોનિઓમા, **याः** જે **मूर्तयः** દેહાકૃતિઓ, **संभवन्ति** ઉત્પન્ન થાય છે **तासाम्** તે સઘળીનું, **योनिः** કારણ, **महद्ब्रह्म** સર્વમા સ્થિત બ્રહ્મ-તે તે સ્થાન પર સ્થિત કારણ-પ્રકૃતિ છે, **अहम्** અને હું, **बीजप्रदः** બીજ ધારણ કરાવનાર, **पिता** પિતા છું

**ભાવાર્થ**—હે કૌન્તેય ! દેવ, પિતૃ, મનુષ્ય, પશુ, મૃગાદિ સર્વ યોનિઓમા જે જે મૂર્તિઓ જન્મે છે, તે સઘળીનું કારણ, સર્વમા સ્થિત બ્રહ્મ-તે તે સ્થાન પર સ્થિત-કારણ—પ્રકૃતિ છે, અને હું ગર્ભાધાન કરનાર પિતા છું ૪

અવતરણિકા— કયા કયા ગુણો છે અને કેવી રીતે પ્રાણિઓને બંધન કરે છે' તે કહે છે—

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ॥
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

पदच्छेदः—सत्त्वम्, रजः, तमः, इति, गुणाः, प्रकृतिसंभवाः, निबध्नन्ति, महाबाहो, देहे, देहिनम्, अव्ययम्

व्युत्पत्तिः—देहः अस्य अस्तीति देही. तं देहिनम्. निश्चयेन बध्नन्ति इति निबध्नन्ति.

समासाः—प्रकृतेः संभवः येषां ते प्रकृतिसंभवाः ।

અન્વય અને અર્થ—सत्त्वम् સત્વગુણ रजः રજોગુણ, तमः તમોગુણ, इति એ પ્રમાણે, गुणाः ત્રણ ગુણો, प्रकृतिसंभवाः મારી માયામાંથી ઉત્પન્ન થયેલા છે, महाबाहो હે મહાબાહો, देहे આ શરીરમાં अव्ययम् અવિનાશી, देहिनम् આત્માને, તે ગુણો निबध्नन्ति જકડીને બંધન કરતા હોયની તેમ રહેલા છે

ભાવાર્થ—સત્વ રજ અને તમ એ પ્રમાણે ત્રણ ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા છે હે મહાબાહો ! તે ગુણો આ અવિનાશી આત્માને શરીરમાં જાણે કે સચોટ બંધન કરીને રહેલા હોયની તેમ લાગે છે, અર્થાત્ વાસ્તવિકમાં આત્માને બંધન નથી પણ ગુણોએ બંધન કર્યું હોય તેવો આભાસ થાય છે ૫

અવતરણિકા—હવે સત્ત્વાદિ ગુણોમાંથી પહેલા સત્ત્વ-ગુણનું લક્ષણ કહે છે—

तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् ॥
सुखसगेन बध्नाति ज्ञानसगेन चानघ ॥ ६ ॥

पदच्छेदः—तत्र, सत्त्वम्, निर्मलत्वात्, प्रकाशकम्, अनामयम्, सुखसङ्गेन, बध्नाति, ज्ञानसङ्गेन, च, अनघ.

व्युत्पत्तिः—निर्गतः मलः यस्मात् सः निर्मलः, निर्मलस्य भावः इति निर्मलत्वं. तस्मात् निर्मलत्वात्. प्रकर्षेण काशयति इति प्रकाशकम्

समासाः—न विद्यते आमयः यस्मिन् तत् अनामयम् । सुखे सगः इति सुखसगः, तेन सुखसगेन । ज्ञाने सगः इति ज्ञानसगः, तेन ज्ञानसगेन । न विद्यते अघं यस्मिन् सः अनघः, तत्सबुद्धौ अनघ ।

અન્વય અને અર્થ—अनघ હે નિષ્પાપ, तत्र તે ગુણોમાં, सत्त्वम् સત્ત્વગુણ, निर्मलत्वात् સ્વચ્છપણાથી प्रकाशकम् અત્યંત પ્રકાશ કરનાર, अनामयम् ઉપદ્રવ-તોફાનરહિત શાંત, सुखसङ्गेन સુખમાં સંગ વડે, च તેમજ, ज्ञानसङ्गेन જ્ઞાનમાં સંગ વડે बध्नाति જીવાત્માને બાંધે છે.

ભાવાર્થ:—હે નિષ્પાપ અર્જુન! આ ત્રણે ગુણોમાં પ્રથમ સત્ત્વગુણ અત્યંત સ્વચ્છ હોવાથી ભાસ્વર અને પ્રશાંત છે, અને સુખ તથા જ્ઞાનના સંગ વડે જીવાત્માને બંધન કરે છે. ૬

અવતરણિકા.—"રજોગુણના લક્ષણ અને તે કેવી રીતે બંધન કરે છે" તે કહે છે—

रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ॥
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन चानघ ॥ ७ ॥

**पदच्छेदः**—रजः रागात्मकम्, विद्धि, तृष्णासङ्ग समुद्भवम्, तत्, निबध्नाति, कौन्तेय, कर्मसङ्गेन, च, अनघ.

**समासाः**—राग आत्मा यस्य तत् रागात्मकम् । तृष्णा च सङ्गश्च इति तृष्णासङ्गौ, ताभ्यां सम्यक् उद्भवतीति तृष्णासङ्गसमुद्भवम् । कर्मणि सङ्ग इति कर्मसङ्ग, तेन कर्मसङ्गेन ।

અન્વય અને અર્થ.—**कौन्तेय** હે કાન્તેય, **रज** રજોગુણને **रागात्मकम्** રાગ-આસક્તિરૂપ, **तृष्णासङ्गसमुद्भवम्** તૃષ્ણા-અપ્રાપ્ત વિષયમાં અભિલાષા, અને સંગ-પ્રાપ્ત વિષયમાં વિશિષ્ટ પ્રીતિજન્ય **विद्धि** જાણ, **च** તથા, **अनघ** હે નિષ્પાપ, **तत** તે, **कर्मसङ्गेन** કર્મમાં આસક્તિ વડે, **निबध्नाति** બંધન કરે છે

ભાવાર્થ:—હે કૌન્તેય! રજોગુણને આસક્તિરૂપ તેમજ તૃષ્ણા અને આસક્તિથી ઉત્પન્ન થયેલો જાણ અને હે નિષ્પાપ! તે રજોગુણ કર્મમાં સંગ વડે જીવાત્માને બંધન કરે છે ૭

અવતરણિકા—તમોગુણના લક્ષણો અને બંધકપણાનો નિર્દેશ કરે છે—

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ॥
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

**पदच्छेदः**—तमः, तु, अज्ञानजम्, विद्धि, मोहनम्, सर्वदेहिनाम्, प्रमादालस्यनिद्राभिः, तत्, निबध्नाति, भारत.

**व्युत्पत्तिः**-अज्ञानात् जायते इति अज्ञानजम् मोहयतीति मोहनम्

**समासः**—सर्वे च देहिनश्च इति सर्वदेहिनः, तेषां सर्वदेहिनाम् । प्रमादश्चालस्यं च निद्रा च इति प्रमादालस्यनिद्राः, ताभिः प्रमादालस्यनिद्राभिः ।

અન્વય અને અર્થ:—तु વળી, तमः તમોગુણ, अज्ञानजम् અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ, सर्वदेहिनाम् સર્વ શરીરધારીઓને, मोहनम् મોહ પમાડનાર विद्धि જાણ, भारत હે ભારત, तत् તે તમોગુણ प्रमादालस्यनिद्राभिः પ્રમાદ, આલસ્ય અને નિદ્રાથી, निबध्नाति જીવાત્માને બંધનકર્તા છે

ભાવાર્થ.—વળી તમોગુણને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ તથા સર્વ પ્રાણિઓને મોહ પમાડનાર જાણ હે ભારત! તે તમોગુણ પ્રમાદ આલસ્ય અને નિદ્રાથી જીવાત્માને બંધનકર્તા છે ૮

અવતરણિકા—ફરીને ત્રણે ગુણોનો વ્યાપાર સંક્ષેપથી કહે છે

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ॥
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

**पदच्छेदः**—सत्त्वम्, सुखे, संजयति, रजः, कर्मणि, भारत, ज्ञानम्, आवृत्य, तु, तमः, प्रमादे, सजयति, उत.

**અન્વય અને અર્થ**—भारत હે ભારત, सत्त्वम् સત્ત્વ-ગુણ सुखे સુખમા सजयति જોડે છે रजः રજોગુણ कर्मणि કર્મમા જોડે છે, तु પણ तमः તમોગુણ, ज्ञानम् જ્ઞાનને, आवृत्य ઢાકી દઈને, प्रमादे પ્રમાદમા, सजयति જોડે છે, उत અવશ્ય

**ભાવાર્થ**—હે ભારત! સત્ત્વગુણ આત્માને સુખમા તથા રજોગુણ કર્મમા જોડે છે, પણ તમોગુણ તો જ્ઞાનને ઢાકી દઈને પ્રમાદમા જ જોડે છે ૯

**અવતરણિકા**—"ઉપર કહેલા ગુણો પરસ્પર ક્યારે અસર કરે છે" તે કહે છે -

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ॥
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

**पदच्छेदः**—रजः तमः, च, अभिभूय, सत्त्वम्, भवति, भारत, रजः, सत्त्वम्, तमः, च, एव तमः, सत्त्वम् रजः, तथा.

**અન્વય અને અર્થ**—रजः રજોગુણને, च તથા, तमः તમોગુણને अभिभूय હઠાવીને, भारत હે ભારત सत्त्वम् સત્ત્વગુણ, भवति વધે છે च અને, रजः રજોગુણ, सत्त्वम् સત્ત્વગુણ तमः તમોગુણને, एव એ પ્રમાણે હઠાવીને અધિક બલવાન્ થાય છે, तथा તેવી જ રીતે, तमः તમોગુણ, सत्त्वम् સત્ત્વગુણને તથા, रजः રજોગુણને દબાવીને પ્રધાન બને છે

ભાવાર્થ—રજોગુણ તથા તમોગુણને હઠાવીને સત્ત્વગુણ અધિક થાય છે, અને રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણને હઠાવીને અધિક બલવાન્ થાય છે, તેવી જ રીતે તમોગુણ, સત્ત્વગુણ અને રજોગુણને દબાવીને પ્રધાન બને છે ૧૦

અવતરણિકા:—"જ્યારે જે ગુણ પ્રધાન હોય છે ત્યારે તેના કયા લક્ષણો હોય છે' તે જણાવે છે—

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ॥
ज्ञानं यदा तदा विद्याद् विवृद्धं सत्त्वमित्युत ॥११॥

पदच्छेदः—सर्वद्वारेषु, देहे अस्मिन्, प्रकाशः, उपजायते, ज्ञानम् यदा, तदा, विद्यात्, विवृद्धम्, सत्त्वम्, इति, उत.

व्युत्पत्तिः—विशेषेण वृद्धं इति विवृद्धम्.

समासाः—सर्वाणि च द्वाराणि च इति सर्वद्वाराणि, तेषु सर्वद्वारेषु ।

અન્વય અને અર્થ—यदा જ્યારે, अस्मिन् આ, देहे શરીરમા, सर्वद्वारेषु શ્રોત્રાદિ ઇન્દ્રિયોરૂપી દ્વારમા ज्ञानम् જ્ઞાનરૂપી प्रकाशः પ્રકાશ, उपजायते ઉત્પન્ન થાય છે, तदा ત્યારે सत्त्वम् સત્ત્વગુણ, उत ઘણો જ, विवृद्धम् વૃદ્ધિ પામેલો છે, इति એમ, विद्यात् જાણવુ

ભાવાર્થ:—જ્યારે આ શરીરમા શ્રોત્રાદિ ઇન્દ્રિયોરૂપી દ્વારોમા જ્ઞાનરૂપી પ્રકાશ ઉત્પન્ન થઈ જાય છે, ત્યારે સત્ત્વગુણ ઘણો જ વૃદ્ધિ પામેલો છે એમ જાણવુ ૧૧

અનતરણિકા—રજોગુણ વૃદ્ધિ પામ્યો હોય તેનાં લક્ષણો કહે છેઃ--

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ॥
रजस्येतानि जायते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

**पदच्छेदः**—लोभः, प्रवृत्तिः, आरम्भः, कर्मणाम्, अशमः, स्पृहा, रजसि, एतानि, जायन्ते, विवृद्धे, भरतर्षभ.

**व्युत्पत्तिः**—लुभ्यते अनेन इति लोभः प्रकृष्टा वृत्तिः इति प्रवृत्तिः. आरभ्यते इति आरम्भः. विशेषेण वृद्धः इति विवृद्धः, तस्मिन् विवृद्धे

**समासाः**—न शम इति अशम । भरतानां ऋषभ इति भरतर्षभ तत्पुद्धौ भरतर्षभ ।

અન્વય અને અર્થ—लोभ. પારકાના દ્રવ્યને લેવાની ઇચ્છા, प्रवृत्ति નિરંતર વ્યવસાયશીલતા, कर्मणाम् ગૃહ-ઉદ્યાનાદિ કામોનો, आरम्भ નવીન ઉદ્યમ, अशम ' આ કરીને આ કરીશ ' ઇત્યાદિ સંકલ્પ-વિકલ્પોની પરંપરા, स्पृहा સર્વ સામાન્ય વસ્તુ સંબંધી ઇચ્છા, एतानि એ ચિહ્નો, भरतर्षभ હે ભરતર્ષભ, रजसि રજોગુણ, विवृद्धे વૃદ્ધિ પામતા जायन्ते ઉદ્ભવે છે

ભાવાર્થઃ—લોભ, સતત વ્યવસાય, કર્મોનો નવો આરંભ, અશાન્તિ, સ્પૃહા, એ ચિહ્નો, હે ભરતશ્રેષ્ઠ ! રજોગુણની વૃદ્ધિ હોય ત્યારે ઉત્પન્ન થાય છે ૧૨

અવતરણિકા—વિવૃદ્ધ તમોગુણના ચિહ્નો કહે છે—

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ॥
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनदन ॥ १३ ॥

पदच्छेदः—अप्रकाशः, अप्रवृत्तिः, च, प्रमादः, मोहः एव, च, तमसि, एतानि जायन्ते, विवृद्धे, कुरुनन्दन

व्युत्पत्तिः—प्रकर्षेण मादयतीति प्रमादः मोहयतीति मोहः नन्दयतीति नन्दनः.

समासाः—न प्रकाशः अप्रकाश । न प्रवृत्ति अप्रवृति कुरूणा नन्दनः इति कुरुनन्दन , तत्पुरुषः कुरुनन्दन ।

અન્વય અને અર્થ—अप्रकाश અવિવેક, च તથા, अप्रवृत्ति ઉદ્યમરહિતપણુ, प्रमादः તત્કાલ કરવા યોગ્ય કામમા ઢીલ च તથા, मोह મૂઢતા, एव પણ, एतानि એ ચિન્હો कुरुनन्दन હેકુરૂવશને આનદ આપનાર, तमसि તમોગુણ, विवृद्धे વૃદ્ધિ પામતા, जायन्ते ઉત્પન્ન થાય છે

ભાવાર્થ—અવિવેક, અવ્યવસાય, પ્રમાદ તથા મૂઢતા એ ચિહ્નો, હે કુરૂનદન! તમોગુણની વૃદ્ધિ શરીરમા હોય ત્યારે ઉદ્ભવે છે ૧૩

અવતરણિકા—હવે મરણ સમયે વૃદ્ધિ પામેલા સત્વ-રજ, તમ ઇત્યાદિ ગુણોનુ ફલ બે શ્લોકથી કહે છે—

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ॥
तदोत्तमविदा लोका नमलान्प्रतिपद्यते ॥ १४ ॥

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ॥
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

पदच्छेदः—यदा, सत्त्वे, प्रवृद्धे, तु, प्रलयम्, याति देहभृत्, तदा, उत्तमविदाम्, लोकान्, अमलान्, प्रतिपद्यते रजसि, प्रलयम्, गत्वा, कर्मसङ्गिषु, जायते, तथा, प्रलीन तमसि, मूढयोनिषु, जायते.

व्युत्पत्तिः—प्रकर्षेण वृद्धं इति प्रवृद्ध, तस्मिन् प्रवृद्धे प्रकर्षेण लयः इति प्रलयः, तं प्रलयम् देहं बिभर्ति इति देहभृत् उत्तम-महदादितत्त्वं विदन्ति उपासते इति उत्तमविदः, तेषाम् उत्तमविदाम् कर्मसु सज्जन्ते इति कर्मसङ्गिनः, तेषु कर्मसङ्गिषु

समासः—न विद्यते मलं येषु ते अमलाः, तान् अमलान् । मूढाश्च ताः योनयश्च इति मूढयोनयः, तेषु मूढयोनिषु ।

અન્વય અને અર્થ—तु વળી यदा જ્યારે, सत्त्वे સત્વગુણ प्रवृद्धे વધેલો હોય ત્યારે देहभृत् પ્રાણી, प्रलयम् મૃત્યુને याति પામે, तदा ત્યારે उत्तमविदाम् મહત્ તત્ત્વનુ ઉપાસન કરનારા જ્ઞાનીઓના, अमलान् નિર્મલ, लोकान् લોકો પ્રતિપદ્યતે પામે છે, પ્રાણી, रजसि રજોગુણની प्रवृद्धे વૃદ્ધિ થઈ હોય ત્યારે प्रलयम् મૃત્યુ, गत्वा પામીને, कर्मसङ्गिषु કર્મોમાં આસક્તિવાળા મનુષ્યોમાં, जायते જન્મ પામે તથા તેમજ, तमसि તમોગુણની વૃદ્ધિમાં प्रलीन શરીર છોડનાર પ્રાણી मूढयोनिषु પશુ ઇત્યાદિ મૂઢ યોનિમાં जायते જન્મે છે

ભાવાર્થ —વળી જ્યારે સત્ત્વગુણ ખૂબ વધેલો હોય ત્યારે પ્રાણી જો શરીર છોડી જાય તો મહત્ તત્ત્વનુ ઉપાસન કરનારા જ્ઞાનીઓના નિર્મલ-પવિત્ર લોકોને પામે છે શરીરમા રજોગુણની પ્રબલતા થઈ હોય તે વખતમા પ્રાણી મૃત્યુ પામે તો કર્મોમા આસક્તિ રાખનારા મનુષ્યોમા જન્મ પામે છે તથા જો તમોગુણની પ્રબલતામા શરીર છોડી જાય તો પશુ ઇત્યાદિ મૂઢ યોનિઓમા જન્મ પામે છે ૧૪-૧૫.

અવતરણિકા:—હવે સાત્વિક ઇત્યાદિ કર્મોના પરિણામ દ્વારા ગુણોનુ ફલ કહે છે --

कर्मण. सुकृतस्याहुः सात्त्विक निर्मल फलम् ॥
रजस स्तु फल दु.ख मज्ञानं तमसः फलम् ॥ १६ ॥

पदच्छेदः—कर्मणः, सुकृतस्य, आहुः, सात्त्विकम्. निर्मलम्. फलम्, रजस', तु, फलम्, दुःखम्, अज्ञानम्, तमस. फलम्.

व्युत्पत्तिः--सुष्ठु कृतं इति सुकृत, तस्य सुकृतस्य सत्त्वस्य इदम् इति सात्त्विकम.

समासाः—निर्गत मल यस्मात् तत् निर्मलम्.

અન્વય અને અર્થ —सुकृतस्य પુણ્ય, कर्मण કર્મનુ, सात्त्विकम् સત્ત્વ-પ્રધાન, निर्मलम् સ્વચ્છ-દોષરહિત फलम् ફલ, आहु શિષ્ટ લોકો કહે છે, तु પણ, रजस રજોગુણ વિશિષ્ટ કર્મના, फलम् ફલને दुःखम् દુખ, અને, तमस. તમોગુણ-વિશિષ્ટ કર્મના, फलम् ફલને, अज्ञानम् અજ્ઞાન, કહે છે

ભાવાર્થ:—શિષ્ટ લોકો સાત્વિક-પુણ્યશાળી-કર્મના ફલને સાત્વિક તથા સ્વચ્છ-નિર્દોષ કહે છે, પણ રજોગુણ-વિશિષ્ટ કર્મના ફલને દુઃખ, તેમજ તમોગુણ-વિશિષ્ટ કર્મના ફલને અજ્ઞાન કહે છે ૧૬

અવતરણિકા—ઉપરોક્ત ગુણોની ઉપરોક્ત ફલ ભિન્નતામા પહેલા કહેલો હેતુ ફરીને કહે છે—

सत्त्वात्सञ्जायते ज्ञानं रजसो लोभ एव च ॥
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

पदच्छेदः—सत्त्वात्, सञ्जायते, ज्ञानम्, रजसः लोभः, एव, च, प्रमादमोहौ, तमसः, भवतः, अज्ञानम्, एव, च.

व्युत्पत्तिः—सम्यक् जायते इति सञ्जायते.

समासाः—प्रमादश्च मोहश्च इति प्रमादमोहौ । न ज्ञानं इति अज्ञानम्

અન્વય અને અર્થ—सत्त्वात् સત્વગુણમાથી, ज्ञानम् જ્ઞાન, सञ्जायते ઉદ્ભવે છે, च અને, रजस રજોગુણમાથી लोभ લોભ, एव જ, तमस તમોગુણમાથી, प्रमादमोहौ પ્રમાદ અને મોહ, भवत થાય છે, च તથા अज्ञानम् અજ્ઞાન एव પણ, તેમાથી જ થાય છે

ભાવાર્થ—સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ અને તમોગુણથી પ્રમાદ મોહ અને અજ્ઞાન જ ઉત્પન્ન થાય છે ૧૭

અવતરણિકા.—હવે સાત્વિક વૃત્તિનુ સેવન કરનારાઓની જુદી જુદી ગતિ કહે છે—

ऊर्ध्वं गच्छति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ॥
जघन्यगुणवृत्तस्था अधागच्छति तामसाः ॥ १८ ॥

**पदच्छेदः**—ऊर्ध्वम्, गच्छन्ति, सत्त्वस्थाः, मध्ये, तिष्ठन्ति, राजसाः, जघन्यगुणवृत्तिस्थाः, अधः, गच्छन्ति, तामसाः.

**व्युत्पत्तिः**—सत्त्वे तिष्ठन्ति इति सत्त्वस्थाः. रजसः इमे इति राजसाः तमसः इमे इति तामसाः जघने भवः इति जघन्यः

**समासाः**—जघन्यश्चासौ गुणश्च इति जघन्यगुण, तस्य वृत्त इति जघन्यगुणवृत्तम्, तस्मिन् स्थिताः इति जघन्यगुणवृत्तस्थाः,

અન્વય અને અર્થ—સત્ત્વસ્થા સત્વગુણનો આશ્રય કરીને રહેલાઓ ऊर्ध्वम् દેવાદિ લોકોમા, गच्छन्ति જાય છે, राजसाः રજોગુણનો આશ્રય કરીને રહેલાઓ मध्ये મધ્ય-લોક-મનુષ્યલોકમા, तिष्ठन्ति ઉત્પન્ન થાય છે, जघन्यगुणवृत्तस्था સૌથી હલકો જે તામસગુણ તેના નિદ્રા આલસ્યાદિ વૃત્તમા સ્થિત, तामसाः તમોગુણનુ સેવન કરનારાઓ, अधः પશુ વિગેરે યોનિમા નીચી ગતિને, गच्छन्ति પામે છે ।

ભાવાર્થ—સત્વગુણનો આશ્રય કરીને રહેનારા દેવાદિ લોકોમા ઉચ્ચ ગતિને પામે છે, રજોગુણની વૃત્તિવાળા મધ્ય-લોક-મનુષ્યલોકમા જ સ્થિતિ ધરાવે છે, તથા તમોગુણનાં નિદ્રા, આલસ્યાદિ વૃત્તનુ સેવન કરનારા તમોગુણી મનુષ્યો પશુ ઈત્યાદિ યોનિમા હલકી ગતિને પામે છે. ૧૮.

અવતરણિકાઃ—પુરૂષ પ્રકૃતિમાં સ્થિત હોય ત્યારે મિથ્યાજ્ઞાનયુક્ત હોવાથી, ગુણોના સુખ દુઃખ, મોહાદિ ભોગોમાં 'હું સુખી છું હું દુઃખી છું, હું મૂઢ છું' ઇત્યાદિ લક્ષણવાળો રાગ તે પુરુષનો સારી નરસી યોનિમાં જન્મપ્રાપ્તિનું કારણ છે, એ આગલા અધ્યાયમાં કહ્યું તે આ અધ્યાયમાં, 'सत्त्वरजस्तम इति गुणा प्रकृतिसम्भवाः' ઈત્યાદિથી શરૂ કરી ગુણોનું સ્વરૂપ, ગુણોનો ભાવ, પુરૂષના પોતાના આચરણથી જૂદા જૂદા વિષયોમાં ગુણોથી થતું બંધન, અને અમુક ગુણનો આશ્રય કરનારની અમુક ગતિ થાય છે ઇત્યાદિ પર્યન્ત સઘળું તથા મિથ્યાજ્ઞાન અને અજ્ઞાનમૂલક સંસારમાં જીવાત્માને બંધનનાં કારણો વિસ્તારપૂર્વક કહી, હવે સમ્યક્‌દર્શનથી મોક્ષ થાય છે તે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે—

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ॥
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥

**पदच्छेदः**—न, अन्यम्, गुणेभ्यः, कर्तारम्, यदा, द्रष्टा, अनुपश्यति, गुणेभ्यः, च, परम्, वेत्ति, मद्भावम्, सः, अधिगच्छति

**व्युत्पत्तिः**—पश्यतीति असौ द्रष्टा करोतीति असौ कर्ता, तं कर्तारम्

**समासः**—मम भाव इति मद्भावः, तं मद्भावम्

**અન્વય અને અર્થ.**—यदा જ્યારે, જીવાત્મા द्रष्टा આત્મદર્શી થઈને गुणेभ्यः સત્ત્વ રજ તમ એ ગુણો સિવાય,

अन्यम् બીજા કોઇને, कर्तारम् કર્તા તરીકે, अनुपश्यति જોતો, न નથી, च અને, गुणेभ्य ગુણોથી, परम् ગુણ વ્યાપાર—સાક્ષીભૂત આત્માને, वेत्ति જાણે છે ત્યારે, स તે, मद्भावम् મારા ઇશ્વર ભાવને, अधिगच्छति પામે છે

**ભાવાર્થ**—જ્યારે આ જીવાત્મા આત્મદર્શી થઇને ગુણો સિવાય બીજા કોઇને કર્તા-ભોક્તા જોતો નથી, તથા ગુણોથી દૂર, ગુણવ્યાપાર-સાક્ષીભૂત આત્માને જાણે છે, ત્યારે તે મારા આત્મભાવ—ઇશ્વરભાવ-ને પામે છે ૧૯

**અવતરણિકા**—' ઉપરના શ્લોકમા કહેવામા આવ્યો તેવો આત્મદર્શી મારા આત્મભાવને-ઇશ્વરત્વને પામે છે ' તે કેવી રીતે પામે છે તેના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ॥
जन्ममृत्युजरादुःखै र्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

**पदच्छेदः**—गुणान्, एतान्, अतीत्य, त्रीन्, देही, देहसमुद्भवान्, जन्ममृत्युजरादुःखैः, विमुक्तः, अमृतम्, अश्नुते.

**व्युत्पत्तिः**—देहः अस्य अस्तीति देही. सम्यक् उद्भवन्ति एभ्यः इति समुद्भवाः विशेषेण मुक्तः इति विमुक्तः.

**समासाः**—देहस्य समुद्भवाः इति देहसमुद्भवा (गुणाः) तान् देहसमुद्भवान् । जन्म च मृत्युश्च जरा च दुःखानि च इति जन्ममृत्युजरादुःखानि, तै जन्ममृत्युजरादुःखै ।

**અન્વય અને અર્થ**—देहसमुद्भवान् શરીરની ઉત્પત્તિના બીજરૂપ, एतान् એ, त्रीन् ત્રણે, गुणान् ગુણોને, अतीत्य

ઓળંગી જઈને, जन्ममृत्युजरादुःखै જન્મ, મરણ, જરા-વસ્થા અને જીવનના દુઃખો વડે, विमुक्त જીવતો છતા અત્યંત મુક્ત થઈને, देही આ શરીરધારી જીવાત્મા अमृतम् અમૃત-ને, अश्नुते પામે છે, અર્થાત્ બ્રહ્મના આનંદ-પરમ કૈવલ્યને ભોગવે છે

ભાવાર્થ—શરીરની ઉત્પત્તિના બીજરૂપ એ ત્રણે ગુણોનુ અતિક્રમણ કરીને, તથા જીવતો છતા જન્મ મૃત્યુ જરા અને જીંદગીના દુઃખોમાથી તદ્દન મુક્ત થઈને અર્થાત્ ગુણ-રહિત અને રાગદ્વેષાદિ દ્વન્દ્વરહિત થઈને આ શરીરધારી જીવાત્મા અમૃત-મોક્ષ-કૈવલ્ય-ને ભોગવે છે ૨૦

અવતરણિકા – જીવતો છતા જ ગુણોનુ અતિક્રમણ કરી અમૃત અનુભવે છે" એ વસ્તુને પ્રશ્નનુ બીજ સમજી અર્જુન પૂછે છે કે તેવા જીવન્મુક્ત બ્રહ્મજ્ઞાનીના લક્ષણો શુ હોય?' ઇત્યાદિ –

अर्जुन उवाच ॥

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ॥
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

पदच्छेदः—अर्जुनः, उवाच कैः, लिङ्गैः, त्रीन्, गुणान्, एतान् अतीतः, भवति, प्रभो, किमाचारः, कथम्, च, एतान्, त्रीन्, गुणान्, अतिवर्तते.

व्युत्पत्तिः—लिंगयति इति तत् लिङ्गं, तैः लिंगैः. प्रकर्षेण भवतीति प्रभुः, तत्संबुद्धौ प्रभो.

**समासः**—क आचारः अस्य इति किमाचार ।

**અન્વય અને અર્થ**—अर्जुन અર્જુન उवाच બોલ્યો, प्रभो હે ઈશ્વર, कै કેવા પ્રકારના लिङ्गैः આત્મામા ઉત્પન્ન થયેલા ચિહ્નો વડે, एतान् એ, त्रीन् ત્રણ, गुणान् ગુણોને, अतीतः અતિક્રાન્ત भवति થાય છે, किमाचार એ પ્રાણી કેવી રીતના આચરણવાળો હોય, च તથા, एतान् વ્યાખ્યાત, त्रीन् ત્રણ, गुणान् ગુણેને, कथम् કેવી રીતે, अतिवर्तते ઉલ્લઘન કરી શકે છે?

**ભાવાર્થ**:--અર્જુન બોલ્યો—હે ઈશ્વર! કેવા પકારના લક્ષણો વડે પ્રાણી એ ત્રણ ગુણેને ઓળગી જાય છે, તેના આચરણ કેવા હોય છે, અને કેવી રીતે એ ત્રણ ગુણોનુ ઉલ્લઘન કરી શકે છે? ૨૧

**અવતરણિકા**:—ગુણોથી અતીત થયેલાના લક્ષણો, અને ગુણાતીત થવાનો ઉપાય, ઉપરના શ્લોકમા અર્જુન વડે પૃછવામા આવતા, ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના ચાર શ્લોકોમા તેનો પ્રત્યુત્તર આપે છે:—

**श्रीभगवानुवाच ॥**

**प्रकाश च प्रवृत्तिं च मोहमेव च पाडव ॥**
**न द्वेष्टि सप्रवृत्तानि न निवृत्तानि कक्षति ॥२२॥**

**पदच्छेदः**-श्रीभगवान्, उवाच प्रकाशम् च, प्रवृत्तिम् च, मोहम् एव, च, पाण्डव, न द्वेष्टि, संप्रवृत्तानि, न, निवृत्तानि, काङ्क्षति.

व्युत्पत्तिः—प्रकृष्टा वृत्तिः इति प्रवृत्तिः, ता प्रवृत्तिम् सम्यक् प्रवृत्तानि इति संप्रवृत्तानि निश्चयेन वृत्तानि इति निवृत्तानि

અન્વય અને અર્થ.—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા पाण्डव હે પાંડુપુત્ર અર્જુન प्रकाशम् સત્ત્વગુણનું ચિહ્ન-પ્રકાશ, च તથા, प्रवृत्तिम् રજોગુણનું ચિહ્ન-પ્રવૃત્તિ, च તથા मोहम् તમોગુણનું ચિહ્ન-મોહ, सप्रवृत्तानि સારી રીતે પ્રાપ્ત થએલા એ કાર્યોને, द्वेष्टि દ્વેષ કરતો, न નથી, निवृत्तानि તથા ઉપરામ પામેલા એ કાર્યોની, कांक्षति આકાંક્ષા કરતો, न નથી

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા—હે અર્જુન! સત્ત્વગુણના ચિહ્નરૂપ પ્રકાશ, રજોગુણના ચિહ્નરૂપ પ્રવૃત્તિ, તમોગુણના ચિહ્નરૂપ મોહ, ઇત્યાદિ એ ગુણોના અનાયાસે પ્રાપ્ત થયેલા કાર્યોનો તે દ્વેષ કરતો નથી, તેમજ નિવૃત્ત થએલા એ ગુણોના કાર્યોની આકાંક્ષા કરતો નથી ૨૨

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ॥
गुणा वर्तत इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥

पदच्छेदः—उदासीनवत्, आसीनः, गुणैः, यः, न, विचाल्यते, गुणाः, वर्तन्ते, इति, एव, यः, अवतिष्ठति, न, इङ्गते.

व्युत्पत्तिः—उद् आस्ते इति उदासीनः, उदासीनः इव इति उदासीनवत्. विशेषेण चाल्यते इति विचाल्यते.

અન્વયઃ અને અર્થ—उदासीनवत् તટસ્થ પુરુષની માફક, आसीन રહેલો, य જે પુરૂષ, गुणै સત્વાદિ ગુણો વડે, विचाल्यते ચલાયમાન થતો, न નથી, गुणाः ગુણો પરસ્પર, वर्तन्ते વર્તે છે, इति એમ, एव જ જાણીને य જે, अवतिष्ठति સ્થિર થઇને રહે છે, इङ्गते જરાપણ ચલનો न નથી.

ભાવાર્થ—તટસ્થની માફક સંસારના કાર્યોમાં વર્તતો જે પુરૂષ સત્વાદિ ગુણો વડે ડોલાયમાન થતો નથી, પણ ગુણો જ પરસ્પર પોતપોતાના કાર્યમાં પ્રવર્તે છે એમ જ જાણીને સ્થિર રહે છે, અને જરા પણ અસ્થિર થતો નથી—૨૩

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ॥
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥२४॥

पदच्छेदः—समदुःखसुखः, स्वस्थः, समलोष्टाश्मकाञ्चनः, तुल्यप्रियाप्रियः धीरः, तुल्यनिन्दात्मसंस्तुतिः.

व्युत्पत्तिः—स्वे-आत्मनि-तिष्ठतीति स्वस्थः,-प्रसन्नः-सम्यक् स्तुति इति संस्तुतिः

समासाः—दुःखं च सुखं च इति दुःखसुखे, समे दुःखसुखे यस्य स समदुःखसुखः। लोष्टं च अश्मा च काञ्चनं च इति लोष्टाश्मकाञ्चनानि, समानि लोष्टाश्मकाञ्चनानि यस्य सः समलोष्टाश्मकाञ्चनः। प्रियं च अप्रियं च इति प्रियाप्रिये, तुल्ये प्रियाप्रिये यस्य सः तुल्यप्रियाप्रियः। आत्मनः संस्तुतिः इति आत्मसंस्तुतिः, निन्दा च आत्मसंस्तुतिश्च इति निन्दात्मसंस्तुती। तुल्ये निन्दात्मसंस्तुती यस्य सः तुल्यनिन्दात्मसंस्तुतिः।

અન્વય અને અર્થ - समदुःखसुख દુઃખ અને સુખ જેને સમાન છે स्वस्थ આત્મામાં સ્થિત-પ્રસન્ન समलोष्टाश्मकाञ्चन જેને માટી પત્થર અને સોનુ સમાન છે, तुल्यप्रियाप्रिय જેને પ્રિય અપ્રિય એ બને સમાન છે, धीर જે ધારજવાળો છે, तुल्यनिन्दात्मसंस्तुति જેને પોતાની નિંદા તેમ જ પ્રશંસા સમાન છે

ભાવાર્થ:—જેને દુઃખ તથા સુખ સમાન છે, જે સદા પ્રસન્ન છે જેને માટી પત્થર અને સોનુ સમાન છે પ્રિય તથા અપ્રિય પણ જેને તુલ્ય છે, જે ધૃતિમાન્ છે, તથા જેને પોતાની નિંદા તેમજ પ્રશંસા સમાન છે—૨૪

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ॥
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

पदच्छेदः—मानापमानयोः, तुल्यः, तुल्यः मित्रारिपक्षयोः सर्वारंभपरित्यागी, गुणातीत, सः, उच्यते

व्युत्पत्तिः—आरभ्यन्ते इति आरम्भाः

समासाः—मानश्च अपमानश्च इति मानापमानौ, तयोः मानापमानयोः । मित्रं च अरिश्च इति मित्रारी, तयोः पक्षौ इति मित्रारिपक्षौ, तयोः मित्रारिपक्षयोः । सर्वे च अमी आरम्भाश्च इति सर्वारम्भ, तान् परित्यक्तुं शीलं अस्य इति सर्वारम्भपरित्यागी । गुणेभ्यः अतीत इति गुणातीतः ।

અન્વય અને અર્થ—मानापमानयो જે માન અને અપમાનમાં, तुल्यः સમાન, मित्रारिपक्षयो મિત્ર અને શત્રુ-

ઓના પક્ષમા, तुल्य સમાન, सर्वारम्भपरित्यागी પ્રત્યક્ષ તથા પરોક્ષ હેતુમત્ કર્મોના ત્યાગવાળો પુરૂષ હોય, स તે, गुणातीत ગુણોથી અતીત, उच्यते કહેવાય છે

ભાવાર્થ—જે માન અને અપમાનમા, મિત્ર તથા શત્રુના પક્ષમા સમાન છે, જે પ્રત્યક્ષ કે પરોક્ષ હેતુમા કર્મોનો ત્યાગી બન્યો છે, તે પુરૂષ ગુણોથી પર કહેવાય છે, અર્થાત્ ઉપરોક્ત ચાર શ્લોકમા કહેલા ગુણાતીતના લક્ષણો સપાદન કરવા મુમુક્ષુએ મથવુ જોઈએ ૨૫

અવતરણિકા હવે પ્રાણી ત્રણ ગુણોથી પર કેવી રીતે થાય છે તે રીત કહે છે —

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ॥
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥

**पदच्छेदः**—माम्, च यः, अव्यभिचारेण, भक्तियोगेन, सेवते, सः, गुणान्, समतीत्य, एतान्, ब्रह्मभूयाय, कल्पते.

**व्युत्पत्तिः**—सम्यक् अतीत्य इति समतीत्य.

**समासाः**—व्यभिचरतीति व्यभिचार, न व्यभिचार इति अव्यभिचार, तेन अव्यभिचारेण । भक्ति एव योगः इति भक्तियोग तेन भक्तियोगेन । ब्रह्मण भूय—भावः—इति ब्रह्मभूयः, तस्मै ब्रह्मभूयाय.

અન્વય અને અર્થ—च પાદપૂર્ણાર્થ, य જે યતિ અથવા કર્મયોગી, अव्यभिचारेण કદાચિત્ વ્યભિચાર ન આવે

તેવા, भक्तियोगेन ભક્તિ એજ યોગ વડે, माम् મને, सेवते ઉપાસે છે, स તે, एतान् એ, गुणान् ગુણોને समतीत्य ઉલ્લઘી જઈને ब्रह्मभूयाय ઇશ્વરના ભાવને, कल्पते પ્રાપ્ત કરવા સમર્થ થાય છે

ભાવાર્થ—જે યતિ અથવા કર્મયોગી નિરતર અનન્ય ભક્તિરૂપી યોગ વડે મને ઉપાસે છે, તે ઉપર કહેલા ગુણોને ઓળગી જઈને સાક્ષાત્ બ્રહ્મભાવ-મોક્ષ-ને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે ૨૬

અવતરણિકા:—" અવ્યભિચરિત ભક્તિયોગથી મારી ઉપાસના કરનારાઓ મારા ભાવને પામે છે' એમ ઉપર કહ્યુ તે વસ્તુમા પ્રમાણ બતાવે છે—

ब्रह्मणा हि प्रतिष्ठाह ममृतस्याव्ययस्य च ॥
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७॥

पदच्छेद:—ब्रह्मणः, हि, प्रतिष्ठा, अहम्, अमृतस्य, अव्ययस्य, च, शाश्वतस्य, च, धर्मस्य सुखस्य, एकान्तिकस्य, च.

व्युत्पत्तिः—प्रतितिष्ठन्ति अस्मिन्निति प्रतिष्ठा—प्रत्यगात्मा. धारयतीति धर्मः तस्य धर्मस्य

समासाः—न मृत इति अमृत, तस्य अमृतस्य । न विद्यते व्ययः यस्य स अव्ययः, तस्य अव्ययस्य । एक अन्तिके यस्य तत् एकान्तिक, तस्य एकान्तिकस्य ।

અન્વય અને અર્થ—हि કારણ કે, अमृतस्य અવિનાશી, च અને, अव्ययस्य અવિકારી ब्रह्मण બ્રહ્મનુ, च તથા,

शाश्वतस्य નિત્ય, धर्मस्य ધર્મનુ, च તેમજ, एकान्तिकस्य ઉપમારહિત નિરતિશય, सुखस्य સુખનુ, प्रतिष्ठा પ્રત્યક્-આત્મારૂપી સ્થાન, अहम् હુ, છુ

ભાવાર્થ—કારણ કે અવિનાશી અને અવિકારી બ્રહ્મનુ, તેમજ શાશ્વતધર્મ તથા નિરુપમ-નિરતિશય આનદ-સુખ-નુ સ્થાન હુ છુ, તેથી એવા સર્વના સ્થાનભૂત મને ભજનારા ભક્તો અવશ્ય મારા ભાવને પામે છે ૨૭

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत सान्वयबोधिनी टीकोपेतो गुणत्रयविभाग योगोनाम चतुर्दशोऽध्यायः ॥





# पञ्चदशोऽध्यायः ।

## પંદરમો અધ્યાય.

અવતરણિકા—કર્મયોગીઓના કર્મોનું ફલ, ( જ્ઞાનીઓના જ્ઞાનનું ફલ મારે આધીન હોવાથી જેઓ ભક્તિયોગ વડે ઉપાસે છે તેઓ મારા પ્રસાદથી જ્ઞાનપ્રા ક્રમ વડે ગુણોથી રહિત થઇ મોક્ષને પામે છે, એમ આ અધ્યાયના અંતના "मां च योऽव्यभिचारेण" ઇત્યાદિ 'ર્હે કહ્યું ભક્તિયોગથી આમ સહેલાઈથી મોક્ષ મેળવો શ તો પછી આત્માના તત્ત્વને જ સારી રીતે જાણનારની ગ શી વાત કરવી ? અર્થાત્ તેને તો મોક્ષ ભક્તિયોગની અ એ અધિક સુલભ છે, કેમકે ભક્તિયોગના સેવનથી કરી સંસ્કારોના ઉદય થતા આત્મજ્ઞાન થાય છે, અને અ જ્ઞાન પ્રાપ્ત થયા પછી મોક્ષની સંભાવના છે એ પ્ર ભક્તિયોગ કરતાં આત્મતત્ત્વ વિશિષ્ટ છે તેથી અર્જુને પણ ન પૂછવા છતાં ભગવાન્ શ્રીકૃષ્ણ આત્મતત્ત્વને કહે ઇચ્છાથી બોલ્યા, તેમાં પ્રથમ વૈરાગ્યને ઉત્પન્ન કરવાના હે સંસારનું સ્વરૂપ વૃક્ષની ઉપમા આપી કલ્પનાથી કહે કારણ કે સંસારથી વિરક્ત થયેલાનો ભગવત્ તત્ત્વ જાણ અધિકાર છે, બીજા કોઇનો નહિ, એથી કહે છે —

## श्रीभगवानुवाच ।

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ॥
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

**पदच्छेदः**—श्रीभगवान, उवाच ऊर्ध्वमूलम्, अधः-शाखम्, अश्वत्थम्, प्राहुः, अव्ययम्, छन्दांसि, यस्य, पर्णानि, यः, तम्, वेद, सः, वेदवित्

**व्युत्पत्तिः**—प्रकर्षेण आहुः इति प्राहुः न श्वः स्थाता इति अश्वत्थ, तं अश्वत्थम्. वेदान् वेत्ति वेदवित्.

**समासाः**—ऊर्ध्वम्—उत्तमः क्षराक्षराभ्यामुत्कृष्ट—मूलं यस्य स ऊर्ध्वमूलः तं ऊर्ध्वमूलम् । अध इति अर्वाचीनाः कार्योपाधयः हिरण्यगर्भादय शाखा इव शाखा यस्य स अधःशाखः, तं अधःशाखम् ।

**અન્વય અને અર્થ**:—श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા, ऊर्ध्वमूलम् ક્ષર અને અક્ષર એ બન્નેથી ઉત્કૃષ્ટ પરમ પુરુષ જેનુ મૂલ છે, अधःशाखम् તે પરમ પુરુષથી પછીના કાર્યોપાધિભૂત બ્રહ્માદિ સ્તમ્બ પર્યંત જેની શાખાઓ છે, તે यस्य જેના, पर्णानि પાંદડાઓ, छन्दांसि વેદો છે, अश्वत्थम् એવા તે સંસારરૂપી વૃક્ષ અશ્વત્થને, अव्ययम् અનાદિકાલથી પ્રવૃત્ત હોવાથી અવિનાશી, प्राहु તત્ત્વજ્ઞાનીઓ કહે છે, य જે, तम् તે સંસારવૃક્ષને સમૂલ, वेद જાણે છે, सः તે, वेदवित् વેદોના અર્થને જાણનાર છે

ભાવાર્થ:—શ્રીભગવાન્ બોલ્યા—ક્ષર અને અક્ષર એ બન્નેથી ઉત્કૃષ્ટ પરમ પુરુષ જેનું મૂલ છે બ્રહ્માદિ સ્તમ્બપર્યંત સૃષ્ટિ જેની શાખાઓ છે, તથા જેના વેદો પર્ણ છે, એવા આ સંસારરૂપી વૃક્ષને તત્ત્વજ્ઞાનીઓ અશ્વત્થ-નશ્વર-તથા અનાદિકાલથી પ્રવૃત્ત હોવાથી અવિનાશી કહે છે જે તે સંસારવૃક્ષને જડમૂળથી જાણે છે તે વેદોના અર્થની વાસ્તવિકતાને જાણે છે ૧

અવતરણિકા—ઉક્ત સંસારવૃક્ષના બીજા અવયવોની કલ્પના કહે છે-

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ॥
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

पदच्छेदः—अधः, च ऊर्ध्वम्, प्रसृताः, तस्य, शाखाः गुणप्रवृद्धाः, विषयप्रवालाः, अधः, च, मूलानि, अनुसन्ततानि, कर्मानुबन्धीनि, मनुष्यलोके.

व्युत्पत्तिः—प्रकर्षेण सृताः इति प्रसृताः. अनु पश्चात् सम्यक् ततानि इति अनुसन्ततानि लोक्यते इति लोकः —प्राणिनिकायः —

समासाः—गुणैः प्रवृद्धा इति गुणप्रवृद्धा । विषया एव प्रवाला यासां ता विषयप्रवालाः । कर्म धर्माधर्मलक्षणमनुबन्ध —

पश्चाद्भावे येषां तानि कर्मानुबन्धीनि । मनुष्यश्चासौ लोकश्च इति मनुष्यलोकः तस्मिन मनुष्यलोके ।

અન્વય અને અર્થ —तस्य તે સંસારરૂપી વૃક્ષની, गुणप्रवृद्धा સત્ત્વ, રજ, તમ એ ગુણો વડે સ્થૂલ થએલી, विषयप्रवाला ઇન્દ્રિયોના શબ્દસ્પર્શાદિ વિષયોરૂપી અંકુરે-વાળી, शाखा શાખાઓ, अध નીચે—મનુષ્યાદિ સ્થાવર-જંગમ પર્યંત, च તથા, ऊर्ध्वम् ઉપર—મનુષ્યથી વિશિષ્ટ દેવગંધર્વાદિથી લઇને બ્રહ્મા પર્યંત प्रसृता ફેલાએલી છે च તથા, कर्मानुबन्धीनि ધર્મ, અધર્મ, લક્ષણ-વાળું કર્મ જેના પરિણામે ઉત્પન્ન થાય છે, તેવા, मूलानि તે સંસારવૃક્ષના મૂળો, अध નીચે, मनुष्यलोके મર્ત્યલોકમાં अनुसन्ततानि સારી રીતે ફેલાએલા છે

ભાવાર્થ —તે સંસારરૂપી વૃક્ષની ગુણોથી સ્થૂલ થએલી અને શબ્દસ્પર્શાદિ ઇન્દ્રિયોના વિષયોરૂપી અંકુરવાળી શાખાઓ મનુષ્યલોકથી માંડીને ઉપર બ્રહ્મલોક પર્યંત ફેલાએલી છે, તથા ધર્માધર્મલક્ષણાત્મક કર્મને ઉત્પન્ન કરનારા તેના મૂળો આ નીચેના મનુષ્યલોકમાં દૃઢતાથી પ્રસરેલા છે ૨

અવતરણિકાઃ—' આવતી કાલ સુધી પણ રહેવાના અનિશ્ચિત-નશ્વર આ સંસાર છે, તેમજ અવ્યય-વિનાશ-રહિત પણ છે એમ કહેવામાં આવ્યું તે ઉપરથી આ સંસાર પ્રતિક્ષણ વિનાશશીલ-વિજ્ઞાનવૃદ્ધિરૂપ-હોય, અથવા વ્રીહિ આદિ ધાન્યના રાશિરૂપે નિરંતર પ્રવાહરૂપ હોય તે પણ એ ન છેદી શકાય તેવો, તથા બીજના અંકુરો જેમ વૃક્ષના તેમ વાસનાઓ અને કર્મ ઉત્તરોત્તર જન્મમાં હેતુ-

રૂપ હોવાથી નિત્ય અપ્રતિહત છે" એવી શંકાના સમાધાનમાં સંસારનું અસ્તિત્વ અને અનસ્તિત્વ એ બન્ને હોવાથી વચનોથી સ્પષ્ટ વ્યાખ્યા યોગ્ય આ સંસાર નથી, અર્થાત્ તેનું સ્વરૂપ, આકૃતિ કે વચનોથી અગમ્ય છે, તે પક્ષનો આશ્રય કરીને શ્લોકનું પહેલું અર્ધ કહે છે, અને બીજા અર્ધમાં એવા અપરિમેય અને સુદૃઢમૂલ-સંસારના ઉચ્છેદનું સાધન-વૈરાગ્ય-બતાવે છે—

न रूपमस्येह तथोपलभ्यते
नांतो न चादिर्न च सप्रतिष्ठा ॥
अश्वत्थमेनं सुविरूढमूल-
मसगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

**पदच्छेदः**—न, रूपम्, अस्य, इह, तथा, उपलभ्यते, न, अन्तः, न, च, आदिः, न, च, संप्रतिष्ठा, अश्वत्थम, एनम्, सुविरूढमूलम, असङ्गशस्त्रेण, दृढेन, छित्त्वा

**व्युत्पत्तिः**—रूप्यते अनेन इति रूपम् सम्यक् प्रतिष्ठा इति सप्रतिष्ठा

**समासाः**—सुष्ठु विशेषेण रूढानि मूलानि यस्य सः सुविरूढमूल, तं सुविरूढमूलम् । न सग इति असगः । असग एव शस्त्र इति असगशस्त्र, तेन असगशस्त्रेण ।

**અન્વય અને અર્થ**—अस्य આ સંસારરૂપી વૃક્ષનું, इह આ લોકમાં, रूपम् સ્વરૂપ-આકૃતિ, तथा જેવી રીતે

વર્ણન કરવામાં આવ્યું તેવી રીતે, उपलभ्यते પ્રાપ્ત થતુ न નથી, તેમજ, अन्त સમાપ્તિ न નથી, च તથા, आदि પ્રારંભ, न પણ માલુમ પડતો નથી, च તથા, सम्प्रतिष्ठा મધ્યમા સ્થિતિ, न કોઇને જાણવામા આવતી નથી, एनम् એ, सुविरूढमूलम् અત્યંત દૃઢ મૂલવાળા, अश्वत्थम् આ સંસારરૂપી વૃક્ષને, दृढेन વારવાર તત્ત્વ વિવેક અને અભ્યાસરૂપી સરાણ પર તીક્ષ્ણ કરેલા અને દૃઢ, असङ्गशस्त्रेण પુત્ર, વિત્ત, લોકખ્યાતિ, ઇત્યાદિથી વિરકિતરૂપ શસ્ત્ર વડે કરીને, छित्त्वा છેદીને

ભાવાર્થ—આ સંસારરૂપી વૃક્ષનુ સ્વરૂપ જેવી રીતે વર્ણન કરવામા આવ્યુ તેવી રીતે પ્રાપ્ત થતુ નથી તેમજ એની સમાપ્તિ, પ્રારંભ કે મધ્ય સ્થિતિ પણ કોઇ વડે જાણી શકાતી નથી, એવા એ અત્યંત દૃઢતાથી ઉગેલા મૂલોવાળા સંસારવૃક્ષને વારવાર તત્ત્વવિવેક અને અભ્યાસરૂપી સરાણ પર તીક્ષ્ણ કરેલા અને દૃઢ વિરકિતરૂપ હથિયાર વડે છેદીને—

અવતરણિકા—આ સંસારવૃક્ષનુ અસંગ-શસ્ત્રથી છેદન કરીને પછી શું કરવાનુ બાકી રહે છે તે જણાવે છે—

ततः पदं तत्परिमार्गितव्य
यस्मिन्गता न निवर्तन्ति भूयः ॥
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

पदच्छेदः—ततः, पदम्, तत्, परिमार्गितव्यम्, यस्मिन्,

गताः, न निवर्तन्ति, भूयः, तम्, एव, च, आद्यम् पुरुषम्, प्रपद्ये, यतः, प्रवृत्तिः, प्रसृता, पुराणी

व्युत्पत्तिः—निश्चयेन वर्तन्ति इति निवर्तन्ति आदौ भव. आद्यः, त आद्यम् पूर्यु शेते इति पुरुषः, तं पुरुषम् प्रकर्षेण पद्ये इति प्रपद्ये प्रकृष्टा वृत्तिः इति प्रवृत्तिः प्रकर्षेण सृता इति प्रसृता पुरा नवी इति पुराणी

અન્વય અને અર્થ—तत ત્યાર પછી, यस्मिन् જેને, गता ગયેલા, भूय ફરીને, निवर्तन्ति સંસારની આવૃત્તિમા પડતા न નથી च તથા, तम् તે, एव જ, आद्यम् આદિ, पुरुषम् પરમપુરુષ यत કે જેમાથી, पुराणी આ શાશ્વત, प्रवृत्ति પ્રવૃત્તિ प्रसृता ફેલાએલી છે, प्रपद्ये તેને જ શરણે હુ જાઉ છુ એવી ભાવના વડે तत ત, पदम् પરમપદનુ, परिमार्गितव्यम અન્વેષણ કરવુ

ભાવાર્થ.—ત્યાર પછી 'જેને પામેલા ફરીને આ સંસારની પુનરાવૃત્તિમા પડતા નથી, તથા તે જ આદિપુરુષ કે જેમાથી આ બધી શાશ્વત પ્રવૃત્તિ પ્રસરેલી છે તેને જ હુ શરણે જાઉ છુ ' એવી ભાવના વડે તે પરમપદનુ અન્વેષણ કરવુ ૪

અવતરણિકા.—તે પરમપુરુષ સબધી પદને પામવા કોણ અધિકારી છે, તે જણાવવા માટે નીચેના શ્લોકમાં અધિકારીઓના લક્ષણો કહે છે.—

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

**पदच्छेदः**—निर्मानमोहाः, जितसङ्गदोषाः, अध्यात्मनित्याः, विनिवृत्तकामाः, द्वन्द्वैः, विमुक्ताः, सुखदुःखसंज्ञैः, गच्छन्ति, अमूढाः, पदम्, अव्ययम्, तत्

**व्युत्पत्तिः**—विशेषेण मुक्ताः इति विमुक्ताः

**समासाः**—मानश्च मोहश्च इति मानमोहौ, तौ निर्गतौ येभ्यः ते निर्मानमोहाः । सङ्ग एव दोषः इति सङ्गदोषः, जितः सङ्गदोषः यैः ते जितसङ्गदोषाः । आत्मानं अधिकृत्य इति अध्यात्मम् अध्यात्मे नित्याः इति अध्यात्मनित्याः । विशेषतः निवृत्ताः कामाः येषां ते विनिवृत्तकामाः । सुखं च दुःखं च इति सुखदुःखे, सुखदुःखे संज्ञा येषां तानि सुखदुःखसंज्ञानि, तैः सुखदुःखसंज्ञैः । न मूढाः इति अमूढाः ।

**અન્વય અને અર્થ**:—**निर्मानमोहा** માન તથા મોહ જેમનામાંથી નીકળી ગયા છે, **जितसङ्गदोषा** આસક્તિના દોષોને જેમણે જીત્યા છે, **अध्यात्मनित्या** જેઓ સદા પરમાત્માના સ્વરૂપને વિચારવામાં તત્પર, (છે) **विनिवृत्तकामा** જેમની કામનાઓ નિવૃત્ત થઈ ગઈ છે, **सुखदुःखसंज्ञै** સુખ અને દુઃખની સંજ્ઞાવાળા, **द्वन्द्वै** જોડકાઓ વડે, **विमुक्ता** મુક્ત

થયેલા, अमूढा મોહરહિત થયેલા, तत् તે, अव्ययम् અવિ-નાશી, पदम् પદને, गच्छन्ति પામે છે

**ભાવાર્થ**—માન તથા મોહ જેમાંથી નીકળી ગયા છે જેઓ સદા પરમાત્માના સ્વરૂપને વિચારવામાં તત્પર છે, જેમની કામનાઓ શાંત થઇ ગઈ છે, તથા જેઓ સુખ-દુઃખ—સંજ્ઞાત્મક સાંસારિક હર્ષ શોકાદિ દ્વન્દ્વોથી મુક્ત થયેલા છે, અને જેઓ મોહરહિત થયેલા છે, તેઓ તે અવિનાશી પદને પામે છે ૫

અવતરણિકા—'पतनान्ता समुच्छ्रया' અર્થાત્ 'ઉર્ધ્વ-ગમન તે અધઃપતન માટે જ' એ ન્યાય પ્રમાણે અગર વિષ્ણુભક્તો ઊર્ધ્વ-સ્થિત પરમ-પદને પામે તો તેમને નીચે અવશ્ય આવવું પડે, તો પછી 'यद्गत्वा न निवर्तन्ते' એ કહેવું અનુચિત છે એવી શંકાના સમાધાનમાં તે પદના વાસ્તવિક સ્વરૂપનું વર્ણન કરે છે, અર્થાત્ સામાન્ય નિય-મોથી તે પદ અબાધ્ય છે, તે અસાધારણ અને અલૌકિક છે, તે જણાવે છે—

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ॥
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ ६ ॥

**पदच्छेदः**—न, तत्, भासयते, सूर्यः, न, शशाङ्कः, न, पावकः, यत्, गत्वा, न, निवर्तन्ते, तत्, धाम, परमम्, मम.

**समासाः**—शश अङ्के यस्य स शशाङ्कः ।

અન્વય અને અર્થ—तत् તે પદને, सूर्य ભગવાન્ સૂર્ય-નારાયણ, न નહિ, शशाङ्कः ચંદ્રમા न નહિ, पावक અગ્નિ

પણ, न નહિ भासयते પ્રકાશ આપે છે, यत् જે પદને, गत्वा પામીને, निवर्तन्ते યોગીઓ પુનરાવૃત્તિ પામતા, न નથી, तत् તે, मम મારૂ, परमम् શ્રેષ્ઠ धाम સ્થાન છે

ભાવાર્થ—તે પદને ભગવાન્ સૂર્યનારાયણ, ચન્દ્રમા કે અગ્નિ કોઇ પણ પ્રકાશિત કરતા નથી, તથા જે પદને પામીને યોગીઓ સસારમા પુનરાવૃત્તિ પામતા નથી, તે મારૂ શ્રેષ્ઠ સ્થાન છે ૬

અવતરણિકા—'જે સ્થાને પહોચીને યોગીઓ ફરીને સસારમા આવતા નથી' એમ કહ્યુ પણ જે વસ્તુનો સયોગ થાય તેનો વિયોગ થવોજ જોઈએ એ જગત્મા પ્રસિદ્ધ છે તો પછી "તે ધામને પહોચેલાનો તેની સાથે સદા સયોગ કેમ બન્યો રહે?" એવી શકના સમાધાનમા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે—

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥**
**मनःषष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

**पदच्छेदः—मम, एव, अंशः, जीवलोके, जीवभूतः, सनातनः, मनःषष्ठानि, इन्द्रियाणि, प्रकृतिस्थानि, कर्षति**

**व्युत्पत्तिः—प्रकृतौ तिष्ठन्ति इति तानि प्रकृतिस्थानि.**

**समासाः**—जीवाना लोक इति जीवलोक' तस्मिन् जीवलोके । न जीवः अजीव , अजीव जीव इव भूत इति जीवभूत । मन षष्ठ येषु तानि मन षष्ठानि ।

અન્વય અને અર્થ —मम મારો, एव જ, सनातन નિત્ય, अंश અંશ जीवलोके આ સંસારમાં, जीवभूत જીવાત્મા-કર્તાભોક્તારૂપે રહેલો, प्रकृतिस्थानि પ્રકૃતિમાં રહેલી, मन-षष्ठानि મન સહિત છ, इन्द्रियाणि ઇંદ્રિયોને कर्षति આકર્ષે છે

ભાવાર્થ —મારો જ નિત્ય અંશ આ સંસારમાં જીવાત્મારૂપે રહેલો છે અર્થાત્ જેવી રીતે જલમાં આવેલો સૂર્યનો અંશ સૂર્યથી ભિન્ન ગણાતો નથી, તેમજ જલનું શોષણ કરી સૂર્યમાં જ તે મળી જઈને પાછો ફરતો નથી, તેવીજ રીતે મારો અંશ મારા ધામને પામીને ફરીને પાછો ફરતો નથી, તે જીવ જે મારો જ અંશ છે તે કેવી રીતે સંસારમાં ગતિ કરે છે તેના પ્રત્યુત્તરમાં કહે છે— કે એવી રીતે રહેલો જીવાત્મા પોતપોતાના સ્થાનમાં રહેલી મન સહિત છ ઇન્દ્રિયોને ખેંચે છે

અવતરણિકા —"પોતાના સ્થાનમાં સ્થિત ઇંદ્રિયોને જીવ ક્યારે આકર્ષે છે? તેના જવાબમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે.—

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ॥
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥

पदच्छेदः—शरीरम्, यत् अवाप्नोति, यत्, च, अपि, उत्क्रामति, ईश्वरः, गृहीत्वा, एतानि, संयाति, वायुः, गन्धान्, इव, आशयात्

व्युत्पत्तिः —सम्यक् याति इति संयाति आसमन्तात् शेरते अस्मिन् इति आशयः, तस्मात् आशयात्.

અન્વય અને અર્થ—वायु. પવન, आशयात् પુષ્પના સ્થાનમાંથી, गन्धान् સુગંધને, इव જેવી રીતે ખેંચી લઈ જાય છે, તેવી રીતે ईश्वर. શરીરાદિ સમૂહનો સ્વામી, यत् જ્યારે, देहात् શરીરથી, उत्क्रामति બહાર નીકળે છે ત્યારે મન સહિત છ ઇન્દ્રિયોને આકર્ષે છે च વળી તેમને ખેંચે છે એટલું જ નહિ પણ यत् જ્યારે, शरीरम् બીજા શરીરને अवाप्नोति પામે છે, ત્યારે एतानि મન સહિત છ ઇન્દ્રિયોને, गृहीत्वा લઈ જઈને, संयाति તે શરીરને, પ્રાપ્ત થાય છે,

ભાવાર્થ—પવન જેમ પુષ્પના સ્થાનમાંથી સુગંધી લઈને જાય છે, તેવી રીતે શરીરાદિ સમૂહનો સ્વામી આ આત્મા જ્યારે શરીરથી બહાર નીકળે છે, ત્યારે તે મન સહિત છ ઇંદ્રિયોને ખેંચે છે, વળી તે તેમને ખેંચે છે એટલું જ નહિ પણ જ્યારે બીજા શરીરને પામે છે ત્યારે મન સહિત બધી ઇંદ્રિયોને લઈ જઈને તે શરીરને પ્રાપ્ત થાય છે ૯

અવતરણિકાઃ—"મન સહિત છ ઇંદ્રિયો તે કઈ? તથા આ જીવાત્મા શા માટે તેમને લઈ જઈને જાય છે" એ પ્રશ્નોના ઉત્તરમાં નીચેનો શ્લોક કહે છે—

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ॥
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

**पदच्छेदः—श्रोत्रम्, चक्षुः, स्पर्शनम्, च, रसनम्, घ्राणम्, एव, च, अधिष्ठाय, मनः, च, अयम्, विषयान्, उपसेवते**

व्युत्पत्तिः—शृणोति अनेन इति श्रोत्रम्. चष्टे अनेन इति चक्षुः स्पृशति अनेन इति स्पर्शनम्. रसति अनेन इति रसनम् जिघ्रति अनेन इति घ्राणम्.

અન્વય અને અર્થ—श्रोत्रम् કાન, चक्षु આંખ च તથા स्पर्शनम् ત્વચા, रसनम् જીહ્વેન્દ્રિય च અને, घ्राणम् નાસિકા एव પણ च તેમજ, मन મનને, अधिष्ठाय આશ્રય કરીને, विषयान् ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિ વિષયોને, उपसेवते ભોગવે છે

ભાવાર્થ—કાન, આંખ, ચામડી, જીહ્વા નાસિકા તેમજ મન એ પ્રત્યેકનો આશ્રય કરીને આ જીવાત્મા ઇન્દ્રિયોના શબ્દ, રૂપ સ્પર્શ, રસ ગંધ ઇત્યાદિ વિષયોને ભોગવે છે ૯

અવતરણિકા—"शरीर यदवाप्नोति' ઇત્યાદિ શ્લોકથી આત્મા દેહ તથા ઇન્દ્રિયોથી તદ્દન અલગ છે એમ જણાવ્યું, તથા 'श्रोत्र चक्षु' એ શ્લોકથી આત્માને બધી ઇન્દ્રિયોનો પ્રવર્ત્તક તથા તેમનાથી ભિન્ન કહ્યો, તો પછી એક શરીરમાંથી બીજા શરીરમાં જતી વખતે દેહાદિથી ભિન્ન આત્મ સ્વરૂપને બધા કેમ જોઇ શકતા નથી?" તેના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ॥
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

पदच्छेदः—उत्क्रामन्तम्, स्थितम्, वा, अपि, भुञ्जा-

नम्, वा, गुणान्वितम्, विमूढा, न अनुपश्यन्ति, पश्यन्ति, ज्ञानचक्षुषः.

व्युत्पत्तिः--उत्क्रामतीति उत्क्रामन्, तं उत्क्रामन्तम्. भुङ्क्ते इति भुञ्जानः, तं भुञ्जानम्. विशेषेण मूढाः इति विमूढा

समासः—गुणैः अन्वित इति गुणान्वितः तं गुणान्वितम्। ज्ञानं एव चक्षुः यस्य तं ज्ञानचक्षुष ।

અન્વય અને અર્થ:—उत्क्रामन्तम् એક શરીર છોડી બીજા શરીરમા પ્રવેશ કરતા તેને, स्थितम् શરીરમા રહેલાને वा અથવા भुञ्जानम् વિષયોને ભોગવનારને, गुणान्वितम् સત્વ રજ, તમ ઇત્યાદિ ગુણો વડે યુક્તને, अपि પણ, विमूढा અનેક પ્રકારે મૂઢ લોકો, अनुपश्यन्ति જોઈ શકતા, न નથી, ज्ञानचक्षुष જ્ઞાન એજ જેમના નેત્ર છે તેવાઓ, पश्यन्ति જોય છે

ભાવાર્થ--એક શરીર છોડી બીજા શરીરમા પ્રવેશ કરતા, શરીરમા રહેલા, વિષયોને ભોગવતા, અથવા સત્વાદિ ગુણો યુક્ત આત્માને અત્યત મૂઢ લોકો જોઇ શકતા નથી, પણ જ્ઞાનરૂપી નેત્રવાળા જ્ઞાનીઓ તેને જોઈ શકે છે ૧૦

અવતરણિકા—આત્મા દુર્જ્ઞેય હોવાથી જ્ઞાનવાન્ વિવેકીઓ તેને જોય છે, અને બીજા અવિવેકી મનુષ્યો જોઈ શકતા નથી તે જણાવે છે—

यतंतो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ॥
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ ११ ॥

**पदच्छेदः**—यतन्तः, योगिनः, च, एनम्, पश्यन्ति, आत्मनि, अवस्थितम्, यतन्तः, अपि, अकृतात्मानः, न, एनम्, पश्यन्ति, अचेतसः.

**व्युत्पत्तिः**—यतन्ते इति ते यतन्तः

**समासाः**—न कृत इति अकृत, अकृतश्चासौ आत्मा येषां ते अकृतात्मानः। न विद्यन्ते चेतांसि येषां ते अचेतसः।

અન્વય અને અર્થ—**च** વળી, **यतन्त** પ્રયત્ન કરનારા **योगिनः** એકાગ્રચિત્તવાળા, **एनम्** એ પ્રસ્તુત આત્માને, **आत्मनि** આત્મામા–પોતાની બુદ્ધિમા, **अवस्थितम्** સ્થિત, **पश्यन्ति** 'આ આત્મા તે હુ' એમ નિશ્ચયપૂર્વક જાણે છે, **अकृतात्मान** તપ, ઈંદ્રિયજય ઇત્યાદિથી સસ્કૃત આત્મા રહિત **अचेतस** અવિવેકી લોકો, **यतन्त** યત્ન કરતા, **अपि** પણ, **एनम्** એ આત્માને, **पश्यन्ति** જોતા **न** નથી

ભાવાર્થ—વળી પ્રયત્નશીલ એકાગ્રચિત્ત યોગીઓ આત્માને પોતાની બુદ્ધિમા રહેલો 'આ આત્મા તે હુ' એમ જોઈ શકે છે પણ તપ, ઇંદ્રિયજય ઇત્યાદિથી અવિનીત આત્માવાળા અવિવેકી લોકો યત્ન કરતા છતા પણ આત્માને જોતા નથી ૧૧

અવતરણિકા—ફરીને તેજ પરમેશ્વરની શક્તિની આ પ્રકારે પ્રશસા ચાર શ્લોકથી કરે છે—

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ॥
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥

**पदच्छेदः**—यत्, आदित्यगतम्, तेजः, जगत्, भासयते, अखिलम्, यत्, चन्द्रमसि, यत्, च, अग्नौ, तत्, तेजः, विद्धि, मामकम्

**व्युत्पत्तिः**—मम इद इति मामकम्

**समासः**—आदित्ये गत इति आदित्यगतम् ।

અન્વય અને અર્થ—**आदित्यगतम्** સૂર્યનારાયણમા રહેલુ, **तेज** તેજ, **यत** જે **अखिलम्** સમસ્ત, **जगत्** જગતને, **भासयत** પ્રકાશિત કરે છે **च** તથા **यत्** જે તેજ, **चन्द्रमसि** ચદ્રમામા, **च** તથા, **यत्** જે તેજ, **अग्नौ** અગ્નિમા રહેલ છે, **तत्** તે, **तेज** તેજ, **मामकम्** મારૂ, **विद्धि** જાણ

ભાવાર્થ—સૂર્યનારાયણમા રહેલુ તેજ જે આ સમસ્ત જગતને, પ્રકાશ આપે છે તથા જે તેજ ચન્દ્રમા તેમ જ અગ્નિમા રહેલુ છે, તે તેજ મારૂ જાણ ૧૨

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ॥
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

**पदच्छेदः**—गाम्, आविश्य, च, भूतानि, धारयामि, अहम्, ओजसा, पुष्णामि, च, औषधीः, सर्वाः, सोमः, भूत्वा, रसात्मकः

**समासः**—रस एव आत्मा यस्य स रसात्मकः

અન્વય અને અર્થ—**च** તથા, **गाम्** પૃથ્વીમા, **आविश्य** પ્રવેશ કરીને, **अहम्** હુ, **भूतानि** પ્રાણીઓને, **ओजसा** બળ

વડે धारयामि પૃથ્વીના ધારણથી-ધારણ કરૂ છુ, च તેમજ, रसात्मक રસસ્વરૂપ, सोम ચદ્રમા, भूत्वा થઇને, सर्वा બધી ओषधी व्रीही-યવાદિ પુષ્પ વિગેરે ઔષધિઓને, पुष्णामि હુ પુષ્ટિ આપુ છુ

ભાવાર્થ —તથા પૃથ્વીમા પ્રવેશ કરીને હુ પ્રાણીઓને બલ વડે પૃથ્વીના ધારણથી ધારણ કરૂ છુ તેમજ રસસ્વરૂપ ચદ્રમા થઇને વ્રીહી-યવાદિ પુષ્પ વિગેરે બધી વનસ્પતિઓને હુ પુષ્ટિ આપુ છુ ૧૩

अह वैश्वानरो भूत्वा प्राणिना देहमाश्रितः ॥
प्राणापानसमायुक्तः पचाम्यन्न चतुर्विधम् ॥ १४ ॥

पदच्छेदः—अहम्, वैश्वानरः, भूत्वा, प्राणिनाम्, देहम्, आश्रितः, प्राणापानसमायुक्तः पचामि, अन्नम्, चतुर्विधम्.

व्युत्पत्तिः—प्राणाः अस्य अस्तीति प्राणी, तेषां प्राणिनाम् अद्यते इति अन्नम्.

समासाः—प्राणश्च अपानश्च इति प्राणापानौ ताभ्या सम्यक् आयुक्त इति प्राणापानसमायुक्त । चत्वार विधा यस्य तत् चतुर्विधम् ।

અન્વય અને અર્થ —अहम् હુ वैश्वानर. જઠરાગ્નિ, भूत्वा થઇને, प्राणिनाम् પ્રાણિઓના, देहम् શરીરોને, आश्रितः પ્રવેશીને, चतुर्विधम् ચાર પ્રકારનુ-ભક્ષ્ય-જે દાતથી તોડી ખાવામા આવે છે તે, ભોજ્ય-જીહ્‌વાથી જ ઓગાળી જવામા આવે છે તે લેહ્ય-ગોળ વિગેરે દ્રવ પદાર્થો ચોષ્ય-દાતથી રસ

ચૂસી છોતરા ફેંકી દેવામા આવે તે શેરડી વિગેરે **अन्नम्** **અન્ન, पचामि** હુ પાચન કરૂ છુ

**ભાવાર્થ** - હુ વૈશ્વાનર અગ્નિ-જઠરાગ્નિ-થઈને પ્રાણીઓના શરીરોમા પ્રવેશીને ભક્ષ્ય, ભોજ્ય લેહ્ય, ચોષ્ય એ પ્રમાણે ચાર પ્રકારનુ અન્ન પાચન કરૂ છુ ૧૪

सर्वस्य चाहं हृदि सन्निविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम ॥ १५ ॥

**पदच्छेदः**—सर्वस्य, च, अहम्, हृदि, सन्निविष्टः, मत्तः, स्मृतिः, ज्ञानम्, अपोहनम्, च, वेदैः, च, सर्वैः, अहम्, एव वेद्यः, वेदान्तकृत्, वेदवित्, एव, च, अहम्.

**व्युत्पत्तिः**—सृत अनेन विश्व इति सर्व, तस्य सर्वस्य, सम्यक् निविष्टः इति सन्निविष्टः. वेदितुं योग्यः इति वेद्यः

**समासाः**—वेदाना अन्त इति वेदान्त, त करोतीति वेदान्तकृत् । वेदान् वेत्तीति वेदवित् ।

અન્વય અને અર્થ --**च** તથા **सर्वस्य** પ્રાણીમાત્રની, **हृदि** બુદ્ધિમા, **अहम्** હુ, **सन्निविष्ट** સારી રીતે પ્રવેશ કરીને રહેલા છુ **मत्त** મારાથી જ **स्मृति** સ્મૃતિ, **ज्ञानम्** જ્ઞાન, **च** અને, **अपोहनम्** સ્મૃતિ તથા જ્ઞાનનો લોપ, થાય છે, **च** વળી, **सर्वै** બધા, **वेदै** વેદો વડે (મા), **वेद्य** જાણવા યોગ્ય

अहम् હું, एव જ છુ, वेदान्तकृत् વેદાન્ત-તત્ત્વજ્ઞાન સંપ્રદાય કર્તા च તથા वेदवित वेदोने જાણનાર एव પણ अहम् હું છુ

ભાવાર્થ —તથા પ્રાણીમાત્રની બુદ્ધિમાં હું સારી રીતે પ્રવેશ કરીને રહેલો છુ, તેમને મારાથી જ સ્મૃતિ અને જ્ઞાન થાય છે તથા સ્મૃતિ અને જ્ઞાનનો લોપ પણ મારાથી જ થાય છે વળી બધા વેદોમાં જાણવા યોગ્ય હું જ છુ, વેદાન્ત સંપ્રદાય કર્તા તથા વેદોને જાણનાર પણ હું છુ ૧૫

અવતરણિકા —ભગવાન્ ઈશ્વર નારાયણની વિશિષ્ટ ઉપાધિયુક્ત વિભૂતિઓ વાળુ સ્વરૂપ 'यदादित्यगत तेजः' ઇત્યાદિ શ્લોકો વડે કહ્યુ, હવે તે જ ભગવાન્ વિષ્ણુના ક્ષર અને અક્ષર ઉપાધિથી વિભક્ત સ્વરૂપનુ વર્ણન કરતા નિરુપાધિક અને કેવલ પરમબ્રહ્મના સ્વરૂપનુ નિર્ધારણ કરવા માટે નીચેના શ્લોકોથી કહે છે—

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ॥
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

**पदच्छेदः—**द्वौ, इमौ, पुरुषौ, लोके, क्षर, च, अक्षर, एव, च, क्षरः, सर्वाणि, भूतानि, कूटस्थ, अक्षरः, उच्यते

**व्युत्पत्तिः—**क्षरतीति क्षरः

**समासाः—**न क्षरः इति अक्षरः । कूटः इव तिष्ठतीति कूटस्थः, अथवा कूटः—माया—तस्मिन् तिष्ठतीति कूटस्थः

અન્વય અને અર્થ:—लोके આ લોકમા, इमौ આ, द्वौ બે, पुरुषौ પુરુષો, एव જ છે, क्षर એક ક્ષર, च અને બીજો, अक्षर અક્ષર, सर्वाणि બધા, भूतानि બ્રહ્માદિ સ્થાવરાન્ત શરીરો, क्षर ક્ષર-વિનાશશીલ, कूटस्थ શરીરોનો નાશ થવા છતા પર્વતના જેવો અભેદ્ય રહેલો, અથવા અનેક માયા-પ્રપચોમા સ્થિત જીવાત્મા, अक्षर સસાર-બીજના અનતપણાને લઈને અક્ષર-અવિનાશી, उच्यते કહેવાય છે

ભાવાર્થ—આ લોકમા આ બે પુરુષો છે, એક તો ક્ષર અને બીજો અક્ષર બ્રહ્માદિ સ્થાવર પર્યંત શરીરમાત્ર તે "ક્ષર-વિનાશશીલ" અને શરીરોનો નાશ થવા છતા પર્વતના જેવો અભેદ્ય રહેલો, અથવા અનેક માયાપ્રપચોમાં સ્થિત જીવાત્મા તે "અક્ષર" કહેવાય છે ૧૬

અવતરણિકા—ઉપરોક્ત "ક્ષર" અને 'અક્ષર' એ બન્ને પુરૂષથી જુદા જ, ક્ષર અને અક્ષર એ બન્ને ઉપાધિના દોષથી અસ્પૃષ્ટ, નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ પરમાત્માનું વર્ણન કરે છે—

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

पदच्छेदः—उत्तमः, पुरुषः, तु, अन्यः, परमात्मा, इति, उदाहृतः, यः, लोकत्रयम्, आविश्य, बिभर्ति, अव्ययः, ईश्वरः.

व्युत्पत्तिः—अतिशयेन प्रशस्यः इति उत्तमः

**समासाः**—परम असौ आत्मा च इति परमात्मा । लोकानां त्रय इति लोकत्रयम् । न विद्यते व्ययः यस्य सः अव्ययः ।

**અન્વય અને અર્થ**—**तु** પરંતુ **परमात्मा** 'પરમાત્મા" **इति** એ પ્રમાણે **उदाहृत** વેદાન્તાદિ શાસ્ત્રોમાં કહેલો, **उत्तम** સૌથી શ્રેષ્ઠ, **पुरुष** પુરુષ, **अन्य** ક્ષર અક્ષર એ બંનેથી જુદો જ બીજો કોઈ છે, **य** જે **अव्यय**. અવિનાશી, **ईश्वर**. ઈશ્વર, **लोकत्रयम्** 'भूर्भुवः स्वः' ભૂલોક, અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણે લોકમાં, **आविश्य** પોતાની ચૈતન્યરૂપી માયા વડે પ્રવેશ કરીને, **बिभर्ति** ધારણ કરે છે

**ભાવાર્થ**.—પરંતુ 'પરમાત્મા" એમ વેદાન્તાદિ શાસ્ત્રોમાં કહેલો સૌથી શ્રેષ્ઠ પુરુષ ક્ષર અને અક્ષર એ બંનેથી જુદો જ છે જે અવિનાશી ઈશ્વર 'भूर्भुवः स्वः' પૃથ્વી અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણે લોકમાં પોતાની ચૈતન્યરૂપી માયા વડે પ્રવેશ કરીને તે લોકોને ધારણ કરે છે ૧૭

અવતરણિકા—એ પ્રમાણે વ્યાખ્યાન ઈશ્વરનું "પુરુષોત્તમ" એ નામ પ્રસિદ્ધ છે, તે નામની અર્થમૂલક સિદ્ધિ દ્વારા તે નામની અન્વર્થતા બતાવતાં ભગવાન પોતાના નિરતિશય સ્વરૂપનું વર્ણન કરે છે

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ॥
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥

**पदच्छेदः**—यस्मात् क्षरम्, अतीतः, अहम्, अक्षरात्,

अपि, च, उत्तमः, अतः, अस्मि, लोके, वेदे, च, प्रथितः पुरुषोत्तमः

**समासाः**—पूर्षु शेते इति पुरुषः, पुरुषेषु उत्तमः इति पुरुषोत्तमः

અન્વય અને અર્થ—**यस्मात्** જે કારણથી, **अहम्** હું, **क्षरम्** જડ વર્ગથી, **अतीत** ઉત્કૃષ્ટ, **च** તેમજ, **अक्षरात्** ચેતન વર્ગથી, **अपि** પણ, **उत्तम** ઉત્તમ છું, **अत** તેથી જ, **लोके** લોકમા, **च** અને, **वेदे** વેદોમા, **पुरुषोत्तम** "પુરુષોત્તમ-પુરુષોમા શ્રેષ્ઠ," **प्रथित** એમ પ્રસિદ્ધ, **अस्मि** છું

ભાવાર્થ—જે કારણથી હુ જડવર્ગ તેમજ ચેતન-વર્ગથી પણ ઉત્કૃષ્ટ છુ, તેથી જ લોકમા અને વેદોમા હું "પુરુષોત્તમ" એ નામથી પ્રસિદ્ધ છુ ૧૮

અવતરણિકા—ઉપર કહેવામાં આવેલા એ આત્માના વાસ્તવિક સ્વરૂપને જે જાણે છે તેને પ્રાપ્ત થતા પુણ્યફળનું વર્ણન કરે છેઃ—

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ॥
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

**पदच्छेदः**—यः, माम्, एवम्, असंमूढः, जानाति पुरुषोत्तमम्, सः, सर्ववित्, भजति, माम्, सर्वभावेन, भारतः

**व्युत्पत्तिः**—सम्यक् मूढः इति संमूढः. सर्वं वेत्तीति सर्ववित्

**समासः**—न संमूढः इति असंमूढः, सर्वश्चासौ भावश्च इति सर्वभावः, तेन सर्वभावेन.

**અન્વય અને અર્થ**:—य જે પુરુષ, असंमूढ અવિવેક-રહિત થઈને, माम् મને, एवम् એ પ્રમાણે, पुरुषोत्तमम् 'પુરુ-ષોત્તમ," जानाति જાણે છે, स તે, सर्ववित् સઘળું જાણ-નાર-સર્વજ્ઞ, અને भारत હે ભારત, તે જ, माम् મને, सर्व-भावेन બધી જાતના ભાવો વડે, भजति ભજે છે

ભાવાર્થ—જે પુરુષ અવિવેકરહિત થઈને મને એ પ્રમાણે "પુરુષોત્તમ" જાણે છે, તે જ સર્વજ્ઞ અને તે જ સર્વ ભાવ વડે મને ભજે છે ૧૯

અવતરણિકા—આ અધ્યાયમા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર તત્ત્વજ્ઞાનનું ફલ મોક્ષ કહીને હવે તે તત્ત્વજ્ઞાનની પ્રશંસા કરે છે:—

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ॥
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

**पदच्छेदः**—इति, गुह्यतमम्, शास्त्रम्, इदम्, उक्तम्, मया, अनघ, एतत्, बुद्ध्वा, बुद्धिमान्, स्यात्, कृतकृत्यः, च, भारत.

**વ્યુત્પત્તિ**—अतिशयेन गुह्यं इति गुह्यतमम्. गूहितुं उचितं इति गुह्यम्. बुद्धिः अस्य अस्तीति बुद्धिमान्.

**समासाः**—न विद्यते अघ यस्मिन् सः अनघः, तत्संबुद्धौ अनघ । कृत कृत्य–कर्तव्य–येन स कृतकृत्यः ।

અન્વય અને અર્થ—अनघ હે નિષ્પાપ અર્જુન, इति એ પ્રમાણે, इदम् આ, गुह्यतमम् અત્યંત રહસ્યપૂર્ણ ગુપ્ત રાખવા લાયક, शास्त्रम् શાસ્ત્ર, मया મેં उक्तम् કહ્યું, भारत હે ભારત, एतत् એ શાસ્ત્રને, बुद्ध्वा જાણીને, बुद्धिमान् કોઈ પણ મનુષ્ય આત્મ-સંબંધિની બુદ્ધિ–જ્ઞાનવાળો, च અને, कृतकृत्य પોતાનું કર્તવ્ય જેણે આચર્યું છે તેવો, स्यात् થાય

ભાવાર્થ—હે નિષ્પાપ અર્જુન, એ પ્રમાણે આ અત્યંત રહસ્યપૂર્ણ ગુપ્ત રાખવા લાયક શાસ્ત્ર મેં કહ્યું, એ શાસ્ત્રને જાણીને કોઈ પણ મનુષ્ય આત્મ-સંબંધિ જ્ઞાનવાળો અને કૃતકાર્ય થાય　૨૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिक प्रणीत
सान्वयबोधिनी टीकोपेतःपुरुषोत्तम-
योगोनाम पञ्चदशोऽध्यायः



# षोडशोऽध्यायः ।

## અધ્યાય સોળમો.

અવતરણિકા —નવમા અધ્યાયમા 'દૈવી" અને "આસુરી" સ પત્તિ વિષે "मोघाशा मोघकर्माणो" ઇત્યાદિ શ્લોકથી સ્હેજ સૂચના કરી છે, તેમનું વિસ્તારથી વર્ણન કરવા ભગવાન્ આ સોળમો અધ્યાય શરૂ કરે છે, તેમા પ્રથમ દૈવીસ પત્તિના લક્ષણો ત્રણ શ્લોકથી કહે છે --

**भगवानुवाच**

अभय सत्त्वसंशुद्धि ज्ञानयोगव्यवस्थितिः ॥
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिसा सत्यमक्रोधस्त्यागः शातिरपैशुनम् ॥
दया भूतेष्वलोलुप्त्व मार्दव ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमाः धृतिः शौचमद्रोहो नातिमानिता ॥
भवति संपद दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

**पदच्छेदः**—श्रीभगवान्, उवाच, अभयम्, सत्त्वसंशुद्धिः, ज्ञानयोगव्यवस्थितिः, दानम्, दमः, च, यज्ञः, च, स्वाध्यायः, तपः, आर्जवम्; अहिंसा, सत्यम्, अक्रोधः, त्यागः, शान्तिः, अपैशुनम्, दया, भूतेषु, अलोलुप्त्वम्, मार्दवम्, ह्रीः, अचापलम्; तेजः, क्षमा, धृतिः, शौचम्, अद्रोहः, न, अतिमानिता, भवन्ति, सम्पदम्, दैवीम्, अभिजातस्य, भारत.

**व्युत्पत्तिः**—बिभेति अस्मात् इति भयम्, सम्यक् शुद्धिः इति संशुद्धिः. विशेषेण अवस्थितिः इति व्यवस्थितिः दीयते इति दानम् दम्यन्ते इन्द्रियाणि अनेन इति दमः. इज्यते अनेन इति यज्ञः. सुष्ठु अधीयते अस्मिन् इति स्वाध्यायः तप्यते इति तपः ऋजोः भावः इति आर्जवम्. हिंस्यन्ते सत्त्वानि अस्यां इति हिंसा. पिशुनस्य भाव पैशुनम् लोलुप्तस्य भाव इति लोलुप्त्वम् चपलस्य भावः इति चापलम् मृदोः भावः इति मार्दवम् क्षम्यन्ते अपराधिनः अनया इति क्षमा. ध्रियन्ते प्राणेन्द्रियादयः यया सा धृतिः शुचेः भावः शौचम् देवानां इयं इति दैवी तां दैवीम्.

**समासाः**—न भयं इति अभयम् । सत्त्वस्य संशुद्धिः इति सत्त्वसंशुद्धिः । ज्ञानं च योगश्च इति ज्ञानयोगौ, तयोः व्यवस्थिति इति ज्ञानयोगव्यवस्थिति । न हिंसा इति अहिंसा । न क्रोध इति अक्रोध । न पैशुन इति अपैशुनम् । न लोलुप्त्व इति अलोलुप्त्वम् । न चापल इति अचापलम् । न द्रोह इति अद्रोहः । अत्यर्थं मानः इति अतिमानः, अतिमान विद्यते यस्य सः अतिमानी, तस्य भावः इति अतिमानिता ।

અન્વય અને અર્થ:—अभयम् ભયરહિતતા, सत्त्वसंशुद्धिः અંતઃકરણની શુદ્ધિ, ज्ञानयोगव्यवस्थितिः જ્ઞાન-આચાર્યોપાસન તથા શાસ્ત્ર દ્વારા પ્રાપ્ત આત્મજ્ઞાન, તથા ઇન્દ્રિયાદિના ઉપસંહારથી આત્મામાં એકાગ્રતા સંપાદન કરવી તે યોગ, તે બંનેમાં નિષ્ઠા-પરાયણતા-दानम् અન્નાદિ વસ્તુઓનો યથાશક્તિ સંવિભાગ, च તથા, दम બાહ્યેન્દ્રિયોપરમ, च તથા, यज्ञः શ્રૌતસ્માર્ત યજ્ઞ, स्वाध्याय વેદાધ્યયનનાદિ તથા જપયજ્ઞ, तप શારીરિક, વાચિક, માનસિક ત્રિધાતપ, आर्जवम् સરલપણું, अहिंसा પ્રાણીમાત્રને બાધા ન કરવી તે, सत्यम् સર્વભૂત-દ્રોહરહિત યથાર્થ ભાષણ, તથા આચરણ अक्रोध ક્રોધનો ઉપરામ, त्याग ઔદાર્ય, शान्ति ચિત્તનિગ્રહ, अपैशुनम् પારકા પાસે પારકાના છિદ્રો પ્રકટ ન કરવા તે, भूतेषु પ્રાણીઓમાં, दया કૃપા, अलोलुप्त्वम् વિષય સમીપમાં હોવા છતાં ઇન્દ્રિયોની અવિક્રિયા, मार्दवम् સુકોમળભાવ, ह्री લોકલજ્જા अचापलम् પ્રયોજન વિના ચંચલતાનો અભાવ तेज પ્રગલ્ભતા, क्षमा ક્રોધનું કારણ મળવા છતાં અંતઃકરણમાં પણ વિક્રિયાનો અભાવ, અક્રોધ અને ક્ષમામાં એટલો ફરક છે કે ક્ષમાની વ્યાખ્યા ચિત્તનો વિકાર પણ ન થવો જોઇએ તે, જ્યારે 'અક્રોધ'ની વ્યાખ્યા ચિત્તવિકાર થયા પછી તેને પ્રશમન કરવો તે, धृति દુઃખોથી નિરાશ થયેલા ચિત્ત અને શરીરને સ્થિર કરવા તે, शौचम् બેપ્રકારનું શૌચ-મૃત્તિકા તથા જલથી બાહ્ય અને ભાવશુદ્ધિ તે આંતરિક, अद्रोह પારકાની ક્ષતિ કરવાની ઇચ્છાનો અભાવ, अतिमानिता અત્યંત માનીપણું, न નહિ, भारत હે ભારત, दैवीम् દૈવી, सम्पदम् સંપત્તિને, अभिजातस्य અનુલક્ષીને જન્મેલાના, भवन्ति એ લક્ષણો થાય છે.

ભાવાર્થ:—નિડરતા, અંતઃકરણશુદ્ધિ, જ્ઞાન તથા નિષ્કામ કર્મયોગમાં પરાયણતા, અન્ન વિગેરે વસ્તુઓનો યથાશક્તિ વિભાગપૂર્વક ઉપયોગ, કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિયનિગ્રહ, શ્રૌતસ્માર્ત યજ્ઞ, વેદાધ્યયનાદિ તથા જપયજ્ઞ, કાયિક, વાચિક, માનસિક એ ત્રણ પ્રકારનું તપ, સરલતા, અહિંસા, સત્ય, ક્રોધોપશમ, ઔદાર્ય, અંતઃકરણ નિગ્રહ, પારકાની નિંદા ન કરવી તે, વિષય સમીપમાં હોવા છતાં ઇન્દ્રિયોની અવિક્રિયા, કોમળભાવ, લોકલજ્જા, નિષ્પ્રયોજન ચાપલ્યનો અભાવ, પ્રગલ્ભતા-પ્રતિભા ક્ષમા, સાત્વિક, ધૃતિ, બાહ્ય-આભ્યંતર શૌચ, પારકાની ક્ષતિ કરવાની ઇચ્છાનો અભાવ, પોતાના વિષે અત્યંત માનીપણાનો અભાવ, એ પ્રમાણે હે ભારત! દૈવીસંપત્તિને અનુલક્ષીને જન્મેલાના લક્ષણો છે ૧-૨-૩

અવતરણિકા—હવે આસુરીસંપત્તિના લક્ષણો કહે છે—

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ॥
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

पदच्छेदः—दम्भः, दर्पः, अभिमानः, च, क्रोधः, पारुष्यम्, एव, च, अज्ञानम्, च, अभिजातस्य, पार्थ, संपदम्, आसुरीम्.

व्युत्पत्तिः—दभ्यन्ते अनेन इति दम्भः, दृप्यन्ते अनेन इति दर्पः आभितः मानः इति अभिमानः परुषस्य भावः इति पारुष्यम्. असुराणां इयं आसुरी, तां आसुरीम्

અન્વય અને અર્થ—दम्भः ધર્મધ્વજ હોવાનો ડોળ કરવો તે, दर्पः ધન અથવા સ્વજન નિમિત્ત મદ, च તથા, अभिमान પોતાને માટે અત્યંત માનથી વિશિષ્ટ પૂજાની ભાવના क्रोध ક્રોધ, च તથા, पारुष्यम् કઠોર ભાવ, एव તથા अज्ञानम् અજ્ઞાન, એ લક્ષણો, पार्थ હે પાર્થ, आसुरीम् આસુરી संपदम् સંપત્તિને, अभिजातस्य અનુલક્ષીને જન્મેલાને, भवन्ति થાય છે

ભાવાર્થ—ધર્મધ્વજ હોવાનો ડોળ કરવો તે, મદ, પોતાને માટે અત્યંત માન, ક્રોધ, અત્યંત કઠોર ભાવ, તથા અજ્ઞાન એ પ્રમાણે હે પાર્થ, આસુરી સંપત્તિને અનુલક્ષીને જન્મ પામેલાના એ લક્ષણો છે ૪

અવતરણિકાઃ—દૈવી અને આસુરી એ બંને સંપત્તિનું પૃથક્ ફલ કહે છે—

दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ॥
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥

व्युत्पत्तिः—विशिष्टः मोक्षः इति विमोक्षः तस्मै विमोक्षाय. नियतः बन्धः इति निबन्धः, तस्मै निबन्धाय.

અન્વય અને અર્થ.—दैवी દૈવી, सम्पत् સંપત્તિ, विमोक्षाय મુક્તિને માટે છે, અને आसुरी આસુરીસંપત્તિ, निबन्धाय સંસારમાં બંધ માટે मता માનવામાં આવી છે, पाण्डव હે પાંડુપુત્ર અર્જુન, दैवीम् દૈવી, संपदम् સંપત્તિને અનુલ-

ક્ષીને, अभिजात તુ જન્મ પામેલો, असि છે, शुच શોક કર, मा નહિ

ભાવાર્થ—દૈવીસંપત્તિ સંસારમાથી મુક્તિને અર્થે છે, અને આસુરીસંપત્તિ સંસારમા બંધન કરાવનારી છે એમ માનવામા આવ્યુ છે, હે પાંડુપુત્ર અર્જુન ! તુ દૈવીસંપત્તિને અનુલક્ષીને જન્મેલો છે, તુ શોક કર નહિ ૫

અવતરણિકા —" त्रयाह प्राजापत्या प्रजापतौ पितरि ब्रह्मचर्यं मूषु देवा मनुष्या आसुरा " इति श्रुते–અર્થાત્ પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા દેવ, મનુષ્ય અને અસુર એમ ત્રણેએ પ્રજાપતિ પાસે વેદાધ્યયન કર્યું એ ઉપરથી દેવ અસુર અને મનુષ્ય એમ ત્રણ પ્રકારની સંપત્તિઓનુ વર્ણન કરવુ જોઈએ અને માનુષી સંપત્તિ પણ ઉત્તમ અથવા કનિષ્ઠ પ્રકારે ત્યાજ્ય અથવા ગ્રાહ્ય એમ નિર્દિષ્ટ કરવી જોઈતી હતી " એવા પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ નીચેના શ્લોકમા બે જ સંપત્તિના આદિકાલથી પ્રચલિત ભાવનુ વર્ણન કરેછે —

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ॥
दैवो विस्तरशः प्रोक्तः आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

व्युत्पत्तिः—सृज्यन्ते अस्मिन् इति सर्गः. देवाना अयं इति दैवः असुराणां अय इति आसुरः. विस्तरेण यथा स्यात्तथा इति विस्तरशः. प्रकर्षेण उक्तः प्रोक्तः.

समासाः—भूताना सर्ग इति भूतसर्ग तौ भूतसर्गौ ।

**અન્વય અને અર્થ**—**अस्मिन्** આ, **लोके** લોકમા, **भूतसर्गौ** મનુષ્યોની સૃષ્ટિ, **द्वौ** બે પ્રકારની, **एव** જ છે, **दैव** એક તો દૈવીસપત્તિયુક્ત, **च** અને, **आसुर** બીજી આસુરી-સપત્તિયુક્ત સૃષ્ટિ, **दैवी** દૈવીસપદ્‌યુક્ત સૃષ્ટિ, **विस्तरशः** વિસ્તારપૂર્વક, **प्रोक्त** કહેવામા આવી, **पार्थ** હે પાર્થ, **आसुरम्** આસુરી સૃષ્ટિને વિષે, **मे** મારા વચનથી, **शृणु** સાભળ

**ભાવાર્થ**—આ લોકમા પહેલેથી મનુષ્યોની બે પ્રકારે જ સૃષ્ટિ પ્રચલિત છે, એક તો દૈવીસપત્તિયુક્ત અને બીજી આસુરી-સપત્તિયુક્ત તે બે સૃષ્ટિમાથી દૈવી સૃષ્ટિ વિષે વિસ્તારપૂર્વક કહ્યુ, પણ હે પાર્થ! હવે તુ મારા વચનથી આસુરી સૃષ્ટિ વિષે સાભળ ૬

અવતરણિકાઃ—હવે આ સોળમા અધ્યાયની સમાપ્તિ સુધી આસુરી સપદ્‌ યુક્ત સૃષ્ટિનુ જ વિશેષ ઉદાહરણ લઇ વર્ણન કરે છે, અને તે એવા હેતુથી કે 'આસુરી સપત્'નુ સ્વરૂપ પ્રત્યક્ષ થવાથી કલ્યાણની ઇચ્છા કરનાર દરેક પ્રાણી તેને સહેલાઈથી ઓળખી શકે, અને તેનો ત્યાગ પણ કરી શકે—

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ॥
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥

**पदच्छेदः**—प्रवृत्तिम्, च, निवृत्तिम्, च, जनाः, न, विदुः, आसुराः, न, शौचम्, न, अपि, च, आचारः न, सत्यम्, तेषु, विद्यते.

**व्युत्पत्तिः—प्रकृष्टा वृत्ति इति प्रवृत्तिः, तां प्रवृत्तिम् असुराः एव इति आसुराः. शुचेः भावः इति शौचम्**

**અન્વય અને અર્થ**—**आसुरा** આસુરી સંપત્તિના, **जना** મનુષ્યો **प्रवृत्तिम्** વિહિત પ્રવૃત્તિને, **च** તથા,, **निवृतिम्** નિષિદ્ધ ક્રિયાને, **विदु** જાણતા, **न** નથી, **तेषु** તેમનામા, **शौचम्** પવિત્રતા, **न** નહિ **आचार** આચાર, **अपि** પણ, **न** નહિ, **च** તથા, **सत्यम्** સત્ય, **न** નહિ, **विद्यते** હોય છે

**ભાવાર્થ.**—આસુરી સંપત્તિના મનુષ્યો શાસ્ત્રવિહિત પ્રવૃત્તિને તેમજ શાસ્ત્રનિષિદ્ધ ક્રિયાને જાણતા નથી તેઓમા પવિત્રતા, આચાર કે સત્ય સુદ્ધા કંઈ પણ હોતુ નથી ૭

**અવતરણિકા**—આસુરીયોનિમા જન્મેલાના બીજા પણ વધારે વિશેષણો કહે છે—

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ॥
अपरस्परसंभूत किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

**पदच्छेदः—असत्यम्, अप्रतिष्ठम्, ते, जगत्, आहुः, अनीश्वरम्, अपरस्परसंभूतम्, किम्, अन्यत्, कामहैतुकम्.**

**समासाः**—न सत्य इति असत्यम् । न विद्यते धर्माधर्मरूपा प्रतिष्ठा यस्य तत् अप्रतिष्ठम् । न विद्यते ईश्वर शासिता यस्य तत् अनीश्वरम् । अपरश्च परश्च इति अपरस्परम्, तस्मात् सम्यक् भूत इति अपरस्परसंभूतम् । कामः एव हेतु यस्य तत् कामहेतुकम्, कामहेतुकम् एव इति कामहैतुकम्. ।

**અન્વય અને અર્થ**—તે આસુરી સંપત્તિના મનુષ્યો **जगत्** જગત્‌ને, **असत्यम्** મિથ્યા **अप्रतिष्ठम्** ધર્મ અધર્મ રૂપી પ્રતિષ્ઠારહિત, **अनीश्वरम्** શાસન કરનાર સત્તા વિનાનું **अपरस्परसंभूतम्** એક બીજાના સંયોગથી ઉત્પન્ન થયેલું **कामहैतुकम्** કામ એજ પ્રાણીઓના કારણરૂપ જેમાં છે તેવું **अन्यत्** એ સિવાય બીજું, **किम्** શું? **आहुः** એવા સ્વરૂપ-વાળું કહે છે

**ભાવાર્થ:**—આસુરી સંપત્તિના મનુષ્યો આ જગત્‌ને મિથ્યા, ધર્મ અધર્મરૂપી વ્યવસ્થારહિત, શાસન કરનાર વિશિષ્ટ સત્તા વિનાનું, સ્ત્રી પુરુષના સંયોગથી જ ઉત્પન્ન થયેલું તથા કામ એજ જેના કારણરૂપ છે તેવું, વિષયોપભોગ સિવાય બીજું શું હોઈ શકે? ઈત્યાદિ સ્વરૂપોવાળું કહે છે ૮

અવતરણિકા:—આસુરી સંપત્તિનાં વધુ લક્ષણો કહે છે—

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ॥**
**प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

**पदच्छेदः**—एताम्, दृष्टिम्, अवष्टभ्य, नष्टात्मानः, अल्पबुद्धयः, प्रभवन्ति, उग्रकर्माणः, क्षयाय, जगतः, अहिताः

**व्युत्पत्तिः**—प्रकर्षेण भवन्ति इति प्रभवन्ति.

**समासाः**—नष्टः आत्मा येषां ते नष्टात्मानः। विषयविषया अल्पा बुद्धिः येषां ते अल्पबुद्धयः। उग्रं कर्म येषां ते उग्रकर्माणः। न हिताः इति अहिताः।

અન્વય અને અર્થ--एताम् એવી, दृष्टिम् દૃષ્ટિનો, अवष्टभ्य આશ્રય કરીને, नष्टात्मान નષ્ટ સ્વભાવવાળા, अल्पबुद्धय: વિષયો સબધી ક્ષુદ્ર બુદ્ધિવાળા, उग्रकर्माण અને હિંસાયુકત કર્મવાળા, जगतः જગતના, अहिता શત્રુઓ થઈને, क्षयाय જગતના નાશ માટે, प्रभवन्ति પ્રવર્તે છે

ભાવાર્થ—એવી ઉપરોકત લૌકિકદૃષ્ટિનો આશ્રય કરીને નષ્ટ સ્વભાવવાળા, તથા વિષય સબધી બુદ્ધિવાળા, તેમજ ઉગ્ર-હિંસાત્મક-કર્મ કરનાર આસુરી મનુષ્યો જગતના શત્રુઓ થઈને જગતના નાશને માટે પ્રવર્તે છે ૯

काममाश्रित्य दुष्पूर दम्भमानमदान्विताः ॥
मोहाद्गृहीत्वासद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥

पदच्छेदः—कामम्, आश्रित्य, दुष्पूरम्, दम्भमानमदान्विताः, मोहात्, गृहीत्वा, असद्ग्राहान, प्रवर्तन्ते, अशुचिव्रताः.

व्युत्पत्तिः—ग्राह्यन्ते एभिः इति ग्राहाः, प्रकर्षेण वर्तन्ते इति प्रवर्तन्ते.

समासाः—दुःखेन पूरण यस्य सः दुष्पूरः, त दुष्पूरम्. दम्भश्च मानश्च मदश्च इति दम्भमानमदाः, तैः अन्विताः इति दम्भमानमदान्विताः । असन्तश्च अमी ग्राहाश्च इति असद्ग्राहाः । अशुचीनि व्रतानि येषा ते अशुचिव्रताः ।

અન્વય અને અર્થ—दम्भमानमदान्विता દભ-બાહ્ય આડબર-પાત્રતા વિના પણ પૂજ્યત્વનો આગ્રહ, તથા મદ

ઇત્યાદિથી યુક્ત આસુરી મનુષ્યો, दुष्पूरम् મહા કષ્ટે પણ ન તૃપ્ત કરી શકાય તેવા કામનો, आश्रित्य આશ્રય કરીને मोहात् અવિવેકથી, असद्ग्राहान् અસત્ય આગ્રહોને, गृहीत्वा પકડીને, अशुचिव्रता અપવિત્ર-શ્મશાન સેવન મદ્ય માસ બલિ ઇત્યાદિ વ્રતોવાળા, प्रवर्तन्ते પ્રવર્તે છે

ભાવાર્થ:—દંભ, માન અને અહંકારથી યુક્ત એવા આસુરી સંપત્તિના મનુષ્યો, મહા કષ્ટે પણ ન તૃપ્ત કરી શકાય તેવા કામદેવનો આશ્રય કરીને, અવિવેકથી અત્યંત દુરાગ્રહોને પકડીને અપવિત્ર મતવાળા થઇને આ લોકમા પ્રવર્તે છે ૧૦

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ॥
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

पदच्छेदः—चिन्ताम, अपरिमेयाम्, च, प्रलयान्ताम् उपाश्रिताः, कामोपभोगपरमाः, एतावत, इति, निश्चिताः.

व्युत्पत्तिः—परिमातु शक्यते इति परिमेया. काम्यन्ते इति कामाः प्रकर्षेण लयः इति प्रलयः. निश्चयेन चिताः इति निश्चिताः

समासाः—न परिमेया इति अपरिमेया, ता अपरिमेयाम् । प्रलये अन्तः यस्याः सा प्रलयान्ता, तां प्रलयान्ताम् । कामानां उपभोगः इति कामोपभोग , कामोपभोगः एव परमः येषां ते कामोपभोगपरमाः ।

અન્વય અને અર્થ—कामोपभोगपरमा શબ્દાદિ ઈંદ્રિયોના વિષયો જ જેમને મન પરમ પુરુષાર્થ છે તેવા, एतावत् કામોપભોગ જ સર્વ શ્રેષ્ઠ છે, इति એમ, निश्चिता નિશ્ચયવાળા, अपरिमेयाम् અપાર, च અને, प्रलयान्ताम् મરણ પર્યંતની, चिन्ताम् ચિંતાને, उपाश्रिता આશ્રય કરીને રહેલા છે.

ભાવાર્થ—આસુરી સંપત્તિના મનુષ્યો, શબ્દાદિ ઈંદ્રિયોના વિષયોને જ પરમ પુરુષાર્થ માનનારા, તથા વિષયોપભોગ જ સર્વ શ્રેષ્ઠ છે, એવા નિશ્ચયવાળા તથા અપાર અને મૃત્યુ પર્યંતની ચિન્તામાં ગરકાવ થઈને રહેલા છે ૧૧

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ॥
ईहंते कामभोगार्थ मन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

पदच्छेदः—आशापाशशतैः, बद्धाः, कामक्रोधपरायणाः, ईहन्ते, कामभोगार्थम्, अन्यायेन, अर्थसंचयान्.

व्युत्पत्तिः—सम्यक् चीयन्ते इति संचयाः.

**समासाः**—आशाः एव पाशाः इति आशापाशाः, तेषां शतानि इति आशापाशशतानि । तैः आशापाशशतैः । कामश्च क्रोधश्च इति कामक्रोधौ, तौ परं अयनं येषां ते कामक्रोधपरायणाः । कामानां भोगाः इति कामभोगाः, तेषां अर्थः यथास्यात्तथा इति कामभोगार्थम् । न न्यायः इति अन्यायः, तेन अन्यायेन । अर्थानां संचयाः इति अर्थसंचयाः, तान् अर्थसंचयान् ।

**અન્વય અને અર્થ**—आशापाशशतै આશાઓના સેંકડે પાશથી **बद्धा** બંધાએલા, અને **कामक्रोधपरायणा** કામ તથ ક્રોધ જ જેમને પરમ આશ્રય છે તેવા, **कामभोगार्थम्** વિષયોના ભોગ માટે, **अन्यायेन** અન્યાયથી **अर्थसंचयान्** દ્રવ્યન જથ્થાઓ, **ईहन्ते** મેળવા પ્રયત્ન કરે છે

**ભાવાર્થ**—આશાઓના સેંકડો પાશથી બંધાએલા, તથ કામ ક્રોધ જ જેમના પરમ આશ્રયભૂત છે, તેવા તે લોકે વિષયોના ભોગને માટે જ અન્યાયથી દ્રવ્ય એકઠું કરવ પ્રયત્ન કરે છે ૧૨

**અવતરણિકા**—આસુરી સંપત્તિવાળાઓના નીચે લખ્ય જેવા મનોરથો હોય છે--

इदमद्य मया लब्ध मिम प्राप्स्ये मनोरथम्
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥
असौ मया हतः शत्रु र्हनिष्ये चापरानपि ॥
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ।
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५।
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ॥
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ।

**पदच्छेदः**--इदम्, अद्य, मया, लब्धम्, इमम्, प्राप्स्ये

मनोरथम्, इदम्, अस्ति, इदम्, अपि, मे, भविष्यति, पुनः, धनम्; असौ, मया, हतः, शत्रुः, हनिष्ये, च, अपरान्, अपि, ईश्वरः, अहम्, अहम्, भोगी, सिद्धः, अहम्, बलवान्, सुखी; आढयः, अभिजनवान्, अस्मि, कः, अन्यः, अस्ति, सदृशः, मया, यक्ष्ये, दास्यामि, मोदिष्ये, इति, अज्ञानविमोहिताः, अनेकचित्तविभ्रान्ताः, मोहजालसमावृताः, प्रसक्ताः, कामभोगेषु, पतन्ति, नरके, अशुचौ.

**व्युत्पत्तिः**--शातयतीति शत्रुः. भोगाः अस्य अस्तीति भोगी बलं अस्य अस्तीति बलवान् सुखं अस्य अस्तीति सुखी अभिजनः अस्य अस्तीति अभिजनवान् विशेषेण मोहिताः इति विमोहिताः. विविधं भ्रान्ताः इति विभ्रान्ताः सम्यक् आवृताः इति समावृताः प्रकर्षेण सक्ताः इति प्रसक्ताः

**समासाः**--मनसः रथः इति मनोरथः, तं मनोरथम् । अज्ञानेन विमोहिताः इति अज्ञानविमोहिताः । अनेकेषु मनोरथेषु प्रवृत्तं चित्तं इति अनेकचित्तम्, तेन विभ्रान्ताः इति अनेकचित्तविभ्रान्ताः । मोहः अविवेकः अज्ञानं तदेव जालं इति मोहजालं, तेन समावृताः इति मोहजालसमावृताः । कामानां भोगाः इति कामभोगाः, तेषु कामभोगेषु । न शुचिः अशुचिः, तस्मिन् अशुचौ ।

અન્વય અને અર્થ—इदम् આ, अद्य આજે, मया મે, लब्धम् મેળવ્યું, इमम् આ, मनोरथम् ઇચ્છાને, प्राप्स्ये હું પ્રાપ્ત કરીશ, इदम् આટલું, अस्ति છે, पुनः ફરીને, अपि પણ, मे મને, इदम् આટલું, धनम् ધન, भविष्यति થશે, असौ આ,

**असौ** શત્રુ **मया** મે, **हत** હણ્યો, **च** તેમજ, **अपरान्** બીજાઓને **अपि** પણ **हनिष्ये** હુ હણીશ, **अहम्** હુ, **ईश्वर** ઈશ્વર છુ, **अहम्** હુ, **भोगी** ભોગવાળો છુ, **अहम्** હુ, **सिद्ध** સપન્ન, **बलवान्** હુ બલવાળો છુ **सुखी** હુ સુખી છુ, **आढ्य** ધનથી ભરેલો, તથા, **अभिजनवान्** ઉચ્ચ કુલવાન્, **अस्मि** હુ છુ, **मया** મારા, **सदृश** સમાન, **अन्य** બીજો, **क** કોણુ **अस्ति** છે, **यक्ष्ये** હુ યજ્ઞ કરીશ, **दास्यामि** હુ દાન કરીશ, **मोदिष्ये** હુ અત્યત આનદ ભોગવીશ, **इति** એ પ્રમાણે **अज्ञानविमोहिता** અજ્ઞાનથી નાના પ્રકારના અવિવેકને પામેલા, **अनेकचित्तविभ्रान्ता** ઉક્ત પ્રકારના અનેક મનોરથોમા ચિત્ત પરાવાથી અનેક પ્રકારે ભાન ભૂલેલા, **मोहजालसमावृता** મોહ-અવિવેક-અજ્ઞાનરૂપી જાલમા સારી રીતે સપડાએલા, **कामभोगेषु** વિષયભોગોમા, **प्रसक्ता** અત્યત આસક્ત, **अशुचौ** મલિન અપવિત્ર, **नरके** નરકમા, **पतन्ति** તેઓ પડે છે

ભાવાર્થ—"આટલુ ધન મે આજે મેળવ્યુ, આ અમુક મનોરથને પામીશ આટલુ ધન તો મારી પાસે છે ફરીને પણ આટલુ ધન મને પ્રાપ્ત થશે આ શત્રુને મે માર્યો, હવે બીજાઓને પણ હણીશ, હુ સ્વામી, હુ ભોગી, હુ સિદ્ધ, હુ બલવાન્, હુ સુખી, હુ ધનાઢ્ય, તથા હુ જ કુલીન છુ મારા સમાન બીજો કોણુ છે? હુ યજ્ઞ કરીશ, હુ દાન આપીશ, હુ અત્યત આનદ ભોગવીશ," ઇત્યાદિ, એ પ્રમાણે અજ્ઞાનથી નાના પ્રકારના અવિવેકને પામેલા, તથા ઉક્ત અનેક મનોરથોમા ચિત્ત પરોવાથી વિવિધ પ્રકારે ભાન ભૂલેલા, મોહરૂપી જાલમા સારી રીતે સપડાયેલા, તથા વિષયભોગોમા અત્યત આસક્ત એવ

આસુરી સંપત્તિના મનુષ્યો અપવિત્ર-અઘોર-નરકમાં પડે છે ૧૩-૧૪-૧૫-૧૬

અવતરણિકા —આસુરી સંપત્તિને અનુલક્ષીને જન્મ પામેલા મનુષ્યો અધર્મનો જ સંગ્રહ કરે છે, અને કદાચિત વૈદિકકર્મમાં પ્રવૃત્ત થાય તો પણ તેઓ તમો-ગુણપ્રધાન રાખીને કર્મ કરતા હોવાથી, સત્ત્વગુણજન્ય નિર્મલ વિશુદ્ધ પુણ્ય તેમને પ્રાપ્ત થતું નથી તે વાત કહે છે --

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ॥
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥

**पदच्छेदः**—आत्मसंभाविताः, स्तब्धाः, धनमानमदान्विताः, यजन्ते, नामयज्ञैः, ते, दम्भेन, अविधिपूर्वकम्

**व्युत्पत्तिः**—सम्यक् भाविताः इति संभाविताः

**समासाः**—आत्मनि संभाविता इति आत्मसंभाविताः मानश्च मदश्च इति मानमदौ धनेन मानमदौ इति धनमानमदौ, ताभ्यां अन्विता इति धनमानमदान्विता । नाम्ना एव यज्ञः इति नामयज्ञः, ते नामयज्ञैः विधिः पूर्वं यथा स्यात्तथा इति विधिपूर्वकम्, न विधिपूर्वकम् इति अविधिपूर्वकम् ।

**અન્વય અને અર્થ** —ते તે મનુષ્યો, **आत्मसंभाविताः** પોતાનામાં પોતા વડે જ વિશિષ્ટતા ધરાવતા, **स्तब्धा** અનમ્ર, તથા **धनमानमदान्विता** ધનથી ઉત્પન્ન થતા અતિમાન અને ગર્વથી યુક્ત થઇને, **नामयज्ञै** નામમાત્રના યજ્ઞોથી, **दम्भेन**

દંભ વડે अविधिपूर्वकम् બીલ્કુલ વિધિ રહિત, यजन्ते યજન કરે છે

ભાવાર્થ—આસુરીસંપત્તિના એવા તે મનુષ્યો પોતાની મેળે જ વિશિષ્ટતા ધરાવતા, ઉદ્ધત, તેમજ ધનથી ઉત્પન્ન થતા અતિમાન અને ગર્વથી યુક્ત થઇને નામમાત્રના યજ્ઞોથીજ વાસ્તવિકમાં દંભ વડે, બીલ્કુલ વિધિરહિત દેવોનું યજન કરે છે ૧૭

અવતરણિકા—'यक्ष्ये दास्यामि मोदिष्ये" ઈત્યાદિ મનોરથોથી દંભ તથા અહંકારપ્રધાનતા વડે, આસુરીસંપત્તિના મનુષ્યો કર્મોમાં પ્રવૃત્ત થવા છતાં તેમનું બહિરંગસાધનરૂપ યજ્ઞ દાન ઇત્યાદિ કર્મ સિદ્ધ થતું નથી તો પછી જ્ઞાન, વૈરાગ્ય, ભગવદ્‌ભજન ઈત્યાદિ અંતરંગ સાધનની તો વાત જ કયાં કરવી?" કારણ કે અંતરંગ સાધનમાં આશ્રય લેવા યોગ્ય કર્મો અને ભાવોને બદલે તેઓ તેનાથી જ તદ્દન ઉલટા ભાવોને આધીન થાય છે, તેથી કિલષ્ટ ફલ ભોગવે છે–" તે વાત બે શ્લોકથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે—

अहंकार बल दर्प कामं क्रोधं च संश्रिताः ॥
मामात्मपरदेहेषु प्रद्विषतोऽभ्यसूयकाः ॥ १८ ॥

पदच्छेदः—अहंकारम्, बलम्, दर्पम्, कामम्, क्रोधम्, च, संश्रिताः, माम्, आत्मपरदेहेषु, प्रद्विषन्त, अभ्यसूयकाः.

व्युत्पत्तिः—सम्यक् श्रिताः इतिसंश्रिताः प्रकर्षेण द्विषन्ते इति प्रद्विषन्तः अभि–सर्वतः–असूयन्ते इति अभ्यसूयकाः.

**समासाः**—आत्मा चासौ परं च इति आत्मपरे तेषां देहाः इति आत्मपरदेहा तेषु आत्मपरदेहेषु ।

**અન્વય અને અર્થ**:—**अहंकारम्** અહંભાવ, **बलम्** પારકાને હરાવવા નિમિત્તનું સામર્થ્ય, **दर्पम्** ગર્વ કે જેના ઉદ્ભવથી પ્રાણી ધર્મનું પણ અતિક્રમણ કરે છે, **कामम्** સ્ત્રી વિષયક અભિલાષ, **च** તથા, **क्रोधम्** ક્રોધ **संश्रिता** આશ્રય કરીને રહેલા છે, (એવા પતિત પણ આપની ભક્તિ વડે પવિત્ર થઈને નરકમાં ન પડે, એમ બને કે નહિ? તેના જવાબમાં કહે છે—) વળી **आत्मपरदेहेषु** પોતાના શરીર અને બીજાઓના શરીરમાં નિવાસ કરતા, **माम्** મને-મારો, **प्रद्विषन्त** દ્વેષ કરે છે, **अभ्यसूयकाः** તેઓ સન્માર્ગ સ્થિત સદ્ગુણીઓના ગુણોની અદેખાઈ કરે છે

**ભાવાર્થ**—અહંકાર, બલ, ગર્વ તથા કામ અને ક્રોધનો આશ્રય કરીને તેઓ રહેલા છે, વળી પોતાના તેમજ બીજાઓના શરીરમાં નિવાસ કરતો એવો હું તેનો દ્વેષ કરે છે, તેમજ તેઓ સન્માર્ગ સ્થિત સદ્ગુણીઓના ગુણની અદેખાઈ કરે છે, અર્થાત્ પોતે નિકૃષ્ટ સાધનોનો આશ્રય કરે છે એટલું જ નહિ પણ સર્વનો ઈશ્વર એવો હું તેનો તેમજ સદાચરણી મનુષ્યોનો પણ તેઓ સદા વિરોધ કરતા રહે છે, એટલે કદાપિ મારી કે સાધુ સંતોની દયાથી પણ ઉન્નતિ કરવાની સંભાવનાથી પરાઙ્મુખ રહે છે ૧૮

અવતરણિકા —"તેવા મનુષ્યોનો કોઈ વખતે તો ઉદ્ધાર થઈ જાય કે નહિ?" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં

તેઓની અર્થાત્ ઈશ્વર વિદ્વેષ્ટાઓની અવનતિની પરંપરા બે શ્લોકથી દર્શાવે છે—

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ॥
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ॥
मामप्राप्यैव कौंतेय ततो यात्यधमां गतिम् ॥२०॥

**पदच्छेदः**—तान, अहम्, द्विषतः, क्रूरान, संसारेषु, नराधमान्, क्षिपामि, अजस्रम्, अशुभान्, आसुरीषु, एव, योनिषु; आसुरीम्, योनिम्, आपन्नाः, मूढाः, जन्मनि, जन्मनि, माम्, अप्राप्य, एव, कौन्तेय, ततः, यान्ति, अधमाम्, गतिम्.

**व्युत्पत्तिः**—द्विषन्ति इति ते द्विषन्तः तान् द्विषतः. असुराणां इमाः इति आसुर्यः, तासु आसुरीषु न प्राप्य इति अप्राप्य.

**समासाः**—नरेषु अधमाः इति नराधमाः, तान् नराधमान । न शुभाः इति अशुभाः, तान् अशुभान् ।

અન્વય અને અર્થ —द्विषत द्वेष કરનારાઓ, क्रूरान् ક્રૂર, नराधमान् પુરુષોમાં અત્યંત હલકા, तान् તેમને, अहम् હું, अजस्रम् નિરંતર, संसारेषु સંસારમાં, आसुरीषु આસુરી, योनिषु યોનિઓમાં, एव જ, क्षिपामि ફેંકું છું, એ પ્રમાણે जन्मनि જન્મ, जन्मनि જન્મમાં, आसुरीम् આસુરી, योनिम्

યોનિને, आपन्ना પ્રાપ્ત થયેલા, मूढा તે મૂઢ લોકો, कौन्तेय હે કોન્તેય, माम् મને, अप्राप्य ન પામતા, एव જ, ततः તેનાથી પણ, अधमाम् અધમ गतिम् ગતિને, यान्ति પામે છે.

ભાવાર્થ —દ્વેષ કરનારા, ઘાતકી, પુરૂષોમા અત્યત હલકા એવા તેમને હુ નિરતર મસારમા આસુરીયોનિઓમા જ ફેકુ છુ એ પ્રમાણે પ્રત્યેક જન્મમા આસુરીયોનિને પ્રાપ્ત થયેલા તે મૂઢ લોકો, હે કૌન્તેય! મને ન પામતા એમજ ઉત્તરોત્તર અધમ ગતિને પામે છે ૧૯–૨૦

અવતરણિકા —હવે સમસ્ત આસુરીસપત્તિનો ઉપસહાર નીચેના શ્લોકમા કહે છે જેમા તે આસુરીસપત્તિના અનત ભેદો અતર્ગત થઈ જાય છે, જેના પરિહારથી સઘળી આસુરીસપત્તિનુ મૂલ નષ્ટ થાય છે, અને જે માત્ર બધી અનર્થપરપરાનુ મૂલ છે, તે જણાવે છે —

त्रिविध नरकस्येदं द्वार नाशनमात्मनः ॥
कामःक्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रय त्यजेत् ॥२१॥

**पदच्छेदः**—त्रिविधम्, नरकस्य, इदम्, द्वारम्, नाशनम्, आत्मनः, कामः, क्रोधः, तथा, लोभः, तस्मात्, एतत्, त्रयम्, त्यजेत्.

**व्युत्पत्तिः**—नाशयतीति नाशनम्.

**समासाः**—त्रय विधाः यस्य तत् त्रिविधम्।

અન્વય અને અર્થ —काम કામ, क्रोध ક્રોધ, तथा તથા, लोभ લોભ, इदम् એ, आत्मन આત્માનો, नाशनम्

નાશ કરનાર त्रि ત્રણ, नरकस्य નરકના, त्रिविधम् ત્રિવિધ, द्वारम् બારણા છે, तस्मात् તેથી, एतत् એ, त्रयम् ત્રણેનો, त्यजेत् ત્યાગ કરવો

ભાવાર્થ—કામ ક્રોધ અને લોભ એ આત્માનો અપનાશ કરનાર નરકના ત્રણ પ્રકારના દ્વાર છે, તેથી આત્મકલ્યાણની ચાહનાવાળાએ એ ત્રણેનો ત્યાગ કરવો ૨૧

અવતરણિકાઃ—આસુરીસંપત્તિના મૂલભૂત એ ત્રણ દોષોના ત્યાગથી કેવું સુંદર સાત્ત્વિક પરિણામ આવે છે, તે જણાવે છે—

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ॥
आचरत्यात्मनःश्रेयस्ततो याति परां गतिम् ॥२२॥

पदच्छेदः—एतैः, विमुक्तः, कौन्तेय, तमोद्वारैः, त्रिभिः, नरः, आचरति, आत्मनः, श्रेयः, ततः, याति, पराम्, गतिम्.

व्युत्पत्तिः—विशेषेण मुक्तः इति विमुक्तः.

समासः—तमसः द्वाराणि इति तमोद्वाराणि, तैः तमोद्वारैः।

અન્વય અને અર્થ—कौन्तेय હે કૌંતેય, एते એ, त्रिभिः ત્રણ, तमोद्वारैः નરકના દ્વારોથી, विमुक्त વિમુક્ત, नरः પુરુષ, आत्मनः આત્માના, श्रेय કલ્યાણને, आचरति આચરે છે, ततः અને તેના પરિણામે, पराम् પરમ, गतिम् ગતિ–મોક્ષ, याति પામે છે

ભાવાર્થ:—હે કૌન્તેય! એ ત્રણ નરકના દ્વારોથી વિમુક્ત થયેલો પુરૂષ આત્માના કલ્યાણને આચરી શકે છે, અને તેના પરિણામે અત્યંત શ્રેષ્ઠ ગતિ-મોક્ષને પામે છે ૨૨

અવતરણિકા —ઉપર કહેલી એ સઘળી આસુરીસંપત્તિના ત્યાગ અને આત્મકલ્યાણના આચરણમાં કારણ શાસ્ત્ર જ છે, શાસ્ત્રના પ્રમાણથી જ અશુભનું પરિવર્તન અને શુભનું આચરણ થઈ શકે છે, શાસ્ત્ર સિવાય નહિ, તેથી શાસ્ત્ર-વિધિના ત્યાગથી અનર્થ પ્રસંગનું વર્ણન કરે છે —

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ॥
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥

**पदच्छेदः**—यः, शास्त्रविधिम्, उत्सृज्य, वर्तते, काम-कारतः, न, सः, सिद्धिम्, अवाप्नोति, न, सुखम्, न पराम् गतिम्.

**व्युत्पत्तिः**—कारयतीति कारः शिष्यते अनुशिष्यते बोध्यते अनेन ज्ञातः अर्थः इति शास्त्रम् ।

**समासाः**—शास्त्रस्य विधि इतिशास्त्रविधिः, तं शास्त्र-विधिम् । कामस्यकार करणं यथास्यात्तथा इति कामकारतः ।

અન્વય અને અર્થ —य જે પુરૂષ, शास्त्रविधिम् શાસ્ત્ર-વેદના ફરમાનને, उत्सृज्य છોડીને, कामकारत સ્વેચ્છાનુસાર, वर्तते વર્તે છે, स તે, सिद्धिम् સિદ્ધિને, अवाप्नोति મેળવતો, न નથી सुखम् સુખને, न નહિ, पराम् ઉત્કૃષ્ટ, गतिम् ગતિને, न નહિ ( પામે છે )

ભાવાર્થ:—જે પુરૂષ વેદના ફરમાનને છોડીને સ્વેચ્છાનુસાર વર્તે છે, તે સિદ્ધિ, ચિત્તશુદ્ધિ-ને વૈરાગ્યજનિત તૃપ્તિને સુખ કે ઉત્કૃષ્ટ ગતિ-મોક્ષ-ને પામતો નથી ૨૩

અવતરણિકા —' શાસ્ત્રની આજ્ઞાનુસાર કર્મ નહિ કરનારને ચિત્તશુદ્ધિ ઇત્યાદિ ઉપરોકત પ્રાપ્ત થતા નથી તેથી શુદ્ધિની કામનાવાળાએ વિધિ નિષેધ, તથા કર્તવ્યાકર્તવ્યના પરિજ્ઞાન માટે શાસ્ત્રને જ પ્રમાણ માનવુ જોઇએ, શાસ્ત્રની જ સલાહ લેવી જોઇએ, અને તેથી જ પરમ શ્રેય પ્રાપ્ત કરી શકાય છે," ઈત્યાદિ શાસ્ત્રનુ માહાત્મ્ય ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે:—

तस्माच्छास्त्र प्रमाण ते कार्याकार्यव्यवस्थितौ ॥
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

**पदच्छेदः—तस्मात्, शास्त्रम्, प्रमाणम्, ते कार्याकार्यव्यवस्थितौ, ज्ञात्वा, शास्त्रविधानोक्तम्, कर्म, कर्तुम्, इह, अर्हसि.**

**व्युत्पत्तिः—प्रकर्षेण मीयते अनेन इति प्रमाणम् विशेषेण धीयते अनेन इति विधानम्.**

**समासाः—**कार्य च अकार्य च इति कार्याकार्ये, तयो. विशिष्टा अवस्थितिः इति कार्याकार्यव्यवस्थितिः, तस्या कार्याकार्य व्यवस्थितौ । शास्त्रेण विधान इति शास्त्रविधान, तेन उक्त इति शास्त्रविधानोक्तम् ।

અન્વય અને અર્થ:—तस्मात् માટે, ते તારે, कार्याकार्य-व्यवस्थितौ કરવા યોગ્ય શુ અને ન કરવા યોગ્ય શુ ? તેનો નિર્ણય કરવામા, शास्त्रम् શાસ્ત્ર, प्रमाणम् પ્રમાણ છે, इह આ કર્મભૂમિમા, शास्त्रविधानोक्तम् શાસ્ત્રની વિધિ-નિષેધાત્મક આજ્ઞા વડે કહેલુ, कर्म કર્મ, कर्तुम् કરવાને, अर्हसि તુ યોગ્ય છે,

ભાવાર્થ:—માટે તારે કરવા યોગ્ય શુ અને ન કરવા યોગ્ય શુ ? તેનો નિર્ણય કરવામા શાસ્ત્રને જ પ્રમાણ માનવુ જોઇએ અને આ કર્મભૂમિમા શાસ્ત્રના વિધાનથી કહેવામા આવેલુ કર્મ જ કરવુ જોઇએ. ૨૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्ण कार्त्तान्तिक प्रणीत
सान्वय बोधिनी टीकोपेतो दैवासुर संपद्वि-
भागयोगो नाम षोडशोऽध्याय ॥





# सप्तदशोऽध्यायः।

## અધ્યાય સત્તરમો.

અવતરણિકા—" तस्माच्छास्त्र प्रमाणते ' એ સોળમા, અધ્યાયના અંતમા ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલા વચનથી શાસ્ત્ર-વિધિને છોડીને સ્વેચ્છાપૂર્વક વર્તન કરનારાને જ્ઞાનમા અધિ-કાર નથી એમ જણાય છે, તેથી શાસ્ત્ર વિધિને છોડીને પણ, શ્રદ્ધાથી વર્તનારાઓનો કેવો અધિકાર છે?" તે જાણવાની ઈચ્છાએ અર્જુન પૂછે છે—

**अर्जुन उवाच ।**

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ॥
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥

पदच्छेदः—अर्जुनः, उवाच. ये, शास्त्रविधिम्, उत्सृज्य, यजन्ते, श्रद्धया, अन्विताः, तेषाम्, निष्ठा, तु, का, कृष्ण, सत्त्वम्, आहो, रजः, तमः

व्युत्पत्तिः—कर्षयतीति कृष्णः, तत्संबुद्धौ कृष्ण.

समासाः—शास्त्रस्य विधि इति शास्त्रविधि, तं शास्त्रविधिम् ।

અન્વય અને અર્થ:—अर्जुन અર્જુન, उवाच બોલ્યો, ये જે પુરૂષો, श्रद्धया શ્રદ્ધાથી, अन्विता યુકત, પણ, शास्त्रविधिम् શાસ્ત્ર વિધિને उत्सृज्य ( અજ્ઞાનને લીધે જ ) છોડીને यजन्ते દેવોને પૂજે છે, कृष्ण હે કૃષ્ણ, तेषाम् તેમની, निष्ठा નિષ્ઠા, का કેવી, सत्त्वम् સાત્વિકી आहो અથવા, रज રાજસી, तामसी કે તામસી

ભાવાર્થ—જે પુરુષો શ્રદ્ધાથી યુકત હોવા છતા શાસ્ત્રના અજ્ઞાનને લીધે જ માત્ર શાસ્ત્ર વિધિને છોડીને દેવાદિકોને પૂજે છે, તેમની નિષ્ઠા, હે કૃષ્ણ કેવી સમજવી? સાત્વિકી, રાજસી, કે તામસી? ૧

અવતરણિકા—અર્જુનનો આ સામાન્ય વિષયક પ્રશ્ન હોવાથી તેમાથી કાંઈ પણ સુધારો વધારો કર્યા વિના સામાન્ય રીતે જ ભગવાન્ શ્રીકૃષ્ણ તેનો ઉત્તર આપે છે—

**श्रीभगवानुवाच ।**

**त्रिविधा भवति श्रद्धा देहिना सा स्वभावजा ॥**
**सात्त्विकी राजसी चैव तामसी चेति ता शृणु ॥२॥**

पदच्छेदः—श्रीभगवान्, उवाच. त्रिविधा, भवति, श्रद्धा, देहिनाम्, सा, स्वभावजा, सात्त्विकी, राजसी, च, एव, तामसी, च इति, ताम्, शृणु.

**व्युत्पत्तिः—स्वभावात् जायते इति सा स्वभावजा. सत्त्वगुणेन तत्कार्येण मनसावा निर्वृत्ता इति सात्त्विकी रजोगुणेन तत्कार्येण वा निर्वृत्ता इति राजसी. तमोगुणेन तत्कार्येण वा निर्वृत्ता इति तामसी देहः अस्य अस्तीतिदेही तेषां देहिनाम्.**

**समासः**—त्रय विधाः यस्याः सा त्रिविधा ।

**અન્વય અને અર્થ:**—**श्रीभगवान्** શ્રીભગવાન્, **उवाच** બોલ્યા, **देहिनाम्** દેહધારીઓની, **सा** તે શ્રદ્ધા, **स्वभावजा** સ્વભાવથી જ ઉત્પન્ન થયેલી, **त्रिविधा** ત્રણ પ્રકારની છે, **सात्त्विकी** સત્ત્વગુણપ્રધાન, **राजसी** રજોગુણ પ્રધાન **च** અને **तामसी** તમોગુણ પ્રધાન, **इति** એ પ્રમાણે છે, **ताम्** તેને **शृणु** સાભળ

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા—દેહધારીઓની તે શ્રદ્ધા સ્વભાવથી જ સત્ત્વગુણ પ્રધાન, રજોગુણ પ્રધાન તથા તમોગુણ પ્રધાન એ પ્રમાણે ત્રણ પ્રકારની છે, હવે તે સબધી વિશેષ સાભળ ૨

અવતરણિકા:—" **श्रद्धान्वितो भूत्वा आत्मन्येवात्मान पश्येत्** "તત્ત્વજ્ઞાનીએ શ્રદ્ધાયુક્ત થઇને આત્મા વડે આત્માને જોવો" એ વચનથી આત્મદર્શનના સાધનોમા શ્રદ્ધાનુ અતરગપણુ સિદ્ધ થાય છે, તો પછી તેના રાજસિક અને તામસિક એવા ભેદો કેમ હોઇ શકે?" એવી શકાના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રાક્કર્મ સસ્કારજન્ય શ્રદ્ધા ત્રણ પ્રકારની થાય છે, એમ જણાવે છે—

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ॥
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

**पदच्छेदः**—सत्त्वानुरूपा, सर्वस्य, श्रद्धा, भवति, भारत, श्रद्धामयः, अयम् पुरुषः, यः, यच्छ्रद्धः, सः, एव, सः.

**समासाः**—सत्त्वेन अनुरूपा इति सत्त्वानुरूपा । श्रद्धा प्राचुर्येण विद्यते यस्मिन् सः श्रद्धामयः । या श्रद्धा यस्य सः यच्छ्रद्धः

**અન્વય અને અર્થ**—भारत હે ભારત, सर्वस्य સૌની, सत्त्वानुरूपा પોતપોતાના પ્રાક્તન સંસ્કારયુક્ત અંતઃકરણને અનુરૂપ, श्रद्धा શ્રદ્ધા, भवति હોય છે, अयम् આ, पुरुषः સંસારી જીવ, श्रद्धामय શ્રદ્ધામય છે, य જે, यच्छ्रद्ध જેવી શ્રદ્ધાનો છે, स તે, स તે एव જ છે

**ભાવાર્થ**—હે ભારત! પ્રાણિમાત્રની પોતપોતાના પ્રાક્તન સંસ્કારયુક્ત અંતઃકરણ મુજબની જ શ્રદ્ધા હોય છે, આ સંસારી જીવ શ્રદ્ધામય જ છે, જે પુરુષ જેવી શ્રદ્ધાનો હોય, તેવા જ સત્ત્વનો તે ગણાય છે ૩

**અવતરણિકા**—સાત્ત્વિક રાજસિક કે તામસિક એ ત્રણ પ્રકારની શ્રદ્ધામાંથી મનુષ્ય કયા પ્રકારની વિશેષ શ્રદ્ધાયુક્ત છે, તે જાણવા માટે કાર્યના અનુમાનથી નિર્ણય કહે છે.—

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ॥
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥

**पदच्छेदः**—यजन्ते, सात्त्विकाः, देवान्, यक्षरक्षांसि, राजसाः, प्रेतान्, भूतगणान्, च, अन्ये यजन्ते, तामसाः, जनाः.

**व्युत्पत्तिः**—सत्त्वे निष्ठाः इति सात्त्विकाः रजसि निष्ठाः इति राजसाः. तमसि निष्ठाः इति तामसाः

**समासाः**—यक्षाश्च रक्षांसि च इति यक्षरक्षांसि, तानि यक्षरक्षांसि । भूतानां गणा इति भूतगणा, तान् भूतगणान् ।

**અન્વય અને અર્થ.**—**सात्त्विका** સત્ત્વગુણનિષ્ઠ મનુષ્યો, **देवान्** દેવોને, **यजन्ते** પૂજે છે, **राजसा** રજોગુણનિષ્ઠ મનુષ્યો, **यक्षरक्षांसि** યક્ષો તથા રાક્ષસોને પૂજે છે, **अन्ये** બીજા **तामसाः** તમોગુણનિષ્ઠ **जना** મનુષ્યો, **प्रेतान्** પ્રેતોને, **च** તથા, **भूतगणान्** સપ્ત માતૃકાદિ ભૂતગણોને, **यजन्ते** પૂજે છે

**ભાવાર્થ.**—સત્ત્વગુણનિષ્ઠ મનુષ્યો દેવોને પૂજે છે, રજોગુણનિષ્ઠ મનુષ્યો યક્ષો તથા રાક્ષસોને પૂજે છે, વળી બીજા તમોગુણનિષ્ઠ મનુષ્યો પ્રેતોને તથા સપ્ત માતૃકાદિ ભૂતગણોને પૂજે છે ૪

**અવતરણિકા**—ઉપર કહ્યા પ્રમાણે સત્ત્વાદિ ગુણનિષ્ઠ મનુષ્યો કર્મથી ઓળખાઇ શકે છે, ત્રણે ગુણમાંથી સત્ત્વગુણનિષ્ઠ મનુષ્ય તો હજારોમાં કોઇ એકાદ જ હોય છે, વિશેષે કરીને તો પ્રાણિઓ રજોગુણનિષ્ઠ અથવા તમોગુણનિષ્ઠ હોય છે, તે કેવી રીતે જાણી શકાય છે તે બે શ્લોકથી જણાવે છે—

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ॥
दंभाहंकारसंयुक्ताःकामरागबलान्विताः ॥ ५ ॥

कर्षयंत. शरीरस्थं भूतग्राममचेतसः ॥
मा चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

**पदच्छेदः**—अशास्त्रविहितम्, घोरम्, तप्यन्ते, ये, तप, जनाः, दम्भाहंकारसंयुक्ताः, कामरागबलान्विता, कर्षयन्तः, शरीरस्थम्, भूतग्रामम्, अचेतसः, माम्, च, एव, अन्तः शरीरस्थम्, तान्, विद्धि, आसुरनिश्चयान्.

**व्युत्पत्तिः**—विशेषेण हितं इति विहितम सम्यक् युक्ताः इति संयुक्ताः कर्षयन्ति इति ते कर्षयन्तः शरीरे तिष्ठतीति शरीरस्थः, तं शरीरस्थम्

**समासाः**—शास्त्रेण विहित इति शास्त्रविहितम् । न शास्त्रविहितम् इति अशास्त्रविहितम् । दम्भश्च अहंकारश्च इति दम्भाहंकारौ, ताभ्या सयुक्ता इति दम्भाहंकारसयुक्ता । कामश्च रागश्च इति कामरागौ, तयो: बल इति कामरागबलं, तेन अन्विता इति कामरागबलान्विता । भूताना ग्राम इति भूतग्राम, त भूतग्रामम् । न विद्यते चेत येषा ते अचेतस । शरीरस्य अन्त इति अन्त शरीरम्, तस्मिन् तिष्ठतीति अन्त शरीरस्थम् । असुराणा अय इति आसुर, आसुर निश्चय येषा ते आसुरनिश्चयाः, तान् आसुरनिश्चयान् ।

અન્વય અને અર્થ —**कामरागबलान्विता** અભિલાષા તથા આસક્તિના બલથી યુક્ત, **दम्भाहङ्कारसंयुक्ताः** તથા દંભ અને અહંકારથી યુક્ત, **ये** જે, **जनाः** મનુષ્યો, **अशास्त्रविहितम्** શાસ્ત્રમાં નહિ કહેલું, **घोरम्** પીડાકર, **तपः** તપ, **तप्यन्ते** આચરે છે **अचेतसः** અવિવેકીઓ, એમ કરીને, **शरीरस्थम्** શરીરમાં રહેલા, **भूतग्रामम्** પૃથ્વ્યાદિ પંચમહાભૂતોના સમૂહને, **च** તથા, **अन्तःशरीरस्थम्** શરીરની અંદર રહેલા **माम्** મને **एव** પણ, **कर्शयन्तः** કૃશ કરતા રહે છે, **तान्** તેમને, **आसुरनिश्चयान्** આસુરી નિશ્ચયવાળા, **विद्धि** જાણ

ભાવાર્થ.—અભિલાષા તથા આસક્તિના બળથી તેમજ દંભ અને અહંકારથી યુક્ત જે મનુષ્યો શાસ્ત્રમાં નહિ કહેલું પીડાકર તપ આચરે છે, તથા એમ કરીને તે અવિવેકીઓ શરીરમાં રહેલા પૃથ્વ્યાદિ પંચમહાભૂત સહિત મને પણ કૃશ કરતા રહે છે તેવાઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ ૫—૬

અવતરણિકા —આહાર, યજ્ઞ, તપ તથા દાન વિગેરેની ભિન્નતાથી પણ સત્વાદિ ગુણનિષ્ઠ મનુષ્યો ઓળખી શકાય છે તે વાત નીચેના શ્લોકમાં કહે છે —

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ॥
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

**पदच्छेदः**—आहारः, तु, अपि, सर्वस्य, त्रिविधः, भवति, प्रियः, यज्ञः, तपः तथा, दानम्, तेषाम्, भेदम्, इमम् शृणु

व्युत्पत्तिः—आह्रियते इति आहारः दीयते इति दानम्.

અન્વય અને અર્થ —तु વળી, भारत હે ભારત, आहारः આહાર, अपि પણ, सर्वस्य બધા પ્રાણિઓને, त्रिविध ત્રણ પ્રકારે, प्रियः પ્રિય, भवति હોય છે, यज्ञः યજ્ઞ, तपः તપ, तथा તેમજ, दानम् દાન, (પણ ત્રણ પ્રકારના પ્રિય છે,) तेषाम् તે સઘળાનો, इमम् આ, भेदम् ભેદ, શ્રણુ સાંભળ

ભાવાર્થ —વળી હે ભારત! સત્વાદિ ગુણાશ્રયથી આહાર પણ બધા પ્રાણિઓને ત્રણ પ્રકારનો પ્રિય હોય છે, તથા યજ્ઞ, તપ તેમજ દાન પણ ત્રણ પ્રકારના પ્રિય હોય છે હવે તે સઘળાના ભેદ તુ મારી પાસેથી સાભળ ૭

અવતરણિકા —આહાર, યજ્ઞ, તપ તથા દાનના ત્રિવિધ પ્રકારનુ વર્ણન નીચેના પદર શ્લોકથી આપે છે, તેમા પ્રથમ આહારનુ વર્ણન ત્રણ શ્લોકથી કરે છે—

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ॥
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः॥८॥

पदच्छेदः— —आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः, रस्याः, स्निग्धाः, स्थिराः, हृद्याः, आहाराः, सात्त्विकप्रियाः

व्युत्पत्तिः—विशेषेण वर्धन्ते इति विवर्धनाः रसयितु उचिताः रस्याः हृदि स्पृशन्ति मनोज्ञत्वात् हृद्याः.

समासाः—आयुश्च सत्त्व च बल च आरोग्य च सुख च प्रीतिश्च इति आयुःसत्त्वबलारोग्यसुखप्रीतय तासा विवर्धना इति

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः । सात्त्विकस्य प्रिया इति सात्त्विकप्रिया ।

અન્વય અને અર્થ—आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धना આયુષ્ય, ઉત્સાહ, શક્તિ, આરોગ્ય, ચિત્ત-પ્રસાદ, તથા હર્ષ ઇત્યાદિની અત્યંત વૃદ્ધિ કરનાર, रस्या રસિક, स्निग्धा ઘૃત ઇત્યાદિ સ્નેહયુક્ત, स्थिरा ચિરકાલ પર્યન્ત શરીરના પોષક, हृद्या હૃદયને પ્રિય લાગે તેવા, आहारा આહાર, सात्त्विकप्रिया સાત્ત્વિક મનુષ્યને પ્રિય હોય છે

ભાવાર્થ—આયુષ્ય, ઉત્સાહ, શકિત આરોગ્ય, ચિત્ત-પ્રસાદ તથા હર્ષ ઇત્યાદિની અત્યંત વૃદ્ધિ કરનાર, રસિક, ઘૃત ઇત્યાદિ સ્નેહયુકત, ચિરકાલ પર્યંત શરીરના પોષક તથા હૃદયને પ્રિય લાગે તેવા આહારો સાત્ત્વિક મનુષ્યને પ્રિય હોય છે ૮

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ॥
आहारा राजसस्येष्टाः दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

**पदच्छेदः**—कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः, आहाराः, राजसस्य, इष्टाः, दुःखशोकामयप्रदाः

**व्युत्पत्तिः**—विशेषेण दहन्ति इति विदाहिनः.

**समासाः**—कटुश्च अम्लश्च लवणश्च अत्युष्णश्च तीक्ष्णश्च रूक्षश्च विदाहिनश्च इति ते कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिन ।

दुःखं च शोकश्च आमयश्च इति दुःखशोकामयाः, तान् प्रकर्षेण यच्छन्तीति दुःखशोकामयप्रदाः ।

અન્વય અને અર્થ —कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः અતિ કડવા, અતિ ખાટા, અતિ ખારા, અતિ ઉષ્ણ, અતિ તીખા, અતિ સૂકા, અતિ દાહ કરે તેવા, दुःखशोकामयप्रदाः દુઃખ શોક અને રોગોને ઉપજાવનારા, आहाराः આહારો, राजसस्य રાજસિક મનુષ્યને, इष्टाः પ્રિય હોય છે

ભાવાર્થ—અતિ કડવા, અતિ ખાટા, અતિ ખારા અતિ ઉષ્ણ, અતિ તીખા, અતિ સૂકા અને અતિ દાહ કરે તેવા, તથા દુઃખ શોક અને રોગોને ઉત્પન્ન કરનારા આહારો રાજસિક મનુષ્યોને પ્રિય હોય છે ૯

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ॥
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

**पदच्छेदः**—यातयामम्, गतरसम्, पूति, पर्युषितम्, च, यत्, उच्छिष्टम्, अपि, च, अमेध्यम्, भोजनम्, तामसप्रियम्.

**व्युत्पत्तिः**—मेधाय हितं यत् इति मेध्यम्.

**समासाः**—यातः यामः प्रहरः यस्य तत् यातयामम् । गतः रसः यस्मात् तत् गतरसम् । न मेध्यं इति अमेध्यम् । तमसि निष्ठा येषां ते तामसाः, तामसानां प्रियं इति तामसप्रियम् ।

અન્વય અને અર્થ:—यातयामम् એક પ્રહર વીતી ગયેલું गतरसम् સ્વાદ ઉડી ગયેલું, पूति દુર્ગંધવાળું, च તથા,

**पर्युषितम्** रात्रिनु रांधेलु, **उच्छिष्टम्** एंठु, **च** तथा, **अमध्यम्** अपवित्र, **यत्** जे, **भोजनम्** भोजन ते, **तामसप्रियम्** तमोगुणी मनुष्यने प्रिय होय छे

**भावार्थ** —एक प्रहर वीती गयेलु, स्वादरहित, दुर्गंधयुक्त, रात्रिनु पकव, उच्छिष्ट तथा अपवित्र एवु भोजन तमोगुणी मनुष्यने प्रिय होय छे १०

**अवतरणिका** —हवे त्रिविध गुणोना आश्रयथी त्रिविध यज्ञोनु वर्णन त्रण श्लोकथी कहे छे —

अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ॥
यष्टव्यमेवेति मन. समाधाय स सात्त्विक. ॥ ११ ॥

**पदच्छेदः**—अफलाकाङ्क्षिभिः, यज्ञः, विधिदृष्टः, यः, इज्यते, यष्टव्यम्, एव, इति, मनः, समाधाय, सः सात्त्विकः.

**व्युत्पत्तिः**—यष्टुं उचित इति यष्टव्यम् सम्यक् आधाय इति समाधाय

**समासाः**—फलं आकाङ्क्षन्ते इति फलाकाङ्क्षिण , न फलाकाङ्क्षिण इति अफलाकाङ्क्षिणः, तैः अफलाकाङ्क्षिभिः । विधिना दृष्टः इति विधिदृष्टः ।

**अन्वय अने अर्थ.**—**अफलाकाङ्क्षिभि** फलनी इच्छारहित पुरुषो वडे, **विधिदृष्ट** शास्त्रनी आज्ञाथी विहित, **यष्टव्यम्** यज्ञ करवो ए पोतानु कर्त्तव्य छे, **एव** ज, **इति** ए प्रमाणे,

मन મનને, समाधाय એકાગ્ર કરીને, य જે યજ્ઞ, इज्यते કરવામા આવે છે, स. તે, सात्त्विक સાત્વિક યજ્ઞ છે

ભાવાર્થ —ફલની ઇચ્છારહિત પુરૂષો વડે, શાસ્ત્રની આજ્ઞાથી વિહિત યજ્ઞ કરવો, એ પોતાનુ કર્ત્તવ્ય જ છે, એ પ્રમાણે મનને સ્થિર કરીને જે યજ્ઞ કરવામા આવે છે, તે યજ્ઞ સાત્વિક છે ૧૧

અવતરણિકા —રાજસિકયજ્ઞનુ વર્ણન કરે છે --

अभिसधाय तु फलं दमार्थमपि चैव यत् ॥
इज्यते भरतश्रेष्ठ त यज्ञ विद्धि राजसम् ॥ १२ ॥

**पदच्छेदः**—अभिसधाय, तु, फलम्, दम्भार्थम्, अपि, च, एव, यत्, इज्यते, भरतश्रेष्ठ, तम्. यज्ञम्, विद्धि, राजसम्.

**समासाः**—दम्भाय इद स्यात्तथा इति दम्भार्थम् । भरतानां श्रेष्ठः इति भरतश्रेष्ठः तत्सबुद्धौ भरतश्रेष्ठ ।

અન્વય અને અર્થ —भरतश्रेष्ठ હે ભરતશ્રેષ્ઠ, फलम् ફલને, तु જ, अभिसन्धाय ઉદ્દેશીને, च તથા, एव તેમજ, दम्भार्थम् દભની ખાતર, अपि જ, इज्यते જે યજ્ઞ કરવામા આવે છે, तम् તે, यज्ञम् યજ્ઞને, राजसम् રાજસિક, विद्धि જાણ

ભાવાર્થ —હે ભરતશ્રેષ્ઠ ! ફલને ઉદ્દેશીને જ તેમજ દભની ખાતર જે યજ્ઞ કરવામા આવે છે, તે યજ્ઞને રાજસિક જાણ ૧૨

અવતરણિકાઃ—તામસિક યજ્ઞનુ વર્ણન કરે છે —

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ॥
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

**पदच्छेदः**—विधिहीनम्, असृष्टान्नम्, मन्त्रहीनम्, अदक्षिणम्. श्रद्धाविरहितम्, यज्ञम्, तामसम्, परिचक्षते.

**व्युत्पत्तिः**—विशेषेण रहित इति विरहितम्

**समासाः**—विधिना हीन इति विधिहीनः, तं विधिहीनम् । न सृष्ट-निष्पादित-अन्न यस्मिन् सः असृष्टान्नः, तं असृष्टान्नम् । मन्त्रैः हीनः इति मन्त्रहीनः, तं मन्त्रहीनम् । न दीयन्ते यथोक्त दक्षिणाः यस्मिन् सः अदक्षिणः, तं अदक्षिणम् । श्रद्धया विरहितः इति श्रद्धाविरहितः, तं श्रद्धाविरहितम् । तमसः निर्वृत्तः इति तामसः, तं तामसम् ।

અન્વય અને અર્થ—**विधिहीनम्** શાસ્ત્રોક્ત વિધિરહિત, **असृष्टान्नम्** અન્નદાનરહિત, **मन्त्रहीनम्** મંત્રરહિત, **अदक्षिणम्** દક્ષિણારહિત, **श्रद्धाविरहितम्** તથા શ્રદ્ધાથી બીલ્કુલ રહિત **यज्ञम्** યજ્ઞને, **तामसम्** તામસિક યજ્ઞ, **परिचक्षते** કહે છે,

ભાવાર્થ—શાસ્ત્રોક્ત વિધિરહિત, અન્નદાન, મંત્ર દક્ષિણા તેમજ શ્રદ્ધાથી બીલ્કુલ રહિત યજ્ઞને, તામસિકયજ્ઞ કહે છે ૧૩.

અવતરણિકાઃ—હવે સત્ત્વાદિ ગુણ ભેદ વડે ત્રણ પ્રકારના તપ વિષે કહે છે, તેમાથી પ્રથમ સાત્ત્વિક તપના અંગભૂત કાયિક, વાચિક અને માનસિક એ ત્રિવિધ તપની વ્યાખ્યા ત્રણ શ્લોકથી આપે છે પ્રથમ કાયિક તપની વ્યાખ્યા કરે છે—

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ॥
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

**पदच्छेदः**—देवद्विजगुरुप्राज्ञपूजनम्, शौचम्, आर्जवम्, ब्रह्मचर्यम्, अहिंसा, च, शारीरम्, तपः उच्यते.

**व्युत्पत्तिः**—प्रकर्षेण जानन्ति इति ते प्राज्ञाः. शुचेर्भावः इति शौचम् ऋजोर्भावः इति आर्जवम् ब्रह्मणि चर्यं इति ब्रह्मचर्यम् शरीरस्य इदं इति शारीरम्

**समासाः**—देवाश्च द्विजाश्च गुरवश्च प्राज्ञाश्च इति देवद्विजगुरुप्राज्ञाः, तेषां पूजनं इति देवद्विजगुरुप्राज्ञपूजनम् । न हिंसा इति अहिंसा.

**અન્વય અને અર્થ**—**देवद्विजगुरुप्राज्ञपूजनम्** દેવ, બ્રાહ્મણ, ગુરૂ તથા તત્ત્વવેત્તા ઇત્યાદિનું પૂજન, **शौचम्** મૃત્તિકા તથા જલ ઈત્યાદિથી શરીર શોધન, **आर्जवम्** સરલતા, **ब्रह्मचर्यम्** વેદાભ્યાસરત રહી પ્રતિષિદ્ધ મૈથુનત્યાગ, **च** અને, **अहिंसा** અહિંસા, **शारीरम्** એ સઘળું શરીર સંબંધી, **तपः** તપ, **उच्यते** કહેવાય છે

ભાવાર્થ—દેવ, બ્રાહ્મણ ગુરુ તથા અન્ય તત્ત્વવેત્તાઓનું પૂજન, મૃત્તિકા, જલ ઈત્યાદિથી શરીર શોધન, સરલતા, વેદાભ્યાસરત રહી પ્રતિષિદ્ધ મૈથુનત્યાગ, અને અહિંસા એ સઘળું શરીર સંબંધી તપ કહેવાય છે ૧૪,

અવતરણિકા—હવે વાણીના તપની વ્યાખ્યા આપે છે—

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ॥
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥

**पदच्छेदः**–अनुद्वेगकरम्, वाक्यम्, सत्यम्, प्रियहितम्, च, यत्, स्वाध्यायाभ्यसनम्, च, एव, वाङ्मयम्, तपः, उच्यते.

**व्युत्पत्तिः**–उद्वेगं न करोतीति अनुद्वेगकरम्. अभ्यस्यते इति अभ्यसनम् वाक्प्राचुर्येण प्रस्तुता अस्मिन् इति वाङ्मयं.

**समासाः**—प्रियं च तत् हितं च इति प्रियहितम्.
स्वाध्यायस्य अभ्यसनं इति स्वाध्यायाभ्यसनम्

**અન્વય અને અર્થ**—**अनुद्वेगकरम्** કોઈને પણ દુઃખ ઉત્પન્ન ન કરે તેવું, **सत्यम्** સાચું, **च** તથા, **यत्** જે, **प्रियहितम्** પ્રિય હોવાની સાથે પરિણામે કલ્યાણકારી, **वाक्यम्** વાક્ય **च** તથા, **स्वाध्यायाभ्यसनम्** વેદાદિ સ્વાધ્યાયનો અભ્યાસ **एव** જ, **वाङ्मयम्** વાણી સંબંધી, **तपः** તપ, **उच्यते** કહેવાય છે

**ભાવાર્થ**.—કોઈને પણ દુઃખ ઉત્પન્ન ન કરે તેવું, સત્ય, તેમજ જે પ્રિય હોવા સાથે પરિણામે કલ્યાણકારી હોય એવું વાક્ય, તથા વેદોનો અભ્યાસ ઇત્યાદિ એ જ વાણી સંબંધી તપ કહેવાય છે ૧૫

અવતરણિકા—માનસિક તપની વ્યાખ્યા કહે છે:—

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ॥
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

पदच्छेदः—मनःप्रसादः, सौम्यत्वम्, मौनम्, आत्मविनिग्रहः, भावसंशुद्धिः, इति, एतत्, तपः, मानसम्, उच्यते.

व्युत्पत्तिः—प्रकर्षेण सीदन्ति इन्द्रियाणि मनश्च अस्मिन् इति प्रसादः सोमो देवता अस्य इति इदं सौम्यम, सौम्यस्य भावः इति सौम्यत्वम्. मुनेः भावः इति मौनम् सम्यक् शुद्धिः इति संशुद्धिः मनसः इदं इति मानसम्

समासाः—मनसः प्रसादः इति मनःप्रसादः। आत्मनः विशेषेण निग्रहः इति आत्मविनिग्रहः भावस्य हृदयस्य संशुद्धिः इति भावसंशुद्धिः

અન્વય અને અર્થ:—मनःप्रसाद ચિત્તની પ્રસન્નતા, सौम्यत्वम् અત્યંત શાંતભાવ, मौनम् મૌન, आत्मविनिग्रह આત્મસંયમ, भावसंशुद्धि અને અંતઃકરણની શુદ્ધિ, इति એ, मानसम् માનસિક, तप તપ, उच्यते કહેવાય છે

ભાવાર્થ—ચિત્તની પ્રસન્નતા, અત્યંત શાંતભાવ, મૌન, આત્મસંયમ તથા અંતઃકરણની શુદ્ધિ એ માનસિક તપ કહેવાય છે ૧૬

અવતરણિકા—ઉપરોક્ત કાયિક, વાચિક, તથા માનસિક તપ સત્ત્વાદિ ગુણોના ભેદ વડે કેવી રીતે ત્રણ પ્રકારનું થાય છે તે ભેદ જણાવે છે, તેમાં પ્રથમ સાત્ત્વિક તપની વ્યાખ્યા કહે છે—

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ॥
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

पदच्छेदः-श्रद्धया, परया, तप्तम्, तपः तत्, त्रिविधम्, नरैः, अफलाकाङ्क्षिभिः, युक्तैः, सात्त्विकम्, परिचक्षते.

व्युत्पत्तिः—सत्त्वेन निर्वृत्तं इति सात्त्विकम् न फलं आकाङ्क्षन्ते इति अफलाकाङ्क्षिणः, तैः अफलाकाङ्क्षिभिः

समासाः—त्रयः विधाः यस्य तत् त्रिविधम्

અન્વય અને અર્થ—अफलाकाङ्क्षिभि ફલની આકાંક્ષા વગરના, युक्तै યોગયુક્ત, नर પુરૂષો વડે, परया પરમ, श्रद्धया શ્રદ્ધાથી, तप्तम् આચરવામા આવેલા, तप તપને, सात्त्विकम् સાત્વિક તપ, परिचक्षते કહે છે

ભાવાર્થ—ફલની આકાંક્ષારહિત, યોગયુકત પુરુષોએ પરમ શ્રદ્ધાપૂર્વક આચરેલા ઉપરોકત ત્રિવિધ તપને શિષ્ટવર્ગ સાત્વિક તપ કહે છે ૧૭

અવતરણિકા—રાજસિક તપની વ્યાખ્યા કરે છે—

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ॥
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

पदच्छेदः—सत्कारमानपूजार्थम्, तपः, दम्भेन, च, एव, यत्, क्रियते, तत्, इह, प्रोक्तम्, राजसम्, चलम्, अध्रुवम्

व्युत्पत्तिः—प्रकर्षेण उक्तम् इति प्रोक्तम् रजसः निर्वृत्तम् इति राजसम् चलतीति चलम्

**समासाः**—सत्कारश्च मानश्च पूजा च इति सत्कारमानपूजाः तासां अर्थः अस्ति यस्य तत् सत्कारमानपूजार्थम्। न ध्रुव इति अध्रुवम्

અન્વય અને અર્થ—**सत्कारमानपूजार्थम्** સત્કાર, માન તથા પૂજાની ખાતર, **च** તથા, **दम्भेन** બાહ્યાડંબરની ખાતર, **एव** જ, **यत्** જે, **तप** તપ, **क्रियते** કરવામા આવે છે, **तत्** તે, **राजसम्** રજોગુણી, **चलम्** નાશવત, **अध्रुवम्** અનિશ્ચિત ફલદાયક, **प्रोक्तम्** કહેવાય છે

**ભાવાર્થ**—કેવળ લોકસત્કાર, માન તથા લોક તરફથી પૂજન પ્રાપ્ત કરવાના હેતુથી, તેમજ બાહ્ય આડંબરની ખાતર ઉપરોક્ત ત્રણ પ્રકારનુ જે તપ કરવામા આવે છે, તે તપ રજોગુણી, નાશવત તથા અનિશ્ચિત ફલદાયક કહેવામા આવે છે ૧૮.

અવતરણિકાઃ—તામસિક તપની વ્યાખ્યા કહે છે—

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ॥
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥१९॥

**पदच्छेदः**—मूढग्राहेण, आत्मनः, यत्, पीडया, क्रियते, तपः, परस्य, उत्सादनार्थम्, वा, तत्, तामसम्, उदाहृतम्

**व्युत्पत्तिः**—तमसः निर्वृत्त इति तामसम्

**समासाः**—मूढश्चासौ ग्राहश्च इति मूढग्राहः, तेन मूढग्राहेण।

उत्सादन एव अर्थः यस्य तत् उत्सादनार्थम् अथवा उत्सादनस्य अर्थं यथा स्यात्तथा इति उत्सादनार्थम्

અન્વય અને અર્થ —मूढग्राहेण અવિવેકકૃત દુરાગ્રહથી, आत्मन પોતાને पीडया પીડાથી, वा અથવા परस्य પારકાના, उत्सादनार्थम् વિનાશને માટે, यत् જે, तप તપ, क्रियते કરવામા આવે છે, तत् તે, तामसम् તામસિક, उदाहृतम् કહેવામા આવેલુ છે

ભાવાર્થ —અવિવેકકૃત દુરાગ્રહથી પોતાને પીડા કરીને, અથવા પારકાના વિનાશને માટે જે ઉપરોક્ત ત્રિવિધ તપ કરવામા આવે છે તેને તામસિક તપ કહેવામા આવેલુ છે ૧૯.

અવતરણિકા —હવે સત્ત્વાદિ ગુણના ભેદ પ્રમાણે ત્રણ પ્રકારના દાનનુ વર્ણન કરે છે, તેમા પ્રથમ સાત્ત્વિક પ્રકાર કહે છે --

दातव्यमिति यद्दान दीयतेऽनुपकारिणे ॥
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥

पदच्छेदः—दातव्यम्, इति, यत्, दानम्, दीयते, अनुपकारिणे, देशे, काले, च, पात्रे, च, तत्, दानम्, सात्त्विकम्, स्मृतम्

व्युत्पत्तिः—दातुं उचित इति दातव्यम्

समासाः—उपकारः अस्य अस्तीति उपकारी, न उपकारी इति अनुपकारी, तस्मै अनुपकारिणे

અન્વય અને અર્થ—दातव्यम् આપવુ જ જોઈએ, इति એ પ્રમાણે સમજીને, अनुपकारिणे પ્રત્યુપકારમા અસમર્થ હોય તેવાને, देशे કુરૂક્ષેત્રાદિ દેશમા, च તથા, काले ગ્રહણાદિ કાલમા, च તથા, पात्रे યોગ્યને यत् જે दानम् દાન, दीयते અપાય છે, तत् તે, दानम् દાનને, सात्त्विकम् સાત્વિક, स्मृतम् કહ્યુ છે.

ભાવાર્થ—' દાન કરવુ એ પોતાનુ કર્ત્તવ્ય છે ' એમ સમજીને પોતાના તરફ પ્રત્યુપકારમા અસમર્થ હોય તેવાને, કુરૂક્ષેત્રાદિ દેશમા, સક્રાંતિ ગ્રહણાદિ કાલમા તથા યોગ્યાયોગ્યનો વિચાર કરીને, જે દાન અપાય છે તે દાનને સ્મૃતિઓએ સાત્વિક કહ્યુ છે ૨૦

અવતરણિકા—હવે રાજસિક દાનની વ્યાખ્યા કહે છે—

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ॥
दीयते च परिक्लिष्टं तद्राजसमुदाहृतम् ॥ २१ ॥

**पदच्छेदः**-यत्, तु, प्रत्युपकारार्थम्, फलम्, उद्दिश्य, वा पुनः, दीयते, च, परिक्लिष्टम्, तत्, राजसम्, उदाहृतम्

**समासः**—प्रत्युपकाराय यथा स्यात्तथा इति प्रत्युपकारार्थम्.

અન્વય અને અર્થ—तु ભિન્ન ક્રમદર્શક, प्रत्युपकारार्थम् પ્રત્યુપકારને માટે, वा અથવા, फलम् ફલને, उद्दिश्य ઉદ્દેશીને, यत् જે દાન, पुनः ફરીને, परिक्लिष्टम् ચિત્ત-ક્લેશયુક્ત, दीयते અપાય છે, तत् તે દાન, राजसम् રાજસિક, उदाहृतम् કહેવાય છે

ભાવાર્થ —પ્રત્યુપકારની આશાથી, અથવા દાનના ભવિ-ષ્યત્ ફલની ઇચ્છાથી, જે દાન, ચિત્તના ક્લેશપૂર્વક અપાય છે, તે દાન રાજસિક-દાન કહેવાય છે. ૨૧

અવતરણિકા —હવે તામસિક દાનની વ્યાખ્યા કરે છે—

अदेशकाले यद्दान मपात्रेभ्यश्च दीयते ॥
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

**पदच्छेदः**—अदेशकाले, यत् दानम्, अपात्रेभ्यः, च, दीयते, असत्कृतम्, अवज्ञातम्, तत्, तामसम्, उदाहृतम्,

**समासाः**—न देश इति अदेशः, तस्मिन् अदेशे । न काल इति अकाल, तस्मिन् अकाले । न सत्कृत इति असत्कृतम्

અન્વય અને અર્થ—**अदेशे** અપવિત્ર દેશમા, **अकाले** અયોગ્ય કાલમા, **अपात्रेभ्य** અયોગ્ય મનુષ્યોને, **असत्कृतम्** સત્કારરહિત, **च** તથા, **अवज्ञातम्** તિરસ્કારપૂર્વક, **यत्** જે, **दानम्** દાન, **दीयते** આપવામા આવે છે, **तत्** તે, **तामसम्** તામસિક દાન, **उदाहृतम्** કહેવાય છે

ભાવાર્થ:—અશુચિ દેશમા, અકાલે, અયોગ્ય મનુષ્યોને, સત્કારરહિત, તથા અવજ્ઞાપૂર્વક, જે દાન અપાય છે, તે દાન તામસિક કહેવાય છે ૨૨

અવતરણિકા.—'એ પ્રમાણે આહાર, યજ્ઞ, તપ, તેમજ દાનના ત્રિવિધ કથનથી સાત્ત્વિકને ગ્રહણ કરવા, અને રાજસિક તથા તામસિકનો ત્યાગ કરવો, એમ કહ્યુ, તેમા સાત્ત્વિકાદિ

આહારના પ્રત્યક્ષ પ્રમાણથી સારા નરસા પરિણામની આશકા જેવુ કાંઈજ નથી, પણ યજ્ઞ, તપ, તથા દાનના ફલો અદૃષ્ટ, તેમજ અપ્રત્યક્ષ છે, તેથી કદાચ તેમના ફલોનો અભાવ માની લેવામા આવે, તો સાત્ત્વિકગુણાવલબીઓને તેમજ રજોગુણાવલબીઓને ફલની વ્યવસ્થામા અનર્થ પ્રસગ ઉત્પન્ન થાય પ્રત્યક્ષ પ્રમાણના અભાવે કોનુ શુ ફલ છે તે સમજી શકાતુ નથી " તેથી એવા વિપર્યય મતના પરિહાર તથા સદ્વસ્તુના પ્રતિપાદન માટે પરમ કરુણાથી ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેનો ઉપદેશ આપે છે --

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ॥
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

**पदच्छेदः**—ॐ, तत् सत्, इति, निर्देशः, ब्रह्मणः त्रिविधः, स्मृतः, ब्राह्मणाः, तेन, वेदाः, च, यज्ञाः, च, विहिताः, पुरा

**व्युत्पत्तिः**—निर्दिश्यते अनेन इति निर्देशः विशेषेण हिताः इति विहिताः.

**समासाः**—तिस्त्र विधा यस्य सः त्रिविधः.

અન્વય અને અર્થ —" ॐ " 'तत्' અને "सत" इति એ પ્રમાણે, ब्रह्मण બ્રહ્મનો, त्रिविध ત્રણ પ્રકારે, निर्देशः નામ વ્યવહાર, स्मृत સ્મૃતિઓમા કહેવામા આવ્યો છે, तेन તે ત્રિવિધ બ્રહ્મના નિર્દેશથી, पुरा પૂર્વે, ब्राह्मणा બ્રાહ્મણો, वेदा વેદો, च અને, यज्ञा યજ્ઞો, विहिता સરજાયા છે

ભાવાર્થ —' ॐ તત્સત્'' એ પ્રમાણે પરમબ્રહ્મનો ત્રણ પ્રકારે નામ વ્યવહાર, સ્મૃતિઓમા કહેવામા આવ્યો છે, તે ત્રિવિધ બ્રહ્મ-નિર્દેશથી પૂર્વે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો સરજાયા છે ૨૩

અવતરણિકા —બ્રાહ્મણ, વેદ, તેમજ યજ્ઞોનુ પણ કારણ, અને બ્રહ્મનો નિર્દેશ હોવાથી "ॐ તત્ સત્' એ ત્રણે પદના પ્રાશસ્ત્ય-શ્રેષ્ઠત્વ-નુ દર્શન કરાવે છે —

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपः क्रियाः ॥
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

पदच्छेदः —तस्मात्, ॐ, इति, उदाहृत्य, यज्ञदानतपः-क्रियाः, प्रवर्तन्ते, विधानोक्ताः, सततम्, ब्रह्मवादिनाम्,

व्युत्पत्तिः—प्रकर्षेण वर्तन्ते इति प्रवर्तन्ते., ब्रह्म वदितुं शीलं अस्य इति ब्रह्मवादी, तेषां ब्रह्मवादिनाम्

समासाः—यज्ञश्च दानं च तपश्च इति यज्ञदानतपांसि, तेषां क्रिया इति यज्ञदानतपःक्रिया । विधाने उक्ताः इति विधानोक्ता ।

અન્વય અને અર્થ —तस्मात् તેથી, ब्रह्मवादिनाम् વેદ-વાદીઓની, ॐ इति એ પ્રમાણે उदाहृत्य બોલીને, विधानोक्ता શાસ્ત્રોમા કહેલી, यज्ञदानतपःक्रियाः યજ્ઞ, દાન, અને તપની ક્રિયાઓ, प्रवर्तन्ते પ્રવર્તે છે

ભાવાર્થ:--તેથી વેદવાદીઓની ' ॐ '' એમ બોલીને શાસ્ત્રોક્ત યજ્ઞ દાન અને તપની બધી ક્રિયાઓ શરૂ થાય છે ૨૪

અવતરણિકાઃ— ૐ"નો વિનિયોગ કહી હવે "તત્"નો વિનિયોગ કહે છેઃ—

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ॥
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥२५॥

**पदच्छेदः**—तत्, इति, अनभिसंधाय, फलम्, यज्ञतपःक्रियाः, दानक्रियाः, च, विविधाः, क्रियन्ते, मोक्षकाङ्क्षिभिः

**समासाः**—यज्ञाश्च तपांसि च इति यज्ञतपांसि, तेषां क्रियाः इति यज्ञतपःक्रियाः । दानानां क्रियाः इति दानक्रियाः । मोक्षं काङ्क्षन्ते इति मोक्षकाङ्क्षिणः, तैः मोक्षकाङ्क्षिभिः, विशेषेण विधाः यासां ताः विविधाः

**અન્વય અને અર્થ**—तत् 'તત્' એ નામોચ્ચારપૂર્વક, **इति** એમ, **फलम्** ફલનું, **अनभिसंधाय** અનુસંધાન નહિ રાખીને, **यज्ञतपःक्रियाः** યજ્ઞ તથા તપની ક્રિયાઓ, **च** તથા, **विविधाः** વિવિધ, **दानक्रियाः** દાનની ક્રિયાઓ, **मोक्षकाङ्क्षिभिः** મોક્ષની આકાંક્ષા રાખનારાઓ વડે, **क्रियन्ते** કરવામાં આવે છે.

**ભાવાર્થ**—"તત્" એ નામોચ્ચારપૂર્વક ફલનું અનુસંધાન નહિ રાખીને યજ્ઞ તથા તપની ક્રિયાઓ તેમજ જુદા જુદા પ્રકારની દાનક્રિયાઓ, મુમુક્ષુઓ વડે કરવામાં આવે છે ૨૫

અવતરણિકાઃ—"ૐ" અને "તત્" એ બે શબ્દોનો વિનિયોગ કહી, હવે "સત્" શબ્દનો વિનિયોગ, બે શ્લોકથી કહે છે—

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ॥
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥

**पदच्छेदः**–सद्भावे, साधुभावे, च, सत्, इति, एतत्, प्रयुज्यते, प्रशस्ते, कर्मणि, तथा, सत्, शब्दः, पार्थ, युज्यते.

**व्युत्पत्तिः**–प्रकर्षेण युज्यते इति प्रयुज्यते. प्रकर्षेण शस्तं इति प्रशस्तम्, तस्मिन् प्रशस्ते

**समासाः**—सतः भाव इति सद्भाव, तस्मिन् सद्भावे । साधो भाव इति साधुभावः, तस्मिन् साधुभावे

**અન્વય અને અર્થ**:—**सद्भावे** સત્યભાવમા, **च** અને, **साधुभावे** સાધુભાવમા, **सत्** "સત્" **इति** એમ, **एतत्** એ, **प्रयुज्यते** પ્રયોગ કરવામા આવે છે, **तथा** તેમજ, **पार्थ** હે પાર્થ **प्रशस्ते** શ્રેષ્ઠ, **कर्मणि** કર્મમા, **सत्** "સત્" **शब्द** શબ્દ, **युज्यते** જોડવામા આવે છે

ભાવાર્થ:—સત્યભાવમા, અને સાધુભાવમા, તેમજ હે પાર્થ, શ્રેષ્ઠ કર્મમા પણ, "સત્" શબ્દને પ્રયોગ કરવામા આવે છે ૨૬

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ॥
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

**पदच्छेदः**–यज्ञे, तपसि, दाने, च, स्थितिः, सत्, इति, च, उच्यते, कर्म, च, एव, तदर्थीयम् सत्, इति, एव, अभिधीयते.

**समासाः**—तेषा अर्थः अस्य अस्तीति तत् तदर्थीयम्

અન્વય અને અર્થ —यज्ञे યજ્ઞમા, तपसि તપમા, च અને, दाने દાનમા स्थिति સ્થિતિ, सत् "સત્" इति એમ, उच्यते કહેવાય છે, च તથા, तदर्थीयम् તેઓના માટે, एव જ, कर्म કર્મ, सत् "સત્" इति એ, एव જ, अभिधीयते કહેવાય છે

ભાવાર્થ —યજ્ઞ, તપ, તથા દાનમા સ્થિતિ "સત્" કહેવાય છે, તેમજ યજ્ઞાદિ માટેના જ કર્મો પણ "સત્" એમ જ કહેવાય છે ૨૭

અવતરણિકાઃ—યજ્ઞ, તપ, દાન ઇત્યાદિ વિશિષ્ટ કાર્યોમા શ્રદ્ધા જ ખરી વસ્તુ, અને તત્ત્વ છે, શ્રદ્ધાથી રહિત સઘળુ કર્મ, અસત્ય એટલે કે વૃથા છે માટે પ્રત્યેક મનુષ્યે સાત્વિક શ્રદ્ધાથી યુક્ત રહેવુ જોઇએ, એમ ઉપદેશનો ધ્વનિ નિકળે છે —

अश्रद्धया हुत दत्त तपस्तप्त कृतं च यत् ॥
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

पदच्छेदः—अश्रद्धया, हुतम्, दत्तम्, तपः, तप्तम्, कृतम्, च, यत्, असत्, इति, उच्यते, पार्थ, न, च, तत्, प्रेत्य, नो, इह.

समासाः—न श्रद्धा इति अश्रद्धा, तया अश्रद्धया । न सत् इति असत्.

અન્વય અને અર્થ —अश्रद्धया શ્રદ્ધા વગર, हुतम् હોમેલુ, दत्तम् આપેલુ, तप्तम् આચરવામા આવેલુ, तप તપ, च

તથા यत જે કઈ, कृतम् કરવામા આવેલુ હોય તે पार्थ હે પાર્થ, असत् "અસત્" इति એમ, उच्यते કહેવાય છે च અને, तत् તે કર્મ, प्रेत्य પરલોકમા જઈને, न નહિ, इह અથવા આ લોકમા, ના ફલ આપતુ નથી

ભાવાર્થ —શ્રદ્ધા વગર જે કઇ હોમાય, અપાય, તપ કરવામા આવે, અથવા બીજુ પણ જે કઇ કરવામા આવેલુ હોય, તે હે પાર્થ ! "અસત્" એમ કહેવાય છે, અને તે અશ્રદ્ધાથી થયેલુ કર્મ, પરલોકમા અથવા આ લોકમા કઈ પણ ફલ આપતુ નથી ૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणीत
सान्वयबोधिनी टीकोपेतः श्रद्धात्रयविभाग-
योगो नाम सप्तदशोऽध्यायः ।





# अष्टादशोऽध्यायः ।

## અધ્યાય અઢારમો

અવતરણિકા—આ અષ્ટાદશા'યાયી શ્રીમદ્ભગવદ્ગીતામાં પ્રથમ અ'યાયમા ઉપોદ્ઘાતિત, તથા બીજા અધ્યાયમા સૂત્રરૂપે સગઠિત, તથા બાકીના અધ્યાયોમા સમાખ્યાત વિષયોના સપૂર્ણતાથી ઉપસહાર માટે આ છેલ્લો અધ્યાય શરૂ કરવામા આવે છે, "સત્તરમા અધ્યાયમા અશ્રદ્ધાથી કરેલુ સઘળુ વ્યર્થ છે, એમ જણાવ્યુ તેમા ફલની પ્રાપ્તિના કારણરૂપ શ્રદ્ધા છે તે શ્રદ્ધા ફલ આપનારા કર્મોનુ જ અગ છે, પણ કર્મરહિત-અને ભાવરૂપ ફલ વર્જિત સન્યાસનુ અગ નથી, તેથી શ્રદ્ધા-સાપેક્ષ-કર્મની સરખામણીએ શ્રદ્ધાની આવશ્યકતા વિનાનો સન્યાસ જ શ્રેષ્ઠ છે શ્રદ્ધાના ત્રિવિધ વિભાગથી આ સન્યાસમા ત્રણ ભેદનો સભવ નથી, છતા ફલ આપનારા કર્મોની માફક જ અતમા પરિણામ સરખુ જ આપે છે, એવો તે સન્યાસ, અગર કર્મત્યાગ જ હોય, તો અમારૂ ઇચ્છિત સિદ્ધ છે, કારણ કે ફલસામ્ય થતુ હોય તો સાધન-સામ્યની કઇ જરૂર નથી, અગર કર્માત્મક-કર્મયોગ, અને કર્મત્યાગાત્મક-સન્યાસયોગ એ બન્ને જુદા હોય, તો તેની પરસ્પરની વિલક્ષણતા અવશ્ય વિચારવી જોઈએ" એવા આશયથી અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને પૂછે છે—

## अर्जुन उवाच ।

सन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ॥
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

**पदच्छेदः**—संन्यासस्य, महाबाहो, तत्त्वम् इच्छा वेदितुम्, त्यागस्य, च, हृषीकेश, पृथक्, केशिनिषूदन

**व्युत्पत्तिः**—सम्यक् न्यासः इति संन्यासः, त संन्यासस्य

**समासाः**—महान्तः बाहवः यस्य सः महाबाहुः, त बुद्धौ महाबाहो । हृषीकाणा ईशः इति हृषीकेशः, तत्सबुद्धौ हृषीके केशि नामानं दैत्य निषूदयतीति केशिनिषूदन, तत्सबुद्धौ केशिनिषूद

**અન્વય અને અર્થ**—महाबाहो હે મહાબાહો, हृषीकेश ઇન્દ્રિયોના સ્વામિન્, केशिनिषूदन હે કેશિનામના દૈત્યને હણ ભગવન્, सन्यासस्य કર્મત્યાગ, च તથા, त्यागस्य કર્મના ફ ત્યાગના, तत्त्वम् તત્ત્વને पृथक् જુદુ જુદુ, वेदितुम् જાણવા इच्छामि હુ ઇચ્છુ છુ

**ભાવાર્થ**—હે મહાબાહો! હે હૃષીકેશ! હે કેશિનિષૂદ કર્મત્યાગ તેમજ ત્યાગના તત્ત્વને હુ જુદુ જુદુ જાણવા ઇચ્છુ અર્થાત્ "સન્યાસ" અને "ત્યાગ" એ બે શબ્દો "ઘટ" ત "પટ" શબ્દની માફક ભિન્ન જાતીય છે, કિંવા "બ્રાહ્મણ 'પરિવ્રાજક" શબ્દોની માફક સજાતીય એટલે કે એકના બી અંતર્ગત થઇ જાય તેવા છે? અગર ભિન્ન જાતીય હોય

ત્યાગનું તત્ત્વ સંન્યાસથી જુદું જાણવા ઇચ્છું છું અગર બન્ને સજાતીય હોય તો અવાન્તર ભેદો માત્ર એકની જ સંપૂર્ણ વ્યાખ્યાથી જાણવામાં આવી શકે, તે જાણવા ચાહું છું

અવતરણિકા:—ઉપરોક્ત અર્જુનનો પ્રશ્ન સામયિક અને ઉચિત છે કારણ કે પહેલાના બધા અધ્યાયોમાં જુદે જુદે સ્થળે વપરાયેલા "ત્યાગ" અને "સંન્યાસ" શબ્દની સ્પષ્ટ અલગ વ્યાખ્યા કરવામાં આવી નથી, તેથી તેના નિર્ણય માટે ભગવાન્ શ્રીકૃષ્ણ બોલ્યા—

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं सन्यासं कवयो विदुः ॥
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

पदच्छेदः—श्रीभगवान्, उवाच. काम्यानाम्, कर्मणाम् न्यासम्, संन्यासम्, कवयः, विदुः, सर्वकर्मफलत्यागम्, प्राहुः, त्यागम्, विचक्षणाः

व्युत्पत्तिः—कामयितुं योग्यं इति काम्यं, तेषां काम्यानाम्. विशेषेण चक्षते इति विचक्षणः कवन्ते इति कवयः. सम्यक् निश्चयेन अस्यन्ते रागद्वेषादि शात्रवः यस्मिन् सः संन्यासः तं संन्यासम् प्रकर्षेण आहुः इति प्राहुः. त्यज्यन्ते सर्वाणि कर्माणि यस्मिन् सः त्यागः, तं त्यागम्.

समासाः—सर्वाणि च कर्माणि च इति सर्वकर्माणि, तेषां फलानि इति सर्वकर्मफलानि, तेषां त्यागः इति सर्वकर्मफलत्यागः, तं सर्वकर्मफलत्यागम् ।

અન્વય અને અર્થ --श्रीभगवान् શ્રીભગવાન્, उवाच બોલ્યા, काम्यानाम् સકામ, कर्मणाम् કર્મોના, न्यासम् પરિત્યાગ कवय કેટલાક પંડિતો, सन्यासम् સંન્યાસ, विदु જાણે विचक्षणा વળી બીજા કેટલાક પંડિતો, सर्वकर्मफलत्यागम् બ કર્મોના ફલોના ત્યાગને, त्यागम् ત્યાગ, प्राहु કહે છે

ભાવાર્થ—શ્રીભગવાન્ બોલ્યા-" સકામ કર્મોના પ ત્યાગને જ કેટલાક પંડિતો સંન્યાસ કહે છે, જ્યારે બીજા કેટલ પંડિતો બધા કર્મોના ફલના ત્યાગને જ ત્યાગ-સંન્યા કહે છે " ૨

અવતરણિકાઃ—ઉપર કહેલા જ બન્ને પક્ષોનો મત કહેછે.

त्याज्य दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ॥
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

पदच्छेदः—त्याज्यम्, दोषवत्, इति एके, कर्म, प्राहु मनीषिणः, यज्ञदानतपःकर्म, न, त्याज्यम्, इति, च, अप

व्युत्पत्तिः—त्यक्तुं उचित इति त्याज्यम् दोषाः अ अस्तीति दोषवत् प्रकर्षेण आहुः इति प्राहुः मनीषा ए अस्तीति ते मनीषिणः,

समासाः—यज्ञाश्च दानानि च तपांसि च इति यज्ञदा तपांसि, तेषां कर्म इति यज्ञदानतपःकर्म ।

અન્વય અને અર્થ:—एके એક, मनीषिण સાંખ્ય-મ વાદીઓ, कर्म સમગ્રકર્મ, दोषवत् દોષવાળુ, હોવાથી त्याज्

ત્યાગ કરવા લાયક છે, इति એમ, प्राहु કહે છે, च તથા, अपरे બીજા મીમાંસા મતવાદીઓ, यज्ञदानतपःकर्म યજ્ઞ, દાન અને તપને અર્થે કરવામાં આવતું કર્મ, त्याज्यम् ત્યાગ કરવા યોગ્ય, न નથી, इति એમ કહે છે

ભાવાર્થ:—એક સાંખ્ય મતવાદીઓ, સમગ્રકર્મ દોષવાળું જ હોવાથી ત્યાગ કરવા લાયક છે, એમ કહે છે, ત્યારે બીજા કેટલાક મીમાંસા મતવાદીઓ, યજ્ઞદાન તથા તપને અર્થે કરવામાં આવતું કર્મ ત્યાગ કરવા લાયક નથી, એમ કહેછે ૩

અવતરણિકા —એ પ્રમાણે સર્વકર્મ ત્યાગરૂપ 'સંન્યાસ' એ સાંખ્યોનો, અને શાસ્ત્રવિહિત, કરવાલાયક કર્મો, ફલના ત્યાગપૂર્વક કરવા, એ મીમાંસકોનો મત છે, એમ બન્ને મત કહી હવે તેમાં પોતાનો અભિપ્રાય દર્શાવે છે.—

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ॥
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः सम्प्रकीर्तितः ॥ ४ ॥

पदच्छेदः—निश्चयम्, शृणु, मे, तत्र, त्यागे, भरतसत्तम, त्यागः, हि, पुरुषव्याघ्र, त्रिविधः संप्रकीर्तितः

व्युत्पत्तिः—सम्यक् प्रकर्षेण कीर्तितं इति संप्रकीर्तितः

समासः—भरतेषु सत्तमः इति भरतसत्तमः, तत्संबुद्धौ भरतसत्तम । पुरुष श्चासौ व्याघ्रश्च इति पुरुषव्याघ्रः, तत्संबुद्धौ पुरुषव्याघ्र ।

અન્વય અને અર્થ:—भरतसत्तम હે ભરતકુલમાં ઉત્તમ, त्यागे ત્યાગ, तत्र તે વિષયમાં, मे મ્હારો, निश्चयम् નિશ્ચય, शृणु

સાભળ, **पुरुषव्याघ्र** હે પુરૂષ શ્રેષ્ઠ, **त्याग** ત્યાગ, **हि** પણ, **त्रिविध** ત્રણ પ્રકારના, **सम्प्रकीर्तित** કહેવામા આવ્યો છે

**ભાવાર્થ**—હે ભરત શ્રેષ્ઠ અર્જુન! ત્યાગના વિષયમા તુ મ્હારો નિશ્ચય સાભળ હે પુરૂષ શ્રેષ્ઠ! ત્યાગ પણ સાત્વિકાદિ ગુણોને અગે ત્રણ પ્રકારનો કહેલો છે ૪

**અવતરણિકા**—ત્યાગ ત્રણ પ્રકારનો છે, એમ કહી, પહેલા તો ત્યાગના બારામા પોતાનો નિશ્ચિત મત, બે શ્લોકથી જણાવે છે, અને પછી ત્યાગની ત્રિવિધતાનુ વર્ણન કરશેઃ—

यज्ञदानतपः कर्म न त्याज्य कार्यमेव तत् ॥
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

**पदच्छेदः**—यज्ञदानतपः कर्म, न त्याज्यम्, कार्यम्, एव, तत्, यज्ञः, दानम्, तपः, च, एव, पावनानि, मनीषिणाम्.

**व्युत्पत्तिः**—पूयन्ते एभिः इति पावनानि.

**અન્વય અને અર્થ**—**यज्ञदानतप कर्म** યજ્ઞ, દાન, તથા તપને અર્થે કરવામા આવતા કર્મનો, **त्याज्यम्** ત્યાગ કરવો જોઇએ, **न** નહિ, **तत्** તે, **कार्यम्** અવશ્ય કરવામા આવવુ જોઇએ, **एव** જ, **यज्ञ** યજ્ઞ, **दानम्** દાન, **च** અને, **तप** તપ, **मनीषिणाम** વિદ્વાનોને, **एव** પણ, **पावनानि** પવિત્ર કરનારા છે

**ભાવાર્થ**—યજ્ઞ, દાન તથા તપને અર્થે કરવામા આવતા કર્મનો મનુષ્યે ત્યાગ કરવો જોઇએ નહિ પણ તે અવશ્ય આચરવા જોઇએ કારણ કે યજ્ઞ, દાન, અને તપ એ વિદ્વાનોને પણ પવિત્ર કરનારા છે ૫

एतान्यपि तु कर्माणि सगं त्यक्त्वा फलानि च ॥
कर्तव्यानीति मे पार्थ निश्चित मतमुत्तमम् ॥ ६ ॥

पदच्छेदः—एतानि, अपि, तु, कर्माणि सङ्गम्, त्यक्त्वा, फलानि, च, कर्तव्यानि, इति, मे, पार्थ, निश्चितम्, मतम्, उत्तमम्

અન્વય અને અર્થ —एतानि એ, एव જ, कर्माणि કર્મો सङ्गम् આસક્તિ, च તથા फलानि ફલેચ્છાને, त्यक्त्वा છોડીને, कर्तव्यानि કરવા જ જોઈએ, पार्थ હે પાર્થ, इति એ, मे મ્હારો, निश्चितम् નિર્ધારિત, उत्तमम् શ્રેષ્ઠ, मतम् અભિપ્રાય છે

ભાવાર્થ —મુમુક્ષુએ એજ કર્મો આસક્તિ તથા ફલની ઈચ્છાનો ત્યાગ કરીને અવશ્ય કરવા જોઇએ, હે પાર્થ ! એ મ્હારો નિર્ધારિત શ્રેષ્ઠ અભિપ્રાય છે ૬

અવતરણિકાઃ—પહેલા ત્યાગની ત્રિવિધતા, કહેવાનુ જણાવી આવ્યા હોવાથી, ભગવાન શ્રીકૃષ્ણ ગુણાશ્રયાત્ ત્રિવિધ ત્યાગનુ વર્ણન કરે છે—

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ॥
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

पदच्छेदः—नियतस्य, तु, संन्यासः, कर्मणः, न, उपपद्यते, मोहात्, तस्य, परित्यागः, तामसः, परिकीर्तितः

व्युत्पत्तिः—नियमेन यतं इति नियतं, तस्य नियतस्य परितः त्यागः इति परित्यागः

અન્વય અને અર્થ—तु પરંતુ, नियतस्य અવશ્ય અનુષ્ઠેય, कर्मण કર્મનો, सन्यास સમૂલ ત્યાગ, उपपद्यते યોગ્ય न નથી, मोहात् અજ્ઞાનથી, तस्य અવશ્ય અનુષ્ઠેય કર્મનો, परित्याग બીલ્કુલ ત્યાગ, तामस તે તામસિક, परिकीर्तित કહેવાય છે

ભાવાર્થ—પરંતુ અધિકારી મુમુક્ષુએ, અવશ્ય અનુષ્ઠેય કર્મનો સમૂલ ત્યાગ કરવો, એ યોગ્ય નથી જ છતા કદાચ અજ્ઞાનથી તે કર્મનો ત્યાગ કરવામા આવે, તો તે ત્યાગ "તામસિક-ત્યાગ" કહેવાય છે ૭

અવતરણિકા—પ્રસ્તુત રાજસિકત્યાગની વ્યાખ્યા કરે છે—

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ॥
स कृत्वा राजस त्याग नैव त्यागफलं लभेत् ॥८॥

पदच्छेदः—दुःखम्, इति, एव, यत्, कर्म, कायक्लेश-भयात्, त्यजेत्, सः, कृत्वा, राजसम्, त्यागम्, न, एव, त्याग-फलम्, लभेत्.

समासाः—कायस्य क्लेशः इति कायक्लेश, तस्य भयं इति कायक्लेशभय, तस्मात् कायक्लेशभयात् । त्यागस्य फल इति त्यागफलम् ।

અન્વય અને અર્થ—कर्म કર્મ, दुःखम् દુઃખરૂપ, एव જ છે, इति એમ સમજીને, कायक्लेशभयात् શરીરક્લેશના

ભયથી, यत् જે જે કર્મને, त्यजेत् છોડે, स તે મનુષ્ય, राजसम् રાજસિક त्यागम् ત્યાગ, कृत्वा કરીને, त्यागफलम् ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષરૂપી ત્યાગનુ ફલ, न ન, एव જ, लभेत् મેળવે

ભાવાર્થ —જે મનુષ્ય કર્મ દુખરૂપ જ છે, એમ સમજીને, માત્ર શરીરકષ્ટની બ્હીકથી, જે જે કર્મનો ત્યાગ કરે, તે મનુષ્ય, તે તે કર્મનો રજોગુણાત્મક ત્યાગ કરીને, ચિત્તશુદ્ધિ દ્વારા મોક્ષરૂપી ત્યાગનુ ફલ કદાપિ પણ ન મેળવે ૮.

અવતરણિકા —સાત્વિકત્યાગની વ્યાખ્યા કહે છે —

कार्यमित्येव यत्कर्म नियत क्रियतेऽर्जुन ॥
सग त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विकोमत. ॥९॥

पदच्छेदः—कार्यम्, इति, एव, यत्, कर्म, नियतम्, क्रियते, अर्जुन, सङ्गम्, त्यक्त्वा, फलम्, च, एव, सः, त्यागः, सात्त्विकः, मतः.

અન્વય અને અર્થ —कार्यम् ફરજ સમજીને કરવું જોઇએ, एव જ, इति એમ यत् જે, नियतम् રોજ નિયમપૂર્વક, कर्म કર્મ, अर्जुन હે અર્જુન, सङ्गम् આસક્તિને, च અને, फलम् ફલને, एव પણ, त्यक्त्वा છોડી દઇને, क्रियते કરવામા આવે છે, स તે, त्याग ફલેચ્છાના ત્યાગને सात्त्विकः સાત્વિક ત્યાગ, मत માનવામા આવ્યો છે

ભાવાર્થ —પોતાની ફરજ સમજીને, ' કરવુ જ જોઇએ " એમ જે કર્મ, રોજ નિયમપૂર્વક આસક્તિ તેમજ ફલે-

ચ્છાનો પણ ત્યાગ કરીને, કરવામા આવે છે, તે ફલેચ્છાના ત્યાગને, શુદ્ધ સાત્ત્વિકત્યાગ માનેલો છે ૯

અવતરણિકાઃ—એ પ્રમાણે સાત્ત્વિકત્યાગને કહીને, હવે તેમા અધિકારી મનુષ્ય, જે આસક્તિ, અને ફલની ઇચ્છાનો ત્યાગ કરીને, નિત્ય કર્મ કરતો રહે છે તેનુ અતઃકરણ, ફલની આસક્તિથી રહિત હોવાથી સર્વદા સ્વચ્છ-વિશુદ્ધ રહે છે, અને નિત્યકર્માથી લગાર પામતુ વધારે વિશુદ્ધ થતુ જાય છે, એ પ્રમાણે સાત્ત્વિકત્યાગના નિર્મલ ફલનુ વિવેચન કરે છે -

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ॥
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥

पदच्छेद —न, द्वेष्टि, अकुशलम्, कर्म, कुशले, न, अनुषज्जते, त्यागी, सत्त्वसमाविष्टः मेधावी, छिन्नसंशयः

समासाः—न कुशलम् इति अकुशलम् । त्यागः अस्य अस्तीति त्यागी । सत्त्वेन सम्यक् आविष्टः इति सत्त्वसमाविष्टः । मेधा अस्य अस्तीति मेधावी । छिन्नः संशयः यस्य स छिन्नसंशयः ।

અન્વય અને અર્થ —त्यागी સાત્ત્વિકત્યાગવાન્ મનુષ્ય, सत्त्वसमाविष्ट સત્ત્વગુણથી જ સારી રીતે વ્યાપ્ત થયેલો छिन्नसंशय જેના સશયો છેદાઈ ગયા છે તેવો, मेधावी પ્રજ્ઞાવાન્, अकुशलम् અશુભ-દુઃખાવહ, कर्म કર્મનો, द्वेष्टि દ્વેષ કરતો, न નથી, कुशले સુખાવહકર્મમા, अनुषज्जते આસક્તિ રાખતો, न નથી

ભાવાર્થ—સાત્ત્વિક-ત્યાગવાળો, તેમજ સત્ત્વગુણથી ખૂબ વ્યાપ્ત થયેલો, છિન્નસંશય-પ્રજ્ઞાવાન્ મનુષ્ય, અશુભ દુઃખાવહ-કર્મોનો દ્વેષ કરતો નથી, તેમજ સુખાવહ કર્મોમાં આસક્તિ રાખતો નથી ૧૦

અવતરણિકા—આ અજ્ઞાનવાળો મનુષ્ય જ, સર્વ કર્મનો ત્યાગ કરી શકે છે કારણ કે સર્વ કર્મોનું મૂળ રાગ અને દ્વેષ, તેને નિવૃત્ત થઇ ગયા હોય છે પણ એથી વિરુદ્ધ અનાત્મજ્ઞ, રાગદ્વેષાદિ દોષોથી લિપ્ત હોઇને સર્વ કર્મનો ત્યાગ કરી શકવા અસમર્થ હોય છે તે જણાવે છે—

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

व्युत्पत्तिः—देहं बिभर्तीति देहभृत् तेन देहभृता

समासः—न शेषः यथा स्यात्तथा इति अशेषः । कर्मणां फलानि इति कर्मफलानि तानि त्यक्तुं शीलं अस्य इति कर्मफलत्यागी ।

અન્વય અને અર્થ—हि કારણ કે, देहभृता દેહધારી-દેહાભિમાનવાન્ જીવાત્મા વડે, अशेषतः શેષમાત્ર રહિત સમગ્ર, कर्माणि કર્મો, त्यक्तुम् ત્યાગવાને, शक्यम् શક્ય न નથી, यः જે कर्मफलत्यागी કર્મોના ફલોનો ત્યાગ કરે છે स તે, तु જ, त्यागी ત્યાગી इति એમ, अभिधीयते કહેવાય છે

ભાવાર્થ—કારણ કે દેહાભિમાનવાન્ જીવાત્મા, સમગ્ર કર્મનો ત્યાગ કરવા શક્તિમાન્ નથી, તેથી જે મનુષ્ય કર્મોનાં ફલનો ત્યાગ કરે છે, તે જ ખરો ત્યાગી કહેવાય છે ૧૧

અવતરણિકા —ઉપરોક્ત ફલત્યાગરૂપ સન્યાસનુ ફ઼ કહે છે —

अनिष्टमिष्ट मिश्र च त्रिविध कर्मणः फलम् ॥
भवत्यत्यागिना प्रेत्य न तु सन्यासिनां क्वचित् ॥१२

**समासाः**—न इष्ट इति अनिष्टम् । तिस्त्रः विधा यस तत् त्रिविधम् । न विद्यते त्यागः येषा ते अत्यागिनः, तेषा अत्यागिनाम् । सन्यासः विद्यते येषा ते सन्यासिनः, तेषा सन्यासिनाम् ।

અન્વય અને અર્થ —**कर्मण** કરેલા કર્મોનુ, **अनिष्ट** અશુભ, **इष्टम्** શુભ **च** અને **मिश्रम्** શુભાશુભ મિશ્રિ **त्रिविधम्** ત્રણ પ્રકારનુ, **फलम्** ફલ **अत्यागिनाम्** કર્મ ફલનો ત્યાગ નહિ કરનારાઓને, **प्रेत्य** મુઆ પછી પણ **भवति** પ્રાપ્ત થાય છે **तु** પણ, **सन्यासिनाम्** કર્મના ફલને ત્યાગ કરનાર સન્યાસાત્માઓને, **क्वचित्** કયાય પણ, પ્રાપ્ત થતુ નથી

ભાવાર્થ —કરેલા કર્મોનુ અશુભ શુભ, અને શુભાશુ મિશ્રિત, એમ ત્રિવિધ ફલ, કર્મના ફલને ત્યાગ નહિ કર નારાઓને મૃત્યુ પછી પણ પ્રાપ્ત થાય છે, પણ કર્મફલને ત્યાગ કરનાર સન્યાસીઓને તો તે કયાય પણ પ્રાપ્ત થ નથી ૧૨

અવતરણિકા —એ પ્રમાણે વાસ્તવિક સન્યાસીઓને કર્મો ત્રિવિધ ફળો અસર કરતા નથી, એમ કહી વાસ્તવિક-સન્યાસ

અધિકારમા ખાસ હેતુરૂપ આત્મામા અકર્તૃત્વભાવના જ્ઞાનની આવશ્યકતા વિચારી, બધા કર્મોમા જે પદાર્થોનુ કર્તાપણુ છે, તે વિષે કહે છે —

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ॥
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

पदच्छेदः—पञ्च, एतानि, महाबाहो, कारणानि, निबोध, मे, सांख्ये, कृतान्ते, प्रोक्तानि, सिद्धये, सर्वकर्मणाम्.

व्युत्पत्तिः—निश्चयेन बोध इति निबोध

समासाः—ज्ञातव्याः पदार्थाः संख्यायन्ते यस्मिन् शास्त्रे तत् सांख्य, तस्मिन् सांख्ये । कृतस्य ( कर्मण ) अन्तः परिसमाप्ति- र्यत्र सः कृतान्तः, तस्मिन् कृतान्ते । सर्वाणि च कर्माणि च इति सर्व- कर्माणि, तेषा सर्वकर्मणाम् ।

અન્વય અને અર્થ —महाबाहो હે મહાબાહો, सर्वकर्मणाम् સમસ્ત કર્મની, सिद्धये સિદ્ધિને માટે, कृतान्ते સર્વ કર્મની *પરિસમાપ્તિ જેમા આવી જાય તેવા, साख्ये સાખ્ય- શાસ્ત્રમા, एतानि એ, पञ्च પાચ, कारणानि કારણોને, मे મારા વચનથી, निबोध નિશ્ચયપૂર્વક જાણ

ભાવાર્થ—હે મહાબાહો ! સમસ્ત કર્મની સિદ્ધિમા, સર્વ કર્મની પરિસમાપ્તિવાળા સાખ્યશાસ્ત્રમા, એ પાચ કારણો તુ મારી પાસેથી નિશ્ચયપૂર્વક જાણ ૧૩

---

* "सर्वं कर्माखिल पार्थ ज्ञाने परिसमाप्यते " इति वचनात् ।

અવતરણિકા —ઉપરોક્ત પાંચ કારણોની ગણત્રી કરાવે છે

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ॥
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४

पदच्छेदः—अधिष्ठानम्, तथा, कर्ता, करणम्, च पृथग्विधम्, विविधाः, च पृथक्, चेष्टाः, दैवम्, च, एव, अत्र पञ्चमम्

व्युत्पत्तिः—अधि तिष्ठन्ति अस्मिन् इति अधिष्ठानम् करोतीति कर्ता । क्रियते अनेन इति करणम् । पृथग् विधा यस्य तत् पृथग्विधम्. पृथग्भूताः चेष्टाः इति पृथक्चेष्टाः

અન્વય અને અર્થ —अधिष्ठानम् ઈચ્છા, દ્વેષ, સુખ, દુ જ્ઞાનાદિનુ આશ્રયભૂત શરીર, तथा તથા, कर्ता ઉપાધિલક્ષ ભોક્તા, च અને, पृथग्विधम् જુદા જુદા પ્રકારની करण ઈંદ્રિયો, च તથા, विविधा ભિન્ન ભિન્ન પ્રકારની, चेष्टा ક્રિયાઓ च તથા, अत्र કર્મોની સિદ્ધિના કાર્યમા, पञ्चमम् પાચમુ दैव ચક્ષુ ઈત્યાદિ ઇન્દ્રિયોની અભિમાની આદિત્યાદિ દેવતાઓ છે

ભાવાર્થ —શરીર, કર્તા, જુદી જુદી ઇન્દ્રિયો, ભિન્ન ભિ પ્રકારની ક્રિયાઓ, અને પાચમુ દૈવ–ચક્ષુ ઈત્યાદિ અભિમા આદિત્યાદિ દેવતાઓ, એ પાચે સર્વ કર્મની સિદ્ધિમા ખ કારણો છે ૧૪

અવતરણિકા —એ પ્રમાણે એ પાચે પદાર્થોનુ સ્વ કહી સર્વ કર્મહેતુત્વ કહે છે —

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ॥
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥

पदच्छेदः—शरीरवाङ्मनोभिः, यत्, कर्म, प्रारभते, नरः, न्याय्यम्, वा, विपरीतम्, वा, पञ्च, एते, तस्य, हेतवः.

व्युत्पत्तिः—न्यायात् अनपेत इति न्याय्यम्. प्रकर्षेण आरभते इति प्रारभते

समासाः—शरीरं च वाक् च मनश्च इति शरीरवाङ्मनांसि, तैः शरीरवाङ्मनोभिः ।

અન્વય અને અર્થ:—शरीरवाङ्मनोभि शरीर, વાણી અને મનવડે, न्याय्यम् ધર્મ્ય, वा અથવા, विपरीतम् અધર્મ્ય, वा પાદપૂરણાર્થ, यत् જે, कर्म કર્મ, नरः મનુષ્ય, प्रारभते આરભે છે एते એ, पञ्च પાચ, तस्य તે કર્મના, हेतवः કારણો છે

ભાવાર્થ:—શરીર, વાણી તથા મનવડે, ધર્મ્ય, કે અધર્મ્ય, જે કઇ કર્મ મનુષ્ય આરભે છે, તે સઘળા કર્મમા ઉપરોક્ત પાચવસ્તુઓ જ કારણ છે ૧૫

અવતરણિકા:—એ પ્રમાણે અધિષ્ઠાનાદિ વસ્તુઓનુ ક્રિયાઓમા કર્તૃત્વ પ્રતિપાદન કરી, આત્માને કર્તાપણુ છે જ નહિ ઇત્યાદિ કહે છે —

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ॥
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

**पदच्छेदः**—तत्र, एवम्, सति, कर्तारम्, आत्मानम् केवलम्, तु, यः, पश्यति, अकृतबुद्धित्वात्, न, सः, पश्यति दुर्मतिः.

**व्युत्पत्तिः**—करोतीति कर्ता, तं कर्तारम्

**समासाः**—न कृता इति अकृता अकृता चासौ बुद्धिः इति अकृतबुद्धि, अकृतबुद्धे भाव इति अकृतबुद्धित्वम्, तस्मात् अकृतबुद्धित्वात् । दुष्टा मतिः यस्य सः दुर्मतिः ।

અન્વય અને અર્થ —**तत्र** કર્મોમાં **एवम्** એ પ્રમાણે-યથોક્ત પાંચ હેતુઓથી જ નિવૃત્તિ **सति** થતી હોવા છતાં, **यः** જે મનુષ્ય **अकृतबुद्धित्वात्** અસંસ્કારી બુદ્ધિવડે, **केवलम्** શુદ્ધ-નિરુપાધિ **आत्मानम्** આત્માને, પોતાને **कर्तारम्** કર્તા, **पश्यति** જુએ છે **दुर्मतिः** દુષ્ટ બુદ્ધિવાળો, **सः** તે પુરુષ, **पश्यति** ખરી રીતે જોતો, **न** નથી

ભાવાર્થ —એ પ્રમાણે ઉપરોક્ત પાંચ હેતુઓથી જ કર્મોની નિવૃત્તિ થતી હોવા છતાં, જે મનુષ્ય અસંસ્કારી બુદ્ધિવડે, શુદ્ધ, નિરૂપાધિક આત્માને જ કર્તા તરીકે જુએ છે, તે મલીન બુદ્ધિવાળો પુરૂષ ખરી રીતે જોતો નથી ૧૬

અવતરણિકા —શુભ બુદ્ધિવાળો મનુષ્ય જે વાસ્તવિક જોઈ શકે છે, તેનું વર્ણન કરે છે—

यस्य नाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ॥
हत्वापि स इमॉल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥

અન્વય અને અર્થ —यस्य જેને अहंकृत 'હું કર્તા છું' એવી જાતનો भाव અભિપ્રાય, न નથી, તથા यस्य જેની, बुद्धि બુદ્ધિ–અંતઃકરણ,–लिप्यते લેપાતી, न નથી सः તે પુરૂષ, इमान् આ, लोकान् લોકોને, हत्वा હણીને, अपि પણ, हन्ति હણતો, न નથી, निबध्यते તેના ધર્માધર્મરૂપી ફલવડે બંધાતો, न નથી

ભાવાર્થ —જે મનુષ્યને 'હું કર્તા છું' એવી જાતનો અભિપ્રાય નથી, તેમજ કર્મ કરતો હોવા છતાં જેની બુદ્ધિ લેપાતી નથી, તે પુરૂષ આ લોકોનો નાશ કરીને પણ નાશ કરતો મનાતો નથી, તેમજ અહંભાવ તથા ફલાસક્તિ શૂન્ય હોવાથી ધર્માધર્મરૂપી ફલવડે બંધાતો પણ નથી ૧૭

અવતરણિકા—ઉપરના શ્લોકોમાં આત્માને કર્તાપણું અથવા ફલસંબંધ નથી એમ કહ્યું, તેજ વાતનું ઉપપાદન કરવા કર્મોનો પ્રવર્તક વસ્તુ સંગ્રહ કહે છે—

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ॥
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥

व्युत्पत्तिः—ज्ञायते अनेन इति ज्ञानम् ज्ञातुं उचितं ज्ञेयम् परि जानातीति परिज्ञाता. चोद्यन्ते अनया इति चोदना. संगृह्यते अस्मिन् इति संग्रहः. क्रियते अनेन इति करणम्. क्रियत इति कर्म

समासाः—तिस्रः विधाः यस्याः सा त्रिविधा । कर्मणां चोदना इति कर्मचोदना । त्रयः विधा यस्य सः त्रिविधः । कर्मणां संग्रह इति कर्मसंग्रह ।

અન્વય અને અર્થ—ज्ञानम् જે વડે જાણી શકાય તે-જ્ઞાન-ज्ञेयम् જાણવા લાયક, परिज्ञाता ઉપાધિ લક્ષણ-અવિદ્યા કલ્પિત ભોક્તા, त्रिविधा એ ત્રણ પ્રકારે, कर्मचोदना કર્મોની પ્રેરણા કરનાર ત્રિપુટી છે करणम् શ્રોત્રાદિ બાહ્ય ઇન્દ્રિયો, તથા બુદ્ધિ ઇત્યાદિ कर्म કર્તાની પરમ ઇપ્સિત ક્રિયા कर्ता કર્મોનો વ્યાપાર કરાવનાર, इति એ પ્રમાણે त्रिविध ત્રિવિધ, कर्मसग्रह કર્મનો આશ્રય છે અર્થાત્ તે ત્રણના યોગથી જ ક્રિયા થઇ શકે છે

ભાવાર્થ—જ્ઞાન, જ્ઞેય, અને ઉપાધિ લક્ષણ, અવિદ્યાકલ્પિત ભોક્તા, એ ત્રિપુટીજ કર્મોમા પ્રેરક છે, અને બાહ્યાભ્યન્તર ઇન્દ્રિય, બુદ્ધિ ઇત્યાદિ, કર્મ, અને કર્મોનો વ્યાપાર કરાવનાર કર્તા એ ત્રિવિધ કર્મનો સગ્રાહક વર્ગ અર્થાત્ ક્રિયાનો આશ્રયભૂત વર્ગ છે ૧૮

અવતરણિકા—હવે જ્ઞાન, કર્મ, અને ક્રિયા-પ્રવર્તક સર્વે ગુણાત્મક હોઇને, સત્ત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણોના ભેદ પ્રમાણે તેમના ભેદનુ વર્ણન કરે છે—

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ॥
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

पदच्छेदः—ज्ञानम्, कर्म, च, कर्ता, च, त्रिधा, एव, गुणभेदतः, प्रोच्यते, गुणसख्याने, यथावत्, शृणु, तानि, अपि.

व्युत्पत्तिः—प्रकर्षेण उच्यते इति प्रोच्यते ।

समासाः—गुणा सम्यक् कार्यभेदेन ख्यायन्ते प्रतिपाद्यन्ते

अस्मिन् इति गुणसङ्ख्यान–साङ्ख्यशास्त्र तस्मिन् गुणसङ्ख्याने । गुणानां भेदैः यथा स्यात्तथा इति गुणभेदतः ।

અન્વય અને અર્થ—ज्ञानम् જ્ઞાન, कर्म કર્મ, च અને, कर्ता કર્તા, એ गुणसङ्ख्याने કપિલઋષિના સાંખ્યશાસ્ત્રમાં, गुणभेदतः સાત્ત્વિકાદિ ગુણોની ભિન્નતાથી, त्रिधा ત્રણ પ્રકારે, एव જ, प्रोच्यते કહેવામાં આવે છે, तानि તેમને, अपि પણ यथावत् યથાર્થ રીતે, शृणु સાંભળ

ભાવાર્થ—જ્ઞાન કર્મ અને કર્તા એ કપિલઋષિના સાંખ્ય શાસ્ત્રમાં, સાત્ત્વિકાદિ ગુણોની ભિન્નતાથી ત્રણ પ્રકારના જ કહેવામાં આવે છે, તેમને પણ તું યથાર્થ રીતે સાંભળ ૧૯

અવતરણિકાઃ—હવે પહેલા જ્ઞાનની ત્રિવિધતા વિષે ત્રણ શ્લોકથી કહે છે—

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ॥
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०॥

पदच्छेदः—सर्वभूतेषु, येन, एकम्, भावम्, अव्ययम्, ईक्षते, अविभक्तम्, विभक्तेषु, तत्, ज्ञानम्, विद्धि, सात्त्विकम्.

व्युत्पत्तिः—न व्येति इति अव्ययः, तं अव्ययम् । विशेषेण भक्तं इति विभक्त, तेषु विभक्तेषु. सत्त्वेन निर्वृत्तं इति सात्त्विकम्.

समासाः—सर्वाणि च भूतानि च इति सर्वभूतानि, तेषु सर्वभूतेषु । न विभक्त इति अविभक्तः, तं अविभक्तम् ।

અન્વય અને અર્થ:—येन જે જ્ઞાનવડે, विभक्तेषु પ્રતિ શરીર-ભિન્ન, सर्वभूतेषु સર્વ પ્રાણિમા, अव्ययम् અવિનાશી, अविभक्तम् અવિભક્ત एकम् એક જ, भावम् પરમાત્મતત્ત્વને, ईक्षते જોઇ શકે છે, तत् તે, ज्ञानम् જ્ઞાનને, सात्त्विकम् સાત્ત્વિક જ્ઞાન, विद्धि જાણ

ભાવાર્થ:—જે જ્ઞાનવડે મનુષ્ય પ્રતિ શરીરભિન્ન, પ્રાણિમાત્રમા અવિનાશી, અવિભક્ત, એકજ-સમાન-પરમાત્મતત્ત્વને જોઇ શકે છે, તે જ્ઞાનને તુ સાત્ત્વિક જાણ ૨૦

અવતરણિકા:—એ પ્રમાણે અદ્વૈતવાદી વેદાન્તીઓના ગ્રહણ કરવાલાયક સાત્ત્વિક જ્ઞાન વિષે કહી, હવે તર્કવાદીઓના ત્યાગ કરવાલાયક રાજસિક જ્ઞાન સંબન્ધે કહે છે –

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ॥
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञान विद्धि राजसम् ॥ २१ ॥

पदच्छेद:—पृथक्त्वेन, तु, यत्, ज्ञानम्, नानाभावान्, पृथग्विधान, वेत्ति, सर्वेषु, भूतेषु, तत्, ज्ञानम्, विद्धि, राजसम्.

અન્વય અને અર્થ:—तु પણ यत् જે ज्ञानम् જ્ઞાન, सर्वेषु સર્વ, भूतेषु પ્રાણીઓમા, पृथक्त्वेन પ્રતિ શરીર ભિન્ન, नानाभावान् અનેક પ્રકારના ભાવોને, पृथग्विधान् પૃથક્ પ્રકારના, वेत्ति જાણે છે, तत् તે, ज्ञानम् જ્ઞાનને, राजसम् રાજસિક, विद्धि જાણ

ભાવાર્થ—જે જ્ઞાન સર્વ પ્રાણિમા પ્રતિ શરીર ભિન્ન

અનેક પ્રકારના ભાવોને ભિન્ન ભિન્ન પ્રકારના જાણે છે, તે જ્ઞાનને તુ રાજસિક જાણ ૨૧

અપતરણિકા —તામસિક જ્ઞાન વિષે કહે છે —

**यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ॥**
**अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

**पदच्छेदः**—यत्, तु कृत्स्नवत्, एकस्मिन, कार्ये, सक्तम्, अहैतुकम्, अतत्त्वार्थवत्, अल्पम्, च, तत्, तामसम्, उदाहृतम्

**व्युत्पत्तिः**—कृत्स्नं इव इति कृत्स्नवत्.

**समासाः**—हेतुः अस्य अस्तीति हैतुकम् न हैतुक, इति अहैतुकम्। तत्त्वस्य अर्थ इति तत्त्वार्थ, तत्त्वार्थः इव इति तत्त्वार्थवत्, न तत्त्वार्थवत् इति अतत्त्वार्थवत् ।

અન્વય અને અર્થ —तु ભિન્નક્રમદર્શક, यत् જે જ્ઞાન, एकस्मिन् એક જ, कार्ये કાર્ય—વસ્તુ કે પદાર્થમા अहेतुकम् હેતુ વિના પણ कृत्स्नवत् સંપૂર્ણની માફક, सक्तम् આસકત હોય, अतत्त्वार्थवत् તાત્પર્યરહિત, च અને, अल्पम् ક્ષુદ્ર હોય, तत् તે જ્ઞાન, तामसम् તામસિક, उदाहृतम् કહેવાયેલુ છે

ભાવાર્થ.—જે જ્ઞાન એક જ કાર્ય વસ્તુ કે પદાર્થમા ખાસ હેતુ વિના પણ, સંપૂર્ણની માફક, આસકત રહે છે, તથા જે તાત્પર્યરહિત અને ક્ષુદ્ર છે, તે જ્ઞાનને તામસિક-જ્ઞાન કહેલુ છે ૨૨

અવતરણિકા—જ્ઞાનની ત્રિવિધતા કહી હવે કર્મની ત્રિવિધતામા પ્રથમ સાત્ત્વિક કર્મ વિષે કહે છેઃ—

नियतं संगरहित मरागद्वेषतः कृतम् ॥
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

पदच्छेदः—नियतम्, सङ्गरहितम्, अरागद्वेषतः, कृतम्, अफलप्रेप्सुना, कर्म, यत्, तत्, सात्त्विकम्, उच्यते

व्युत्पत्तिः—नियम्यते यत् इति नियतम्. सज्यन्ते प्राणिनः अनेन इति सङ्गः

समासाः—सङ्गेन रहितम् इति सङ्गरहितम् । रागश्च द्वेषश्च इति रागद्वेषौ, ताभ्यां यथाशक्त्या इति रागद्वेषतः, न रागद्वेषतः इति अरागद्वेषतः । फलं प्राप्तुं इच्छतीति फलप्रेप्सु, न फलप्रेप्सुः इति अफलप्रेप्सुः, तेन अफलप्रेप्सुना ।

અન્વય અને અર્થ—નિયતમ્ નિત્ય, સઙ્ગરહિતમ્ અભિમાનરહિત, અરાગદ્વેષતઃ રાગ અને દ્વેષથી રહિત, અફલપ્રેપ્સુના ફલની ઇચ્છા નહિ કરનારને હાથે યત્ જે કર્મ, કૃતમ્ કરવામા આવ્યુ હોય, તત્ તે, સાત્ત્વિકમ્ સાત્ત્વિક, ઉચ્યતે કહેવાય છે

ભાવાર્થ—રોજ નિયમપૂર્વક, અભિમાન, આસક્તિ અથવા દ્વેષના લેશથી પણ રહિત, ફલની ઇચ્છા નહિ કરનાર મનુષ્યને હાથે જે કર્મ કરવામા આવ્યુ હોય તે કર્મ સાત્ત્વિક કહેવાય છે ૨૩

અવતરણિકાઃ—સાત્વિક કર્મ વિષે કહીને હવે રાજસિક કર્મની વ્યાખ્યા આપે છે—

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ॥
क्रियते बहुलायास तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

पदच्छेदः—यत् तु कामेप्सुना, कर्म, साहंकारेण, वा, पुनः, क्रियते, बहुलायासम्, तत् राजसम्, उदाहृतम् ।

व्युत्पत्तिः—कामान् ईप्सतीति कामेप्सुः, तेन कामेप्सुना.

समासाः—अहंकारेण सहितं इति साहंकार, तेन साहंकारेण । बहुल श्चासौ आयासश्च इति बहुलायासः, बहुलायासेन निर्वर्त्यं इति बहुलायासम् ।

અન્વય અને અર્થઃ—तु એથી ઉલટું, यत् જે, कर्म કર્મ कामेप्सुना ફલ ઇચ્છનાર મનુષ્ય વડે, अहंकारेण અહંકારપૂર્વક, वा અથવા, बहुलायासम् ઘણા જ શ્રમથી, पुनः ફરીફરીથી क्रियते કરવામાં આવે છે, तत् તે કર્મ, राजसम् રાજસિક, उदाहृतम् કહેવાય છે

ભાવાર્થઃ—એથી ઉલટું જે કર્મ ફલની ઇચ્છા રાખનાર મનુષ્યને હાથે, અહંકારપૂર્વક, અથવા ઘણા જ આયાસથી કરવામાં આવે છે, તે કર્મ રાજસિક કહેવામાં આવે છે ૨૪,

અવતરણિકા—તામસિક કર્મ વિષે કહે છે—

अनुबंध क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ॥
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

**पदच्छेदः**—अनुबन्धम्, क्षयम्, हिंसाम्, अनवेक्ष्य, च, पौरुषम्, मोहात्, आरभ्यते, कर्म, यत्, तत्, तामसम्, उच्यते.

**व्युत्पत्तिः**—अनुबध्यते इति अनुबन्धः, तं अनुबन्धम न अवेक्ष्य इति अनवेक्ष्य पुरुषस्य भावः इति पौरुषम्.

અન્વય અને અર્થ—**अनुबन्धम्** ભવિષ્યમા પરિણામ, **क्षयम्** શક્તિ અથવા વિત્તવ્યય, **हिंसाम्** પારકાને થનારી પીડા, **च** અને, **पौरुषम्** પોતાનુ સામર્થ્ય, **अनवेक्ष्य** ઇત્યાદિ વિચાર કર્યા સિવાય, **मोहात्** મોહથી, **यत्** જે, **कर्म** કર્મ, **आरभ्यते** આરભવામા આવે છે, **तत** તે, **तामसम्** તામસિક, **उच्यते** કહેવાય છે

ભાવાર્થ—ભવિષ્યમા પરિણામ, શકિત કે દ્રવ્યવ્યય, પારકાને થનારી પીડા, અને પોતાનુ સામર્થ્ય, ઇત્યાદિનો વિચાર કર્યા સિવાય, મોહથી જે કર્મ આરભવામા આવે છે તે તામસિક કહેવાય છે ૨૫

અવતરણિકાઃ—એ પ્રમાણે કર્મની ત્રિવિધતા કહી હવે સાત્વિકાદિ ગુણભેદ વડે કર્તાની ત્રિવિધતા કહે છે તેમા પ્રથમ સાત્વિક-કર્તાના લક્ષણો કહે છે—

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ॥
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते २६॥

पदच्छेदः—मुक्तसङ्गः अनहंवादी, धृत्युत्साहसमन्वितः, सिद्ध्यसिद्ध्योः, निर्विकारः, कर्ता, सात्त्विकः, उच्यते.

समासाः—मुक्तः परित्यक्त सङ्गः येन स मुक्तसङ्गः । 'अहम्' इति वदितुं शीलं अस्य इति अहंवादी, न अहंवादी इति अनहंवादी । धृतिश्च उत्साहश्च इति धृत्युत्साहौ, ताभ्यां सम्यक् अन्वित इति धृत्युत्साहसमन्वितः । सिद्धिश्च असिद्धिश्च इति सिद्ध्यसिद्धी, तयोः सिद्ध्यसिद्ध्योः । निर्गतः विकारः यस्मात् स निर्विकारः । करोतीति कर्ता.

અન્વય અને અર્થ—मुक्तसङ्गः આસક્તિરહિત, अनहंवादी અહંકારના લેશથી પણ મુક્ત धृत्युत्साहसमन्वित ધીરજ અને ઉત્સાહથી યુક્ત सिद्ध्यसिद्ध्योः સિદ્ધિ તેમજ અસિદ્ધિમાં, निर्विकार હર્ષશોકાદિ વિકારરહિત, कर्ता કાર્ય કરનાર, सात्त्विकः સાત્ત્વિક કર્તા उच्यते કહેવાય છે.

ભાવાર્થ—આસક્તિ તેમજ અહંકારના લેશથી મુક્ત, તથા ધીરજ અને ઉત્સાહથી યુક્ત, સિદ્ધિ તેમજ અસિદ્ધિમાં હર્ષશોકાદિ વિકારરહિત કર્તા, સાત્ત્વિકકર્તા કહેવાય છે. ૨૬.

અવતરણિકા:—રાજસિક કર્તાના લક્ષણો કહે છે—

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ॥
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

पदच्छेदः—रागी, कर्मफलप्रेप्सुः, लुब्धः, हिंसात्मकः, अशुचिः, हर्षशोकान्वितः, कर्ता, राजसः, परिकीर्तितः.

**समासाः**—रागः अस्य अस्ति इति रागी। कर्मणः फलम् इति कर्मफलम्, तत् प्रकर्षेण इच्छति इति कर्मफलप्रेप्सुः। हिंसा आत्मनि विद्यते यस्य सः हिंसात्मकः। न शुचिः इति अशुचिः। हर्षश्च शोकश्च इति हर्षशोकौ, ताभ्यां अन्वितः इति हर्षशोकान्वितः।

અન્વય અને અર્થ—रागी વિષયલોલુપ, कर्मफलप्रेप्सुः કર્મના ફલની ઇચ્છા રાખનાર લુબ્ધ લોભી, हिंसात्मकः પરને પીડા કરવાના સ્વભાવવાળો, अशुचिः અપવિત્ર, हर्षशोकान्वितः હર્ષ અને શોકથી યુક્ત, कर्ता કર્તા राजसः રાજસિક परिकीर्तितः કહેવાય છે—

ભાવાર્થ—વિષયલોલુપ, કર્મના ફલની ઇચ્છા કરનાર, લોભી, હિંસક, અપવિત્ર, તેમજ હર્ષશોકાદિ ભાવોથી યુક્ત-કર્તા, રજોગુણી કહેવાય છે ૨૭

અવતરણિકા—તમોગુણી કર્તાના લક્ષણો કહે છે—

अयुक्तः प्राकृतः स्तब्धः शठोनैष्कृतिकोऽलसः ॥
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

**पदच्छेदः**—अयुक्तः, प्राकृतः, स्तब्धः शठः, नैष्कृतिकः, अलसः, विषादी, दीर्घसूत्री, च, कर्ता, तामसः, उच्यते.

**व्युत्पत्तिः**—प्रकर्षेण—अतिशयेन कृतः-संस्कृतः-इति प्राकृतः। निष्कृतिः परवृत्तिच्छेदः अस्य अस्ति इति नैष्कृतिकः।

विषादः अस्य अस्तीति विषादी. दीर्घं सूत्रयितुं शील अस्य इति दीर्घसूत्री. न युक्तः इति अयुक्तः.

અન્વય અને અર્થ—अयुक्त અસાવધાન, प्राकृत અત્યંત અસંસ્કૃત બુદ્ધિવાળો स्तब्ध ઉદ્ધત-અનમ્ર-, शठ માયાવી, नैष्कृतिक પરવૃત્તિછેદક, अलसः આળસુ विषादी નિરંતર અસંતુષ્ટ સ્વભાવવાળો, च તથા दीर्घसूत्री વિચારોમાં જ કામને લંબાવ્યા કરનાર, कर्ता કર્તા, तामसः તામસિક, उच्यते કહેવાય છે

ભાવાર્થ—અસાવધાન અત્યંત અસંસ્કારી બુદ્ધિવાળો, ઉદ્ધત, માયાવી, પરવૃત્તિછેદક, આળસુ નિરંતર અસંતુષ્ટ, તથા દીર્ઘસૂત્રી કર્તા, તમોગુણી કર્તા કહેવાય છે ૮

અવતરણિકા—એ પ્રમાણે જ્ઞાન કર્મ, અને કર્તાના વિવિધ ભેદો કહી હવે બુદ્ધિ, તથા ધૃતિના ભેદો કહેવા વિષે ભગવાન્ ઉપોદ્ઘાત કરે છે—

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ॥
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

पदच्छेदः—बुद्धेः भेदम्, धृतेः, च, एव, गुणतः, त्रिविधम्, शृणु, प्रोच्यमानम्, अशेषेण, पृथक्त्वेन, धनञ्जय ।

व्युत्पत्तिः—प्रकर्षेण उच्यते इति प्रोच्यमानम्

समासाः—गुणैः यथा स्यात्तथा इति गुणतः । न शेषः इति अशेषः, तेन अशेषेण ।

અન્વય અને અર્થ —धनञ्जय હે અર્જુન, बुद्धे બુદ્ધિના च અને धृते ધીરજના, एव પણ गुणतः ગુણો પ્રમાણે त्रिविधम् ત્રણ ત્રણ ભેદોને, पृथक्त्वेन જુદા જુદા પ્રકાર વડે अशेषेण સંપૂર્ણ રીતે, प्रोच्यमानम् મારાથી કહેવાતા, शृणु સાવધાનતાથી સાંભળ

ભાવાર્થ —હે અર્જુન! એ પ્રમાણે બુદ્ધિ, તેમજ ધીરજના પણ ગુણો પ્રમાણે, ત્રણ ત્રણ ભેદોને જુદા જુદા પ્રકાર વડે હું જે સંપૂર્ણ રીતે કહું તે, તું મારી પાસેથી સાવધાનતાપૂર્વક સાંભળ ૨૯

અવતરણિકા —હવે પ્રથમ સાત્ત્વિક—બુદ્ધિના લક્ષણો કહે છે —

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ॥
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ३०।

**पदच्छेदः**—प्रवृत्तिम्, च, निवृत्तिम्, च, कार्याकार्ये भयाभये, बन्धम्, मोक्षम्, च, या, वेत्ति, बुद्धिः सा, पार्थ सात्त्विकी ।

**व्युत्पत्तिः**—बिभेति अस्मात् इति भयम् कर्तुं उचितम् इति कार्यम्

**समासाः**—न कार्यं इति अकार्यम् । कार्यं च अकार्यं च इति कार्याकार्यं, ते च कार्याकार्ये । भयं च अभयं च इति भयाभये च भयाभये ।

અન્વય અને અર્થઃ—या જે, बुद्धि બુદ્ધિ प्रवृत्तिम् ધર્મમાં પ્રવૃત્તિ, च તથા, निवृत्तिम् ઉપરતિ-મોક્ષહેતુ-સંન્યાસમાર્ગ, च તથા, कार्याकार्ये કર્તવ્ય તથા અકર્તવ્યને, भयाभये ભય તેમજ અભયને, एव પણ, वेत्ति જાણે છે, पार्थ પાર્થ, सा તે બુદ્ધિ सात्त्विकी સત્ત્વગુણવાળી છે

ભાવાર્થ —જે બુદ્ધિ ધર્મમા પ્રવૃત્તિ, તથા મોક્ષમાર્ગમાં નિવૃત્તિ-ઉપરતિ, તેમજ કર્તવ્ય તથા અકર્તવ્ય, ભય તેમજ અભયને, તથા બંધ અને મોક્ષને, જાણે છે તે બુદ્ધિ, હે પાર્થ, સાત્ત્વિક બુદ્ધિ કહેવાય છે ૩૦

અવતરણિકા —રાજસિકબુદ્ધિના લક્ષણો કહે છે—

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ॥
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

पदच्छेदः—यया, धर्मम्, अधर्मम्, च, कार्यम्, च, अकार्यम्, एव, च, अयथावत् प्रजानाति, बुद्धिः, सा पार्थ, राजसी.

व्युत्पत्तिः—धारयतीति धर्मः, तं धर्मम् प्रकर्षेण जानाति इति प्रजानाति कर्तुं उचितं कार्यम्.

समासाः—न धर्मः इति अधर्मः, तं अधर्मम् । न कार्यं इति अकार्यम् । न यथावत् इति अयथावत् ।

અન્વય અને અર્થ —यया જે બુદ્ધિથી મનુષ્ય, धर्मम् ધર્મને, च અને, अधर्मम् અધર્મને, कार्यम् કરવા યોગ્ય કર્મને,

च અને, अकार्यम् ન કરવા યોગ્ય કર્મને अयथावत् જેમ હોય તેવી રીતે નહિ, प्रजानाति જાણે છે, पार्थ હે પાર્થ, सा તે, बुद्धिः બુદ્ધિ राजसी રજોગુણી છે

ભાવાર્થ—જે બુદ્ધિથી મનુષ્ય ધર્મને અને અધર્મને, તેમજ કાર્ય, તથા અકાર્યને, જેમ હોય તેવી રીતે ન જાણી શકે, તે બુદ્ધિ, હે પાર્થ, રજોગુણી કહેવાય છે ૩૧

અવતરણિકાઃ—તમોગુણી બુદ્ધિના લક્ષણો કહે છેઃ—

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ॥
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

पदच्छेदः—अधर्मम्, धर्मम्, इति, या, मन्यते तमसा, आवृता, सर्वार्थान्, विपरीतान्, च, बुद्धिः सा, पार्थ, तामसी.

समासाः—सर्वे च अमी अर्थाश्च इति सर्वार्थाः, तान् सर्वार्थान्

અન્વય અને અર્થ—तमसा તમોગુણથી, आवृता ઢંકાએલી या જે બુદ્ધિ अधर्मम् અધર્મને, धर्मम् ધર્મ, च તથા, सर्वार्थान् સઘળા અર્થોને, विपरीतान् વિપરીત, इति એમ, मन्यते માને છે, पार्थ હે પાર્થ, सा તે, बुद्धि બુદ્ધિ तामसी તમોગુણી છે

ભાવાર્થ—તમોગુણથી વ્યાપ્ત થયેલી જે બુદ્ધિ, અધર્મને ધર્મ, તેમજ બધા ભાવોને વાસ્તવિકથી તદ્દન ઉલટ માને છે, હે પાર્થ! તે બુદ્ધિ તમોગુણમયી છે ૩૨.

અનતરણિકા —હવે ધૃતિની ત્રિવિધતા કહે છે. તેમા પ્રથમ સાત્ત્વિક ધૃતિના લક્ષણો કહે છે —

धृत्या यया धारयते मनः प्राणेन्द्रियक्रियाः ॥
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ३३॥

**पदच्छेदः**—धृत्या, यया, धारयते, मनःप्राणेन्द्रियक्रियाः, योगेन, अव्यभिचारिण्या, धृतिः, सा, पार्थ, सात्त्विकी.

**व्युत्पत्तिः**—विशेषेण अभिचरतीति व्यभिचारिणी.

**समासाः**—मनश्च प्राणाश्च इन्द्रियाणि च मन प्राणेन्द्रियाणि, तेषां क्रिया इति मन प्राणेन्द्रियक्रिया, ता मन प्राणेन्द्रियक्रियाः । न व्यभिचारिणी इति अव्यभिचारिणी, तया अव्यभिचारिण्या ।

અન્વય અને અર્થ —अव्यभिचारिण्या નિત્ય સમાધિયુક્ત यया જે धृत्या ધીરજથી, योगेन ચિત્તવૃત્તિનિરોધાત્મક યોગપૂર્વક મનુષ્ય, मनः प्राणेन्द्रियक्रियाः મન, પ્રાણ, ઇન્દ્રિયો અને તેની ક્રિયાઓને, धारयते ધારણ કરી રાખે છે, पार्थ હે પાર્થ, सा તે, धृति ધીરજ, सात्त्विकी સાત્ત્વિક છે

ભાવાર્થઃ--નિત્ય-સમાધિયુક્ત, જે ધીરજથી ચિત્તવૃત્તિનિરોધાત્મક યોગપૂર્વક મનુષ્ય, પ્રાણ, ઇન્દ્રિયો, અને તેની ક્રિયાઓને યોગને અનુકૂલ, ધારણ કરી રાખે છે, તે ધીરજ, હે પાર્થ! સાત્ત્વિક કહેવાય છે ૩૩

અનતરણિકાઃ—રાજસિકધૃતિના લક્ષણો વિષે કહે છેઃ—

यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ॥
प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥

**पदच्छेदः**—यया, तु, धर्मकामार्थान्, धृत्या, धारयते, अर्जुन, प्रसङ्गेन, फलाकाङ्क्षी, धृतिः, सा, पार्थ, राजसी

**व्युत्पत्तिः**—फलं आकाङ्क्षतीति फलाकाङ्क्षी

**समासाः**—धर्मश्च कामश्च अर्थश्च इति धर्मकामार्थाः, तान् धर्मकामार्थान् ।

**અન્વય અને અર્થ**:—अर्जुन હે અર્જુન, तु વળી, यया જે धृत्या ધૃતિ વડે, મનુષ્ય, धर्मकामार्थान् ધર્મ, કામ, તથા અર્થને, धारयते ધારણ કરે છે, प्रसङ्गेन તથા પ્રસંગને અનુસરીને, फलाकाङ्क्षी ફલની આકાંક્ષા રાખે છે, सा તે धृति ધૃતિ पार्थ હે પાર્થ, राजसी રાજસિક છે

ભાવાર્થ—હે અર્જુન! વળી જે ધૃતિ વડે મનુષ્ય પ્રસંગાનુસાર ફલની આકાંક્ષા રાખીને, ધર્મ, કામ તથા અર્થને સાધતો રહે છે, તે ધૃતિ હે પાર્થ! રાજસિક છે ૩૪

અવતરણિકા—તામસિક ધૃતિના લક્ષણો કહે છે:—

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ॥
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

**पदच्छेदः**—यया, स्वप्नम्, भयम्, शोकम्, विषादम्, मदम्, एव, च, न, विमुञ्चति, दुर्मेधाः, धृतिः, सा, पार्थ, तामसी.

**વ્યુત્પત્તિઃ**—विशेषेण मुञ्चति इति विमुञ्चति

**समासाः**—दुष्टा मेधा यस्य स दुर्मेधा

**અન્વય અને અર્થ**—**दुर्मेधा** દુષ્ટબુદ્ધિવાળો મનુષ્ય, **यया** જે ધૃતિથી, **स्वप्नम्** નિદ્રા, **भयम्** ભય, **शोकम्** શોક, **विषादम्** ઇન્દ્રિય-ચિત્તખિન્નતા **च** તથા **मदम्** ગવ **एव** પણ, **विमुञ्चति** જરાપણ છોડતા **न** નથી, **पार्थ** હે પાર્થ, **सा** તે, **धृति** ધૃતિ **तामसी** તામસિક છે

**ભાવાર્થ**—દુર્બુદ્ધિ મનુષ્ય, જે ધૃતિથી નિદ્રા, ભય, શોક, અને ઇન્દ્રિય તેમજ ચિત્તની ખિન્નતા, તથા ગર્વ, ઇ ય દિ વર્જ્ય દુર્ગુણો પણ છોડતો નથી, તે ધૃતિ હે પાથ ! તમોગુણી છે ૩૫.

**અવતરણિકાઃ**—હવે સુખની ત્રિવિધતા કહે છેઃ—

सुख त्विदानीं त्रिविध शृणु मे भरतर्षभ ॥
अभ्यासाद्रमते यत्र दुःखात च निगच्छति ॥ ३६ ॥

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ॥
तत्सुख सात्त्विक प्रोक्त मात्मबुद्धिप्रमादजम् ॥३७॥

**पदच्छेदः**—सुखम्, तु, इदानीम्, त्रिविधम्, शृणु, मे, भरतर्षभ, अभ्यासात्, रमते, यत्र, दुःखान्तम्, च, निगच्छति; यत्, तत्, अग्र, विषम्, इव, परिणामे अमृतोपमम्, तत्, सुखम्, सात्त्विकम्, प्रोक्तम्, आत्मबुद्धिप्रसादजम्.

**व्युत्पत्तिः**—निश्चयेन गच्छति इति निगच्छति। प्रकर्षेण उक्त इति प्रोक्तम्।

**समासाः**—त्रय विधा यस्य तत् त्रिविधम्। भरतानां ऋषभः इति भरतर्षभ, तत्सम्बुद्धौ भरतर्षभ। दुःखानां अन्त इति दुःखान्तम्। अमृतस्य उपमा यस्य तत् अमृतोपमम्। आत्मनः बुद्धि इति आत्मबुद्धि, तस्याः प्रसाद इति आत्मबुद्धि प्रसादः, तस्मात् जायते इति आत्मबुद्धि प्रसादजम्। तस्य अग्र इति तदग्रं, तस्मिन् तदग्रे।

**અન્વય અને અર્થ**—**तु** વળી, **भरतर्षभ** હે ભરતર્ષભ, **इदानीम्** હવે, **त्रिविधम्** ત્રણ પ્રકારના, **सुखम्** સુખને, **मे** મારા વચનથી, **शृणु** સાંભળ, **आत्मबुद्धिप्रसादजम्** આત્મ-બુદ્ધિની પ્રસન્નતાજન્ય સુખ **यत्र** જેમાં, **अभ्यासात्** પુનઃ પુનઃ અભ્યાસથી, **रमते** આનંદથી રમણ કરે છે, **च** અને, **दुःखान्तम्** દુઃખોના અંતને, **निगच्छति** પામે છે, તથા, **यत्** જે સુખ, **तदग्रे** તેની શરૂઆતમાં **विषम्** વિષના, **इव** જેવું **परिणामे** અન્તે **अमृतोपमम्** અમૃત તુલ્ય છે, **तत्** તે, **सुखम्** સુખને, **सात्त्विकम्** સાત્ત્વિક, **प्रोक्तम्** કહ્યું છે

ભાવાર્થ—વળી હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! હવે સુખના સાત્ત્વિકાદિ ગુણોના ભેદ વડે, ત્રણ પ્રકાર, મારા વચનથી સાંભળ આત્મબુદ્ધિની પ્રસન્નતાજન્ય જે સુખમાં પુનઃ પુનઃ અનુભવથી, મનુષ્ય પરમ આનંદ પ્રાપ્ત કરે છે, તથા જેની પ્રાપ્તિથી સમસ્ત દુઃખોનો અંત આવી જાય છે, તેમજ જે સુખ તેની શરૂઆતમાં કર્તવ્યની કઠિનતાથી વિષતુલ્ય હોય,

પણ અંતે અમૃત સમું લાગે છે, તે સુખને સાત્વિક કહ્યું છે ૩૬-૩૭

અવતરણિકાઃ—હવે રાજસિક સુખના લક્ષણો કહે છે–

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ॥

परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

पदच्छेदः—विषयेन्द्रियसंयोगात्, यत् तदग्रे, अमृतोपमम्, परिणामे, विषम्, इव, तत्, सुखम्, राजसम्, स्मृतम्.

समासाः—विषयाश्च इन्द्रियाणि च इति विषयेन्द्रियाणि, तेषां संयोगः तस्मात् विषयेन्द्रियसंयोगात् ।

અન્વય અને અર્થ—यत् જે સુખ, विषयेन्द्रियसंयोगात् વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી, तदग्रे તેની શરૂઆતમાં, अमृतोपमम् અમૃત સમાન પણ, परिणामे અંતમાં, विषम् વિષના, इव તુલ્ય હોય, तत् તે सुखम् સુખને राजसम् રાજસિક, स्मृतम् કહે છે

ભાવાર્થ:—જે સુખ, વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી, શરૂઆતમાં અમૃત સમાન, પણ અંતે વિષ તુલ્ય હોય તે સુખને રાજસિક સુખ કહ્યું છે ૩૮

અવતરણિકાઃ—તામસિક સુખનો લક્ષણો કહે છે.—

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ॥

निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

पदच्छेदः--यत्, अग्रे, च, अनुबन्धे, च सुखम्, मोहनम्, आत्मनः, निद्रालस्यप्रमादोत्थम्, तत्, तामसम्, उदाहृतम्

व्युत्पत्तिः—मोहयतीति मोहनम् ।

समासाः—निद्रा च आलस्य च प्रमादश्च इति निद्रालस्य-प्रमादाः, तेभ्य उत्तिष्ठतीति निद्रालस्यप्रमादोत्थम् ।

અન્વય અને અર્થ —यत् જે સુખ, अग्रे શરૂઆતમા, च અને, अनुबन्धे અતમા, च પણ आत्मन આત્માને, मोहनम् મોહ પમાડનારૂ, તથા निद्रालस्यप्रमादोत्थम् નિદ્રા આલસ્ય, અને પ્રમાદજનિત હોય, तत् તે સુખ, तामसम् તામસિક उदाहृतम् કહેવાય છે

ભાવાર્થ --જે સુખ શરૂઆતમા તેમજ અતમા પણ, આત્માને મોહ પમાડનારૂ, તથા નિદ્રા આલસ્ય અને પ્રમાદ-જનિત હોય, તે સુખને તામસિક સુખ કહેવામા આવે છે ૩૯

અવતરણિકા—સત્ત્વ, રજ અને તમ એ ગુણભેદ વડે, ત્રિગુણાત્મક સૃષ્ટિના મુખ્ય પાત્રોનુ વર્ણન કરી, હવે તેનો ઉપસહાર કરે છે —

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ॥
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

पदच्छेदः—न, तत्, अस्ति, पृथिव्याम्, वा, दिवि,

देवेषु, वा, पुनः, सत्त्वम्, प्रकृतिजैः, मुक्तम्, यत्, एभि , स्यात्, त्रिभिः, गुणैः

व्युत्पत्तिः--प्रकृतिभ्यः जायन्ते इति प्रकृतिजाः, तैः प्रकृतिजैः

અન્વય અને અર્થ —प्रकृतिजै પ્રકૃતિજન્ય, एभि એ, त्रिभि ત્રણ गुणै ગુણોથી, मुक्तम् મુક્ત હોય, तत् તેવુ, सत्त्वम् પ્રાણી, અથવા यत् બીજુ જે કાઇ, पृथिव्याम् પૃથ્વી-લોક ઉપર, दिवि સ્વર્ગલોકમા, वा અથવા, देवेषु દેવોમાં, अस्ति છે न નહિ

ભાવાર્થ —પ્રકૃતિજન્ય એ ત્રણ ગુણોથી મુક્ત હોય તેવુ પ્રાણી, અથવા બીજી કોઈ વસ્તુ પૃથ્વીલોકમા, દેવલોકમા, કે દેવોમા પણ નથી ૪૦

અવતરણિકા—"એ પ્રમાણે સમસ્ત ક્રિયાઓ ક્રિયાના કર્તાઓ, અને ફલ તથા પ્રાણીમાત્ર ત્રિગુણાત્મક જ હોય તે પ્રાણીનો મોક્ષ અર્થાત્ ત્રિગુણાત્મિકા માયાથી પર નિસ્ત્રૈગુણ્ય-પદની પ્રાપ્તિ કેમ સભવે?" એવા પ્રશ્નના સમાધાનમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ઇત્યાદિ પૃથક વર્ણ વિભાગ, પૃથક્ અનુષ્ઠેય કર્મોના આદેશપૂર્વક સરજાયા છે, અને તે તે આદિષ્ટ અનુષ્ઠેય પોતપોતાના ધર્મોનુ, દરેક વર્ણના પ્રાણીઓ પાલન કરે, તો કર્તવ્યનિષ્ઠતાથી શ્રીપરમેશ્વરના પ્રસાદથી જ્ઞાન ઉપ-લબ્ધ કરીને મુક્ત થઇ શકે છે એ કહેવાના ઉદ્દેશથી આખી ગીતાના સારનો સગ્રહ કરીને કહેવાની ઇચ્છાથી, નવીન પ્રકરણ શરૂ કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ બોલ્યા —

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ॥
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

**पदच्छेदः**—ब्राह्मणक्षत्रियविशाम्, शूद्राणाम्, च, परंतप, कर्माणि, प्रविभक्तानि, स्वभावप्रभवैः, गुणैः.

**व्युत्पत्तिः**—प्रकर्षेण विभागेन भक्तानि इति प्रविभक्तानि. प्रकर्षेण भवति अस्मात् इति प्रभवः.

**समासाः**—ब्राह्मणाश्च क्षत्रियाश्च विशश्च इति ब्राह्मणक्षत्रियविशः, तेषां ब्राह्मणक्षत्रियविशाम् । परं शत्रुगणं तापयतीति परंतपः, तत्संबुद्धौ परंतप । स्वस्य भावः इति स्वभावः, स्वभाव एव प्रभवः येषां गुणानां ते स्वभावप्रभवाः, तैः स्वभावप्रभवैः ।

અન્વય અને અર્થ:—परंतप હે પરંતપ, ब्राह्मणक्षत्रियविशाम् બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યોના, च તથા, शूद्राणाम् શૂદ્રોના, स्वभावप्रभवैः સ્વભાવ એજ જેની ઉત્પત્તિનું કારણ છે તેવા, गुणैः ગુણો વડે कर्माणि કર્મો प्रविभक्तानि ખાસ વિભાગ પૂર્વક વહેંચી નાખવામાં આવ્યા છે

ભાવાર્થ—હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, એમ ચારે વર્ણના સ્વભાવ, એજ જેમની ઉત્પત્તિનું કારણ છે, તેવા સાત્વિકાદિ ગુણોના ભેદ પ્રમાણે, કર્મો ખાસ વિભાગપૂર્વક વહેંચી નાખવામાં આવ્યા છે ૪૧

અવતરણિકા—બ્રાહ્મણાદિ ચતુર્વર્ણના વિભક્ત કર્મો તે કયા છે, તે હવે જણાવે છે, તેમાં પ્રથમ બ્રાહ્મણનાં કર્મો કહે છે—

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ॥
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

पदच्छेदः—शमः, दमः, तपः शौचम्, क्षान्तिः, आर्जवम्, एव, च, ज्ञानम्, विज्ञानम्, आस्तिक्यम्, ब्रह्मकर्म-स्वभावजम्.

व्युत्पत्तिः—शुचेः भावः इति शौचम्. ऋजोः भावः इति आर्जवम्. ज्ञायते अनेन इति ज्ञानम्. विशिष्टं ज्ञानं इति विज्ञानम् अस्ति ईश्वरः कश्चित् नियता च इति भावः इति आस्तिक्यम् ।

समासाः—ब्रह्मणः कर्म इति ब्रह्मकर्म । स्वभावात् जायते इति स्वभावजम् ।

અન્વય અને અર્થ—शम અંતઃકરણનિગ્રહ, दम બાહ્યેન્દ્રિયનિગ્રહ, तप સાત્ત્વિક શ્રદ્ધાથી આચરવામાં આવતું શરીર વાણી અને મનનું ત્રિવિધ તપ, शौचम् મૃત્તિકા જલ ઇત્યાદથી બાહ્ય, તથા ભાવ શુદ્ધિથી આભ્યંતર એમ દ્વિવિધ શૌચ, क्षान्तिः ક્ષમા, च તથા, आर्जवम् સરલતા, एव તથા, ज्ञानम् શાસ્ત્રીય પદાર્થજ્ઞાન विज्ञानम् શાસ્ત્રીય જ્ઞાનના આચરણથી અનુભવાત્મક જ્ઞાન, आस्तिक्यम् શ્રદ્ધાળુ સ્વભાવ એ स्वभावजम् સાત્ત્વિકગુણ એજ સ્વભાવ તેનાથી જનિત, ब्रह्मकर्म બ્રાહ્મણ જાતિનાં કર્મ છે

ભાવાર્થ—અંતઃકરણનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, ત્રિવિધ તપ,

દ્વિવિધ શાસ્ત્ર, ક્ષમા, સરલતા જ્ઞાન વિજ્ઞાન અને આસ્તિકતા, એ નવ બ્રાહ્મણ જાતિના સાત્ત્વિકગુણરૂપી સ્વભાવજન્ય ખાસ વિશિષ્ટ કર્મ છે ૪૨

અવતરણિકા —બ્રાહ્મણના સ્વભાવજન્ય કર્મો કહી હવે ક્ષત્રિયોના સ્વભાવજન્ય કર્મો કહે છે —

शौर्य तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ॥
दानमीश्वरभावश्च क्षात्र कर्म स्वभावजम् ॥ ४३ ॥

पदच्छेदः—-शौर्यम्, तेजः, धृतिः, दाक्ष्यम्, युद्धे, च, अपि, अपलायनम्, दानम्, ईश्वरभावः, च, क्षात्रम्, कर्म, स्वभावजम्.

व्युत्पत्तिः—शूरस्य भावः इति शौर्यम् । दक्षस्य भावः इति दाक्ष्यम् । क्षत्रस्य इद इति क्षात्रम् ।

समासाः—न पलायनम् इति अपलायनम् । ईश्वरस्य भावः इति ईश्वरभाव ।

અન્વય અને અર્થ —शौर्यम् શૂરવીરતા, तेज તેજ, धृति મોટી આપત્તિમા પણ દેહ તથા ઇન્દ્રિયોને ટકાવી રાખવાની શાંત ચિત્તવૃત્તિ दाक्ष्यम् ચપલતા, च તથા, युद्ध યુદ્ધમા, अपि પણ, अपलायनम् અપરાઙ્મુખતા, दानम् દાન, च તથા, ईश्वरभाव પ્રભુત્વ, એ स्वभावजम् સ્વભાવ રજોગુણજન્ય, क्षात्रम् ક્ષત્રિયોના, कर्म કર્મ છે

ભાવાર્થ—શૂરવીરતા, તેજ, ધૃતિ, ચપલતા, યુદ્ધમાથી પ્રાણાન્તે પણ પાછો પાની નહિ કરવી તે, દાન, તથા પ્રભુત્વ એ સાત, સ્વભાવ-રજોગુણ-જન્ય ક્ષત્રિયોના કર્મ છે ૪૩.

અવતરણિકા.—ક્ષત્રિયોના રજોગુણજન્ય સ્વાભાવિક કર્મો કહી, હવે વૈશ્યોના તથા શૂદ્રોના કર્મો વિષે કહે છે—

कृषिगोरक्ष्यवाणिज्य वैश्यकर्म स्वभावजम् ॥
परिचर्यात्मक कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

पदच्छेदः—कृषिगौरक्ष्यवाणिज्यम्, वैश्यकर्म, स्वभावजम्, परिचर्यात्मकम्, कर्म, शूद्रस्य, अपि, स्वभावजम्.

व्युत्पत्तिः—गां रक्षतीति गोरक्षः, तस्य भावः गोरक्ष्यम् वणिजः कर्म इति वाणिज्यम्

समासाः—कृषिश्च गौरक्ष्य च वाणिज्य च इति कृषिगौरक्ष्यवाणिज्यम् । वैश्य ना कर्म इति वैश्यकर्म । परिचर्या आत्मा यस्य तत् परिचर्यात्मकम् ।

અન્વય અને અર્થ—कृषिगौरक्ष्यवाणिज्यम् ખેતી, ગાયનુ પાલન, તથા વાણિજ્ય, એ स्वभावजम् સ્વભાવજન્ય, वैश्यकर्म વૈશ્યોનુ કર્મ છે તથા, परिचर्यात्मकम् બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રિવર્ણની શુશ્રૂષા-સેવારૂપી कर्म કર્મ शूद्रस्य શૂદ્ર જાતિને, अपि પણ स्वभावजम् સ્વભાવજન્ય, કર્ કર્મ છે.

ભાવાર્થ.—ખેતીવાડી, પશુપાલન, તથા વાણિજ્ય, એ વૈશ્ય જાતિનુ સ્વભાવિક કર્મ છે, તથા બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય

એ ત્રિવર્ણની શુશ્રૂષા કરવી, તે કર્મ, શૂદ્ર જાતિને માટે પણ સ્વભાવજન્ય છે ૪૪

અવતરણિકા —એ પ્રમાણે કર્મના વિભાગ પ્રમાણે વર્તવાથી જે ફલ થાય છે તે કહે છે—

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

**पदच्छेदः**—स्वे, स्वे, कर्मणि, अभिरतः, संसिद्धिम्, लभते, नरः, स्वकर्मनिरतः, सिद्धिम्, यथा, विन्दति, तत्, शृणु.

**व्युत्पत्तिः**—सम्यक् सिद्धिः इति संसिद्धिः, तां संसिद्धिम् नितरां रतः इति निरतः

**समासाः**—स्वस्य कर्म इति स्वकर्म, तस्मिन् निरतः इति स्वकर्मनिरतः ।

અન્વય અને અર્થ —स्वे પોતાના, स्वे પોતાના, कर्मणि કર્મમાં, अभिरत નિરંતર લાગેલો, नर મનુષ્ય, संसिद्धम् મોક્ષરૂપી જ્ઞાનસિદ્ધિને लभते પ્રાપ્ત કરે છે, स्वकर्मनिरत પોતાના કર્મમાં સારી રીતે તત્પર મનુષ્ય, सिद्धिम् જ્ઞાનસિદ્ધિને, यथा જેવી રીતે, लभते મેળવે છે, तत् તે, शृणु સાભળ

**ભાવાર્થ**.—પોતપોતાના કર્મમાં સાવધાન મનુષ્ય, મોક્ષરૂપી જ્ઞાનસિદ્ધિને પ્રાપ્ત કરે છે, હે પાર્થ! પોતાના કર્મમાં

તત્પર મનુષ્ય જ્ઞાનસિદ્ધિને જે રીતે પ્રાપ્ત કરે છે, તે તુ મારી પાસેથી સાભળ ૪૫

અવતરણિકા —જ્ઞાનસિદ્ધિ પ્રાપ્ત કરવાના પ્રકાર વિષે જ વિવેચન કરે છે —

यतः प्रवृत्तिर्भूताना येन सर्वमिदं ततम् ॥
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धि विदति मानवः ॥ ४६ ॥

पदच्छेदः—यतः, प्रवृत्तिः, भूतानाम्, येन, सर्वम्, इदम्, ततम्, स्वकर्मणा, तम्, अभ्यर्च्य, सिद्धिम्, विन्दति, मानवः

व्युत्पत्तिः—मनोः अपत्यं पुमान् मानवः.

समासाः—स्वस्य कर्म इति स्वकर्म, तेन स्वकर्मणा ।

અન્વય અને અર્થ:—यत જેનાથી, भूतानाम प्राणी-ઓની, प्रवृत्ति ઉત્પત્તિ, ચેષ્ટા, ઇત્યાદિ ચાલે છે, येन તથા જે વડે, इदम् આ, सर्वम् સઘળુ જગત્, ततम् વ્યાપ્ત છે, तम् તેને, मानव મનુષ્ય, स्वकर्मणा પોતાના કર્મથી, अभ्यर्च्य પૂજીને, सिद्धिम् સિદ્ધિને, विदन्ति પામે છે

ભાવાર્થ —જેનાથી સમસ્ત પ્રાણિ જાતની ઉત્પત્તિ, ચેષ્ટા ઇત્યાદિ પ્રવર્તે છે, તથા જે ઈશ્વર વડે આ આખુ જગત્ વ્યાપ્ત થયેલુ છે, તેને મનુષ્ય પોતાના પૂર્વોક્ત કર્મોથી આરાધીને સિદ્ધિને પ્રાપ્ત કરે છે ૪૬

અવતરણિકા—એ પ્રમાણે સ્વધર્મ નિયત કર્મો કરવાથી, મનુષ્ય પરમ સિદ્ધિને પ્રાપ્ત કરે છે, તેથી મનુષ્યની ફરજ છે, કે તેણે મોહવશ થઇ પારકા ધર્મને વિશિષ્ટ માનીને, પોતાના ધર્મની અવગણના કરવી નહિ, એમા જ તેનુ ખરૂ શ્રેય રહેલુ છે, તે ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥

**पदच्छेदः**—श्रेयान्, स्वधर्मः, विगुणः, परधर्मात्, स्वनुष्ठितात्, स्वभावनियतम्, कर्म, कुर्वन्, न, आप्नोति, किल्बिषम्

**व्युत्पत्तिः**—अतिशयेन प्रशस्यः इति श्रेयान् । नियमेन यत इति नियतम्.

**समासाः**—स्वश्चासौ धर्मश्च इति स्वधर्मः । विगताः गुणाः यस्मात् स विगुण । परस्य धर्मः इति परधर्मः, तस्मात् परधर्मात् । सुष्ठु अनुष्ठित इति स्वनुष्ठितः, तस्मात् स्वनुष्ठितात् । स्वभावेन नियत इति स्वभावनियतम् ॥

અન્વય અને અર્થ:—स्वनुष्ठितात् સુખથી આચરી શકાય તેવા, परधर्मात् પારકાના ધર્મથી, विगुणः કંઇક ઓછી વિશિષ્ટતાવાળો, અથવા કઠિન, स्वधर्म પોતાનો ધર્મ, श्रेयान् અતિશય કલ્યાણકારક છે, स्वभावनियतम् ગુણોના ભેદ પ્રમાણે પ્રત્યેક વર્ણના સ્વભાવમૂલક, कर्म કર્મ, कुर्वन् કરતો મનુષ્ય, किल्बिषम् પાપને, आप्नोति પામતો, न નથી

ભાવાર્થ—સુખથી આચરી શકાય તેવા પારકા ધર્મથી, કંઈક ઓછી વિશિષ્ટતાવાળો, અથવા કઠિન પણ, પોતાનો ધર્મ, અતિશય કલ્યાણકારક છે ગુણોના ભેદ પ્રમાણે પોતપોતાના વર્ણના સ્વભાવમૂલક કર્મો પ્રત્યેક મનુષ્ય કરતો રહે, તો તેને જરા પણ પાતક લાગતુ નથી ૪૭

અવતરણિકાઃ—પોતાના વર્ણ તથા આશ્રમ પ્રમાણે શાસ્ત્ર-વિહિત નિયત કર્મો કરવામા કર્મબધ કે પાપ નથી, પણ અગર પોતાના વર્ણ, કે ધર્મથી જરા પણ વિપરીત આચ-રણ કરે, તો મનુષ્ય પોતાને હાથે જ, પોતાની જાતને ભવમા મૂકે છે, એવી વ્યવસ્થા હોવાથી તથા કર્મ કર્યા સિવાય કોઈ પણ અનાત્મજ્ઞ મનુષ્ય રહી શકતો નથી તેથી સ્વભાવ નિયત કર્મો કોઈ પણ જાતની દ્વેષદ્રષ્ટિ ન રાખીને કરવાં જોઈએ, અને એમ કરતા મનુષ્ય કર્મના બધનમા આવતો નથી, તે જણાવે છે —

सहज कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ॥
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

**पदच्छेदः**—सहजम्, कर्म, कौन्तेय, सदोषम्, अपि, न, त्यजेत्, सर्वारम्भाः, हि, दोषेण, धूमेन, अग्निः, इव, आवृताः.

**व्युत्पत्तिः**—सह जातं इति सहजम् । आरभ्यन्ते इति आरम्भाः ।

**समासाः**—दोषेण सहवर्तमान इति सदोषम् । सव च आरम्भा श्च इति सर्वारम्भाः ।

**અન્વય અને અર્થ**—**कौन्तेय** હે કૌન્તેય, **सहजम्** સ્વભાવ જન્ય, **कर्म** કર્મ, **सदोषम्** દોષવાળુ હોય, **अपि** તોપણ, **त्यजेत्** ત્યાગ કરવો, **न** નહિ, **हि** કારણ કે, **धूमेन** ધૂમાડા વડે **अग्नि** અગ્નિ, **इव** જેવી રીતે ઢકાયેલો છે તેવી રીતે, **सर्वारम्भाः** બધા જ કર્મો, **दोषेण** દોષથી, **आवृताः** ઢકાયેલા છે

**ભાવાર્થ**:—હે કૌન્તેય ! સ્વભાવજન્ય કર્મ, દોષયુક્ત હોય, તો પણ તેનો ત્યાગ કરવો નહિ કારણ કે ધુમાડા વડે જેવી રીતે અગ્નિ ઢકાયેલો છે, તેવી રીતે બધા જ કર્મો દોષથી આવૃત છે, માટે કર્મથી રહિત-અક્રિય-થવાની દશા પહેલા કર્મ કરતા રહેવાની દશામા પ્રત્યેક જીવાત્માએ સ્વભાવનિયત, શાસ્ત્રવિહિત, કર્મો, અવશ્ય કરતા રહેવા જોઇએ ૪૮

**અવતરણિકા**—નિષ્કામ, કર્મયોગથી, જ્ઞાનયોગની પ્રાપ્તિ થાય છે, તેના પરિણામે બ્રહ્માત્મૈક્ય સબંધિની નૈષ્કર્મ્ય સિદ્ધિ, જ્ઞાનીને કેવી રીતે પ્રાપ્ત થાય છે તે કહે છે—

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ॥
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

**पदच्छेदः**—असक्तबुद्धिः, सर्वत्र, जितात्मा, विगतस्पृहः, नैष्कर्म्यसिद्धिम्, परमाम्, संन्यासेन, अधिगच्छति ।

**समासाः**—असक्ता बुद्धि यस्य स असक्तबुद्धिः ।

जितः आत्मा येन स जितात्मा । विशेषेण गता स्पृहा यस्मात् स विगतस्पृहः । निर्गतानि कर्माणि यस्मात् स निष्कर्मा, तस्य भावः नैष्कर्म्यम्, नैष्कर्मस्य सिद्धिः इति नैष्कर्म्यसिद्धि, तां नैष्कर्म्यसिद्धिम् ।

અન્વય અને અર્થ—**सर्वत्र** પુત્ર સ્ત્રી ઇત્યાદિમાં, **असक्तबुद्धि** આસક્તિ રહિત બુદ્ધિવાળો, **जितात्मा** વશીભૂત અંતઃકરણવાળો, **विगतस्पृह** શરીર, જીવિત તથા ભોગોમાં, જેની સ્પૃહા નિવૃત્ત થઇ છે, તેવો આત્મજ્ઞાની, **सन्यासेन** સમ્યગ્દર્શનપૂર્વક સર્વ કર્મ સન્યાસ વડે **परमाम्** સૌથી ઉત્કૃષ્ટ, **नैष्कर्म्यसिद्धिम्** કર્મજન્ય સિદ્ધિથી જુદી જ સદ્યોમુક્તિ-પરિણામદાયિની સિદ્ધિને **अधिगच्छति** પ્રાપ્ત કરે છે

ભાવાર્થ—પુત્ર, સ્ત્રી, ઇત્યાદિ પ્રિય વસ્તુઓમાં પણ આસક્તિ રહિત, વશ, અંતઃકરણવાન તથા ભોગ્ય વસ્તુઓમાં સ્પૃહારહિત આત્મજ્ઞાની, સમ્યગ્દર્શનપૂર્વક સર્વ કર્મ સન્યાસ વડે, સૌથી ઉત્કૃષ્ટ કર્મજન્ય સિદ્ધિને પામે છે ૪૯

અવતરણિકા—ઉપરના શ્લોકમાં કહેલા અનાસક્તિ, સંયમ, નિસ્પૃહા, તથા ત્યાગ, એ સાધનોથી યુક્ત "સર્વકર્મ સન્યાસી"ને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં સાધનક્રમ કહે છે—

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ॥
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

**पदच्छेदः—सिद्धिम्, प्राप्तः यथा, ब्रह्म, तथा, आप्नोति, निबोध, मे, समासेन, एव, कौन्तेय, निष्ठा, ज्ञानस्य, या, परा.**

व्युत्पत्तिः—निश्चयेन बोध इति निबोध.

અન્વય અને અર્થ—सिद्धिम् નૈષ્કર્મ્ય સિદ્ધિને, प्राप्तः પામેલો મુમુક્ષુ, यथा જેવી રીતે, ब्रह्म બ્રહ્મને आप्नोति પામે છે, तथा તે તથા, कौन्तेय હે કૌન્તેય, ज्ञानस्य જ્ઞાનની, या જે, परा ઉત્કૃષ્ટ, निष्ठा પરિસમાપ્તિ તે, मे મારા વચનથી, समासेन ટુંકાણમાં, निबोध સાભળ

ભાવાર્થ—નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત થયેલો મુમુક્ષુ જેવી રીતે બ્રહ્મને પામે છે તે, તથા, હે કૌન્તેય! જ્ઞાનની જે ઉત્કૃષ્ટ પરિસમાપ્તિ તે વિષે તું મારા વચનોથી ટુંકાણમાં સાંભળ ૫૦

અવતરણિકાઃ—તે જ જ્ઞાનની શ્રેષ્ઠ નિષ્ઠા–પરિસમાપ્તિ કેવી રીતે કરવી, તે કહે છે—

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ॥
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ॥
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

अहङ्कारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ॥
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

पदच्छेदः—बुद्ध्या, विशुद्धया, युक्तः, धृत्या, आत्मानम्, नियम्य, च, शब्दादीन्, विषयान्, त्यक्त्वा, राग-

द्वेषौ, व्युदस्य, च, विविक्तसेवी, लघ्वाशी, यतवाक्कायमानसः, ध्यानयोगपरः, नित्यम्, वैराग्यम्, समुपाश्रितः; अहंकारम्, बलम्, दर्पम्, कामम्, क्रोधम्, परिग्रहम्, विमुच्य, निर्ममः, शान्तः, ब्रह्मभूयाय, कल्पते.

**व्युत्पत्तिः**—विशेषेण शुद्धा इति विशुद्धा, तया विशुद्धया। विशेषेण उदस्य इति व्युदस्य. विशेषेण विक्तान् देशान् सेवितुं शीलं अस्य इति विविक्तसेवी. सम्यक् उपाश्रितः इति समुपाश्रितः विशेषेण मुच्यत इति विमुच्य।

**समासाः**—शब्दः आदौ येषां ते शब्दादय, तान् शब्दादीन्। रागश्च द्वेषश्च इति रागद्वेषौ, तौ रागद्वेषौ। लघु अशन शीलं यस्य सः लघ्वाशी। वाक् च कायश्च मनश्च इति वाक्कायमनांसि, यतानि वाक्कायमनांसि यस्य स यतवाक्कायमानसः। ध्यानं—आत्मस्वरूपचिन्तन, च योग—आत्मस्वरूपविषये एव एकाग्रीकरण—च इति ध्यानयोगौ, ध्यानयोगौ परौ यस्य सः ध्यानयोगपरः। विगतः रागः यस्मात् सः विरागः, विरागस्य भावः इति वैराग्यम्। निर्गतः ममभावः यस्मात् सः निर्ममः। ब्रह्मण भवन इति ब्रह्मभूय, तस्मै ब्रह्मभूयाय।

અન્વય અને અર્થઃ—विशुद्धया માયારહિત અત્યંત શુદ્ધ, बुद्धया બુદ્ધિથી, युक्त યુક્ત મનુષ્ય, धृत्या ધૈર્યથી आत्मानम् આત્માને, नियम्य નિયમમાં રાખીને, च તથા, शब्दादीन् શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ઇત્યાદિ, विषयान् ઇંદ્રિયોના વિષયોને, त्यक्त्वा છોડીને, च તથા, रागद्वेषौ આસક્તિ અને દ્વેષને, व्युदस्य

સર્વથા ત્યાગીને, **विविक्तसेवी** એકાંત પ્રદેશોને સેવવાના શીલ-વાળો, **लघ्वाशी** અલ્પ ભોજનની ટેવવાળો, **यतवाक्कायमानस** વાણી, શરીર, અને મન, જેનાં પરમ સંયમમાં છે તેવો, **नित्यम्** નિરંતર **ध्यानयोगपर** આત્મસ્વરૂપ-ચિન્તન અને આત્મસ્વરૂપ એકાગ્રતા, નિમગ્નતા, એજ જેને ખાસ કર્તવ્ય છે, તેવો, **वैराग्यम्** વિરક્તિને, **समुपाश्रित** નિરંતર સેવનારો, **अहङ्कारम्** શરીર, ઇંદ્રિયો ઈત્યાદિમાં અહંકાર **बलम्** કામરાગાદિ યુક્ત સામર્થ્ય, સ્વાભાવિક શરીરબલ નહિ, **दर्पम्** લૌકિક હર્ષ પછી ઉત્પન્ન થતી ઉચ્છૃંખલતા, **कामम्** કામનાઓ-ઇચ્છાઓ-અભિલાષાઓ, **क्रोधम्** ક્રોધ, **परिग्रहम्** શરીરધારણના પ્રસંગના બહાના હેઠળ બાહ્ય સંગ્રહ, **विमुच्य** ઇત્યાદિ સર્વ દુર્ગુણોને છોડીને, **निर्मम** બીલકુલ મમતારહિત થયેલો, **शान्त** પ્રશાન્ત અંતઃકરણવાળો, **ब्रह्मभूयाय** બ્રહ્મપ્રાપ્તિમાં, **कल्पते** સમર્થ થાય છે

**ભાવાર્થ** —અત્યંત વિશુદ્ધ-બુદ્ધિથી યુક્ત મુમુક્ષુ, ધીરજથી પોતાના આત્માને નિયમમાં રાખીને, તથા શબ્દ, સ્પર્શાદિ ઇંદ્રિયોના વિષયોને, તથા આસક્તિ અને દ્વેષનો પણ સદંતર ત્યાગ કરીને જ્યારે એકાંત પ્રદેશને સેવવાના તથા સૂક્ષ્મ-ભોજનના શીલવાળો, તથા વાણી, શરીર, અને મન, જેને વશમાં છે તેવો, તથા આત્મચિન્તન, અને આત્મસ્વરૂપમાં એકાગ્રતા જ, જેને પરમ કર્તવ્ય છે તેવો, તથા અહંકાર, દાંભિક બલ, ઉચ્છૃંખલતા, કામનાઓ, ક્રોધ, બાહ્યસંગ્રહની વૃત્તિ, ઇત્યાદિ સર્વ દુર્ગુણો છોડીને, મમતારહિત અને પ્રશાન્ત ચિત્તનો થાય છે ત્યારે જ, બ્રહ્મપ્રાપ્તિમાં તે સમર્થ થાય છે ૫૧-૫૨-૫૩

અનતરશ્રેણિકા —ઉપરોક્ત ક્રમથી બ્રહ્માવસ્થાને પ્રાપ્ત થયે-
ાને, પ્રાપ્ત ન થયેલુ પ્રાપ્ત કરવાનુ, કે લૌકિક દૃષ્ટિએ
ાપ્યનો શોચ કરવાનો રહેતો નથી, અર્થાત્ "જે બ્રહ્મને જાણે
। બ્રહ્મ જ છે" "यो ब्रह्म वेदस ब्रह्मैव भवति" એ શ્રુતિ
ાકય પ્રમાણે, તેમાથી મનુષ્યના બધા સાધારણ ધર્મો દૂર
ાઇ જાય છે તે હકીકત કહે છે—

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

पदच्छेदः—ब्रह्मभूतः, प्रसन्नात्मा, न, शोचति, न,
ाङ्क्षति, समः, सर्वेषु, भूतेषु, मद्भक्तिम्, लभते, पराम् ।

व्युत्पत्तिः—न ब्रह्म अब्रह्म, अब्रह्म ब्रह्म इव भूतः
ति ब्रह्मभूतः

समासाः—प्रसन्नश्चासा आत्मा च यस्य सः प्रसन्नात्मा ।
ाम भक्तिः इति मद्भक्तिः, ता मद्भक्तिम् ।

અન્વય અને અર્થ:—ब्रह्मभूत બ્રહ્મને પામેલો બ્રહ્મસ્વરૂપ
, प्रसन्नात्मा પ્રસન્ન-આનદમય-આત્મા, शोचति શોક કરતો
। નથી, काङ्क्षति આકાક્ષા પણ કરતો, न નથી, सर्वेषु સમસ્ત
ूतेषु પ્રાણિઓમા, सम સમાનદૃષ્ટિવાળો તે, पराम् શ્રેષ્ઠ-
ાનલક્ષણા, मद्भक्तिम् મારી ભક્તિને, लभते પ્રાપ્ત કરે છે

ભાવાર્થ:—બ્રહ્મને પામેલો, બ્રહ્મસ્વરૂપ જ થયેલો આનદ-
મય આત્મા, કોઇનો શોક કરતો નથી, કે કોઇ વસ્તુની આકાક્ષા

કરતો નથી, તેમજ ભૂતમાત્રમાં સમાન દૃષ્ટિવાળો રહીને, મારામ જ્ઞાનલક્ષણા પરમ ભક્તિ પ્રાપ્ત કરે છે ૫૪

અવતરણિકા:—ઉપરોક્ત ક્રમથી અદ્વૈત આત્મતત્ત્વ-પ્રદર્શક જ્ઞાનલક્ષણા ભક્તિ, મુમુક્ષુને પ્રાપ્ત થયા પછી તેનુ ફલ કહે છે —

> भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ॥
> ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥५५॥

**पदच्छेद.**—भक्त्या, माम्, अभिजानाति, यावान, यः, च, अस्मि, तत्त्वतः, ततः, माम्, तत्त्वतः, ज्ञात्वा, विशते, तदनन्तरम्

**व्युत्पत्तिः**—अभितः जानाति इति अभिजानाति । यावत् परिमाण अस्य अस्तीति यावान्

**समासा.**—तत्त्वेन यथा स्यात्तथा इति तत्त्वतः । न अन्तरं यथा स्यात्तथा इति अनन्तरम्, तस्य अनन्तरम् इति तदनन्तरम् ।

અન્વય અને અર્થ —भक्त्या મારી કૃપાએ મેળવેલી ભક્તિના પ્રભાવે, यावान् હું જેટલા પ્રમાણમા च તથા, यः જે, अस्मि છુ, તે, तत्त्वतः તત્ત્વજ્ઞાનપૂર્વક, अभिजानाति સમગ્રતાથી જાણે છે, माम् મને, तत्त्वतः તત્ત્વથી, ज्ञात्वा જાણીને, ततः પછી, तदनन्तरम् તે જ્ઞાનની પણ ઉપરતિ પછી, माम् મારામા, विशन्ति પ્રવેશ કરે છે-એક જ સ્વરૂપ થઈ જાય છે

ભાવાર્થઃ—મારી કૃપાએ મેળવેલી પરમ ભક્તિના પ્રભાવે મુમુક્ષુ, હુ જેટલી મહત્તાવાળો, તથા જે કંઈ છુ, તે સઘળુ તત્ત્વજ્ઞાનપૂર્વક જાણે છે, અને એવી રીતે મને તત્ત્વથી જાણ્યા પછી, તે જ્ઞાનની પણ ઉપરતિ પછી, તે મારામા પ્રવેશ કરે છે, અર્થાત્ મારામા એક સ્વરૂપ જ થઈ જાય છે ૫૫

અવતરણિકા—વર્ણ, તથા આશ્રમના ધર્મો પ્રમાણે, પોતપોતાના કર્તવ્યથી પ્રાણી ભગવાન્ના ભક્તિયોગની પ્રાપ્તિ કરી શકે છે, જેનુ ફલ તે મુમુક્ષુને જ્ઞાનનિષ્ઠામા યોગ્યતા પ્રાપ્ત થાય છે, તેથી હવે જે ભક્તિયોગના પ્રભાવે પરિણામે મોક્ષફલદાયક જ્ઞાનનિષ્ઠા હાથ લાગે છે, તે ભક્તિયોગની પ્રશસા કરે છે—

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ॥
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

पदच्छेदः—सर्वकर्माणि, अपि, सदा, कुर्वाणः, मद्व्यपाश्रयः, मत्प्रसादात्, अवाप्नोति, शाश्वतम्, पदम्, अव्ययम्

व्युत्पत्तिः—करोतीति कुर्वाणः ।

समासाः—सर्वाणि च कर्माणि च इति सर्वकर्माणि । अहं एव विशेषेण अप-समीपम्-आश्रयः यस्य सः मद्व्यपाश्रयः । मम प्रसादः इति मत्प्रसादः, तस्मात् मत्प्रसादात् ।

અન્વય અને અર્થ—સદા નિરન્તર, મદ્વ્યપાશ્રયઃ મારો જ આશ્રય રાખીને, સર્વકર્માણિ બધા કર્મોને, કુર્વાણ કરતો રહે

**अपि** તો પણ, **मत्प्रसादात्** મારા અનુગ્રહથી, **शाश्वतम्** નિત્ય **अव्ययम्** અને અવિનાશી, **पदम्** પદને, **अवाप्नोति** પામે છે

**ભાવાર્થ**:—નિરંતર મારે જ પરાયણ રહીને, પોતાના બધા કર્મો મનુષ્ય કરતો રહે, તો પણ ઉપરોક્ત ક્રમથી મારો અનુગ્રહ મેળવી, નિત્ય તથા અવિનાશી પરમ વૈષ્ણવ—પદને પામે છે ૫૬

અવતરણિકા —ઈશ્વરભક્તિ, ઈશ્વર–શરણ, અનન્યભાવ, તથા સ્વકર્માનુષ્ઠાન, ઇત્યાદિ સાધનોથી પરમપદની પ્રાપ્તિ થઈ શકે છે તેથી તે તે સાધનોમા ' તારે અવશ્ય પ્રયત્ન ચાલુ રાખવો " એમ અર્જુનને ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે --

चेतसा सर्वकर्माणि मयि सन्यस्य मत्परः ॥
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सतत भव ॥ ५७ ॥

**पदच्छेदः**—चेतसा, सर्वकर्माणि, मयि, संन्यस्य, मत्परः, बुद्धियोगम्, उपाश्रित्य, मच्चित्तः, सततम्, भव

**व्युत्पत्तिः**—सम्यक् न्यस्य इति सन्यस्य.

**समासाः**—अह एव परः यस्य स मत्पर । बुद्धिः—समाहिता बुद्धिः एव योगः इति बुद्धियोग त बुद्धियोगम् । मयि एव चित्त यस्य सः मच्चित्तः ।

**અન્વય અને અર્થ**—**चेतसा** અંતઃકરણથી, **सर्वकर्माणि** સઘળા કર્મોને, **मयि** મારામા **सन्यस्य** અર્પણ કરીને, **मत्पर**

મારે જ પરાયણ રહીને, बुद्धियोगम् સ્થિર બુદ્ધિરૂપી યોગ- નિષ્કર્મયોગનો, उपाश्रित्य આશ્રય કરીને, सततम् નિરંતર, मच्चित्तः મારામાં લાગેલા ચિત્તવાળો, भव થા

ભાવાર્થ—અંતઃકરણથી સઘળાં કર્મોને મારામાં અર્પણ કરીને મારે જ પરાયણ રહી, સ્થિર બુદ્ધિરૂપી નિષ્કામ-કર્મયોગનો આશ્રય કરીને, નિરંતર મારામાં નિમગ્ન ચિત્ત-વાળો થા ૫૭

અવતરણિકા—"મારામાં નિમગ્ન ચિત્ત થવાથી, જે શુભ ફ્લની પ્રાપ્તિ થાય છે તે, તથા તેમ ન કરવાથી જે અનિષ્ટ પરિણામ આવે છે, તે તું જાણી લે" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ॥
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥

पदच्छेदः—मच्चित्तः, सर्वदुर्गाणि, मत्प्रसादात्, तरिष्यसि, अथ, चेत्, त्वम्, अहंकारात् न, श्रोष्यसि, विनङ्क्ष्यसि.

व्युत्पत्तिः—विशेषेण नङ्क्षसि इति विनङ्क्ष्यसि ।

समासाः—मयि एव चित्त यस्य स मच्चित्त । सर्वाणि च दुर्गाणि च इति सर्वदुर्गाणि तानि सर्वदुर्गाणि । मम प्रसादः इति मत्प्रसाद , तस्मात् मत्प्रसादात् ।

અન્વય અને અર્થ—मच्चित्त મારામાં ચિત્તને અર્પણ કરવાથી, मत्प्रसादात् મારા અનુગ્રહ વડે, सर्वदुर्गाणि બધી

મુશ્કેલીઓને, तरिष्यसि તુ સહેલાઈથી ઓળગી જઈશ, अथ અને, चेत् કદાચિત્ જો, त्वम् તુ, अहङ्कारात् અહકારથી, श्रोष्यसि મારૂ કહેલુ સાભળીશ, न નહિ, विनङ्क्ष्यसि તો તદ્દન નષ્ટ થઈ જઈશ

ભાવાર્થ—મારામા ચિત્તને અર્પણ કરવાથી, મારો અનુગ્રહ પ્રાપ્ત કરી, તે વડે બધી મુશ્કેલીઓને તુ સહેલાઇથી ઓળગી જઇશ અને કદાચિત્ જો તુ અહકારથી મારૂં કહેલુ સાભળીશ નહિ તો અવશ્ય તારો નાશ થઇ જશે ૫૮.

અવતરણિકા—અગર અર્જુન એમ કહે કે "હુ સ્વતત્ર છુ, બીજાનુ કહેલુ હુ શા માટે કરૂ?" તો તેના જવાબમાં ભગવાન્ તેની પ્રકૃતિ-પરતત્રતા બતાવે છે—

यदहङ्कारमाश्रित्य न योत्स्य इति मन्यसे ॥
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥

पदच्छेदः—यत्, अहङ्कारम्, आश्रित्य, न योत्स्ये, इति, मन्यसे, मिथ्या, एषः, व्यवसायः, ते, प्रकृतिः, त्वाम्, नियोक्ष्यति

व्युत्पत्तिः—आसमन्तात् श्रित्य इति आश्रित्य. निश्चयेन योक्ष्यति इति नियोक्ष्यति

અન્વય અને અર્થ—अहङ्कारम् અહકારનો, आश्रित्य આશ્રય કરીને योत्स्ये હુ યુદ્ધ કરીશ, न નહિ, यत् એમ જે, मन्यसे તુ માને છે, एषः એ, ते તારો, व्यवसाय વ્યાપાર,

मिथ्या તદ્દન વ્યર્થ છે, કારણ કે, प्रकृति તારી ક્ષાત્રપ્રકૃતિ જ, त्वाम् તને, नियोक्ष्यति યુદ્ધમાં નિયુક્ત કરશે

**ભાવાર્થ:**—અહંકારનો આશ્રય કરીને ' હું યુદ્ધ કરીશ, નહિ " એમ જે તું માને છે, તે તારો વ્યાપાર તદ્દન વ્યર્થ છે, કારણ કે તારી ક્ષાત્રપ્રકૃતિ જ તને યુદ્ધમાં નિયુક્ત કરશે ૫૯

અવતરણિકા:—પ્રાણિમાત્રની પ્રકૃતિ–પરાધીનતા દર્શાવે છે.

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणाः ॥
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६०॥

**पदच्छेदः**—स्वभावजेन, कौन्तेय, निबद्धः, स्वेन, कर्मणा, कर्तुम्, न, इच्छसि, यत्, मोहात्, करिष्यसि, अवशः, अपि, तत्.

**व्युत्पत्तिः**—नितान्तं बद्धः इति निबद्धः ।

**समासाः**—स्वस्य भाव इति स्वभाव, तस्मात् जायते इति स्वभावजं तेन स्वभावजेन । न वशः इति अवश ।

**અન્વય અને અર્થ**—कौन्तेय હે કૌન્તેય ! स्वभावजेन પ્રકૃતિજન્ય, स्वेन પોતાના, कर्मणा કર્મથી, निबद्ध બંધાયેલો છતાં, यत् જે, मोहात् અવિવેકથી, कर्तुम् કરવાને, इच्छसि ઇચ્છતો, न નથી तत् તે, अपि પણ, अवश પ્રકૃતિને આધીન હોવાથી, करिष्यसि અવશ્ય કરીશ

ભાવાર્થ—સર્વની માફક પ્રકૃતિજન્ય પોતાના વર્ણ તથા ધર્મના સ્વાભાવિક કર્મોથી બંધાએલો હોવા છતાં, માત્ર અવિવેકથી જે કરવાને તું હાલ ઇચ્છતો નથી, તે પણ પ્રકૃતિને વશ હોવાથી, પરાણે પણ તું અવશ્ય કરીશ ૬૦

અવતરણિકા—એ પ્રમાણે પ્રાણીઓની પ્રકૃતિ-પરતંત્રતા કહી, હવે અંતર્યામી ઇશ્વર પાસે પણ પરતંત્રતા કહે છેઃ—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥

**पदच्छेदः**—ईश्वरः, सर्वभूतानाम्, हृद्देशे, अर्जुन तिष्ठति, भ्रामयन्, सर्वभूतानि, यन्त्रारूढानि, मायया

**व्युत्पत्तिः**—भ्रामयतीति भ्रामयन्

**समासाः**—सर्वाणि च भूतानि च इति सर्वभूतानि, तेषां सर्वभूतानाम् । हृदयस्य देशः हृद्देशः, तस्मिन् हृद्देशे । यन्त्राणि आरूढानि इति यन्त्रारूढानि ।

અન્વય અને અર્થ—अर्जुन હે અર્જુન, ईश्वर ઈશ્વર સર્વભૂતાનામ્ પ્રાણીમાત્રના, हृद्देशे હૃદયપ્રદેશમાં, मायया યોગમાયા વડે, सर्वभूतानि પ્રાણીમાત્રને, यन्त्रारूढानि યંત્ર પર ચઢાવેલી, भ्रामयन् પુતળીઓની માફક ભ્રમણ કરાવતો, तिष्ठति રહે છે

ભાવાર્થ—હે અર્જુન! પરમાત્મા પ્રાણિમાત્રના હૃદયપ્રદેશમાં પોતાની યોગમાયા વડે, પ્રાણીમાત્રને યંત્ર પર બેસાડેલી પુતળીઓની માફક ભ્રમણ કરાવતો રહે છે ૬૧

અવતરણિકાઃ—એ પ્રમાણે જન્તુમાત્ર ઇશ્વરને આધીન હોવાથી, મુમુક્ષુએ ઇશ્વરને જ શરણે જવું ઘટે, તેથી —

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥**

**पदच्छेदः**—तम्, एव, शरणम्, गच्छ, सर्वभावेन, भारत, तत्प्रसादात्, पराम्, शान्तिम्, स्थानम्, प्राप्स्यसि, शाश्वतम्

**व्युत्पत्तिः**—प्रकर्षेण आप्स्यसि इति प्राप्स्यसि

**समासाः**—सर्वश्चासौ भावश्च इति सर्वभावः, तेन सर्वभावेन । तस्य प्रसाद इति तत्प्रसादः, तस्मात् तत्प्रसादात् ।

**અન્વય અને અર્થ**—भारत હે ભારત, तम् તેને, एव જ सर्वभावेन સમગ્રભાવથી, शरणम् શરણે, गच्छ જા तत्प्रसादात् તે પરમાત્માના અનુગ્રહથી, पराम् પરમ, शान्तिम् શાતિને તથા, शाश्वतम् શાશ્વત-નિત્ય, स्थानम् વિષ્ણુના પરમ પદને, प्राप्स्यसि ઘણી સહેલાઇથી પ્રાપ્ત કરીશ

**ભાવાર્થ**—હે અર્જુન ! ઉપર કહેવામાં આવેલ સર્વાન્તર્યામી, અને સર્વ પ્રવર્તક-પરમાત્માને જ, મન વાણી અને કર્મના સમગ્ર ભાવોથી, તું શરણે જા તે પરમાત્માના અનુગ્રહથી સર્વોત્કૃષ્ટ શાન્તિ, તેમજ વિષ્ણુના નિત્ય-પરમપદને તું ઘણી સહેલાઇથી પ્રાપ્ત કરી શકીશ ૬૨

અવતરણિકા—આખી ભગવદ્ગીતાનો ઉપસંહાર કરતાં કહે છે —

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतर मया ॥
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

**पदच्छेदः**—इति, ते, ज्ञानम्, आख्यातम्, गुह्यात्, गुह्यतरम्, मया, विमृश्य, एतत्, अशेषेण, यथा, इच्छसि, तथा, कुरु.

**व्युत्पत्तिः**—अतिशयेन गुह्यं इति गुह्यतरम् । विशेषेण मृश्य इति विमृश्य.

**समासाः**—न शेष विद्यते यस्य तत् अशेष, तेन अशेषेण ।

અન્વય અને અર્થ—इति એ પ્રમાણે, गुह्यात् ગુપ્તથી गुह्यतरम् પણ અત્યંત ગુપ્ત રાખવા લાયક, ज्ञानम् જ્ઞાન, मया મેં ते તને, आख्यातम् કહ્યું છે, एतत् એ જ્ઞાનને, अशेषेण સંપૂર્ણપણે विमृश्य વિચાર કરીને, यथा જેમ, इच्छसि તારી ઇચ્છામાં આવે, तथा તેમ, कुरु કર.

ભાવાર્થ:—એ પ્રમાણે અતીવ ગુપ્તમાં ગુપ્ત રાખવા લાયક જ્ઞાન, મેં તને સવિસ્તર કહી દીધું છે, હવે એ જ્ઞાનનો યથાર્થ, સંપૂર્ણતાથી વિચાર કરીને પછી જેમ ત્હારી ઇચ્છા હોય તેમ કર ૬૩

અવતરણિકા—એ પ્રમાણે સમસ્ત ગીતાના પૂર્વાપર સંદર્શન દ્વારા તાત્પર્ય નક્કી કરવા કે પામવાને અર્જુન અસમર્થ છે, એમ સમજી અતિ વાત્સલ્યથી ભગવાન્ શ્રીકૃષ્ણ

પોતે જ પોતાના સમગ્ર વક્તવ્યનો ઉપસંહાર કરતા ત્રણ શ્લોકથી કહે છે —

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वच. ॥
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४ ॥

**पदच्छेदः**—सर्वगुह्यतमम्, भूयः, शृणु, मे, परमम्, वचः, इष्टः, असि, मे, दृढम्, इति ततो, वक्ष्यामि, ते, हितम्.

**व्युत्पत्ति.**—गूहितु उचितं इति गुह्यम्

**समासाः**—सर्वाणि च गुह्यानि च इति सर्वगुह्यानि, तेषु अतिशयेन गुह्य इति सर्वगुह्यतमम् ।

અન્વય અને અર્થ —भूय ફરીને પણ सर्वगुह्यतमम् બધાં ગુપ્ત રાખવાલાયક રહસ્યોમા પણ અતિ ગુપ્ત, मे મારૂ, परमम् અત્યંત ઉત્કૃષ્ટ, वच વચન, शृणु સાભળ, मे મારો, दृढम् અત્યંત-અવ્યભિચારી-અનન્યપરાયણ, इष्ट પ્રિય, असि છે, इति એમ સમજીને, ते તારૂ, हितम् પરમહિત, वक्ष्यामि હુ કહીશ

**ભાવાર્થ** —હે પાર્થ ! ફરીને પણ, બધા ગુપ્ત રાખવાલાયક રહસ્યોમા પણ અતિ ગુપ્ત મારૂ વચન સાભળ તું મારો અનન્ય પ્રિય છે, એમ સમજીને જ તારૂ પરમ હિત થાય, તેવુ હુ કહીશ ૬૪

અવતરણિકા —ઉપરોક્ત પ્રસ્તુત ગુહ્યજ્ઞાન કહે છે —

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**

**पदच्छेदः**—मन्मनाः, भव, मद्भक्तः, मद्याजी, माम्, नमस्कुरु, माम्, एव, एष्यसि, सत्यम्, ते प्रतिजाने, प्रियः, असि, मे.

**समासाः**—मयि एव मनः यस्य सः मन्मना । मम भक्तः इति मद्भक्तः । माम् यष्टुं शीलं अस्य अस्तीति मद्याजी ।

**અન્વય અને અર્થ.**—**मन्मना** મારામાં જ મનવાળો, **मद्भक्तः** મારો જ ભક્ત, **मद्याजी** મારૂં યજન કરનાર, **भव** થા **माम्** મને, **नमस्कुरु** નમસ્કાર કરતો રહે, એથી, **माम्** મને, **एव** જ, **एष्यसि** પામીશ, **ते** તને, **सत्यम्** સત્ય, **प्रतिजाने** પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કારણ કે તું, **मे** મને, **प्रिय** પ્રિય, **असि** છે

**ભાવાર્થ**—હે, અર્જુન ! તું, મારામાં જ મનવાળો, મારો જ ભક્ત, તથા મારૂં જ યજન કરનાર થા, તથા મને જ નમસ્કાર કરતો રહે એથી તું મને જ પામીશ, એ હું તને સત્ય પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કારણ કે તું મને પ્રિય છે ૬૫

અનતરણિકાઃ—પરમેશ્વરના યજનરૂપ કર્મયોગ તથા તેના પરમરહસ્યનો તેમજ ઇશ્વરશરણરૂપ ભક્તિયોગનો ઉપલા શ્લોકમાં ઉપસંહાર કરી, હવે કર્મ, તથા ભક્તિ, એ બન્ને યોગના પરિણામરૂપ સર્વ વેદાંત પ્રતિપાદ્ય પ્રસંગોપાત આગળ કહેલ સમ્યગ્-દર્શનનો ઉપસંહાર કરે છે—

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

पदच्छेदः—सर्वधर्मान्, परित्यज्य, माम्, एकम्, शरणम्, व्रज, अहम्, त्वा, सर्वपापेभ्यः, मोक्षयिष्यामि, मा, अशुचः

समासाः—सर्वे च धर्माश्च इति सर्वधर्माः, तान् सर्वधर्मान् । सर्वाणि च पापानि च इति सर्वपापानि, तेभ्यः सर्वपापेभ्यः ।

અન્વય અને અર્થ—सर्वधर्मान् બધા ધર્મોને, परित्यज्य છોડીને, माम् મને, एकम् એકલાને, शरणम् શરણે, व्रज જા, अहम् હુ, त्वा તારો, सर्वपापेभ्य સર્વ પાપમાથી, मोक्षयिष्यामि મોક્ષ કરીશ अशुच શોક કર નહિ

ભાવાર્થ—બધા ધર્મોનો ત્યાગ કરીને મને એકલાને જ શરણે આવ હુ તને સર્વ પાપોથી મુક્ત કરીશ શોક કર નહિ ૬૬

અવતરણિકાઃ—ઉપર પ્રમાણેના બે શ્લોકથી "ज्ञानयोगेन साङ्ख्यानां कर्मयोगेन योगिनाम्" એ બીજા અધ્યાયમા દર્શાવેલા જ્ઞાન, અને કર્મ એ બને યોગનો ઉપસહાર કરી હવે ભગવદ્ગીતા શાસ્ત્રનો સપ્રદાય વિધિ કહે છે—

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ॥
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥

**पदच्छेदः**—इदम्, ते, न, अतपस्काय, न, अभक्ताय कदाचन, न, च, अशुश्रूषवे, वाच्यम्, न, च, माम्, यः अभ्यसूयति

**समासाः**—न विद्यते तपः यस्मिन् सः अतपस्कः, तस्मै अतपस्काय। न भक्त इति अभक्त, तस्मै अभक्ताय। न विद्यते शुश्रूषा यस्मिन् सः अशुश्रूषुः तस्मै अशुश्रूषवे।

અન્વય અને અર્થ—इदम् આ જ્ઞાન, ते તારે अतपस्काय તપસ્વી ન હોય તેવાને, न નહિ, अभक्ताय ભક્ત ન હોય તેવાને, कदाचन કદિ પણ, न નહિ, अशुश्रूषवे સેવાભાવ ન હોય તેવાને, च તથા, य જે, माम् મારો, अभ्यसूयति દ્વેષ કરે તેવાને, वाच्यम् કહેવું न નહિ

ભાવાર્થ.—આ ગુહ્ય જ્ઞાન, તારે તપસ્વી ન હોય તેવાને ભક્ત ન હોય તેવાને, સેવાભાવ ન હોય તેવાને, તથા જે મારો દ્વેષ કરતો હોય તેવાને, કદી પણ કહેવું નહિ ६७

અવતરણિકા—એ પ્રમાણે શાસ્ત્ર સંપ્રદાય વિધિ કહી હવે તે સંપ્રદાય પ્રવર્તકનું ફલ કહે છે—

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ॥
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

**पदच्छेदः**—यः, इदम्, परमम्, गुह्यम्, मद्भक्तेषु, अभिधास्यति, भक्तिम्, मयि, पराम्, कृत्वा, माम्, एव, एष्यति, असंशयः

व्युत्पत्तिः—गूहितुं उचितं इति गुह्यम् ।

**समासाः**—मम भक्ता इति मद्भक्ताः, तेषु मद्भक्तेषु । न संशय विद्यते यस्य स असंशयः ।

અન્વય અને અર્થ—**इदम्** આ, **परमम्** શ્રેષ્ઠ, **गुह्यम्** ગુહ્ય-જ્ઞાન, **य** જે મનુષ્ય, **मद्भक्तेषु** મારા ભક્તોમા, **अभिधास्यति** કહેશે તે પણ **मयि** મારામા, **पराम्** પરમ **भक्तिम्** ભક્તિ, **कृत्वा** પામીને, **असंशय** સંશયરહિત થઇને, **माम्** મને, **एव** જ, **एष्यति** પામશે

**ભાવાર્થ**—આ શ્રેષ્ઠ, રહસ્યમય જ્ઞાન, જે મનુષ્ય, મારા ભક્તોમા ગાઇને સમજાવશે, તે પણ મારામા પરમ ભક્તિ પામીને, સંશયરહિત થયેલો મને જ પામશે ૬૮

**અવતરણિકા**—"મુક્તિના અનેક સાધનોમા ધ્યાન સૌથી શ્રેષ્ઠ હોવાથી ધ્યાનનિષ્ઠ મુમુક્ષુને તેમા—વિદ્યાપ્રચારમા પ્રવૃત્તિ થવી અસંભવિત છે" એમ કદાચ અર્જુન કહે તો તેના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ એ પ્રમાણેના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરનાર મનુષ્ય મને અત્યંત પ્રિય છે, એમ કહી જ્ઞાનપ્રચારના માહાત્મ્યનું દિગ્દર્શન કરાવે છે.—

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ॥
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

**पदच्छेदः**—न, च, तस्मात्, मनुष्येषु, कश्चित्, मे, प्रियकृत्तमः, भविता, न, च, मे, तस्मात्, अन्यः, प्रियतरः, भुवि

व्युत्पत्तिः—अतिशयेन प्रियं करोतीति प्रियकृत्तमः. अतिशयेन प्रियः इति प्रियतरः.

અન્વય અને અર્થ —मनुष्येषु મનુષ્યોમા, तस्मात् ज्ञાન-સપ્રદાય-પ્રવર્તક મનુષ્યથી, कश्चित् કોઈ પણ, मे મને, प्रियकृत्तमः વધારે પ્રિય કરનાર, न નથી, च તેમજ तस्मात् તેનાથી प्रियतर વિશેષ પ્રિય, अन्य બીજો કોઇ, भुवि પૃથ્વી પર, भविता ભવિષ્યમા પણ થશે, न નહિ

ભાવાર્થ —મનુષ્યોમા, જ્ઞાનસપ્રદાયપ્રવર્તક તે મનુષ્યથી અધિક પ્રિય, મને કોઈ પણ નથી, તેમજ તે મનુષ્યથી વિશેષ પ્રિય બીજો કોઇ પૃથ્વી પર, ભવિષ્યમા પણ થશે નહિ ૬૯

અવતરણિકા —એ પ્રમાણે ભગવદ્ગીતાના જ્ઞાનના પ્રચારક, તથા અધ્યાપકનુ માહાત્મ્ય તથા ફલ કહી, હવે, એ જ્ઞાનનુ અધ્યયન કરનારને શુ ફલ થાય છે તે જણાવે છે—

अध्येष्यते च य इम धर्म्य सवादमावयो. ॥
ज्ञानयज्ञेन तेनाहमिष्ट स्यामिति मे मतिः ॥ ७० ॥

पदच्छेदः—अध्येष्यते, च, यः, इमम्, धर्म्यम्, सवादम्, आवयोः, ज्ञानयज्ञेन, तेन, अहम्, इष्टः, स्याम्, इति, मे, मतिः

व्युत्पत्तिः—धर्मात् अनपेतः धर्म्यः, तं धर्म्यम् सह वादः इति संवादः, तं संवादम्.

**समासः**—ज्ञान एव यज्ञः इति ज्ञानयज्ञः, तेनज्ञानयज्ञेन ।

**અન્વય અને અર્થ**—य જે મનુષ્ય आवयो આપણા બ નેનો, इमम् આ, धर्म्यम् ધાર્મિક, संवादम् સંવાદનું, अध्येष्यते અધ્યયન કરશે, च પાદપૂર્ણાર્થે, तेन તેના વડે, अहम् હું, ज्ञानयज्ञेन વિધિ, જપ, ઉપાંશુ, માનસ ઈત્યાદિ યજ્ઞોમાં વિશિષ્ટ જ્ઞાનયજ્ઞથી, इष्ट પૂજિત, स्याम् થાઉં, इति એમ, मे મારો मति અભિપ્રાય છે

**ભાવાર્થ**—જે મનુષ્ય આપણા બન્નેના આ ધાર્મિક સંવાદનું અધ્યયન કરશે, તેણે સર્વ યજ્ઞોમાં વિશિષ્ટ જ્ઞાન-યજ્ઞ વડે મને પૂજ્યો છે, એમ મારો અભિપ્રાય છે ૭૦.

**અવતરણિકા.**—એ પ્રમાણે ગીતાશાસ્ત્રના વક્તા તથા અધ્યેતાનું ફલ કહી હવે શ્રોતાઓને પ્રાપ્ત થતા ફલ વિષે કહે છે—

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नर ॥
सोऽपि मुक्त. शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥

**पदच्छेदः**—श्रद्धावान्, अनसूयः, च, शृणुयात्, अपि, यः, नरः, सः, अपि, मुक्तः, शुभान्, लोकान्, प्राप्नुयात्, पुण्यकर्मणाम्

**व्युत्पत्तिः**—श्रद्धा अस्य अस्तीति श्रद्धावान् ।

**समासाः**—न विद्यते असूया यस्य सः अनसूयः । पुण्यानि कर्माणि येषां ते पुण्यकर्माणः, तेषां पुण्यकर्मणाम् ।

અન્વય અને અર્થ—श्रद्धावान् શ્રદ્ધાયુક્ત, च અને, अनसूयः દ્વેષરહિત यः જે, नरः પુરુષ, આ આપણા સંવાદને अपि ફક્ત शृणुयात् સાંભળી લે, सः તે, अपि પણ, मुक्तः મુક્ત થઈને, पुण्यकर्मणाम् પુણ્યશાલીઓના, शुभान् શુભ लोकान् લોકોને, प्राप्नुयात् પ્રાપ્ત કરે

ભાવાર્થ—શ્રદ્ધાયુક્ત, અને દ્વેષરહિત થઈને જે પુરુષ, આપણા આ સંવાદને માત્ર સાંભળે, તે પણ પાપોથી મુક્ત થઈને પુણ્યશાલીઓને પ્રાપ્ત થતા, દિવ્ય શુભ લોકોને પ્રાપ્ત કરે। ૭૧

અવતરણિકા—શિષ્યને જ્યાં સુધી સંશયનું નિવારણ અને જ્ઞાનની ઉત્પત્તિ થાય, ત્યાં સુધી અનેક વખત પણ ઉપદેશ આપવો જોઈએ, એ પ્રમાણે ગુરુધર્મની પરંપરા બતાવતા અર્જુનને શાસ્ત્રાર્થ પ્રતિપત્તિ થઈ કે નહિ તે ભગવાન્ શ્રીકૃષ્ણ પૂછે છે.—

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ॥
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

पदच्छेदः—कच्चित्, एतत्, श्रुतम्, पार्थ, त्वया, एकाग्रेण, चेतसा, कच्चित्, अज्ञानसंमोहः, प्रनष्टः, ते धनंजय.

व्युत्पत्तिः—प्रकर्षेण नष्टः इति प्रनष्टः

समासाः—एकं अग्रं लक्ष्यं यस्य तत् एकाग्रं, तेन एकाग्रेण । अज्ञानेन कृतः सम्यक् मोहः इति अज्ञानसंमोहः ।

**અન્વય અને અર્થ.**—पार्थ હે પાર્થ, कच्चित् હું આશા રાખું છું કે, त्वया તે, एकाग्रेण એકાગ્ર, चेतसा ચિત્તથી, एतत् એ જ્ઞાન, श्रुतम् સાભળ્યું, धनंजय હે ધનંજય, कच्चित् હું આશા રાખું છું કે, તે તારો, अज्ञानसंमोह અજ્ઞાન કૃત અનાત્મામા આત્મબુદ્ધિસ્વરૂપ, તથા સ્વધર્મરૂપી યુદ્ધમા, અધર્મ-બુદ્ધિસ્વરૂપ મોહ, प्रनष्टः નાશ પામ્યો કે?

**ભાવાર્થ**—હે પાર્થ! હવે, હું તને પૂછું છું, કે, તે એકાગ્ર ચિત્તપૂર્વક તે જ્ઞાન સાભળ્યું કે? અથવા તારો અજ્ઞાનજન્ય મોહ નાશ પામ્યો કે? ૭૨

અવતરણિકા—એ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણે પૂછવાથી, અર્જુન પોતાની કૃતકૃત્યતા પ્રકટ કરતો, નીચે પ્રમાણે જવાબ આપવા લાગ્યો—

**अर्जुन उवाच ।**

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ॥
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

**पदच्छेदः**—अर्जुनः, उवाच. नष्टः, मोहः, स्मृतिः, लब्धा, त्वत्, प्रसादात्, मया, अच्युत, स्थितः, अस्मि, गतसंदेहः, करिष्ये, वचनम्, तव.

**समासाः**—न च्युतः इति अच्युत, तत्संबुद्धौ अच्युत । गतः संदेहः यस्मात् सः गतसंदेहः । तव प्रसादः इति त्वत्प्रसादः, तस्मात् त्वत्प्रसादात् ।

અન્વય અને અર્થ:—अर्जुन હે અર્જુન, उवाच બોલ્યો अच्युत હે અચ્યુત, त्वत्प्रसादात् આપની કૃપાથી, मोह મારો મોહ, नष्ट નાશ પામ્યો છે, स्मृति સ્મૃતિ, लब्धा પ્રાપ્ત થઈ છે, गतसंदेह સંદેહરહિત, स्थित થયેલો, करिष्ये હું तव આપના, वचनम् વચન પ્રમાણે, करिष्ये કરીશ

ભાવાર્થ —અર્જુન બોલ્યો—" હે અચ્યુત, આપની કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે, મને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે તેમજ હું સંદેહરહિત થયો છું, અને હવેથી આપના વચન પ્રમાણે જ, હું વર્તીશ ७३

અવતરણિકા—એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ તથા અર્જુનનો સંવાદ સમાપ્ત થતા, 'ભગવદ્ગીતા'નો અંતિમ સંબંધ દર્શાવતા સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ કહે છે—

संजय उवाच ।

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ॥
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

पदच्छेदः—संजयः, उवाच. इति, अहम्, वासुदेवस्य, पार्थस्य, च महात्मनः, संवादम्, इमम्, अश्रौषम्, अद्भुतम्, रोमहर्षणम्.

व्युत्पत्तिः—वसुदेवस्य अपत्यं पुमान वासुदेवः, तस्य वासुदेवस्य रोमाणि हर्षयतीति रोमहर्षणः, तं रोमहर्षणम्.

**समासः**—महान् च असौ आत्मा च यस्य सः महात्मा, तस्य महात्मनः ।

**અન્વય અને અર્થ**—सञ्जय સંજય, उवाच બોલ્યો, इति એ પ્રમાણે वासुदेवस्य ભગવાન્ શ્રીવાસુદેવના च તથા महात्मन: મહાત્મા, पार्थस्य અર્જુનના, अद्भुतम् આશ્ચર્યકારક रोमहर्षणम् રૂવાં ઉભાં કરે એવા, इमम् આ, संवादम् સંવાદને अहम् મેં, अश्रौषम् સાંભળ્યો.

**ભાવાર્થ.**—સંજય બોલ્યો—"એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ, તથા મહાત્મા અર્જુનનો આશ્ચર્યકારક અને રૂવાં ઉભાં કરે તેવો આ સંવાદ મેં સાંભળ્યો. ૭૪

**અવતરણિકાઃ**—"આટલે દૂરથી ભગવાન તથા અર્જુનનો સંવાદ તે કેવી રીતે સાંભળ્યો" એમ કદાચ કોઈ સંજયના કહેવામાં શંકા કરે તો તેના નિવારણ માટે સંજય કહે છે—

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ॥
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

**पदच्छेदः**—व्यासप्रसादात्, श्रुतवान्, एतत्, गुह्यम्, अहम्, परम्, योगम्, योगेश्वरात्, कृष्णात्, साक्षात्, कथयतः, स्वयम्

**व्युत्पत्तिः**—श्रुतं अस्य अस्तीति श्रुतवान्

**समासाः**—व्यासस्य प्रसादः इति व्यासप्रसादः, तस्मात् व्यासप्रसादात् । योगानां ईश्वरः इति योगेश्वरः, तस्मात् योगेश्वरात् ।

અન્વય અને અર્થ—व्यासप्रसादात् વ્યાસની કૃપાથી, एतत् એ, गुह्यम् ગુપ્ત રાખવા લાયક,-જ્ઞાન, તથા परम् પરમ-શ્રેષ્ઠ, योगम् યોગને, योगेश्वरात् યોગોના ઇશ્વર, साक्षात् સાક્ષાત્, कृष्णात् ભગવાન્ શ્રીકૃષ્ણના स्वयं પોતાના, कथयत કહેવાથી, अहम् મે, श्रुतवान् સાંભળ્યા.

ભાવાર્થ—શ્રીમદ્ વેદવ્યાસની કૃપાએ મળેલા દિવ્ય-ચક્ષુ, શ્રોત્રાદિ ઇંદ્રિયો વડે, એ ગુપ્ત રાખવા લાયક જ્ઞાન, તથા પરમ શ્રેષ્ઠ યોગ, યોગોના અધીશ્વર સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણના સ્વમુખથી જ કહેવાતા મે સાંભળ્યા. ૭૫

અવતરણિકા—ભગવાન્ કેશવ, તથા અર્જુનના સંવાદ-જન્ય તથા વિશ્વરૂપ દર્શનજન્ય સ્વાનુભવિત પરમ આહ્લાદનુ વિવરણ, સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ બે શ્લોકથી કહે છે—

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ॥
केशवार्जुनयो पुण्य हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

पदच्छेदः—राजन्, संस्मृत्य, संस्मृत्य, संवादम्, इमम्, अद्भुतम्, केशवार्जुनयोः, पुण्यम्, हृष्यामि, च, मुहुर्मुहुः

व्युत्पत्तिः—सम्यक् स्मृत्य इति संस्मृत्य ।

समासाः—केशवश्च अर्जुन श्च इति केशवार्जुनौ तयोः केशवार्जुनयो ।

અન્વય અને અર્થ—राजन् હે રાજન્ ધૃતરાષ્ટ્ર, केशवार्जुनयो ભગવાન્ શ્રીકૃષ્ણ તથા અર્જુનના, इमम् આ, पुण्यम् પુણ્યપ્રદ, अद्भुतम् અદ્ભુત, संवादम् સંવાદને, संस्मृत्य સ્મરણ

કરી, सस्मृत्य સ્મરણ કરીને, मुहुर्मुहु વારવાર, हृष्यामि હુ હર્ષ પામુ છુ

ભાવાર્થ—હે રાજન્ ધૃતરાષ્ટ્ર! ભગવાન્ શ્રીકૃષ્ણ તથ અર્જુનના આ અદ્ભુત પુણ્યપ્રદ સવાદનુ સ્મરણ કરી કરીને હુ વારવાર હર્ષ પામુ છુ ૭૬

तच्च सस्मृत्य सस्मृत्य रूपमत्यद्भुत हरेः ॥
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः॥७७॥

पदच्छेदः—तत्, च, सस्मृत्य, संस्मृत्य. रूपम्, अत्यु-द्भुतम्, हरेः, विस्मयः, मे, महान्, राजन्, हृष्यामि, च, पुनः पुनः.

व्युत्पत्तिः—अतिशयेन अद्भुतम् इति अत्यद्भुतम्

અન્વય અને અર્થ—च અને, हरेः ભગવાન્ વિષ્ણુના, तत् તે, अत्यद्भुतम् અતિ આશ્ચર્યકારક, रूपम् રૂપને, सस्मृत्य યાદ કરી, सस्मृत्य યાદ કરીને, राजन् હે રાજન, मे મને, महान् ભારે, विस्मय અચબો થાય છે, च અને, पुन पुनः રહી રહીને, हृष्यामि હુ આનદ પામુ છુ

ભાવાર્થ—અને ભગવાન્ વિષ્ણુના તે અતિ આશ્ચર્ય-કારક રૂપને યાદ કરી કરીને, હે રાજન્! મને ભારે અચબો થાય છે, તથા હુ રહી રહીને આનદ પામુ છુ ૭૭

અવતરણિકા—"એથી અનત ઐશ્વર્યશાલી ભગવાન્ શ્રીકૃષ્ણ, તથા તેમનો અનુગ્રહીત અર્જુન, યુધિષ્ઠિરના પક્ષમા હોવાથી, તારે જયની આશા કરવી નહિ" એ પ્રકારની આતરિક ચેતવણી આપતા સજય ધૃતરાષ્ટ્ર પ્રતિ કહે છે—

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ॥
तत्र श्रीर्विजयो भूति र्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

**पदच्छेदः**—यत्र, योगेश्वरः, कृष्णः, यत्र, पार्थः, धनुर्धरः, तत्र, श्रीः, विजयः, भूतिः ध्रुवा नीतिः, मतिः, मम

**व्युत्पत्तिः**—धनुः धरतीति धनुर्धरः

**समासाः**—योगाना ईश्वर इति योगेश्वरः। विशिष्ट श्चासौ जयश्च इति विजयः।

**અન્વય અને અર્થ**—यत्र જ્યા, योगेश्वर' યોગેશ્વર, कृष्णः શ્રીકૃષ્ણ, यत्र જ્યા धनुर्धर ગાડીવ ધનુષ્યને ધારણ કરનાર અર્જુન હોય, तत्र ત્યા, श्री સપત્તિ, विजयः વિજય, भूतिः ઐશ્વર્ય ध्रुवा અટલ, नीति. નીતિ છે, मम એમ મારો, मतिः નિશ્ચય છે

**ભાવાર્થ**—જ્યા યોગેશ્વર-સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્, તથા ગાડીવધન્વા, પૃથાપુત્ર અર્જુન છે, ત્યા જ સપત્તિ, વિજય, ઐશ્વર્ય, તથા અટલ નીતિના નિયમોનુ પાલન છે, એમ મારો નિશ્ચય છે ૭૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तिकप्रणीत सान्वयबोधिनी टीकोपेतो मोक्षसंन्यास-योगो नामाष्टादशोऽध्यायः।

समाप्त.

# श्रीमद्भगवद्गीतापद्यानामकारादिकोशः ।


॥ समाप्तोऽयं ग्रंथः ॥